સાહેબ—તે કવિત બોલો જોઇએ.

લાલો—મનહર છંદ. અનુમાનાલંકાર.

રાજનો મેળાપ આજ ઘણે ઘણે રોજ થયો,
સરસ પરવ વળી ને દીવાળી સારખું;
જાણ્યું જે જરૂર ભલું ભાવતું ભોજન થશે,
ઉત્તમ પરવ આજ થાય ન અંગારખું;
પરવનો ગરવ તો સરવ વીસરી ગયો,
ખરે ખરૂં કહું કેણે કહું ન ક્ષમારખું;
પરવમાં પાણી ધાણી ચણાનો ધરવ કર્યો,
સરવ મળીને કરો પરવનું પારખું. ૨૫

સાહેબ—તમે અમદાવાદમાં જોવા લાયક જગાઓ જોઇ છે?

લાલો—હું પહેલવેલો એક સમે અમદાવાદમાં એટલાજ વાસ્તે ગયો હતો, કે ત્યાંની જોવા લાયક જગાઓ જોવી. તે વખતે ત્યાં મારે કોઇનું ઓળખાણ નહોતું તેથી એક ધર્મશાળામાં ઉતારો કર્યો હતો. ત્યાં ઢુંઢીઆ ધર્મના બે સાધુ મારી નજરે પડ્યા. તેઓને મેં પુછ્યું કે અમદાવાદમાં કઈ કઇ જગાઓ જોવા લાયક હશે? તે જગાનાં નામ મને લખાવો, કેમકે અમારે જોવાની ઇચ્છા છે.

સાધુએ કહ્યું કે અમે નામ બતાવીએ તેથી તમે તે જોવા જાઓ ત્યારે રસ્તામાં તમારા પગતળે કીડી મંકોડી મરે તેનું પાપ અમને લાગે, માટે એ તો શું પણ તમે વગડામાં પાણીના તરસ્યા ખૂબ થયા હો અને અમે તમને સામા મળીએ, અને તમે અમને પૂછો કે ક્યાંઇ પાણી પીવાનું છે? તે અમે જાણતા હોઇએ કે રસ્તાની ફલાણી બાજુ ઉપર કુવો કે વાવ છે, તોપણ અમારાથી તમને કહેવાય નહિ, એવો અમારો ધર્મ કઠણ છે. તમે અમારા બતાવ્યાથી જતાં રસ્તામાં પગતળે ઝીણા જીવજંત મારો, તથા કાચું પાણી પીઓ તેનું પાપ અમને લાગે. અમારા ધર્મનું એક કવિત અમે તમને શીખવીએ તે શીખો તો તે તમારા અર્થનું છે.

અમે કહ્યું કે તે કવિત બોલો જોઇએ. પછી તે કવિત બોલ્યા, તે તેમના કહ્યા પ્રમાણે ખરેખરૂં અમારા અર્થનું હતું, માટે અમે પેનસીલથી લખી લીધું.

સાહેબ—તે કવિત બોલો.

લાલો—પર્યાયોક્તાલંકાર—મનહર છંદ.

અંજનશલાકા[1], સ્વામિનારાયણની હવેલી,
કાંકરીયું સરોવર જોવું નહિ કોઈએ;
શાહઆલમ, કે શાહીબાગ ન સિધાવીએ તો,
મકરબો[2] કે જુમામસીદ શીદ જોઈએ;
સતરના સાંચા, કન્યાશાળા, કે પુસ્તકશાળા,
વાવ દાદાહરિની, જોતાં વખત ખોઇએ;
આવી અમદાવાદમાં એવું નહિ જોવું કશું,
સાધુ પાસે ધરમ સુણીને પાપ ધોઇએ. ૨૬

વળી તેણે એક દોહરો કહ્યો.

દોહરો.

સાત ગાઉ પર સરસ છે, જોવા લાયક જેહ;
વાવ અડાળજ આગળે, જશો ન જોવા તેહ. ૨૭

સાહેબ—પછી તમે શું કર્યું?

લાલો—અમે સમજ્યા કે અમદાવાદમાં આટલી જગાઓ મુખ્ય જોવા લાયક છે, એવું આ કવિતમાં સાધુએ આપણને સમજાવ્યું. પછી અડાળજની વવા સુધાં એ બધી જગાઓ અમે જઇને જોઈ આવ્યા. જો એવા હુશીઆર સાધુ મળ્યા ન હોત, તો એમાંની એકાદ જગા જોયા વિના રહી જાત.

સાહેબ—વારૂ, આગગાડીનું એક કવિત કહો જોઇએ.

લાલો—સંદેહાલંકાર—મનહર છંદ.

આ તે આગગાડી છે કે ગણીએ ગરૂડગાડી,
નીરખી નિરંજને, છે જનમન રંજની;
ઊંટને ઉપાડી જાય, અશ્વથી અગાડી જાય,
બેલ બાજ લાજ, ગજરાજ ગર્વ ગંજની;
ઝડપથી જાય, આખી ફોજને ઉચકી જાય,
પામી મેં તું માન તે, વિમાન માનભંજની;
કહે દલપત, મહીસાગરને કુદી જાય,
ઊજન કહું, કે હનુમાનની મા અંજની. ૨૮

ઠાકોર—ગુજરાતમાં જુદા જુદા ધર્મ ઘણા છે, તેમાંના તમે કિયા ધર્મને માનો છો?

લાલો—સઘળા ધર્મોનું બીજ એકજ સદાચરણ છે, અને ઉપરના વેષ જુદા જુદા છે.

---

૧. હઠીભાઇનાં દેરાં.
૨. સરખેજ પાસે મહમદબેગડાનો રોજો.

### મનહર છંદ.

કોઈ મુંડ મુંડાવે, ને કોઇ દાઢી નાંખે,
કોઇ રાખે ચોટલી, ને કોઇ રાખે ચોટલો;
સરવ ધરમનો મરમ સદાચરણ છે,
દુરાચરણ તે પ્રૌઢ પાપતણો પોટલો;
આંબાના અનેક ઘાટ ઉપરથી ઓપે પણ,
જ્ઞાની જન જાણે જે આંબાનું બીજ ગોટલો;
ધર્મગુરૂ ધમકારા કરી દલપત કહે,
તાણે જુદા મત જેને જેમાં જડે રોટલો. ૨૯

**સાહેબ**—મુંબાઇના શ્રીમંતોમાં ગુજરાતી કવિતાના નિયમો, તથા રસ અલંકાર વગેરેમાં સારી પેઠે સમજી શકે એવો કોણ છે?

**લાલો**—દેશી કવિતાની બરાબર પરીક્ષા કરીને ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ કવિતા જુદી કરી આપે એવો શ્રીમંતોમાં તો એક મારા જોવામાં આવ્યો છે, કેમકે તે પિંગળ વગેરેના નિયમો જાણે છે.

### મનહર છંદ.

ઇંદ્રના અનંત ગુણ એ તો જાણે ઐરાવત,
વિષ્ણુના વિશેષ ગુણ ગરૂડ વખાણે છે;
નંદીપતિનો મહિમા નકી જાણે નંદીરાજ,
સૂરજના ગુણ સમમુખો ઉર આણે છે;
સેનાનીના[1] સર્વ ગુણ માહીત મયૂરરાજ,
વાઘવાહિનીને વાઘ પૂરણ પીછાણે છે;
વાણી દેવીનો વિવેક વદે દલપતરામ,
યથારથ જેમ છે તે હંસરાજ[2] જાણે છે. ૩૦

પછી તે બારોટે જવાની રજા માગી. ત્યારે સાહેબે તેને એક નોટ આપી.

**શાસ્ત્રી**—બારોટ, તમે એનાં નાણાં લઈને શું કરશો?

**લાલો**—લખેશ્રી સાહુકાર હશે તેને ઘેર વ્યાજે મૂકીશ.

**શાસ્ત્રી**—તે કેટલું વ્યાજ આપશે?

**લાલો**—ઓછામાં ઓછું ચાર આના લેખે તો આપશેજ.

**શાસ્ત્રી**—ત્યારે તે કરતાં મારા જેવા કોઈ બ્રાહ્મણને આપીદો તો પેલે ભવ તમને સો ગણા રૂપૈયા મળે.

**પરભો**—અરે આજ તો પર્વણી છે માટે આજ આપે તેને તો પેલે ભવ હજાર ગણા મળે.

**લાલો**—તમારી પાસે હું કાંઇ પુંજી દેખતો નથી, માટે તમારે નાણાં જોઇતાં હોય તો બેંકમાં લેવા જાઓ. એક જણનું ખાતું પડાવજો, અને એક જણ જામીન થજો, એટલે તમને નહીં પૂછે કે તમારી પાસે પુંજી છે કે નથી. પણ હું તો તમને નહિ ધીરૂં.

**સાહેબ**—એમ કેમ? તમને શાસ્ત્રીનો ભરૂસો પડતો નથી?

**લાલો**—ઉપમાલંકાર—મનહર છંદ.

પાસે પુંજી પેખ્યા પાખી આપવું ઉધારે ધન,
એ તો બેંકવાળાઓનો કાયદો ઇલ્લાયદો;
આપીએ આ ભવમાં તે પામીએ જો પેલે ભવ
કેવો ઘણી અકલથી ઘડી કાઢયો કાયદો;
એક કહે સો ગણા બીજો કહે હજાર ગણા
ફાવે તેમ બોલે ને બતાવે બડો ફાયદો;
કહો શાણા સરદાર કેમ વિશ્વાસ આવે,
એ તો જેવો જુગટાનો જુલાઇનો [1]વાયદો. ૩૧

પછી બારોટ સલામ કરીને ગયા.

---

## અંક ૩ જો.

ત્યાં એક ગઢવી વેગળેથી બૂમ પાડીને એક સોરઠો વારે વારે બોલતો અને પોતાના મોટા પેટા ઉપર હાથ ફેરવતો આવે છે.

### સોરઠો.

કરેલ કીર્તિ મેર, દુનિયામાં તે દેખવા;
ફાર્બસ રૂપે ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં. ૩૨

**સાહેબ**—આ કોણ છે?

**કવિ**—એના વૃદ્ધોને દેવરાસણ નામનું ગામ કવિતાના ઇનામમાં મળેલું છે. ત્યાં તે રહે છે, અને તેનું નામ રણછોડદાસ છે. તેણે શિવશામંડપના વર્ણનનો રેણકી છંદ ઘણો સરસ કરેલો છે. તે

---

૧ સેનાની—કાર્તિક સ્વામી. ૨. હંસરાજ કરમશી.

૧. સને ૧૮૬૫ ના શેર સટ્ટાનો.

ગુજરાતમાં કવિતાના શોખી ગૃહસ્થોને મોઢેથી મેં ઘણે ઠેકાણે સાંભળ્યો છે.

પછી ગઢવીએ આવીને સાહેબને સલામ કરી, ત્યારે સાહેબે પણ સલામ કરીને ખુરશી સામી આંગળી કરી, એટલે તે ઉપર ગઢવી બેઠા.

**સાહેબ**—ગઢવી, તમે સંસ્કૃતમાં સરસ કવિતા રચી શકો કે નહિ ?

**રણછોડ**—સર્વ પ્રાણીને અને પદાર્થોને, પ્રભુએ મુખ્ય એક એક ગુણ વહેંચી આપેલો છે, તેથી એક આંબાના ઝાડે ફરિયાદ કરી હતી તે સાંભળો.

**અપ્રસ્તુત પ્રશંસાલંકાર—મનહર છંદ.**

આંબો કહે મને ફૂલ ફૂલાવો ગુલાબ જેવાં,
તો પ્રભુજી સૌથી શોભા પામું હું સંસારમાં;
ખાલી એટલીજ ખામી કીધી છે નકામી સ્વામી,
તેથી હું હારૂં છું હોડ કરી તેની હારમાં;
અરે આંબા મેં તો સૃષ્ટિ સર્વને ખુશી રહેવા,
નિરમ્યો એકાદ મુખ્ય ગુણ નર નારમાં;
દુનિયામાં કોઇ ઠામ, દાખે દલપતરામ,
ઠરાવ્યા નથી બધાય ગુણ એક ઠારમાં. ૩૩

માટે ગુજરાતી ભાષાની પદ્ય કવિતા રચવાનો મુખ્ય ગુણ ઈશ્વરે મને આપેલો છે, તે ગુણ મારામાં સારી પેઠે હોય, એટલે મારે સંતોષ પામવું. કેમકે સારામાં સારપ, અને ભુંડામાં ભુંડાઇ ખરેખરી હોય, તોજ તે ગુણ ઉત્કૃષ્ટ કહેવાય. તેમજ મારામાં ખરેખરો એક ગુણ જોઇએ.

**સાહેબ**—ભુંડામાં ભુંડાઈ પણ સંપૂર્ણ જોઈએ કે ?

**રણછોડ**—એમ ન હોય તો તે ખરેખરો ભુંડો કહેવાય નહિ.

**તુલ્ય યોગ્યતાલંકાર—મનહર છંદ.**

જગતમાં જગદીશે જેને આપ્યો જેવો ગુણ,
તેવો ગુણ પૂરો હોય તોજ તેનું નૂર છે;
કાઠમાં કઠણતા, કપાસમાં કુમાશ, અને
સજ્જનમાં ક્ષમા ઓછી, દૂષણ અંકૂર છે;
લુચા લોક લુચાઇમાં કશી સંકોચાઇ કરે,
કહે દલપત એમાં એટલી કસર છે;
વિષમાં વિષમપણું જેટલું ઓછું જણાય,
એટલી કિમત ઓછી જાણવી જરૂર છે. ૩૪

**સાહેબ**—તમે હાલ તમારે ગામથી આવ્યા કે બીજે ક્યાંઈથી ?

**રણછોડ**—એક રાજા ઉદાર છે એવું સાંભળીને હું ત્યાં ગયો હતો, પણ ત્યાં જઈને જોયું તો, તેનું નામ ઉદારજી હતું ખરૂં.

**ઇંદ્રવિજય છંદ.**

બેલનિ, ખાંડનિ, ગાડિ ગણાય, કહોપણતેપર ભાર ભરેશું,
ચિત્રવિશેચતુરાઇથિચિત્રિત, કામનિ તે ઘર કામ કરેશું;
કાષ્ટતણી તરવાર કરી પણ, તેથકિ શત્રુનું સેન મરેશું,
સુણ ગુણો દલપત કહે, નર નામ ઉદારથિ કામ સરેશું. ૩૫

**સાહેબ**—ત્યારે તો તમારી ધારણા પૂરી થઈ નહિ હોય, અને વખત નકામો ગયો હશે.

**રણછોડ**— **મનહર છંદ.**

કામની સિદ્ધી થવાને જક્ષણીનો જાપ કરી,
કાઢી ઘડી, તે કહો ન કામની કે કામની;
દામની લાલચે કરે દોસતી લુહારની, તે
આશા રાખે ઉના ઉના ડામની કે દામની;
નામની તારીફ કરી રચકારને રીઝાવી,
લુલો ઘોડી લેશે તે ઇનામની કે નામની;
જામની પદવી લેવા જાય જે હજામ પાસ,
કહે દલપત્ત લે હજામની કે જામની. ૩૬

**સાહેબ**—પછી તેણે તમને કાંઇ આપ્યું કે નહિ ?

**રણછોડ**— **મનહર છંદ.**

અતિ અપમાન કરી દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી ન દીધું તેજ સારૂં છે;
આળસ ન કીધી પણ કપટનું કીધું કામ,
એવું કામ કીધાથી ન કીધું તેજ સારૂં છે;
પાણીની તરશ લાગે વિખતણું પીધું પાન,
એવું પાન પીધાથી ન પીધું તેજ સારૂં છે;
કહે દલપત્ત ઠગવા પ્રભુનું લીધું નામ,
એવું નામ લીધાથી ન લીધું તેજ સારૂં છે. ૩૭

**સાહેબ**—ત્યારે તેણે તમારી કવિતા સાંભળીને, તે સારી છે કે નરસી છે એવું કાંઈ કહ્યું કે નહિ ?

**રણછોડ**—એક સરણાઈવાળો સાત વર્ષ સુધી અભ્યાસ કરીને, રાગ રાગણી આલાપવા શીખીને, એક શેઠને રીઝવવા ગયો હતો તેવું થયું.

**સાહેબ**—તે કેવી રીતે ?

રણછોડ— મનહર છંદ.

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકનેજ જાચું એવી ટેક છેક રાખી,
એક શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક નલાયક તું ફોકટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે. ૩૮

વળી એક મેના અને પોપટના સોદાગરને પણ એમજ થયું હતું.

સાહેબ—તે શી રીતે?

રણછોડ— મનહર છંદ.

સોદાગર એક શુક સારિકાને સારી રીતે,
શીખવી કવિત નીત સારા સારા સ્વરમાં;
કોઈ બારે ભૂપતિને ભેટ કરવાને ચાલ્યો,
ગામડામાં વાસો વસ્યો ગોવાળના ઘરમાં;
તારીફ સુણીને જોવા ત્યાં લોકો તમામ મળ્યા,
નોખી રીતભાત કશી ન આવી નજરમાં;
કહે દલપત્તરામ ગામનો ગમાર બોલ્યો,
તેવા ઘણા તેતર તો છે મારા છેતરમાં. ૩૯

વળી તે રાજાના રાજ્યમાં એક એવો માણસ છે, કે સઉને હલકા બોલથી સંતાપીને, પોતે જાણે છે કે મનેજ બોલતાં આવડે છે.

સાહેબ—ત્યારે તમે તેને કાંઈ સમજાવ્યો કે નહિ?

રણછોડ—એક મુસાફર વનમાં જતો હતો, ત્યાં રસ્તામાં તેને એક રાજા સામો મળ્યો, તે રાજાને તેણે બોલાવ્યો; ત્યારે રાજાના મુખમાંથી એવા અદબ ભરેલા શબ્દો નીકળ્યા કે જેથી તેને સાંભળીને અત્યંત આનંદ થયો. પછી આગળ જતાં એક ભીલ સામો મળ્યો. ત્યારે જાણ્યું કે, આવા વનમાં કોઈ સાથે બોલવા ચાલવાનું નથી, માટે આ ભીલ સાથે ટાઢી મીઠી વાત કરૂં અથવા તેને બોલાવું તો ઠીક. પછી તે ભીલને બોલાવવાથી ઉલટું પસ્તાવું પડ્યું.

સાહેબ—તે શી રીતે?

રણછોડ—અપ્રસ્તુત પ્રશંસાલંકાર.—મનહર છંદ.

જંગલમાં જતાં એક દૂરથકી રાજા દીઠો,
બોલાવતાં તેના બોલ કાજુ લાગ્યા કાનને;
પછી એક ભીલ પેખી પ્રીતે તેની પાસ જઈ,
બોલાવ્યો ત્યારે તે બોલ્યો જાણે ભૂલી ભાનને;
તું કોણ છે કેનો છૈયો પિતા તારો મુઆ પછી,
માએ નાતરૂં કર્યું કે સાચે સાચું માનને;
દાખે દલપત્તરામ સાંભળી સંતાપ થયો,
દિલમાં લજાવું પડ્યું બોલાવી નાદાનને. ૪૦

માટે એવા લોકોની સાથે બોલવું નહિ તેજ ઠીક છે.

સાહેબ—ત્યારે શું કરવું?

રણછોડ— મનહર છંદ.

દેખવા પરાયા દોષ ચક્ષુ જો ચંચળ થાય,
અંચળ તો આપણીજ આંખ આડું ધરીએ;
મિથ્યા મુખ સ્વાદ માટે કરે જો વિવાદ કોઈ,
રાખીએ વદન બંધ વેણ ન ઉચરીએ;
સમજી વિચારી કદી સંડાસ ઉઘાડીએ ન,
જો ઉઘાડીએ તો નાક બંધ કરી ફરીએ;
કહે દલપત્તરામ જો કદાપિ કોઈ ઠામ,
ખળ મુખ ખોલે ત્યારે કાન બંધ કરીએ. ૪૧

વળી એક ગામના ભસકણા શ્વાનને એક કવિએ શિખામણ દીધી હતી.

સાહેબ—શી શિખામણ દીધી હતી?

રણછોડ—અપ્રસ્તુત પ્રશંસાલંકાર—મનહરછંદ.

માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબળા નરમ છે;
હું તો ભસું સર્વને મને ભસી ન શકે કોઈ,
કેવું મોટું મારૂં ચોખું ચઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ કહે દલપત્તરામ,
ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો ભાઈ તે તો તારોજ ધરમ ધાર,
સજ્જનને ભસવાની અતિશે શરમ છે. ૪૨

સાહેબ—ત્યારે તેના રાજ્યમાં રૈયતને ઇનસાફ કેવો મળતો હશે?

રણછોડ—ત્યાં જડજ, કલેકટર, મુનસફ, વગેરે ઠરાવેલા છે ખરા, પણ તે જડજની કોરટમાં અમે જોવા ગયા હતા, તો તરેહવાર રીતે કામ ચાલતું દીઠું.

**સાહેબ**—કેમ વારૂ ? વાદી પ્રતિવાદીની જુબાનીઓ શી રીતે લેવાતી હતી અને કેવા ધોરણથી ઇનસાફ થતો હતો ?

**રણછોડ**— નિરૂકિત અલંકાર-મનહર છંદ.

અરજી લખાવી લાવી આપે જ્યાં અરજદાર,
આગળથી એને કહે જુઠી એ અરજ છે;
પામે લાંચ પછી પ્રતિવાદીપર પત્ર લખે,
પાસે આવે ત્યારે પૂછે કેટલું કરજ છે;
એની જો અધિક લાંચ આવે તો ઉડાવે કામ,
ગમે તેમ થાય પછી તેને શી ગરજ છે;
કાયદો તો કદી નહિ દીઠો દલપત્ત અને,
જડજ ગણાય છે તે જરૂર જડજ[1] છે. ૪૩

**સાહેબ**—વારૂ, સારામાં સારો રસ શેમાં હશે?

**રણછોડ**-પર્યસ્તા પન્હુતિઅલંકાર-મનહર છંદ.

ઉત્તમ આ લોકોમા કહે છે કેક આમરસ[2],
કામરસ ઉત્તમ કહ્યો છે શાસ્ત્ર કોકમાં;
રામકથામાં કહ્યો છે ઉત્તમ રામરસ,
દામરસ કેક તો રૂડો ગણે છે રોકમાં;
તુચ્છ જાણી બીજા બહુ તજીને તમામ રસ,
હરામી હરામ રસ ચાખી ફુલે ફોકમાં;
જેણે જેમાં સ્વાદ દીઠો દાખે દલપત્તરામ,
કવિ રૂડો કાવ્યરસ લખે છે આ લોકમાં. ૪૪

જે વસ્તુ પારકા ઉપયોગમાં આવે, તે વસ્તુનેજ ધન્ય છે. પશુનાં ચામડાં, પક્ષીનાં પીછાં કામમાં આવે છે, પણ માણસની તો મહોબત, અને કવિનાં વચન બીજા લોકોના ઉપયોગમાં આવે છે.

દૃષ્ટાંતાલંકાર—મનહર છંદ.

પશુઓના પંડતણાં ચામડાંને ચાહે લોક,
પક્ષીઓની પાંખ કામ આવે કેક ઠામમાં;
ઝાડતણાં ફુલ ફળ પાન રસ કાઠ ઠાઠ,
એ તો ઉપયોગનાં ગણાય ગામે ગામમાં;
કાંચળી સરપના ને કીડીઓની લાળ હીર,
માછલીનાં મોતી ગોતી ધરે લોક ધામમાં;
કહે દલપત્તરામ માનવીની મહોબત,
કવિયોનાં કથન આવે છે અતિ કામમાં. ૪૫

**સાહેબ**—વારૂ, કવિના મુખમાં અમૃત હોય એવું કહેવાય છે તે ખરી વાત હશે !

**રણછોડ**—હા સાહેબ, ખરી વાત છે.

**સાહેબ**—અમૃત શબ્દનો તો એ અર્થ છે કે તે મોતથી બચાવે.

**રણછોડ**—તે અમૃત કરતાં પણ કવિના મુખના અમૃતમાં વધારે ચમત્કાર હોય; કેમકે પેલું અમૃત તો જીવવાળા પ્રાણીનેજ મોતથી બચાવે, અને કવિ તો ચાહે તો જડ પદાર્થને પણ મોતથી બચાવીને ઝાઝાં વર્ષ સુધી જીવાડી શકે.

**સાહેબ**—એ વાત આ બધી સભા કબૂલ કરે, તેવી ખાતરી શી રીતે કરી આપશો?

એવામાં સભાસદોને વહેંચવા સારૂ પાન સોપારી વગેરે લાવેલા તેમાં ઇલાઇચીનું પડીકું છોડીને ઇલાઇચી રૂપાની રકાબીમાં મૂકી હતી, અને તે પડીકાના કાગળો વતે, જનાવરની હગાર જાજમ ઉપરથી લુઈને તે કાગળો બહાર ફેંકી દીધેલા હતા, તે રણછોડદાસની નજરે પડ્યા. એટલે એક છોકરાને કહ્યું કે પેલા કાગળના ડુચા લાવ. પછી તેણે તે ડુચા લાવીને આપ્યા, એટલે રણછોડદાસે તે ઉકેલીને પહોળા કર્યા.

**સાહેબ**—નહિ નહિ, એવા ન્યુસપેપરના ખરાબ કાગળ શાવાસ્તે લ્યો છો ? તમારે કાગળ જોઇતા હોય તો હું બીજા સારા આપું.

**રણછોડ**—નહિ સાહેબ, આનોજ મારે ખપ છે.

પછી તે ડુચામાંથી બે કાગળો નીકળ્યા તેમાં એક ન્યુસપેપરનો હતો અને બીજો લખેલો રદી હતો તે લઈને.

**રણછોડ**—જુઓ સાહેબ, આમાં લખેલી વાત હવે કેટલા દહાડા જીવશે ?

**સાહેબ**—એ ન્યુસમાં છાપેલી વાત જેણે વાંચી હશે તે ઘણાએકને એકાદ વર્ષ સુધી સાંભરશે, પછી વીસારી દેશે. કેમકે એવાં તો ઘણાં છપાય છે, તેમાંથી બધાય કેટલાંક સંભારી રખાય ? અને આ ચીઠીમાં લખેલી વાત તો ફક્ત બે કે ત્રણ જણે જાણી હશે માટે આજથીજ એ ડુચો ઉકરડામાં જશે એટલે તેનું મોત આવી ચુક્યું.

---

૧. મૂર્ખ. ૨. કેરીનો.

**રણછોડ**—વારૂ, આ ચીઠી વાંચો તો ખરા! જોઈએ તેમાં શું લખેલું છે?

પછી તે ચીઠી વાંચી તો સુરતના આતમારામ ભુખણની ત્યાં દુકાન હતી. ત્યાંના મુનીમે એક મુનસીને આબુ પહાડ ઉપર હવા ખાવાની જગા કેવી છે, તે જોવા સારૂ મોકલેલો હતો, કેમકે અહીં તાપ બહુ પડતો હતો, માટે ક્યાંઈ ઠંડી હવા હોય ત્યાં જવાની મરજી હતી. તે મુનસીએ આબુઉપર જઈઆવીને એ ચીઠી લખેલી હતી.

મુનીમનું નામ લખીને પછી લખ્યું હતું, કે જ્યાં ઉન્હાળામાં ભલા ભલા રાજાઓ આવીને વસે છે, એવી સુંદર રસાળ પૃથ્વી મેં આબુ ઉપર દીઠી. વાહ વાહ શી રસાળ પૃથ્વી છે! જ્યાં સારી હવાજ હવા મળી. જ્યાં પીક (કોયલ) ઇચ્છિત વાસો વસે છે, અને કપિ (વાનર) પણ ત્યાં ચાહીને વસવા જશે. અને કૈક વાદ કરે છે, પણ જે પહાડમાં હરેક તાજી હવાઓ છે તેનો ગણતાં તાગજ નથી આવતો. એ યાર, તું કહીશ કે આ તાશીર વાજબી છે, માટે હે યાર, ત્યાં જવાને શિતાબી કર.

પછી રણછોડદાસે તે મતલબનો એક દોહરો અને સવૈયો બનાવીને શીલેટ ઉપર લખ્યો.

### દોહરો.

ઉન્હાળે આવી વસે, ભલા ભલા ભૂપાળ;
અવલોકી મેં આબુપર, રમણિક મહી[1] રસાળ. ૪૬

### સવૈયા-બત્રીસો.

ગતાગત ભેદ. એટલે અવળો તથા સવળો વંચાય તે.

વાહરે વાહ રસાળિ મહીજ, જહીં મળિ સાર હવારે હવા
વાસ વસે જહિં ચાહિત પીક, કપિ તહિં ચાહી જશે વસવા;
વાદ કરે હજિ તાગ નહીંજ, જહીં નગ તાજિ હરેક હવા,
વાજબિ તાશિર યાર કહીશ,સહી કર યાર શિતાબિ જવા. ૪૭

એ સવૈયો ઉલટો સુલટો વાંચી સંભળાવ્યો તે સાંભળીને બધા સભાસદો અચરજ પામીને, એક બીજા પાસેથી શીલેટ ખેંચી લઈને વાંચવા લાગ્યા. અને કારકુનોને ઉપરા ઉપરી કહેવા લાગ્યા કે, એ સવૈયો મને લખી આપો. કોઈ તો ઉમેદવાર છોકરાઓને કહે કે તું મને ઝટ લખી આપ, તો તેના લખામણીના એ આના કે પાવલું હું આપીશ. એ રીતે બધા સભાસદોએ તે સવૈઓ લખાવી લીધો.

**રણછોડ**—(સભાસદોને) હવે એ સવૈયો ક્યાં સુધી જીવશે?

**સભાસદો**—અમે ધારીએ છીએ કે આખા ગુજરાત દેશના લોકોની ગુજરાતી ભાષા જ્યાં સુધી જીવશે, ત્યાં સુધી આ જીવશે.

**સાહેબ**—જેણે એ ચીઠી લખેલી, તથા જેના ઉપર લખેલી, તેઓનાં નામ કવિતામાં કેમ લાવ્યા નહિ?

**રણછોડ**—તેઓનાં નામ જીવતાં રાખવાની મારે શી ગરજ છે! પ્રેમાનંદ ભટે કવિતામાં ફક્ત એટલુંજ લખ્યું છે કે,

"વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચાતુર્વિંશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ."

પણ તે સમે ત્યાંનો રાજા કોણ હતો, તેનું નામ તેણે લખ્યું નહિ, તેથી જણાય છે કે, તે રાજાએ તે કવિના ગુણ જાણ્યા નહિ હોય, તેથી તે રાજાનું નામ કવિએ અમર રાખ્યું નહિ. નહિ તો જેમ હાલ આખી ગુજરાતની બાઇડીયો અને છોકરાં સુધાં પ્રેમાનંદ ભટનું નામ જાણે છે, તેમ તે રાજાનું નામ પણ સઉ સંભારત. પ્રેમાનંદની વખતમાં તો કદાપિ ત્યાંનો રાજા જાણતો હશે કે, પ્રેમાનંદ કરતાં મારી કીર્તિ ઘણી છે, અને મને ઘણા લોકો ઓળખે છે, પણ આજ તો તેને કોઈ જાણતું નથી.

**સાહેબ**—સાબાસ સાબાસ, રણછોડદાસ ગઢવી તમે તો હદ વાળી. પછી રણછોડદાસે સાહેબને સલામ કરીને ભાષણ બંધ કર્યું.

એ સભામાં મુડેટીના ઠાકોર સૂરજમલજી બેઠા હતા. તેઓ રણછોડદાસની કવિતાથી એટલા તો રંજન થઇ ગયા, કે તેમણે બીજે દહાડે રણછોડદાસને પોતાને ઉતારે બોલાવીને, પોતાને ચઢવાની રૂ. ૫૦) ની કીમતવાળી ઘોડી શણગારીને બક્ષિસ આપી.

---

૧. પૃથ્વી.

## અંક ૪ થો.

એક ગૃહસ્થ કેટલીએક ધામધુમથી આવે છે, તેનો વેષ રાજાના જેવો. આગળ છડીદાર બોલે છે કે નીઘા રખો મહેરબાન સલામ.

**સાહેબ**--આ કોણ આવે છે?

**દલ.**--એ વીરમગામના નામાંકિત ભીમા બારોટના ચિરંજીવ પૃથીરાજ બારોટ છે. તે વીશ લાખ રુપૈયાની આશામી કહેવાય છે.

ભાવનગર, ઝાલાવાડ, અને જામનગર વગેરેના રાજાઓ તેઓને ઘણું માન આપે છે, અને ઘણે ઠેકાણે તેમની નાણાવટાની દુકાનો છે. તે હાલ અહીંના એક ગામમાં પરણવા આવેલા છે.

**સાહેબ**—હા હા એમને તો હું સારી પેઠે ઓળખું છું, એ તો મારા દોસ્તદાર છે.

પછી બારોટ તંબુમાં આવ્યા, અને સલામ કરીને એક ખુરશી ઉપર બેઠા.

**સાહેબ**—બારોટ, તમે કાંઈ કવિતાનો અભ્યાસ રાખો છો કે નહિ? કેમકે તે તમારા અને બ્રાહ્મણના કુળની વિદ્યા છે, માટે તમારે તો અભ્યાસ રાખવો જોઈએ.

**પૃથીરાજ**—અમારા મોટા ભાઈ ત્રીકમ બારોટ છે, તેમને કવિતાનો થોડો ઘણો અભ્યાસ છે, અને હું રચી જાણતો નથી, પણ કેટલાંએક કવિત મેં શીખી રાખેલાં છે ખરાં.

**સાહેબ**—દેશીઓનું દુ:ખ મટવાનું મૂળ શું છે? તે વિશે કવિત આવડતું હોય તો બોલો.

**પૃથીરાજ—કારણમાળાલંકાર—મનહર છંદ.**

ભણતર ભણ્યાથકી ચિત્તમાં વિચાર પામે,
ચિતના વિચારથકી બુદ્ધિબળ થાય છે;
બુદ્ધિબળથકી કળા કુશળતા કોટી વધે,
કળા કુશળતાથકી ઉદ્યોગ કરાય છે;
ઉદ્યોગ કર્યાથકી ધંધા અનેક ધારી શકે,
ધંધાથકી દેશ વિશે દોલત દેખાય છે;
દેશની દોલતથકી દાખે દલપતરામ,
દેશની પ્રજાનું દેખો દુ:ખ દૂર જાય છે; ૪૮

**સાહેબ**—તમારા જીલ્લામાં હાલ સુધારો છે, કે કુધારો છે?

**પૃથીરાજ—વિશેષાલંકાર—મનહર છંદ.**

ગામમાં કુધારો કૈક નામમાં કુધારો,
કૈક કામમાં કુધારો કોટિ કષ્ટ કરનારો છે;
ન્હાવામાં કુધારો ખાવું ખાવામાં કુધારો,
ગીત ગાવામાં કુધારો છે તે કહો કશો સારો છે;
વીવામાં કુધારો પાણી પીવામાં કુધારો દીસે,
ઠીવામાં કુધારો નકી જાણો જે નઠારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ,
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૪૯

ભણી ભણી ભેદ પામી નાસ્તિક ધરાવે નામ,
કહો પછી ત્યાં કશો કુધારાનો ઉધારો છે;
મળે જો બીજાને માન ઉપજે અરીષ્યા એવો,
લાયકી વાળા છે લોક ત્યાંય લાગુ ધારો છે;
કેળવણી નહીં હોય ત્યાંય છે કુધારો પણ,
કેળવણી વાળા વિશે શુદ્ધ ક્યાં સુધારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ,
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૫૦

**સાહેબ**—પણ હાલ વિદ્યાનો અને કળા કૌશલ્યનો દુનિયામાં વધારો કેવો જણાય છે?

**પૃથીરાજ—અસંભવાલંકાર—મનહર છંદ.**

પવનનો તોલ થયો તાપતણું માપ થયું,
માપ મેઘરાયનું કથનથી દીધું કહી;
ઉડગણની[1] ઊંચાઈ નકી કરીને ગણાઈ,
પૃથવીના પેટની કળાઈ જુગતી જહીં;
પચીશ હજાર મૈલ પૃથવી પ્રમાણ થયું,
જેહનું પ્રમાણ જોતાં કશું જડતું નહીં;
કહે દલપત હજી તો કહી શકાતું નથી,
વિદ્યા દેવી જ્ઞાન કેવું કેવું આપશે અહીં. ૫૧

તેલ વિના દીવા થયા, તારમાં સંદેશા ગયા,
બેલ ઘોડા વિના ચાલે ગાડીઓ એવી બણી;
ચિત્ર ભાનુ[2] ચિત્રી આપે ચિંતવ્યાં વિચિત્ર ચિત્ર,
જુઓ યંત્ર જોર થકી ધાણીઓ ફરે ઘણી;
વડો જે વરૂણ દેવ દુનિયામાં દાણા દળે,
સાંચાથી શીવાય ને નંખાય ક્ષિતિને ખણી;
કહે દલપત હજી તો કહી શકાતું નથી,
વિદ્યા દેવી કેવી શક્તિ ઉમેરશે આપણી. ૫૨

---

૧. આકાશના તારા. ૨. સૂર્ય.

સાહેબ—(ભૂગોળ ખગોળના ગોળા દેખાડીને કહ્યું કે) આ ગોળા તમે કોઈ સમે દીઠા છે?

પૃથીરાજ—હા, સાહેબ ઘણીવાર દીઠા છે.

સાહેબ—એ ગોળા વિષે કવિત આવડતું હોય તો બોલો.

**પૃથીરાજ—ભ્રાંતાપન્હુતિઅલંકાર-મનહર છંદ.**

બાઈ જુઓ ભીમતણી ગેદ્દણના ગોળા જેવા,
ગોળા છે કે અવની આકાશના એ ઓળા છે!
સાગર ને શૈલ, શશિ, સૂરજ સહિત, જેની,
આંખમાં અંજાય એવી દેવીના એ ડોળા છે;
તોલાં ખાંડી તોળવાનાં, ગોળા મોટી તોપતણા,
ભાખે એવા ભૂમિ મધ્યે ઘણા બાઈ ભોળા છે;
કથન વિચારી સત્ય કહે દલપત્તરામ,
ખચીત ખગોળ ને ભૂગોળનાજ ગોળા છે. ૫૩

સાહેબ—વારૂ, ભોજનું રાજ્ય ફક્ત માળવામાં હતું, અને ભોજના કરતાં બીજા મોટા રાજા તો ઘણા થઈ ગયા છે, તથાપિ ભોજનો જસ બહુ પ્રખ્યાત થઈ ગયો એનું શું કારણ હશે?

**પૃથીરાજ—હેતુઅલંકાર-મનહર છંદ.**

કોઈ રાય શોખ રાખે જંગલી જનાવરોનો,
કોઈ શોખ રાખે મહા મલ્લના સમાજનો;
બહુ શોખ રાખી કોઈ બાગ બંગલા બનાવે,
કોઈ શોખ રાખે બહુ બેલ ગજ બાજનો;
કોઈ શોખ રાખે બહુ અસ્ત્ર શસ્ત્ર વસ્ત્ર કેરો,
કોઈ બહુ રાખે ભલાં ભૂષણો કે ભાજનો;
પાંચસેં કવિયો પૂરા પારખીને પાસે રાખ્યા,
ભૂમિમધ્યે તેથી જશ રહ્યો ભોજરાજનો. ૫૪

સાહેબ—મહારાણી વિકટોરીઆ સાહેબના હજુરી કવિને મારા કરતાં મોટો પગાર મળે છે, અને ત્યાં કવિની નીમનોકની જગા છે. ત્યારે આ દેશના હાલના રાજાઓને શું કવિતાનો શોખ નહિ હોય, કે તેઓની પાસે કોઈ નામીચો કવિ ક્યાંઈ જોવામાં આવતો નથી તેનું શું કારણ હશે?

**પૃથીરાજ—વિનોક્તિ અલંકાર-મનહર છંદ.**

હાથણી અમૂલ્ય હોય પણ જો પેદાશ એકે;
ગામની નહોય તો કહો તેને શા કામની;
મીલકત મળી પણ જીવવાની આશા એક
જામની[1] નહોય તો કહો તેને શા કામની;
કવિતા સરસ પણ જેને આશા અવિચળ,
નામની નહોય તો કહો તેને શા કામની;
દાખે દલપત સાડી સારી પણ સદનમાં,
કામની[2] નહોય તો કહો તેને શા કામની. ૫૫

હાલમાં અંગ્રેજી જીલ્લાઓમાંથી કવિઓની કવિતાના અવાજ સંભળાય છે, પણ ગુજરાતમાં મોટું રાજ્ય ગાયકવાડ મહારાજનું છે; પણ ગુજરાતી ભાષામાં સર્વ લોકોપયોગી કવિતાનો ગ્રંથ હાલમાં બનેલો કોઈ પણ ઠેકાણે જોવામાં આવતો નથી.

**સવૈયો-ઈંદ્રવિજય.**

ગાયકવાડની નોબત નાદ, મેં નર્મદા પાર સુણ્યો શુભ જાતો,
જીત તણો જરિયાનનો વાવટો, દ્વારામતી લગિ દીઠો દેખાતો;
હાથિ અનેકનો હણહાટ, સુણ્યો વળિ મલ્લનો મામલો થાતો,
કોઈ કવીનો અવાજ વડોદરા શહેરની બારનથી સંભળાતો. ૫૬

રળિયો ગઢવી—તમે કવિતા બોલ્યા તે વિષે મારે એક સવાલ પૂછવાનો છે તેનું સમાધાન કરો.

પૃથીરાજ—તમારો સ્વભાવ હું જાણું છું. તમે વાદ વદવા સારૂ પૂછો છો અને તમારૂં મન હા કહેશે તોપણ તમારી જીભ હા કહેવાની નથી. માટે ઠાલી માથાકુટ કરવાનું મને ગમતું નથી. કહ્યું છે કે:—

**મનહર છંદ.**

રોગવાળો ઓસડના યોગથી આરોગ્ય થાય,
વિના રોગ રોગી બને તે રોગ શે ટળશે;
ઊંઘતો જે જન હોય તે જગાડ્યો જાગે પણ,
જાગતો જે ઊંઘે તેની ઊંઘ શે નિકળશે;
સંશયથી સ્વાલ પૂછે તેનું સમાધાન થાય,
વાદ વદવાને પૂછે તેમાં તો શું વળશે;
દાખે દલપતરામ મિથ્યા માથાકુટમાંથી,
દ્વેષ કે કલેશનાં વિશેષ ફળ ફળશે. ૫૭

રળિયો—મારે એટલુંજ પૂછવું છે કે તમે કવિતાને છેડે અનુપ્રાસ લાવો છો તે વિષે પિંગળમાં તો કાંઈ જણાતું નથી.

પૃથીરાજ—કઈ ભાષાના પિંગળની તમે વાત

૧. પહોરની.   ૨. સ્ત્રી.

કરો છો ? ફારસીની, અરબીની, અંગ્રેજીની, સંસ્કૃતની, કે વ્રજભાષા વગેરે દેશી ભાષાના પિંગળની?

**રળિયો**—ગમે તે ભાષાનું પિંગળ હોય પણ નિયમ એકજ કે નહિ ?

**પૃથીરાજ**—ના ભાઈ, બધી ભાષાઓના વ્યાકરણના અને પિંગળના બધા નિયમો મળતા આવતા નથી.

વેદની કાંડીઓમાં ગુરૂ લઘુની ગણતીનો નિયમ નથી, એ તો સહુથી પહેલો વાલ્મિકે રામાયણમાં કર્યો. ત્યાર પછી દોહરા, ચોપાઈ, સોરઠા, કુંડળીઆ, છપ્પા, તથા કેટલાએક શ્લોકનાં જાત લઈને તે બધાનાં છંદ નામ પાડીને વ્રજભાષા વગેરેમાં પિંગળો થયાં, તેઓમાં એકે પિંગળ એવું મારા જોવામાં આવ્યું નથી કે, જેમાં છંદને છેડે અનુપ્રાસ મેળવ્યો ન હોય. કદાપિ આપના જોવામાં આવ્યું હોય તો તે પિંગળનું નામ બતાવો, એટલે આજથી એટલી નવી વાત મારા જાણવામાં આવશે, અને વ્રજભાષા કે ગુજરાતી ભાષામાં પ્રાસ વિનાની કોઇ નામીચા કવિની કવિતા પણ મારા જોવામાં આવી નથી.

**સાહેબ**—એ તો રળિઓ ગઢવી ખાલી તકરાર કરે છે. એવી નકામી તકરાર સાંભળવાથી કોઇને કશો ફાયદો થવાનો નથી. તે કરતાં રળિઓ ગઢવી કહે છે તેમ પોતેજ હમેશાં કરશે તો ઘણું સારૂં, પણ પોતે પ્રયાસ સારૂ ફાંફાં મારતા જશે અને પ્રાસને ધિક્કારતા જશે તે કાંઈ વાજબી કહેવાય નહિ. વારૂ, તમે ને રળિઓ ગઢવી બંને હિંદુજાતિના છો તથાપિ તમારા બંનેના સ્વભાવ જુદા કેમ જણાય છે ?

**પૃથીરાજ**—જુઓ, સોય અને કાતર બંને એક જાતિનાં છે, અને બંનેનો ગુરૂ પણ એક દરજી છે, તથાપિ તે બંનેના સ્વભાવ જુદા છે.

**સવૈયો.**

એકજ વંશ વિષે ઉપજ્યાં, સહવાસ સદૈવ નિવાસ વસાવે,
એક ગુરૂ ઉપદેશ તથાપિ, મિજાજ કદી મળતો નહિ આવે;
દેખી જુઓ દલપત્ત કહે, દરજીતણી પેટી વિષે દરશાવે,
કાતર કાપી કરે અળગાં, પણ સોય સંધાસલાહ કરાવે. ૫૮

**સાહેબ**—ત્યારે હવે તમારા બે વચ્ચે જે વાંધો હોય તે પતાવીને સલાહ કરો.

**પૃથીરાજ**—આપ જેવા ત્રાહિત વચમાં પડે તો સલાહ થાય. કહ્યું છે કેઃ—

**સવૈયો.**

ત્રાહિત વીર વચે ન પડે, વચમાંહિ પડેલ મટે નહિ વાંધો,
દાળ મળી રસરૂપ દિસે ન, વિના જળ જો રૂડીરીતથીરાંધો;
કાપડ સાજું કદી ન બનેજ, ગમે ત્યમ ગાંઠ બરાબર બાંધો,
ત્રાહીત તંતુ મળ્યે દલપત્ત, મળે સુખદાયક સુંદર સાંધો. ૫૯

---

## અંક ૫ મો.

એક કવિ નીચે લખેલો સોરઠો બોલતો બોલતો આવે છે.

**સોરઠો.**

કવિતા વેલી વીર, ગૂમ થાત ગુજરાતથી;
નિર્મળ છાંટી નીર, ફેલાવી તેં ફારબસ. ૬૦

**સાહેબ**—એ કોણ આવે છે ?

**દલ૦**—એ ભાવનગરના દરબારના કવિ છે, અને એનું નામ ગઢવી પાતોભાઈ છે. તે જુનાગઢ વગેરેના જુના ઇતિહાસની વાતો બહુ જાણે છે.

**સાહેબ**—ખરા ખરા, એમની પાસેથી રાસમાળામાં લખવા સારૂ આપણે ઘણી વાતો લીધી છે. એને એક મહિના સુધી આપણે સ્વારીમાં રાખ્યા હતા, અને પછી વળામાં તેમને વિદાયગીરી આપી હતી.

**દલ૦**—હા સાહેબ, તે એજ છે.

પછી ગઢવી આવીને સલામ કરીને એક ખુરશી ઉપર બેઠા.

**સાહેબ**—કેટલાએક કવિ એવા હોય છે કે, તે પડે તો લોકોનાં મનરંજન થોડાં કરી શકે, પણ તેની કવિતા વાંચીને લોકો ઘણા રંજન થાય તેનું કારણ શું ?

**પાતોભાઇ**—કેટલાએક રાજા કરતાં તેની પ્રજા સારી હોય છે. ગુરૂ કરતાં શિષ્ય, અને કારીગર કરતાં કારીગરી સરસ હોય છે. કહ્યું છે કેઃ—

**મનહર છંદ.**

રાજા કરતાં તો કૈક પ્રજામાં પુરૂષ જોયા,
જેના પુણ્યથકી ઘણી પ્રજા પાણી પીવે છે;

પિતાથી તો પુત્ર પૂરા પરાક્રમી પ્રૌઢ પેખ્યા,
શિક્ષકથી શિષ્ય ઘણો જશ પામી જીવે છે;
ભાળો આગ ભઠ્ઠીતણો પૂરો ન પ્રકાશ પડે,
દાખે દલપત જેવો દીવી તણે દીવે છે;
સાંચાનો બનાવનાર સાફ નહીં શીવી શકે,
શીવવાનો સાંચો સાફ એવું સારૂં શીવે છે. ૬૧

**સાહેબ**—તમારી નાતના બધા લોકો શો ધંધો કરતા હશે ?

**પાતોભાઈ**—કેટલાક વેપાર તથા નોકરી વગેરે કરે છે, અને કેટલાક કવિતાનો ધંધો કરે છે. જેમ પાણીની પેદાશ એકજ આકાશમાંથી થાય છે; પછી જેને જેવો સંગ તેવો રંગ લાગે છે. જેમ કે:—

### પર્યાયાલંકાર—મનહર છંદ.

ગંગામાં ગયું જે જળ ગણાયું તે ગંગાજળ,
ગટરમાં ગયું જળ ગંદું તે ગણાયું છે;
ખારે દરીયે ગયું તે ખરેખરૂં ખારૂં થયું,
છાશમાં પડ્યું તે છાશ રૂપે થૈ છણાયું છે;
શેલડીએ સોસ્યું થયું શેલડીના રસ રૂપે,
ચૂનામાં ભળ્યું તે ચૂના રૂપ થૈ ચણાયું છે;
એકજ આકાશની પેદાશ દલપત કહે,
જેવો જેવો જોગ થયો તેવું તે જણાયું છે. ૬૨

**સાહેબ**—જે માણસ બીજા લોકોની નિંદા કરે છે અને પોતાના દુર્ગુણ દેખતો નથી, એવા માણસને શિખામણનું એક કવિત બોલો.

### પાતોભાઈ—અપ્રસ્તુતપ્રશંસાલંકાર-કવિત.

ઉંટ કહે આ સમામાં વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો વાંકો વિસતાર છે.
વારણની સુંઢ વાંકી વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શીર વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શીયાળ બોલ્યો દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે. ૬૩

**સાહેબ**—ઉડાઉ અને આળસુને શિખામણનું કવિત બોલો.

### પાતોભાઈ—અસંભવાલંકાર—કવિત.

કમાઇ કમાઇને કમાણી ધળધાણી કરે,
એ તે સારો શ્રીમંત ક્યારે થશે સંસારમાં;
ભણી ભણી ભૂલી જાય ભણેલું સંભારે નહિ,
કહે દલપત થશે કુશળ કે વારમાં;
આંધળી દળે ને આટો ચાર શ્વાન ચાટી જાય,
એ તે આટો ક્યારે એને આવશે આહારમાં;
સાત ડગ સામાં ભરી પાંચ ડગ પાછો ફરે,
કહો એ તે સંઘ ક્યારે પહોચે કેદારમાં. ૬૪

**સાહેબ**—વ્યભિચારીને શિખામણનું કવિત બોલો.

### પાતોભાઈ—સૂક્ષ્માલંકાર—કવિત.

કીધાથકી જારકર્મ ચીતરાયું કાળું મુખ,
રાક્ષસ રાવણુતણું રૂપ દેખડાવીએ;
વાળી બધું ટાળી બેઠો તે તમે સંભારી જુઓ,
લંપટને એવું કહી લાજ લગડાવીએ;
દુષ્ટ દુરજોધનનું દેહવટ વળી ગયું,
એવાં એવાં કથનોથી કાન જગડાવીએ;
એટલી શમશાથી ન સમજે અજાણ તો શું,
ઢંઢેરો પીટાવીએ કે ઢોલ વગડાવીએ? ૬૫

### દૃષ્ટાંતાલંકાર.

પાળો કે ન પાળો પણ પાપ પડ્યું મૂકવાને,
કહી છુટવાનું બળ વેદના ત્રિકાંડનું;
દેશપતિતણું બળ દેશીઓને દંડવાનું,
રોજ રોજ રીસાવાનું બળ ભુંડી રાંડનું;
શાહુકારને તો બળ ન્યાયની સહાયતાનું,
ભાંડણુંજ ભાંડવાનું બળ ભુંડા ભાંડનું;
દુનિયામાં દેખો ભાઈ દાખે દલપતરામ,
દુષ્ટતા ન છોડવી તે બળ દુષ્ટ ડાંડનું. ૬૬

**સાહેબ**—આ દેશમાં સરસમાં સરસ ૠતુ ક્યારે થાય છે ?

**પાતોભાઈ**—મિત્ર એટલે સૂર્ય જ્યારે મીન રાશીને મળે છે ત્યારે વસંત ૠતુ કહેવાય છે, અને તે સમે આ દેશમાં નવપલ્લવ થાય છે.

### શ્લેષાલંકાર—કવિત.

પરિમળ અમળ, અમળ જળથળ રહ્યાં,
કવિકુળ કોમળ કમળ સુપ્રકાશીને;

ગુણીજન ભમર ભમણુ ભલી ભાત કરે,
કોકિલ કલોલ અંબ કદંબ નિવાસીને;
વસ્તી ફૂલવાડીમાં ફૂલી ફૂલી ફેલાયાં ફૂલ,
દેખે છે અશોક લોક શોક ગયો નાશીને;
પ્રગટ્યાં નવીન પત્ર[1] અત્ર સરવત્ર જ્યારે,
એકત્ર પવિત્ર મિત્ર[2] મળ્યો મીનરાશીને.[3] ૯૭

**સાહેબ**—પૃથ્વી વિષે એક કવિત કહો જોઈએ.

**ઠાકોર**—આ મોરની પીંછી વિષે કવિત કહો.

**શાસ્ત્રી**—આ પોથા વિષે એક કવિત કહો જોઈએ.

**પાતોભાઈ**— કવિત.

પ્રથમ પ્રકારનો ઉચારતાં ઉચાર થાય,
એજ અક્ષરો છે શુદ્ધ નકી જેના નામમાં;
અસલી વરણુ બધા એ વિષે વસે છે, અને
જાતે ન જણાય વસ્ત્ર હાડમાં કે ચામમાં;
જેના વિષે વિદ્વાન વિવિધ વિચાર કરે,
શીખી રાખે તેને એ તો આવે બહુ કામમાં;
પછી જો જો બીજે ઠામ કહે દલપતરામ,
પ્રથમ તો ધારી ધારી જોઇલો આ ધામમાં. ૯૮

એ કવિતના પૃથ્વી, પીંછી, અને પોથી વિષે જુદા જુદા અર્થ નીચે લખ્યા પ્રમાણે કહી સંભળાવ્યા.

**પૃથ્વી વિષે અર્થ.**

પૃથ્વી, આ શબ્દનો ઉચ્ચાર કરતાં, તેમાં પ્રથમ પકારનો ઉચ્ચાર થાય છે અને જેના નામમાં સાફ એજ અક્ષરો છે, અને પૃથ્વીમાં બધા અશલી બ્રાહ્મણાદિક ચારે વરણના લોકો વસે છે, અને તે પૃથ્વી જાતે લુગડામાં, હાડકામાં કે ચામડામાંજ ગણાતી નથી. એની જાત તો રજકણની છે. વળી જે પૃથ્વી વિષે વિદ્વાનો તરેહ તરેહના વિચાર કરે છે, તે વિચાર જે કોઈ શીખી રાખે તેને બહુ ઉપયોગમાં આવે છે. તે બીજે ઠેકાણે પછીથી જો જો પણ પ્રથમ તો આ તંબુમાંજ ધારી ધારીને જોઇલો.

**પીંછી વિષે અર્થ.**

તેના પણ એજ અક્ષરો છે અને પ્રથમ પકાર છે, અને બધા અશલી "વરણ" એટલે રંગ તેમાં છે. અને તે વસ્ત્ર, હાડકું, કે ચામડાની જાતમાં ગણાતી નથી. જે પીંછી વિષે વિદ્વાનો તરેહ તરેહના વિચાર કરે છે, અને તેને "શીખી" એટલે મોર રાખે છે, કેમકે તે તેના બહુ કામમાં આવે છે. તે પણ બીજે ઠેકાણે પછી જો જો, પ્રથમ તો આ ઘરમાં જોઈ લો.

**પોથી વિષે અર્થ.**

તેના પણ એજ અક્ષરો છે, અને પ્રથમ પકાર છે, અને અશલી "વરણ" એટલે બધા મૂળાક્ષરો તેમાં છે. તે પોથી વસ્ત્ર, હાડકું, કે ચામડાની જાત કહેવાતી નથી. જે વિષે વિદ્વાનો બહુ વિચાર કરે છે અને તે ભણી રાખે તેને બહુ ઉપયોગમાં આવે છે. તે બીજે ઠેકાણે પછી જો જો પણ પ્રથમ તો આ તંબુમાંજ જોઈ લો.

**શાસ્ત્રી**—બસ, એટલું કે? આ પોથી તો અધિક માસના મહાત્મ્યની છે, એમાંથી સેંકડો વિપ્રોની આજીવિકા ચાલે છે. તેનું કવિત એટલુંજ હોય કે?

**સાહેબ**—આ કરોળીઆની જાળનું કવિત કહો જોઈએ.

**પાતોભાઈ**-- કવિત.

ચતુર કરોળિયા તું ક્યાંથી શિખ્યો ચતુરાઈ,
સદાકાળ જેથી તારે ભક્ષનો સગાળ છે;
શબ્દવાદિયોના મુખમાં અસંખ્ય શબ્દ જેમ
તેમ તારા પેટમાં અખટ ખૂબ લાળ છે;
પ્રાણીઓને પકડવા ગુંથે મોટા મોટા ગ્રંથ,
તેવી જુગતી જેવી જરૂર તારી જાળ છે;
કીધી ભલી કારીગરી કહે દલપતરામ,
સંસારમાં તેથી સુખી તારાં બચ્ચાં બાળ છે. ૯૯

**સાહેબ**—આ એક પગના મેજ વિષે કવિત બોલો જોઈએ.

**પાતોભાઈ**-- કવિત--ગુઢોત્તર.

એક ટંગીઆતણી ઓલાદમાંથી ઉપજેલો,
અને વળી આજ જાતે હું છું એક ટંગીઓ;
સારો કે નઠારો જેવો ધારો તેવો મારે શિર,
ભાર ઉપાડું છું પણ જાતે નથી ભંગીઓ;

૧. પુસ્તકનાં પાનાં. ૨. દોસ્ત. ૩. દકાર નામવાળાને.

સારા સરદાર વચે બેસવાનો અધિકાર,
કહો પછી કોણ મને કહેશે કુઢંગીઓ;
કહે દલપતરામ મીંડાં વિના મારૂં નામ,
મેં જ કહ્યું તે તમે તપાસો મારા સંગીઓ. ૭૦

**સાહેબ**—સાબાસ પાતાભાઇ, તમે તો ભાવનગરના દરબારમાંનું એક રત્ન દીસો છો. પછી પાતોભાઈ સલામ કરીને સભામાં એક ખુરશી ઉપર બેઠા.

## अंक ६ ठ्ठो.

એક કવિની સાથે પાંચ સાત માણસ હતા એવી રીતે આવતા જોઈને.

**સાહેબ**—આ કોણ આવે છે?

દલ૦—એ કુવાવા નામના ગામના વતનદાર કવિ ધીરજી છે. તેણે ભૂજની પોશાળમાં ભટ્ટાકજી પાસે રસ રહસ્ય આદિક કવિતાના ગ્રંથોનો સારો અભ્યાસ કરેલો છે, અને તે આ જીલ્લામાં સર્વોપરી કવિ ગણાય છે. તેની તર્કશક્તિ વખાણવા યોગ્ય છે; અને તેણે ઘણાં રાજ્યસ્થાનોમાં માન મેળવ્યું છે.

પછી ધીરજી આવીને સલામ કરીને ઉભા રહ્યા.

**સાહેબ**—(તે ઇતિહાસની શી શી વાતો જાણે છે તે જાણવા સારૂ પૂછ્યું કે) તમે શું શું જાણો છો?

**ધીરજી**—સાહેબ, એમ કેમ પૂછો છો કે તમે શું શું જાણો છો? અમે તો સરસ્વતી પુત્ર કહેવાઈએ, માટે અગમ નગમની વાત જાણીએ, અમારૂં અજાણ્યું કશુંએ ન હોય.

**સાહેબ**—તમે કિયા કિયા રાજવંશીનો ઇતિહાસ જાણો છો?

**ધીરજી**—આખી દુનીઆમાં જેટલા રાજવંશી છે તે બધાના ઇતિહાસ અમે જાણીએ. આપના કુળનું નામ ફાર્બસ શાથી પડ્યું તે વાત પણ અમે જાણીએ, અને આપને તો એ વાતની પૂરી ખબર હશે કે નહિ હોય.

**સાહેબ**—(થોડું હશીને) વારૂ, શાથી અમારા કુળનું ફાર્બસ નામ પડ્યું? કહો જોઈએ?

**ધીરજી**—દક્ષિણ દેશનો મુખ્ય દેવ ખંડોબા, અને ગુજરાતની મુખ્ય દેવી બૈચરાજી, એ બંને એક સમે યુરોપખંડ જોવા સારૂ જઈ ચડ્યાં હતાં.

### નિરૂક્તિઅલંકાર—મનહર છંદ.

ખંડોબા ને બૈચરાજી જે ચડ્યાં યુરોપખંડ,
દેખવા લાયક દેશ દેખવા સરસ તે;
પુરાતનમાં ફિન્લાક સાહેબના પૂરવજે,
હરખથી પૂછ્યું તે બંનેને મુખ હસતે;
પૃથવીમાં મારા પુત્ર પૌત્ર પરિવારવાળા,
મેળવશે કેવું માન, અને કેવો જસ તે,
ખંડોબા બોલ્યા કે "ફાર" બૈચરાજી બોલ્યાં "બસ"[1]
બંને મળી બીરદ[2] બનીયું "ફારબસ" તે. ૭૧

**સાહેબ**—તમે કિયા કિયા દેશ જોયા છે?

**ધીરજી**—"જ્યાં ન પહોચે રવી ત્યાં પહોચે કવિ." અત્યારે સૂર્યની નજર અર્ધા ભૂગોળમાં પહોચતી હશે, અને અમે અહિં ઉભા હઈએ પણ અમારી નજર ચારે ખંડ ફરી વળે.

**સાહેબ**—વારૂ, ચારે ખંડમાં અત્યારે શું છે, તે નજર ફેરવીને કહો જોઇએ.

**ધીરજી**—(આંખો મીંચીને થોડો વિચાર કરીને.)

### અનન્વયાલંકાર—દોહેરો.

અમેરિકા ને એશિયા, વળી આફ્રીકા યુરોપ;
ક્યાંઈ નથી ફિન્લાકસમ, અવર પુરૂષમાં ઓપ. ૭૨

### મનહર છંદ.

કૌસ્તુભનો વીરો હીરો કોહીનુર[3] એક છેક,
બીજો ધરણીધરે ધરામધ્યે ધર્યો નથી;
અચળામાં[4] અચળ[5] હિમાચળ સમાન ઊંચો,
ઠામ ઠામ જુઓ કોઈ ઠેકાણે ઠર્યો નથી;
ચીનનો પ્રાચીન કોટ એવો મોટો કોટ અને,
રૂસ દેશ જેવો દેશ બીજો પ્રસર્યો નથી;
ગુજરાતી ગુણીઓના ગુણનો ગ્રાહક એક,
ફિન્લાક સાહેબ બીજો સાહેબે કર્યો નથી. ૭૩

**સાહેબ**—વારૂ, વિક્ટોરીયા મહારાણી અત્યારે શું કરે છે, તે તમે દેખતા હો તો કહો.

---

૧. પૂર્ણ. ૨. આવીજ રીતનાં કલ્પિત બીરદ કવિયોએ દેશી રાજાઓને આપેલાં છે, તે સાંભળીને ભોળા લોકો સાચી વાત માની બેઠા છે. ૩. તેનું તેજ હિંદુસ્તાન ઉપર પડે છે, માટે તે હીરો સર્વોપરી ગણ્યો છે. ૪. પૃથ્વી. ૫. પર્વત.

**ધીરજી**—તે મહારાણીના હાથમાં કલમ છે, અને દુરબીન લઈને હિંદુસ્તાન ભણી જુએ છે!

**સાહેબ**—શું જુએ છે?

**ધીરજી—રૂપકાલંકાર—મનહર છંદ.**

પૂરણ પ્રમાણિક જે રાણી વિક્ટોરિયા તે,
પોતાની પ્રજાને પૂરા પ્યારવડે પેખે છે;
ગરીબ તવંગર કે કાળી ગોરી કાયાતણા,
તેને મન તફાવત નહીં મીનમેખે છે;
કોણ કોણ સુખી છે ને કોણ કોણ દુખી છે તે,
લખી લખી લેખણથી લેખું તેનું લેખે છે;
દેશ હિંદુસ્તાન દીસે દાખે દલપતરામ;
દીલ અનુભવ રૂપી દુરબીને દેખે છે. ૭૪

**સાહેબ**—મહારાણીના મનની વાત પણ તમે જાણી શકો છો કે?

**ધીરજી**—અમે શું જાણી શકીએ? પણ અમને સરસ્વતી માતા પ્રસન્ન છે, તે બધી વાત કહે છે. જો તે વાતની ખાતરી થતી ન હોય તો હાલ આપના મનની વાત કહી આપું.

**સાહેબ**—મારા મનની વાત કહો જોઈએ.

**ધીરજી—સ્વભાવોક્તિઅલંકાર—મનહર છંદ.**

દેશ ગુજરાત વિષે વધારૂં વિદ્યા વિશેષ,
ઓપી કરૂં ઓપતો યુરોપના આકારમાં;
કોટિ કોટિ વિધિની વધારૂં કળા કુશળતા,
હિકમતી કરૂં ગ્રેટબ્રિટનની હારમાં;
ગુજરાતી કવિયોના ગુણને ગજાવું ને,
સજાવું વળી તેઓને શ્રીમંત આ સંસારમાં;
કહે દલપતરામ સાહેબ કિન્લાક ફાર્બસ,
આ સમે છે એવી વાત આપના વિચારમાં. ૭૫

તે સભામાં એક પાદરી સાહેબ બેઠા હતા તેઓને સભાસદોએ પૂછ્યું કે ફાર્બસવંશ વિષે આપના જાણવામાં કાંઈ હોય તો મહેરબાની કરીને અમને કહો.

**પાદરી**—"સરદારોનો ફરહંગ" એવા નામનું એક પુસ્તક અંગ્રેજીમાં ઇસ્કીયર જાન બરનાર્ડ બર્કે સન ૧૮૪૫ માં રચ્યું છે તે એજ વર્ષમાં લંડન શહેરમાં છપાયું છે. તેમાં ફાર્બસ વંશ વિષે લખેલું છે તથા "જીઓલોજીકલ અને હીરલ ડીક્સનેરી" જે સરદારોનાં નિશાન તથા સિક્કા વિષે છે, તેમાં પણ એ વિષે લખેલું છે.

આજથી આશરે ૭૦૦ વર્ષ ઉપર નારમંડી મુલક એટલે ઉત્તર દેશમાંથી જાન નામનો પુરૂષ, લંડન શહેરથી ઉત્તરમાં ૬૦૦ મૈલ ઉપર ફાર્બસ નામના પરગણામાં એબરદીન તાલુકામાં આવીને રહ્યો. તે વખતમાં વિલાયતમાં પાદશાહ વિલિયમ ધી લાયન[1] સ્કાટ્લંડનો રાજા હતો; તેના લશ્કરી ખાતામાં જાન સાહેબે બહાદુરીથી નોકરી બજાવી, તેથી તે રાજાએ તેને એ તાલુકો બક્ષિસ આપ્યો, અને આસમાની રંગની ઢાલ ઉપર રૂપાનાં રીંછનાં[2] માથાં એવું રાજ-ચિન્હ આપ્યું.

તે જાન સાહેબના વંશમાં ચોથી પેઢીએ એક સુબો થયો તે સ્કાટ્લંડના રાજાની દીકરીને પરણ્યો, અને તેને બીજાં કેટલાંએક ગામ મળ્યાં, તથા સોનાનો મુગટ અને સોનાનો કટિબંધ તથા લાર્ડનો ખેતાબ મળ્યો. એવો ચાલ છે કે જેને લાર્ડનો ખેતાબ મળે તે રાજાની હજુરમાં રહે. પછી તેનો એક પુત્ર તે રાજાનો બહુ માનીતો થયો તેથી તેને રાજચિન્હનો વાવટો મળ્યો, અને તેની ટોપી ઉપર કુકડાની નિશાની રાજાની તરફથી બક્ષિસ મળી. પછી તે સરદાર ગુજરી ગયા પછી તેની છબી ચીતરાવીને તેની જમણી બાજુએ રીંછ ચીતરાવ્યું. એવું ચિન્હ તે સરદારના પુત્રને રાજાએ આપ્યું, તથા તેને જજજનો અધિકાર અને અલેકઝાંડર વારીયરનો[3] ખેતાબ આપ્યો. પછી તેનો પુત્ર થયો તેણે મોટો કિલ્લો બાંધ્યો. તે પુરૂષનું નામ જેમ્સ ફાર્બસ હતું, અને તેનો પુત્ર રાજાના વાવટાનો આધપતિ હતો, તેથી રાજાએ તેને જાગીર આપી. પછી તે વંશના કેટલાએક સરદારો રાજાની શસ્ત્રશાળાના અધિપતિ થયા પછી એક મોટો સરદાર આબરૂદાર તે વંશમાં થયો તેને આયરલંડમાં લાર્ડ આફ ગ્રેનાડ નામ મળ્યું. તેના વંશમાં "લાર્ડ બિશપ પ્યાત્રિક" નામનો ધાર્મિક પુરૂષ થયો; તે પરણ્યો નહિ, અને ધન હતું તે ધર્માદા ખાતે આપી દીધું. (અહાહા જુઓ પૂર્વજોની અસર હાલ સુધી કેવી ચાલે છે!!)

૧. સિંહ ૨. મતલબ કે જેમ રીંછ માણસને મારી નાંખે છે તેમ આ દુશ્મનોને ફાડી નાંખે છે. ૩. પદ્માવત.

ત્યાર પછી તે વંશના કેટલાકને નાની પદવી સર નામની મળી. તેના વંશના સઘળા સાલસધર્મી થયા. એજ વંશમાંના આ કિન્લાક સાહેબ છે. તેમના બાપનું નામ જાન ફાર્બસ હતું, અને તેમની માતુશ્રી તે કરનલ બંગાલ આર્ટલેરીની દીકરી હતી. કિન્લાક સાહેબને સાત ભાઇયો છેઃ-૧ ડંકન, ૨ જાન, ૩ એદુ, ૪ ડેવીડ, ૫ ફ્રેડરીક, ૬ જેમ્સ, ૭ પોતે અલેક્ઝાંડર કિન્લાક. વિલાયતના લોકો કહે છે કે જેને સાત પુત્રો હોય તે મોટો ભાગ્યશાળી કહેવાય. ૧ લા ડંકન ફાર્બસને રયેમણાન નામનું ગામ જે ફાર્બસપુરથી ૧૦ મૈલ છે તે મળેલું છે. ફાર્બસ વંશનો જે ટીલાયત સરદાર હાલ છે તે લાર્ડ ફાર્બસ નામે ઓળખાય છે, અને તેના તાબામાં ફાર્બસપુર છે. તે પુર મોટું છે, અને ત્યાં ફાર્બસ નામનો કિલ્લો છે, તેમાં લાર્ડ ફાર્બસ રહે છે. તેમના કેટલાએક ફટાયા ભાઇઓને નાનાં નાનાં ગામ મળેલાં છે.

કિન્લાક સાહેબનો બીજો ભાઈ મુંબઈમાં ક્યાપ્ટન છે. ત્રીજાની બરાબર ખબર મને નથી. ચોથો પોતાના દેશમાં બારીસ્ટર છે. પાંચમો ત્રીજી પલટણનો ક્યાપ્ટન[1] મુંબઇમાં છે. છઠ્ઠો ભાઈ નહાનપણમાં ગુજરી ગયો. એ. કે. ફાર્બસ સાહેબે પોતાના શિક્કામાં પૂર્વજોની અસલ નિશાની કુકડાની રાખી છે. આ સાહેબની મડમ સાહેબનું નામ "મીસ ત્રેસમાંકેટ" છે. તેમના મોટા પુત્રનું નામ જાન ફાર્બસ, ૨ જો હેનરી, ૩ જો અલેકઝાંડર છે. બાકીનાં નામ મને માલમ નથી.

આ સમયે બીજો પ્રસંગ ચાલે છે માટે ટુંકામાં મેં તમને તેમના વંશની વાત કહી, તેમાં ભૂલ ચૂક થઈ હશે તો માફ કરશો.

**સભાસદો**—વિલાયતના દરજી, મોચી, માળી વગેરે વિદ્યા ભણીને મોટા દરજ્જો લઈને આ દેશમાં આવે છે, પણ સરદારી વંશનો હોય તેનો સ્વભાવ તથા રીતભાત જુદીજ તરેહની હોય છે. તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે આ સરદારી વંશના છે.

એવામાં ત્યાં એક ઘોડો સામો બાંધેલો હતો, તે ઉભો ઉભો વારે વારે ભોંય ઉપર પગ ઠોકતો હતો; તે જોઇને:--

**સાહેબ**—કવિરાજ આ ઘોડો વારે વારે પગ ઠોકે છે, તે ઘોડાના મનની વાત પણ તમે જાણી શકતા હશો !

**ધીરજી**—હા સાહેબ. એના મનની વાત પણ અમે જાણી શકીએ.

**સાહેબ**—તે કહો જોઈએ.

**ધીરજી—નિદર્શનાલંકાર.—મનહર છંદ.**

કેકના વિવાહના ઉછાહના દિવસ ગયા,
વિલા પછી વાત કોણ ચાહીને ઉચારશે !
મોટા મોટા મેળા થાય ભારે ભૂપ ભેળા થાય,
વરસ દિવસ પછી વાત તે વિસારશે;
આ સભાની શોભાનાં ગવાશે ઘેરે ઘેર ગીત,
વીસરશે નહિ વીતયે વરસ અઢારસે;
ઠોકી ઠોકી પગ ઘોડો ઠેકાણું બતાવે છે જે,
આ ઠેકાણું ને આ ટાણું સૌ લોકો સંભાળશે. ૭૬

**સાહેબ**—( સીપાઈને બોલાવવા સારૂ બજાવવાની ટકોરી જેવી ઘંટડીનો ટકોરો કરીને પૂછયું કે) આ અવાજની મતલબ કહો જોઈએ?

**ધીરજી—સૂક્ષ્માલંકાર-મનહર છંદ.**

ચાકરના ચરણ તો ચારજ બહામના જે,
દિવસમાં દશ કોશ સુધી તે દોડાવે છે;
મહા મોંઘી મુલકમાં જીભ મોટા માણસની,
બોલતાં બે બોલ બહુ આળસ બતાવે છે;
દાસને હુકમ દેવા પાસ બોલાવવો પડે,
સાદ કરવાને સાટે નાદ સંભળાવે છે;
જો જો દલપત કહે જરાએક જીભતણું,
ટેરવું હલાવા સાટે ટકોરો બજાવે છે. ૭૭

**સાહેબ**--ગમે તેવો અજાણ્યો શબ્દ હોય તેનો અર્થ તમે જાણો ખરા કે ?

**ધીરજી**—જેમ પાણીમાં રહેનાર મગરની ગતિ ગમે તેવું અજાણ્યું અને ઊંડું પાણી હોય તેમાં થઈ શકે છે, તેમજ અમે સરસ્વતી પુત્ર કહેવાઈએ, માટે ગમે તેવો અજાણ્યો શબ્દ કે ઇશારત હોય તેમાં અમારા મનનો પ્રવેશ અમે કરી શકીએ.

---

૧. તે ગુજરી ગયો.

સાહેબ—"સ્ટાર આફ ઇન્ડિયા" આ શબ્દ કઈ ભાષાનો છે? અને તેનો શો અર્થ છે?

ધીરજી—કોઈ માણસ ગુજરાતનું નામ છાનું સમજાવા સારૂ એક અક્ષર ઉંચી લીટીમાં અને એક નીચીમાં એ રીતે બે લીટીમાં લખીને પુછે કે "ગુરા" અને "જત" એ બે શબ્દો કઈ ભાષાના છે? તો આપ શું કહેશો?

સાહેબ—એ ગુજરાતની ભાષાના વિકૃત શબ્દો છે.

ધીરજી—તો "સ્ટાર આફ ઇન્ડિયા" એ શબ્દ પણ ગુજરાતી ભાષાનો વિકૃત શબ્દ છે.

સાહેબ—વારૂ, એનો સાફ અર્થ કહો જોઈએ.

ધીરજી—એક કાવ્ય કોઈએ પ્રશ્ન પુછ્યાથી તેણે નીચે લખ્યા પ્રમાણે ઉત્તર આપ્યો હતો.

### મનહર છંદ—અંતર્લાપિકા.

સીતાપતી પાસ ચંડી ચેષ્ટા કરવાને ચાલી,
સીતાને સ્વરૂપ રૂપ આપનું સમારીને;
શંકરની ચંડી પ્રિયા પછી કેવું પામી ફળ,
જાણો તો લખો ઉત્તર અંતર ઉતારીને;
કવિએ વિચાર કરી કહે દલપતરામ,
લખી આપી બે લીટીઓ સરસ સુધારીને;
એક લીટીમાં લખ્યું જે "ચેકતાં પૈસા ચંપ્રી" ને,
બીજી લખી "સ્ટારઆફઇન્ડિયા" વિચારીને. ૭૮

સાહેબ—હું સમજ્યો. એમાંથી એવો ઉત્તર નિકળ્યો કે ચેષ્ટા કરતાં આપે ફસાઈ ચન્ડિ પ્રિયા.

ધીરજી—હા સાહેબ, એજ અર્થ છે.

એક સ્કાલર—નહિ નહિ, એનો અર્થ બીજો છે.

ધીરજી—હા, ખરી વાત. બીજો અર્થ પણ હું જાણું છું.

સાહેબ—કહો જોઈએ.

ધીરજી—નવ નિશાળીઆઓએ એક મહેતાજીને નવ પ્રશ્ન પૂછ્યા હતા. તેના ઉત્તરમાં મહેતાજીએ બે લીટીઓ લખી હતી.

### મનહર છંદ.

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| સૃષ્ટિ સૃજનારનું શું નામ? | સ્રષ્ટા |
| શું લોભીને પ્યારૂં. | જર |
| હિંદુસ્થાનદેશબીજોહશે?કોઇખંડમાં | ના, આ |
| વ્યંજન રકાર તે શું? | રેફ |
| શી પૈસાની ત્રણ ચાલે? | પાઇ |
| હવ કેવી હશે કહો હિમાળાના કુંડમાં | ઠન્ડિ |
| વલ્લભ શી વસ્તુ? | કાયા |
| અનેકેણેકીધા?કોણછેજેવિદ્યાવાળા? | સૃજનારે,પાઠકા[1] |
| વળી જે લડે રિપુ પ્રચંડમાં. | સ્ટારઆફઇન્ડિયા |

સુણિ પ્રશ્ન લખી લીટી "સૃજનારે પાઠકા" ને
સ્ટાર ઓફ ઇન્ડિયા ઉભી લીટી અખંડમાં. ૭૯

સ્કાલર—એ અર્થ પણ નહિ. એ શબ્દનો અર્થ તો એવો છે કે, હિંદુસ્તાનનો તારો.

ધીરજી—વારૂ, "મની" એ શબ્દનો શો અર્થ છે?

સ્કાલર—'મની' એટલે નાણું.

ધીરજી—વારૂ, અમે કહીએ છીએ કે મની એટલે બીલાડી. માટે એક શબ્દના અનેક અર્થ થતા હોય તેમાંથી એકાદ અર્થ અમે કહી આપીએ એટલે બસ છે.

સાહેબ—વારૂ, યુરોપખંડ આદિકના બીજા દેશોના લોકો ટોપીઓ પહેરે છે અને હિંદુસ્તાનના લોકો પાઘડીઓ બાંધે છે, એ ઠરાવ ક્યારથી અને શાથી થયો હશે?

ધીરજી— **મનહર છંદ.**

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભોવનમાં,
જૈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઇસાપનીતિ આરબે નાઇટ ઇંગ—
લીશે શેક્સપીયરની પોથી પરઠાવી છે;
હિંદુઓએ હોંશ ભરી પંચતંત્રતણી પોથી.
આપી તે તો ઇંદ્રને આધક ભલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હમેશાંની પાઘડી બંધાવી છે. ૮૦

---

૧. શિક્ષકો.

દોહરો.

ઇંદ્ર કહે યુરોપિયન, "હિંદુ-કવિત તદબીર;
બને ન" ત્યાં લગી બેસજો, સભા ઉઘાડે શીર. ૮૧

એવામાં વાઘરી લોકોએ શહેરના કોઈ માણસનો ભૂતનો વળગાડ કાઢવા સારૂ વળામણું કાઢેલું, તે ડાકલું વગાડતા વગાડતા સીમાડા તરફ જતા હતા. ભૂતના વળગાડ વાળો ધુણતો જતો હતો. તે ટોળાને વેગળેથી જોઇને:—

સાહેબ—આ ડાકલું શું બોલતું હશે? અને તેમાં શો અર્થ હશે? તે તમે જાણતા હશો!

ધીરજી—હા સાહેબ, એ ડાકલાની ભાષા પણ અમે સમજીએ ખરા.

સાહેબ—કહો જોઈએ, તે શું કહે છે?

ધીરજી— દોહરો.

મુંબઇના લોકે કર્યો, વહેમતણો વિનાશ;
મુંબઈ શુણતાં ભૂતને, તેથી ઉપજે ત્રાસ. ૮૨

મનહર છંદ.

રામ નામ શુણી લાગે નાસવા લંકાના લોક,
ચંડ મુંડ ચડી નામે ખેદ ઘણો બોલે છે;
હેવલાક[1] નામે, ખાય હબક હરામખોર,
સિંહ સોર શુણી મૃગ ત્રાસે તેની તોલે છે;
કેક કહે કાશી કાશી કહ્યે પાપ નાશી જાય,
દિલ્હી દિલ્હી શુણી દેવો નાસનાજ ડોલે છે;
દાખે દલપત તેમ ભૂતને ભગાડવાને,
બોંબે[2]બોંબે બોંબે બોંબે ડાખલું આ બોલે છે. ૮૩

એવામાં એક આંબા ઉપર કોયલ બેઠી બેઠી કૂ!!! કૂ!!! એવો મધુર સ્વર કરતી હતી. તે જોઇને:—

ઠાકોર—મોર, પોપટ, હંસ આદિક સુસ્વરવાળાં પક્ષીઓના શરીર ઉપર ઇશ્વિરે સારા રંગ લગાવેલા છે, અને આ કોયલનો મધુર સ્વર છતાં, તેના શરીર ઉપર કાળો રંગ કેમ લગાવ્યો હશે, તે પણ તમે જાણતા હશો!

ધીરજી—હા, એ પણ અમે જાણીએ છીએ.

ઠાકોર—ત્યારે તે કહો જોઈ એ.

ધીરજી—જે કોઈ પોતાના ગુણના અભિમાનથી સઉને કુત્સિત કહે છે તેનું પોતાનુંજ કાળું મોં થાય છે.

મનહર છંદ.

કોકિલાની કાયા ઘડી કંઠ તેનો સારો કરી,
કેવો રંગ દેવો દેવે દીલમાં વિચાર્યો છે;
પછી તેને પાંચ પ્રશ્ન પૂછીને પરીક્ષા કરી,
જાણી ગરવિષ્ટ તેથી ગરવ ઉતાર્યો છે;
કેવો હંસ કેવો મોર કેવાં શુક સારિકા છે,
જે પુછ્યું તેનો જવાબ "કૂ[1]" કહી પોકાર્યો છે;
કહે દલપત તેજ કારણથી કરતારે,
કોકિલાની કાયા વિષે કાળો રંગ ધાર્યો છે. ૮૪

સાહેબ—તમને જે પુછીએ તેનો જવાબ દેવામાં તમે નકાર ભણવાના નહિ, કેમ વારૂ?

ધીરજી— દોહરો.

કદી નકાર કરે નહીં, દિલ ઉદાર દાતાર;
તો ચતુરાઇ ઉચારતાં, કવિ કયમ કહે નકાર.
જો અણમારે અધિપતિ, કરે નકાર પ્રકાર;
તો શુભ કવિની શારદા, જડ થઇ જપે નકાર. ૮૫

સાહેબ—હિંદુસ્તાનમાં બહુ પ્રખ્યાત ગૃહસ્થો કિયા કિયા થઇ ગયા છે, તેઓનાં નામ કહો. કેમકે મારે ઇતિહાસનું એક પુસ્તક રચવું છે.

ધીરજી— અનન્વયાલંકાર-મનહર છંદ.

પૃથીરાજરાસાથકી પડે છે પીછાન જે,
ચુહાણ પૃથીરાજને વડા કવિ વખાણતા;
ભૂપ ભોજરાજ આજ સુધી ભોજપ્રબંધથી,
દીશી આવે છે જે એને પંડિતો પ્રમાણતા;
આખા હિંદુસ્તાનમાં તો એવા એવા હતા નર,
ઉદારતા એની લોકો અંતરમાં આણતા;
ગુજરાતમાં જનમ્યો હતો [2]રખીદાસ, બાજે;
જનમ્યા ન જનમ્યા તે અમે નથી જાણતા. ૮૬

સાહેબ—ત્યારે હાલના વખતના કીર્તિવાળા ગૃહસ્થોની કીર્તિનો નોંધ તમે કંઈ લખી રાખ્યો છે કે નહિ? કેમકે દેશમાં ફરવા નીકળીને તપાસ કરીને તે લખી રાખવાનો કવિનો ધર્મ છે, કવિએ પોતાના ઘરમાંજ બેશી રહેવું તે ઠીક નહિ.

---

1. અંગ્રેજનો સેનાપતિ. 2. મુંબઈ.

1. ખરાબ. 2. ગુજરાતી ભાષાના કવિને રખીદાસ સિવાય કોઇએ મદદ આપેલી જણાતી નથી.

ધીરજી— મનહર છંદ.

કિંમત ન જાણે તેની કીરતી કરીએ કેમ,
કહો એના પિતાનું અમારે ક્યાં કરજ છે;
વગર તેડાવ્યા જઈ વદીએ વખાણ વડાં,
એ થકી તો ઘણું સારૂં અમારૂં ધરજ છે;
જરતણા મદથી તે આંખો ખોલી જોતા નથી,
શારદાનો વર શીર અમારે જરજ છે;
જેને કવિજનની ગરજ નથી જણાતી તો,
એવા મગરૂરની અમારે શી ગરજ છે. ૮૭

પછી સાહેબે એક સર્ટિફીકટ લખીને ધીરજીને આપવા માંડ્યું અને કહ્યું કે તમારી તર્કશક્તિ ઘણી સારી છે, અને તમારી કવિતા સર્વોપરી છે માટે હું તમને આ સર્ટિફીકટ આપું છું તે લો અને તેમાં મેં તમારી કવિતા તથા તર્કશક્તિની તારીફ લખી છે. તે કોઇને દેખાડશો એટલે તેની તરત ખાતરી થશે.

ધીરજી—સાહેબ, ગ્રંથમાં લખ્યું છે જે કસ્તુરીમાં સુગંધ છે, તે સાબીત કરવા સારૂ સોગન ખાઈને કે સાક્ષી આપીને કહેવું પડતું નથી. તેમજ મારી કવિતા વિષે મને ખાતરી ન હોય તો મારે આપ સરખા ગ્રહસ્થોને આજીજી કરીને સાક્ષી લઈને સહીઓ કરાવવી પડે. પણ હું તો જાણું છું કે સાક્ષીઓની સહીઓ બતાવ્યાથી, તરત એવું જણાય કે તેમાં કાંઈ માલ નહિ હોય માટે આજીજી કરીને લોકોની સાહેદીઓ કરાવી લાવ્યો છે. તેથી ઉલટી મારી કવિતાની કિંમત ઘટી જશે, અને મારી કવિતા છે તેજ મારે સર્ટિફીકટ રૂપ છે. બીજાની સાક્ષી આપવાની મારે જરૂર નથી. મારા મનમાં અંદેસો હોય તો હું સાક્ષીઓ કરાવું.

મનહર છંદ.

સાહેબ સોંપો છો સર્ટિફીકટ તે સારી વાત,
આપનું બોલેલું અંગિકાર હું બધું કરૂં;
પણ એક પ્રશ્ન પૂછું એનો તો ઉત્તર આપો,
કવિનું કથેલું તજી કેમ હું નવું કરૂં;
કવિતા ને કસ્તુરી તે સાક્ષી વિના સિદ્ધ થાય,
હરઘડી એવું પ્રતિપાદન તો હું કરૂં;
એ વિના ઉત્તમ કામ કહે દલપતરામ,
સમજાવી કહો સર્ટિફીકટથી શું કરૂં. ૮૮

દોહરો.

સંપ કરી કદી સો જણા, કહે કનકને તુચ્છ;
પણ અંતે જુદા પડે, હોય હેમ જો સ્વચ્છ. ૮૯

સાહેબ—કોઈ સાહેબ લોક ગુજરાતી કવિતામાં પૂરૂં સમજતા ન હોય, તેવા પાસે તમારે જવું પડે તો આ સર્ટિફીકટથી તેના મનમાં કાંઈક અસર થાય.

પછી ધીરજીએ સર્ટિફીકટ લઇને ઉપકાર માન્યો.

---

## अंक ७ मो.

એક કવિ મોટા થોબાવાળો માથે મોટા તરફાળ બાંધેલો, અને કેડે કટારી ખોશેલી હતી તે નીચે લખેલા દોહરા બોલતો આવે છે.

દોહરો.

કુથ્થા[1] પુસ્તક કાપિને, એનો ન કરીશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગૃહસ્થ. ૯૦
પાટણ કેદ પડી હતી, અકળાઈ થઈ અંધ;
સરસ્વતીના ફાર્બસે, બહુ છોડાવ્યા બંધ. ૯૧

સાહેબ—આ કોણ છે?

દલ૦—એ વઢવાણના દેશળ ગઢવી છે. જ્યારે સર અરસકીન સાહેબ રાજકોટમાં આવ્યા હતા, ત્યારે આ કવિએ એવી હિંમત ધાલી કે મેં મારી કવિતાથી દેશી રાજાઓને રીઝવીને જાગીર તથા ઘણા શિરપાવ લીધા છે. પણ જ્યારે કોઈ સાહેબ લોકને રંજન કરૂં ત્યારેજ મારી કવિતાની ખાતરી થાય એવું ધારીને તેઓ રાજકોટ ગયા. પોતાની કવિતાથી અરસકીન સાહેબને ખુબ રંજન કર્યો, એટલુંજ નહિ પણ તે સમે હજુરમાં બેઠેલા કેટલાએક કાઠિયાવાડના રાજાઓને પણ રંજન કર્યા. ત્યારે સાહેબે અતિ ખુશી થઈને રાજાઓને પૂછ્યું કે આવા કવિનું સન્માન કરવાની તમારા દેશમાં કેવી રીત છે?

સરદારોએ કહ્યું કે તે રીત એવી છે જે મુખ્ય સરદાર હોય તે એક રકમ આપીને એક યાદીપત્રમાં પોતાના નામની સહી કરે. પછી બીજાઓ પોત-

---

૧. કાગળ ખાનારો જીવડો કુથ્થો.

પોતાની ખુશી પ્રમાણે રકમો ભરીને તે નીચે સહીયો કરે છે.

પછી અરસ્કીન સાહેબે એમ કર્યું. તેથી ગઢવીને આશરે બે હજાર રૂપિયા મળ્યા.

**સાહેબ**—આપણને વઢવાણને મુકામે તે મળ્યા હતા, અને તેમની પાસેથી એક પુસ્તક મળેલું છે.

**દલ.**—હા સાહેબ, એજ.

**સાહેબ**—ગુજરાતના કવિયોએ સાહેબ લોકોને રંજન કરેલા ખરા.

**દલ.**—ભર્તૃહરીશતકમાં કહ્યા પ્રમાણે "**અજ્ઞઃ સુખમારાધ્ય**" કાં તો એક અજાની હોય તેને કે વિદ્વાનને રંજન કરી શકીએ પણ થોડું ઘણું શીખીને મગરૂર થએલે અધ્રમળ્યા લાકડાની પેઠે ધુંધવાતો હોય, તેને અમે રંજન કરી શકીએ નહિ.

ત્યાં દેશળગઢવી આવીને સલામ કરીને ઉભા રહ્યા.

**સાહેબ**—એવો કિયો એક ગુણ છે કે જેથી બધા લોકો વશ થાય?

**દેશળ**—એવો તો વિનય ગુણ, અને જીભની મીઠાશ છે.

### ઇંદ્રવિજય છંદ-વિભાવનાલંકાર.

કીરતિ કોટિ ગણી વધી કારમી કીરતિ કારણદાનનદીધું,
નામ અમૃત્ય કર્યું અવની તજી આપ અમૃતનું પાન નપીધું;
દુર્જન જીતી લીધા દલપત ન હાથ વિષે હથિયારજ લીધું,
જંત્રનતંત્રનમંત્રજપ્યા,વિનયી જનવિશ્વ બધું વશકીધું. ૫૨

### જીભની મીઠાશ વિષે-ભેદકાતિશયોક્તિ.

કામ ઘણી અરથે કથને જઈ, કાશદ તુલ્ય કરો કદી કૂદી,
શીત તૃષા ન-વિચારકરો,ન વિચાર કરો રજની વદિ સૂદી;
લાડુ જલેબિ જમાડી જુઓ,અને પીરસો કઢળી ફળ છુંદી,
કોડ કરો દલપત્ત કહે પણ,જીભમિઠાશની વાતજ જૂદી.૫૩

**સાહેબ**- ગુજરાતમાં સુધારાવાળાએ શાં શાં કામ કર્યાં?

**દેશળ**—સુધારાવાળાએ બડી બહાદુરી કરી છે. જે કામ થવાની આશા નહોતી એવાં એવાં કામ કર્યાં છે

### મનહર છંદ—નિદર્શના.

સનરના સાંચા લાવ્યા, સાંચા લાવ્યા છાપવાના,
તે તો વડી દેશ વિષે દોલત વધારી છે;
જંત્ર મંત્ર જાદુતણી ભ્રમણા જે ભાગી નાખી,
તે તો વડી કરેલી વાધણ વિદારી છે;
સારી સૌના અંતરમાં અસર ઉતારી છે જે,
એ તો અહીં આભમાંથી વાદળી ઉતારી છે;
કીધી કન્યાશાળાઓ જે કહે દલપતરામ,
તે તો મહા મણિધર માથે મેખ મારી છે. ૫૪

**સાહેબ**—તે જોઇને કુધારાવાળા દીલગીર થયા હશે.

**દેશળ**—

### ઇંદ્રવિજયછંદ-અસંગતિઅલંકાર.

ઇજનમાં અગની ઉપજ્યો, અગનાનિનું અંતર તેથિ તપાયું,
કાનસિયો ભણિ કાપિ કુચાલ, કુલોકનું કાળજું તેથિ કપાયું;
માપથિ મેદનિ ક્ષેત્ર મપાય, કુમંત્રિતણું મન તેથિ કપાયું,
છાપથિ પુસ્તક પત્ર છપાય. છકેલનિછાતિ એકછછપાયું.૫૫

**સાહેબ**—દેશમાંથી હવે રાજ્યનું અંધેર મટ્યું કે નહિ?

**દેશળ**—આગળનાં રાજ્યો કરતાં તો ઘણું સારૂં છે, તોપણ હજી કેટલીએક બાબતમાં અંધેર છે ખરૂં.

### મનહર છંદ—વિશેષાલંકાર.

લાંચીયાનું ગયું રાજ્ય તોય નથી ગઇ લાંચ,
જુલમી રાજા ગયા ને જુલમ જાહેર છે;
લાકડાનાં ગાડાં મૂલ થોડું આપી લુટી લે છે,
કેર કરનારૂં રાજ્ય જતાં કાળો કેર છે;
નિરખનું નામ લઇ દામ નથી દેતા પૂરા,
લૂટારા પીંઢારા જતાં લૂટ ઠેર ઠેર છે;
કહે દલપત દીનનાથ તેં આ દેશમાંથી,
આંધળો અમલ કાઢ્યો તથાપિ અંધેર છે. ૫૬

**સાહેબ**—પણ મુસલમાનોના રાજ્યનો જુલમ તમે ભૂલી ગયા, કે સાંભરે છે?

**દેશળ**—

### મનહર છંદ-સ્મૃતિઅલંકાર.

હિંદુ મહીપાળતણી બેટીઓ બેગમો બની,
જોતાં તેની કબરો કંપારો ઉપજાવે છે;
જજીયાવેરાની વાત જુના જનો કહે જ્યારે,
ત્યારે અતિ હેવામાંથી હીમત હઠાવે છે;
દેવળ ને દેવની મુરતીઓ ખંડિત પડી,
રૂદ્ર મહાલયમાં નિમાજ તો પઢાવે છે;

દેખી એવું ઠામ ઠામ કહે દલપતરામ,
જુલમી અમલની વખત યાદ આવે છે. ૯૭

**સાહેબ**—આ વાગતી ઘડીઆળનું એક કવિત કહો જોઇએ.

**દેશળ**—મહાકાળ (એટલે હમેશાંની વખત) અને એક માણસને સંવાદ થયો હતો તે સાંભળો.

**મનહર છંદ—નિરૂક્તિ અલંકાર.**

અરે મહાકાળ તને માપથી મપાય નહિ,
એવું અભિમાન મિથ્યા અંતરમાં ધરે છે;
સેકન મીન્યુટ ને કલાકના ટંકોરા કરી,
આ જો ઘડીઆળ તારૂં માપ તો ઉચારે છે;
કહે કાળ, હું અમાપ, માપવા જે મને ઇચ્છે,
માપતાં ને માપતાં ઉમર ખોઇ મરે છે;
પંડિતોને પુછી જુઓ પોતે દલપતરામ,
એ તો ઘડીઆળ માપ અવરનું[1] કરે છે. ૯૮

**ઠાકોર**—અમારી તરવાર અને તેની સાથે આ એક છરી છે તેનું કવિત કહો જોઇએ.

**દેશળ—**

**મનહર છંદ-વિભાવનાલંકાર.**

પેખી એક પાણી વાળી, કાંચળી ધરેલી કાળી,
રૂપાથી રૂપાળી, માયાવાળી છે મરદની;
આંખો જોતાં અણીયાણી, મજબુત મુઠવાળી,
પડે જેના પંડ પર દેનારી દરદની;
પુત્રી કદી રાખે પાળી, હોય એક હાથ વાળી,
સ્વામી સંગ જવા સજ્જ થાય છે શરદમાં;[2]
દાખે દલપતરામ, નામ જોતાં નારી પણ,
મોટા મોટા મરદને મેળવે ગરદમાં. ૯૯

**સાહેબ**—વિચારવંત માણસનાં લક્ષણ કેવાં હોય?

**દેશળ**— **મનહર છંદ.**

ધારવાનું ધારે, ને ન ધારવાનું ધારે નહિ,
ધારવા ન ધારવાના ધારે જે આધારને;
બોલવાનું બોલે, ને ન બોલવાનું બોલે ન,
જે બોલવા ન બોલવાનો તોલ બોલનારને;
ભક્ષ કરે ભક્ષ, ને અભક્ષ્યનો ન ભક્ષ કરે,
ભક્ષ્ય ને અભક્ષ્યનો જો લક્ષ ભક્ષકારને;
દેખવાનું દેખે, ને ન દેખે દલપત કહે,
જે દેખ્યાથી દેખનાર દેખે જમદ્વારને. ૧૦૦

**રળિયો[1]**—પરમેશ્વરે આંખો કરી છે તે સારૂં નરસું જોવા સારૂજ કરી છે. માટે તમે કહો છો તે ઠીક નથી. એ તો આંખનો ધર્મ આંખ કર્યે જાય, અને મનનો ધર્મ મન કર્યે જાય તેમાં આપણે શું?

**દેશળ**—ભાઇ, આ તો રાજસભા છે માટે અહીં તો શુદ્ધ વાચા બોલો કે જેવો રાજાની નીતિ-સમાન તેનો બોજ પડે. અને જે બોલો તે કલમ ચાર લોકો શુદ્ધ જાણીને મનમાં ધરે નહિ, તો તે વાચા અને બધી વાત ગધાડાના જેવી અને તોલ વગરની, જેવી એક મજે ચાલે તેવી માન. અને જે વિચાર વિનાની વાચા બોલો, તેનો લોકો તો તોલ કરે. અને શુદ્ધ વાચા ધરવાથી સુખ જેવો ધર્મ ચાલે છે. કદાપિ રાજાની વાત પણ જો બોલતાં બુદ્ધિ સજે નહી, તો તે જક જેવી વાત જાણી; માટે સાતેગમ મોકળી, એવી જેમ તેમ વાત બોલ નહિ. તે વિષે કવિત સાંભળ.

**સોળ પાંખડીપ્રબંધ—ધનાક્ષરી છંદ.**

વાચા બોલો શુદ્ધ જેવો રાજાનીતિ સામો બોજ,
ચાર લોકો ધરે સુધ જાણી જો ન તે કલમ;
જેવી તે તો વાચા ખરનીજ તે સગળી વાત,
વિના તોલે ચાલે જેમ એક મજે માન તમ;
વાચા જે વિચાર વિના બોલો તે તો લોકો તોલે,
શુદ્ધ વાચા ધરે ચાલે જે સુખ જેવો ધરમ;
ગજનીએ જાણી જકની જો તે મતિ ન સજે,
સાતેગમાં મોકળી ન બોલ વાત જમતમ. ૧૦૧

**સાહેબ**—એ કવિતામાં કંઈ ચમતકારી અલંકાર છે કે?

---

૧. કલાક અથવા અવર એટલે બીજાઓનું માપ કરે છે, કે તે કેટલું જીવ્યો. મારૂં માપ થઇ શકે નહિ.

૨. શરદ રૂતુમાં દીવાળી ઉપર સ્ત્રી સાસરે જવા સજ્જ થાય છે અને તરવાર મુલકગીરીમાં જવા સજ્જ થાય છે.

૧. જેમ વિલાયતમાં નામીચો મશ્કરો બરથોલ હતો, તેમ અમદાવાદ જીલ્લાના રાણિસરમાં નામીચો મશ્કરો રળિયો ગઢવી થઇ ગયો છે, તેની કેટલીએક વાતો આખી ગુજરાતમાં પ્રસિદ્ધ છે; માટે વિદુષક જેવું બોલવું હોય ત્યાં અમે રળિયા ગઢવીનું નામ દાખલ કર્યું છે.

દેશળ—હા સાહેબ, એમાં ચમત્કારી ચિત્રાલંકાર છે. એમ કહી, આ નીચે પ્રમાણે સોળ પાંખડીનું કમળ ચીત્રીને તેની દરએક પાંખડીનો એક એક અક્ષર અનુક્રમે લઇને કવિતનાં બે ચરણો વાંચ્યાં, પછી દરએક પાંખડીની આખી લીટીઓ વાંચીને બીજાં બે ચરણો વાંચી સંભળાવ્યાં.

**સોળ પાંખડી કમળ પ્રબંધ—ઘનાક્ષરી છંદ.**



સર્વે સભાસદોએ તે ચિત્ર કવિતા હાથમાં લઇને વાંચી જોઇ, અને કહ્યું કે બહુ સારી યુક્તિ બનાવી છે.

**સાહેબ**—ક્ષમા વિષે એકાદ કવિત બોલો.

**દેશળ**— મનહર છંદ.

ક્ષમાથકી સઘ સર્વ શત્રુનો વિનાશ થાય,
ક્ષમાથકી સર્વ સુખ પામીએ પલકમાં;
ક્ષમાથકી જગતમાં જશ તો જરૂર જામે,
ઝેર ઝાળ ઝંપી જાય ક્ષમાની ઝલકમાં;
કુકથનકેરી કદી કાળજે ગંઠાય ગાંઠ,
છુટી જાય છેકાછેક ક્ષમાની છલકમાં;
દીલ દીશ દષ્ટિ રાખી દેખો દલપત દાખે,
ક્ષમાની ખૂબી તો ખૂબ ખાસી છે ખલકમાં. ૧૦૨

કોઇ કહે સારો કે નઠારો કહે કોઈ કદી,
માન અપમાન નાંખો મનમાંથી મારી તે;
કનકનું પારખું કરે કનક કૂટનાર,
કાયામાં કનકને છે કેવું કષ્ટકારી તે;
છેદન, દહન તથા તાડન, ઘર્ષણ કરે,
દીપી દીપી દેહની દેખાડે તેજધારિ તે;
દેખી દેખી દુનિયામાં દાખે દલપતરામ,
શાણા લોક શીખી લો સોનાની રીત સારી તે. ૧૦૩

પછી સલામ કરીને ખુરશી ઉપર બેઠા.

---

## અંક ૮ મો.

એક બારોટ નીચે લખ્યા પ્રમાણે ઊંચે સ્વરે બોલતો આવે છે.

બાપ, આજ સુધી તું ક્યાં સંતાઇ રહ્યો હતો. અમારાં પુસ્તકોને ઉધેઇ વળી ગઈ, કેટલાંક વેચી ખાધાં, અને અમારાં છોકરાં બીજી નોકરી કરવા લાગ્યાં.

**સાહેબ**—આ કોણ આવે છે?

**કવિ.**—એ વીજાપરના બારોટ ભગવાનદાસ છે. એમના ભાઇ ડુંગર બારોટ સારા કવિ અને ભક્તરાજ થઇ ગયા. તેનાં બનાવેલાં ગુજરાતી ભાષામાં જુદા જુદા રાગનાં સારાં પદ છે, અને આ બારોટને કવિતા બોલવાનો તથા વાતો કહીને સરદારોને રીઝવવાનો માહરો છે, તથા જમાનગીરી કરે છે તેથી ઘણું કરીને સાદરામાં રહેવું પડે છે.

પછી બારોટ આવીને સલામ કરીને ઉભા રહ્યા.

**સાહેબ**—બારોટ તમારે કેટલા દીકરા છે? અને તે શું કામ કરે છે?

**ભગવાન**—મારો મોટો દીકરો લીંબો ઇડરના મહારાજ સાહેબની હજુરમાં નોકર છે, અને બીજો મંગળદાસ છે, તે આપની કીર્તિ સાંભળીને હવે કવિતાના ગ્રંથોનો અભ્યાસ કરે છે. તેનામા કવિતાશક્તિ છે. ત્રીજો ભાઇઓ છે, તે પણ એવું ધારે છે કે પરદેશમાં જઇને કવિતાનો ખૂબ અભ્યાસ કરૂં. જો તેને પ્રભુ જીવતો રાખશે તો તે સારો કવિ થશે એવી આશા છે.

**સાહેબ**—વાદવિવાદ કરતાં અંતે કોણ હારે એ વિષે કવિત આવડતું હોય તો બોલો.

**ભગ.**—ગઇ રાતે ભવાયા રમ્યા તેમાં એક સરદારનો અને એક ફકડનો (રંગલાનો) વેષ આવ્યો હતો. પછી તે ફકડને પેલો સરદાર પકડવા ગયો એવામાં ફકડના પાયજામાનું નાડું સરદારના હાથમા આવ્યું, તેથી ગાંઠ છુટી ગઇ, અને પાયજામો પડી જવા લાગ્યો. ત્યારે સરદારે કહ્યું કે નાડું બાંધ. ફકડે કહ્યું કે તું એમ બોલ, જે રંગલા બાપ, નાડું બાંધ, તો હું નાડું બાંધીશ, નહિ તો નહિ બાંધું પછી સરદારે તેને બાપ કહેવાની ના પાડી, પણ વાદવિવાદ કરતાં અંતે સરદારે હારીને તેને બાપ કહ્યો; ત્યારે ફકડે ખુશી થઇને નાડું બાંધ્યું તે વિષેઃ-

**મનહર છંદ.**

ફકડને પકડવા ચાલ્યો સરદાર જતાં,
નાડું છુટ્યું ફકડનું ત્યાં પેલો પોકારે છે;
ફકડ કહે તું મને બાપ કહે તોજ બાંધું,
નહિ તો ન બાંધું તેનો શરમ તો તારે છે;
મનાવતાં બીજી રીતે માને નહિ તેનું મન,
બાંધ બાપ નાડું, અંતે એમ તે ઉચ્ચારે છે,
દાબે દલપતરામ દેખી લ્યો એ દાખલાથી,
નિરલજ જીતે, અંતે લાજવંત હારે છે. ૧૦૪

**સાહેબ**—કેવી બહાદુરીને ધિક્કાર કહીએ?

**ભગ.**—એક શીકારીએ વનમાં વાઘને અજાડીમાં નાંખ્યો હતો. તેને એક દયાળુ માણસે કાઢયો ત્યારે વાઘે બહાદુરી કરીને તે માણસને મારી નાંખ્યો, પછી તે વાઘને એક પક્ષીએ ધિક્કાર કર્યો હતો

**અપ્રસ્તુત પ્રશંસાલંકાર—મનહર છંદ.**

ઝાડીમાં અજાડી મધ્યે, પાડી મૂકયો પારધીએ,
પાપી વાઘ, તને પીડા પૂરણ પમાડી છે;
દયાળુ મનુષ્યે દીઠો, દયા તેને દીલ આવી,
તેથી તેણે તારી બારી છુટ્યાની ઉઘાડી છે;
છુટ્યો મારી છોડનારનાજ તેં છોડાવ્યા પ્રાણ,
તેમા તે શી જગમાં બહાદુરી જગાડી છે;
કહે દલપતરામ, કૃતજ્ઞતા કરી નહી,
ખરેખરી કૃતઘ્નતા તેં કરી દેખાડી છે. ૧૦૫

**સાહેબ**—આળસ છે, તે એક દુર્ગુણ છે, તે અભિમાનની, લોભની કે ક્રોધની બરોબર કહીએ કે કેના જેવી કહીએ?

**ભગ.**—

**મનહર છંદ—અનન્વયાલંકાર.**

આળસથી અભિમાન એટલું તો ઉત્તમ છે,
અભિમાનીને તો માન તાકવાનો ટેક છે;
લોભી પણ આળસુથી લાયક લેખાય લેશ,
લાલચથી લઇ બેસે ઉદ્યમ અનેક છે;
ક્રોધી જન કઠણ કથનથી કુચાલ હાંકે,
વધારે નહિ તોપણ એટલો વિવેક છે;
આળસને કેના જેવી કહું દલપત કહે,
આળસ સમાન ભુંડી આળસજ એક છે. ૧૦૬

**સાહેબ**—ત્યારે ચોર અને જુગારી એ બેમાં સારો નરસો માણસ કોણ કહેવાય?

**ભગ.**—

**મનહર છંદ—ઉપમેયોપમા.**

ચોરી કરી ચોર પછી બોલે બહુ જુઠા બોલ,
જુગારીને જુઠા સમ ખાતાં જીભે જોર છે;
ચોર ચોરી કર્મ કરીને પાપે પેટ ભરે,
જુગારી જગતમાં ખરો હરામખોર છે;

ચોર ચીજ ચોરતાં ન લાવે લવલેશ લાજ,
જુગારી જુગારે જોતાં નિર્લજ નઠોર છે;
કહે દલપતરામ કેને ભલો ભુંડો કહું,
ચોર જેવો જુગારી જુગારી જેવો ચોર છે. ૧૦૭

સાહેબ—દુર્ગુણોને શી રીતે ટાળી શકાય?

ભગ.—

મનહર છંદ—ઉપમાલંકાર.

ઢાલ જેવી ધીરજ ધરી અડગ ઉભા રહી,
ખડગ સમાન ક્ષમા ખૂબ ખખડાવીએ;
બખતર જેવો સંપ સજીએ સગાંવાલાંમાં,
સેના જેવા સદા સદગુણો સંપડાવીએ;
તુરગની તુલ્ય બુદ્ધિ તરંગ તૈયાર રાખી,
રથ જેવો મનોરથ ચંચળ ચલાવીએ;
દુશમનો જેવા દુરગુણો દલપત કહે,
હીમત રાખીને તે હઠીલાને હઠાવીએ. ૧૦૮

સાહેબ—રાવણુ અને અંગાવણુની રીતભાત કેવી હશે?

ઠાકોર—જમની જમાત કેવી હશે?

સ્કાલર—વ્યંતરીઓ કેવી હશે?

રળિયા—ચોર કેવા હશે? મેં દીઠા નથી.

ભગ.—

મનહર છંદ—પ્રતિપાલંકાર.

જુલમી રાજાની નીતિ જોઇ તો શી જરૂર છે,
રાવણુ અંગવણુની ભુંડી રીતભાતની;
જુલમી સિપાઇઓની જોઇ હોય જો જમાત,
જોવાની જરૂર શી છે જમની જમાતની;
ફુવડ નારીઓ જુઓ જેટલી નજરે ફરે,
જોવાની જરૂર મટે વ્યંતરીઓ જાતની;
કપટી વેપારી જુઓ કહે દલપતરામ,
ખાતરી તેથીજ થશે તરકર સાક્ષાતની. ૧૦૯

ઠાકોર—એક ધર્મગુરૂ એવું કહેતો હતો કે, જેનાં છોકરાં નહાનપણુમાં ઘોડીઆમાંથી વરે તેની તો આબરૂ છે. વળી કહેતો હતો કે દેશાંતરમાં જવાથી ધર્મ સચવાય નહિ, અને સ્ત્રીઓને ભણાવવી નહિ, તેનું શી રીતે સમજવું?

ભગ.—

મનહર છંદ—અપન્હુતિઅલંકાર.

છોટાં છોકરાં વરાવી ફાવી શું ફુલાવાનું છે,
ફુલાવાનું ફોક એ તો કાંટા છે કલેશના;
પ્રવાસની ના પાડે તે દેશના શું હિતસ્વી છે?
હિતસ્વી ન હોય એ તો દુશમનો દેશના;
ધર્મનો ન મર્મ જાણે તે શું ધર્મગુરૂઓ છે,
ગુરૂઓ નહિ હરામખોર છે હમેશના;
વનિતાનો વિદ્યાભ્યાસ વારે તે શું વિદ્વજ્જન,
વિદ્વજ્જન નહિ મોટા વૃષભ મહેશના. ૧૧૦

રળિયો—તમે ગમે એવી કવિતા દેખાડો પણુ હું તમને બદું નહિ, મારા જેવી કવિતા તમારાથી બની શકે નહિ.

ભગ.—તે કઇ કવિતા? અને સરસમાં સરસ કિયા વિષય ઉપર તમારી કવિતા છે, તે કહો, એટલે બીજાઓની કવિતા સાથે સરખાવી જોઇએ.

રળિયો—મારી કવિતા બધીએ સરખી વખાણુવા જેવી છે. પણુ મૂર્ખ હોય તે બીજાઓની કવિતાને વખાણે છે.

ભગ.—હંસનો અને કાગડાનો સંવાદ સાંભળ.

મનહર છંદ.

કાગ કહે રાગ મારો હંસથી રસીક રૂડો,
અંગતણો રંગ પણુ જાણુનાર જાણુશે;
મરદની મુછે રંગ હોય હંસ અંશ જેવો,
રંગ બાંધી, રંગ મુજ અંગ તુલ્ય આણુશે;
પતિવ્રતા પતનિનો પતિ પરદેશ હોય,
પતિજથી તે તો મારા બોલને પ્રમાણુશે;
શું કહું વિશેષ વાત સુણો દલપતરામ,
વિવેક વિનાના લોક હંસને વખાણુશે. ૧૧૧

હંસ—હંસ કહે હાડીયા તું ચાડીયાની ચાલ છોડ,
બાડીયા તારા તે બોલ ચાહી કોણુ ચાખશે;
આપનાં વખાણુ આપોઆપ કરે આપ મુખ,
દુનિયા તો દેખશે તેવા જ ગુણુ દાખશે;
માન મળે તને, તો હું નથી અપમાન દેતો,
માન અપમાન જોગ માનવીઓ ભાખશે;
દાઝે બળ્યો દ્વેષ કરે તેથી દલપત કહે,
રાગ રમ રૂડો ગણી તને કોણુ રાખશે. ૧૧૨

ભગ.—જીવ ઘાલીને સારીપેઠે અભ્યાસ કર્યા વિના કશું કામ આવડે નહિ. ખાલી મમત કરવો તે ખોટો છે; અને દૈવકૃપા પણુ જોઈએ.

મનહર છંદ—દૃષ્ટાંતાલંકાર.

સોની કદી શ્રીમંતપણાથી ધંધો શીખ્યો નહિ,
ઘડવા પડે તો પછી ઘાટ ન ઘડી શકે;
તરવા ન શીખ્યો નર તરવાની તક પડી,
પાણી તણા પુરથી તે પાર ન પડી શકે;
સુખપાલે બેશી ફર્યો, પછી પળ આવી પડે,
ચપળતા લાવી નહિ ઘોડલે ચઢી શકે;
શસ્ત્રધારી હોય પણ શસ્ત્રવિદ્યા સાધ્યાવિના,
લશકર સાથે કદી તે નહીં લડી શકે. ૧૧૩

રસોઇ શીખ્યા વિના સરસ ન રસોઇ થાય,
બાળી શકે તો કદાપિ બાફણું બફાય છે;
હોય નહિ તારૂ[1], તેણે હાથપગ હલાવ્યાથી,
પાર ન પમાય પણ પાણી ડખોળાય છે;
પંડિતના પુત્ર પાસે પુસ્તક અપાર હોય,
પઢ્યા વિના તો તેનાથી પાનાં ફેરવાય છે;
શસ્ત્રવિદ્યા સાધ્યા વિના દાખે દલપતરામ,
કટક કપાય નહિ, કોળાં તો કપાય છે. ૧૧૪

**જોશી**—બારોટ, તમારૂં શરીર દુબળું કેમ છે?

**ભગ.**—મારૂં શરીર એવું જ હમેશાં રહે છે.

**જોશી**—તમારે હાલ પનોતી છે, માટે કોઈ તીર્થને કાંઠે ગ્રહના મંત્ર જપાવો, કે હનુમાનની બાધા રાખો.

**ભગ.**— ઇંદ્રવિજય છંદ.

શીગણતીગ્રહની ગણિએ,ગ્રહનાથ[2] થયો ચિતચાકિચિતારો
માનઘટ્યું હનુમાન તણું,હનુમાન પિતા[3]બન્યોએસ બિચારો
તીરથ આવે ન સારિ શકે, સઉ તીરથ દેવ[4] દિઠો દગનારો
દેવતણો અધિદેવ[5]ભજો,અન્યદેવઉપાસનસર્વવિસારો. ૧૧૫

પછી બારોટ સલામ કરીને ખુરશી ઉપર બેઠા.

---

# અંક ૯ મો.

એક કવિ આવીને સાહેબને સલામ કરીને ઉભો રહ્યો.

**સાહેબ**—આ કોણ છે?

**કવિ**—એ દેવરાસણના જેતસી ગઢવી છે, તે વાતોડા કહેવાય છે.

**સાહેબ**—વાતોડા એટલે શું?

**કવિ**—કવિતા નહિ, પણ ફક્ત વાતો કરીને જ સરદારોનાં મન રંજન કરે છે. એ બાબતમાં તેણે ઘણું માન મેળવ્યું છે, અને તેના કુટુંબનું ગુજરાન પણ એમાંથી જ તે ચલાવે છે.

**સાહેબ**—કેમ જેતસી ગઢવી, તમે કવિતા કાંઇ શીખ્યા છો કે નહિ?

**જેતસી**—હા સાહેબ, વાતોમાં છુટક કવિત બોલવાં પડે છે, માટે કેટલાંએક કવિત મેં મોઢે કરી રાખ્યાં છે.

**સાહેબ**—ચાતુર્માસના વર્ણનનું એકાદ કવિત કહો જોઈએ.

**જેતસી**— ઇંદ્રવિજય છંદ.

ઘેરિ રહી ઘનઘોરઘટા, ચપળાનિ[1] છટા ચહુ પાસ તપાસું,
મોર કરે તતબીરથી તાંડવ,નંદન[2] તુલ્ય બન્યુ વનખાસું;
કુંજ[3]સમાન કહે દલપત્ત, વડું અરવિંદનુ[4]નંદ[5]નિકાસું,
આતુરતાથી કરે વિરહાતુર,ચાતુરનુ ચિત્ત ચાતુરમાસું. ૧૧૬

મનહર છંદ.

વાદળું કે ખુરશી ઇંદ્ર કે ઇનસાફદાર,
મેઘ ગર્જના કે ગિરા[6] છે શિરસ્તેદારની;
વીજળી કે વકીલ છે તારા કે જોનારા લોક,
શશિ સૂર્ય છે કે છબિ સાક્ષી પૂરનારની;
ધરી જળધારાઓ કે લેખણો છે લખવાની,
મેદની[7] મંડાણ મોટી બુક છે તુમારની;
દાખે દલપતરામ દુકાળ સગાળ લહે,
કળી શકે કોણ વાત ન્યાયના આકારની. ૧૧૭

**સાહેબ**—ચોમાસાની આઠમની રાતનું વરણન કરો.

**જેતસી**—ગયા શ્રાવણ શુદી આઠમની રાતે વાદળાં દોડતાં હતાં પણ વર્ષાદ થતો નહોતો. તે રાત એક સ્ત્રીના જેવી શોભતી હતી. તે સમે એક કવિત મેં રચ્યું હતું.

---

૧ તરનાર. ૨ સૂર્ય ફોટોગ્રાફી છબિયો પાડે છે.
૩ પવન ગાડી ખેંચે છે.
૪ પાણી જળચક્રી ફેરવે છે.
૫ પરમેશ્વર.

૧ વીજળી. ૨ દેવનું વન. ૩ ઝુંડ. ૪ કમળ. ૫ ટાણું. ૬ વાણી. ૭ પૃથ્વી.

### રૂપકાલંકાર—મનહર છંદ.

છુટા છુટા બુટાવાળી બહુ સારી સાડી ઓઢી,
કાળિકા સમાન રાત્રી બાળિકા બિરાજે છે:
અર્ધચંદ્રને આકારે કનકનું આભૂષણ,
છાજે એવું જુઓ એની છાતીપર છાજે છે:
અંચળાને છેડે જાની ઢાંકે છે ને ઉડી જાય,
પવનની ગતિ અતિ એવી વધી આજે છે:
ફરીને જુઓ આ ઠામ દાખે દલપતરામ,
લાયક મરદોને નિહાળી નારી લાજે છે. ૧૧૮

એવામાં એક કારભારી આવ્યો. તેણે સોનાનાં ઘરેણાં તથા ઉમદા પોશાગ પહેર્યો હતો. તે સઉને સલામ કરીને, કવિને બેસવાની ખુરશી ઉપર પોતે બેઠો, અને કવિને સલામ પણ કરી નહિ. તેથી સઉ સભાસદોના મનમાં એવું આવ્યું કે તેનામાં વિવેક નથી.

**સાહેબ**—આ કોણ છે?

**ઠાકોર**—એ એક કારભારી છે. તે બહુ હુશીયાર ગણાય છે. એક સમે સોનું, રૂપું, વગેરે કેટલીએક ધાતુ અમે ખરીદ કરી હતી. તેનો હિસાબ કરતાં ઘણા લોકો મુંઝવાયા હતા, પણ આણે તરત હિસાબ કરી આપ્યો. ધાતુની ધાતો તેને બહુ યાદ છે, અને એકજ નહિ, પણ ઘણા ધંધા તે કરે છે. રાત ને દહાડો તેનાં કારખાનાં ચાલતાં હોય છે, તેથી તે ખુબ રળે છે. એને ભલાં ભલાં ઘરેણાં પહેરવા ઉપર બહુ ભાવ છે, તથા કશા અપલક્ષણની દુર્ગંધ તેનામાં નથી. વળી કચેરીના લોકો તેની આબરૂ ગણે છે. કવિના કામમાં આવે એવા પદબંધ પ્રબંધો રચે છે, અને એવો ટેકવાળો છે કે, ઘણી તરેહના ટેક રાખે છે, તેમાંનો એક પણ કોઈ છોડાવી શકે નહિ.

**સાહેબ**—કવિરાજ, આટલા બધા ગુણ વાળા પુરૂષનું એક કવિત કહો જોઇએ.

**જેતસી**—સાહેબ, એટલો બધો અર્થ એકજ કવિતમાં લાવવો મુશ્કેલ છે, તોપણ મારી શક્તિ પ્રમાણે કહું.

### ઇંદ્રવિજય છંદ.

ધાતુની ધાતભણી ભલી ભાત, રળે દિનરાત ધરી બહુ ધંધો,
ભાવ ભલેજ ભલાં ધરી ભૂષણ, દે તજી દૂષણની દુરગંધો;
રાજસભાસદ લાજ ગણે, કવિરાજ કરે પદબંધ પ્રબંધો,
ટેક અનેક ન છેક છુટે, પણ એક વિવેક વિના નર અંધો.

**ઠાકોર**—એક નવો મિત્ર હાલ અમને મળ્યો છે. તે પડે ગમે તેવો હોય, પણ અમારૂં કામ એનાથી થાય એવું જણાય છે.

### જેતસી— મનહર છંદ.

મીઠળા આહાર તે ન જાણીશ આહાર કર્યો,
કરેલા આહાર સુધાં બાહાર કઢાવશે;
પાપણીને પરણી ન જાણીશ જે સુખ પામ્યો,
પામેલું એ સુખ દુખ રૂપ દેખડાવશે:
અનીતિનું નાણું તે ન જાણીશ કમાયો નાણું,
કમાયેલા નાણાનાય કાંકરા કરાવશે:
દુષ્ટ મિત્ર દેખીને ન રીઝો દલપત કહે,
ખરા મિત્ર સાથે પણ ખેદ ઉપજાવશે. ૧૨૦

**ઠાકોર**—સત્યવાદીની પરીક્ષા કેમ થાય?

**જેતસી**—ખરી પરીક્ષા કરવી હોય તો, તેને વર્તમાનપત્રનો એડીટર બનાવવો: પછી જોવું કે પોતાના વગવાળાની વાત કેવી લખે છે, અને બીજાની કેવી લખે છે. તે ઉપરથી તરત પરીક્ષા થાય, કે તેને ઇનસાફનું કામ સોંપ્યું હોય તો કેવું કરે? એક રાજા પાસે મુનસફની પરીક્ષા આપવા સારૂ પાનાચંદ નામે વાણીઓ ગયો હતો. તે સમે રાજા સોગઠાંબાજી રમતો હતો.

### મનહર છંદ.

મુનસફી કામની કરો પરીક્ષા પૃથીનાથ,
પાનાચંદ નામે કોઈ પુરૂષે કહ્યું જઈ;
પૃથવીપતિ તે પળે પાસા ખેલતો હતો ને,
પાસે બેઠો પાનાચંદ દૃષ્ટિ ખેલમાં દઈ;
રાયના ત્યાં પડ્યા બાર પક્ષ રાખી પાને કહ્યું,
પડ્યા છે પોબાર સામી સોગઠી મરી ગઈ;
કહે દલપતરામ પૃથવીપતિએ કહ્યું,
પાનાચંદ હવે તારી પરીક્ષા પૂરી થઈ. ૧૨૧

**ઠાકોર**—ધર્મ વિષે એક કવિત કહો જોઈએ.

### જેતસી— ઇંદ્રવિજય છંદ.

શું થયું સાકર ખાંડ સહીત રસોઈ રૂડી ઘરમાં નિત્ય રાંધ્યે,
શું થયું જો નૃપ સર્વની સાથ સહેજ સનેહનું સાંધણ સાંધ્યે

શું થયું આરસ[1] સુંદરથી, દર બંદર અંદર મંદિર બાંધ્યે,
ધર્મ ધર્યો ન દિલે દલપત્ત, કુકર્મની કાવડ તો રહી કાંધે.૧૨૨

**રળીયો**—જેતસી ગઢવીના દેવ તો મોચી છે. ( એમ કહી મશ્કરી કરી. )

**જેતસી**— **દોહરો.**

રચી ચરમનાં પૂતળાં, અખંડ સર્વ અંગેવ:
જે પછી તે જીવતાં કરે, તે મોચી મુજ દેવ. ૧૨૩

**મનહર છંદ.**

ચામડાનાં પૂતળાં રચે છે ચતુરાઈ કરી,
ચામડાના બળદો ને બકરા બનાવે છે;
ચામડાના હાથી ઘોડા હજારો હજાર રોજ,
જુના ભાગી જતા નવા નીપજાવે છે;
ચામડાની ગાયો ભેંશો શુદ્ધ દૂધ દોવા દે છે,
ચામડાના પોપટને શાણીઓ પઢાવે છે;
કરે એવાં એવાં કામ કહે દલપતરામ,
એવા મોચીની અમોને ભક્તિ ભલી ભાવે છે. ૧૨૪

જેની જોતાં ગામો ગામ પેઢીઓ છે ઠામોઠામ,
ચામડાના ધંધાવાળો વડો તે વેપારી છે:
જુનાં જુનાં ચામડાનો છેક ચૂરેચૂરો કરી,
તે ચૂરાનાં તાજાં રચે તેવી હોશીઆરી છે:
મોટા મોટા લોક તેના માલની સંભાળ રાખે,
ભૂપતિના ભૂપ જેવા જેના કારભારી છે;
દેશો દેશમાં છે નામ કહે દલપતરામ:
એવા મોચીને વિશેષ વંદના અમારી છે. ૧૨૫

હાડકાનો માળો માંસવાળો રૂધીરાળો રચી,
કાચ જેટ જડયા કોણ જાણે કેમ કાચીને:
ચતુરાઈથી ચડાવ્યું ચામડું રૂપાળું આળું,
ટેભો ન જણાય કેમ ઘાલ્યો આર ઘોચીને:
હાલે ચાલે હામ ઘાલે ભાલે લડે ભેળ પાડે,
પ્રૌઢ જેવા પર્વતની પાડે ટોચ ટોચીને:
કેવું ચામડાનું કામ કીધું દલપત કહે,
માન મેલી મોટો દેવ માનું છું તે મોચીને. ૧૨૬

**ઠાકોર**—જેણે જેમ માની લીધું તે ખરૂં.

**જેતસી**— **ઇંદ્રવિજય છંદ.**

માનિલીધાથિથરૂ મનમાનતું,ક્યાંઈ કદાપિ શુણ્યું નથી કાને,
સત્યજ સત્ય ગણાય સદૈવ અસત્ય ગણાય અસત્ય નિદાને;
શું થયું જો દલપત્ત કહે કદી, લેખ લખ્યો શુભ પુસ્તક પાને,
વ્યર્થ કુટે શિર અર્થ સરે નહિ, પથ્થરને મણી પારશ માન્યે.

**સાહેબ**—આ ઠેકાણે ચર્ચા ચાલે છે તેમાં કાઈના બોલવામાં શબ્દોનો ફેરફાર આવે તો તમે સુધારવાની સૂચના કરો કે નહિ?

**જેતસી**— **મનહર છંદ.**

શિખામણ શુદ્ધ દેતાં વચન વિરૂદ્ધ માને,
તો શા માટે તેમ કરી વ્યર્થ વેઠ વહીએ;
ભાખીએ ભલાને માટે તોપણ તે ભુંડું ગણે,
હૃદયમાં રોષ રાખે તેથી દૂર રહીએ:
જેને મન ગમે જેમ ભલે કરે તે તો તેમ,
શા માટે સંતાપ એવો શ્રમ કરી સહીએ:
કહે દલપતરામ ચુપ રહીએ તે ઠામ,
કહેતાં ઉલટું માને તેને તો ન કહીએ. ૧૨૮

**દોહરા.**

જન્મતણી ભાષા તથા, ધર્મ અને પોશાક:
આપ આપનાં સૌ ગણે, સૌથી સરસ અથાગ. ૧૨૯
તેના દોષ બતાવતાં, ઝાઝું ઉપજે ઝેર:
સુણી સાંખે ગંભીર જન, હલકા રાખે વેર. ૧૩૦

---

# અંક ૧૦ મો.

એક કવિ સભામાં ખુરશી ઉપર બેઠો હતો તે આ નીચે લખેલો સોરઠો બોલ્યો.

**સોરઠો.**

વિસરી જશે કો વાર, હકુમત [1]હનરાબલ તણી;
પણ નહિ પડે વિસાર, કીર્તિ કદી કિન્લાકની. ૧૩૧

**સાહેબ**—આ ક્યાંના કવિ છે?

**દલ**.—એ અમદાવાદના કવિ ઉત્તમરામ નૌતમરામ વીસળનગરા નાગર છે. તે અમદાવાદમાં આપને મળ્યા હતા. તેમના બાપના કાકા આદીતરામજી કવિને માનાજી ગાયકવાડ પાસેથી કવિતાના ઇનામમાં "છોગાળું" એવા નામનું ગામ વીસનગર પરગણામાં મળેલું છે, તેની ઉપજ દરસાલ હજાર રૂપિયાની છે,

---

૧. આરસ પહાણ.

૧. હનરાબલ કંપની—ઈસ્ટ ઇંડિયા કંપનીને કહેતા હતા.

તે આદિતરામ કવિની ભાણેજીના દીકરાને હજીસુધી મળે છે. અને આદિતરામજીના પિતા કેવળરામજીએ અમદાવાદના નવાબ કમાલખાંના હુકમથી હિંદુસ્તાની ભાષામાં "બાબી વિલાસ" નામે ગ્રંથ રચેલો છે, તેથી તે નવાબના વંશના જુનાગઢ, રાધનપુર, અને વાડાશીનોરના નવાબોએ વર્ષાસન કરી આપેલાં છે, તે અદ્યાપિ સુધી આ ઉત્તમરામજીને મળે છે. ઉત્તમરામજીએ કવિતા રચવાનો મહાવરો રાખ્યો છે.

**સાહેબ**—કવિરાજ, વાણીમાં વધારે માલ હશે, કે વિચારશક્તિમાં?

**ઉત્તમરામજી**— **કવિત.**

વાણી ને વિચારશક્તિ, વિશ્વમાં અમૂલ્ય વસ્તુ,
એ થકી અનેક જ્ઞાન મેળવે છે માણસો;
બંનેમાં બહુજ માલ બંનેનો તેવોજ તાલ,
એકેને અધિક ઓછી જરૂર ન જાણશો;
વાણી છે શરીર ને શરીર છે વિચારશક્તિ,
અંતરમાં એકેનો અનાદર ન આણશો;
સારી રીતે શણગારી બંનેને શોભાવો સારી,
કહે દલપત મિથ્યા મમત ન તાણશો. ૧૩૨

**સાહેબ**—વિલાયતી ગાડી વિષે બોલો જોઇએ.



**ઉત્તમરામ**— **સવૈયો.**

આગળ હોય સિપાઈ ઉભા, અને અશ્વ અનૂપમ હોય અગાડી,
સારથિ બે શણગાર સહીત, ચલાવે તુરંગમ ચોટ લગાડી;
પોઈશ, પોઇશ, પાઠ કરે મુખ, પંથ જતા જન કાન જગાડી,
દેખીજુઓદલપતકહે, સુવિમાન સમાન વિલાયતી ગાડી.૧૩૩

**સાહેબ**—જુઓ આ મહારાણીજીનો શિક્કો. એમાં લખેલું છે કે, "ભલું ચહાનારનું ભલું ને ભુંડું ચહાનારનું ભુંડું" એ કહેવત વિષે એક બે કવિત કહો.

**ઉત્તમરામ**— **કવિત.**

દાણા વેચનાર દાણા સંઘરી દુકાળ માગે,
દેખાશે દુકાળ એવા દાણા વેચનારને;
બીજાને બુડાડવાને ખરેખાત ખોદે ખાડ,
જાણશે જોખમ એવી ખાડ ખોદનારને;
કોઈકને કષ્ટ દેવા રસ્તા વચે કાંટા વેરે,
વાગશે વિશેષ કાંટા કાંટા વેરનારને;
ભલું સૌનું ઇચ્છશે તેનું તો ભાઈ ભલુ થશે,
બુરૂં થશે બીજાઓનું બુરૂં ઇચ્છનારને. ૧૩૪

સોબતીનો જીવ લેવા સિંહને જગાડે જઈ,
જરૂર તો મોત થાય તે જગાડનારનું;
પારકી અકીરતીનું વાજું જે વગાડે વડું,
વાજે અપજશ વાજું તે વગાડનારનું,
લોભથી કે દ્વેષથી જે લોકનું લગાડે ઘર,
લાગી ચુકયું ઘર જાણો તે લગાડનારનું;
સુધરે સુધારનારનું ને દલપત કહે,
બગડે બેશક બીજાનું બગાડનારનું. ૧૩૫

**સાહેબ**—મહારાણીના મુગટને આશીર્વાદ આપો.



**ઉત્તમરામ**— **સવૈયો.**

દિગ્વિજયી વિજયાકુંવરી,વિજયાદશમી શતસુધી વિરાજો,
લાજજહાજ,ગરીબનિવાજ, સદાશુભરાજસમાજ ગણાજો;
બાળકની પ્રતિપાળક માત છે,તેમ પ્રજા પ્રતિપાળક થાજો,
રાજકરોમહારાજકૃપાથકી તાજ રહો શિરઉપર તાજો. ૧૩૬

**સાહેબ**—વારૂ, ફોટોગ્રાફી છબી પાડનારની, અને ચિતારાની કળા ઉત્તમ કહેવાય કે કવિની?

**ઉત્તમ.**—વિક્રમ અને ભોજની પાસે હુશીઆર ચિતારા હતા, પણ તે રાજાઓની કીર્તિ કવિયોએ જેવી અમર રાખી છે, તેવી ચિતારા રાખી શક્યા નથી. કહ્યું છે કે:—

**સવૈયો.**

ઉજ્જયિનીપતિ પાસ હતા બહુ,ચંચળચિત્તચતુરચિતારા,
આકૃતિ ઉપરની અવલોકી, અતિ ચતુરાઈથિચીતરનારા;
એ છબી આજ અહીં ન રહી કહી,વાતકરૈનકહીવણઝારા,
ચિત્રચરિત્રતણાંચળકેબહુમાંડીગયાકવિલોકઅમારા.૧૩૭

**સાહેબ**—માણસની આશા કેવી છે? તે વિષે એક કવિત કહો.

**ઉત્તમરામ**—ભૂમધ્ય રેખાએ રહીને જોઇએ તો ધ્રુવનો તારો પૃથ્વીને અડયો હોય એમ દેખાય.

પછી તેના સામા સો સો મૈલ જઇએ, તેમ તેમ દર સૈકડે પા ઘડી દહાડો ચડયા જેટલો ધ્રુવનો તારો ઊંચો જણાય. કહ્યું છે કે:—

**કવિત.**

ભૂમિ મધ્યરેખાપર રહીને જે ભાળીએ તો,
દીસે ધ્રુવ તારો જાણે અવનીને અડ્યો છે;
સનમુખ ચાલી મૈલ સોગસે જુઓ તો ઊંચો,
ચળકશે જાણે દિન ચાર ઘડી ચડ્યો છે;
જેમ જેમ જૈએ સામા તેમ દર સો સો મૈલે,
પાઘડી પ્રમાણમાં ઊંચો નજરે પડ્યો છે;
એમજ આશાનો અંત અળગો રહે અત્યંત,
પાસે પાસે જઈ કહો કોઈએ પકડ્યો છે? ૧૩૮

**સાહેબ**—વારૂ, કેવા જનો પોતે અમૂલ્ય હોય પણ પછીથી સસ્તા થઈ જાય?

**ઉત્તમરામ—એકાવળીઅલંકાર—સવૈયો.**

હસતા હસતા ઠીક આબરૂ ઠાઠ, ધન્ન ધરી ધર્મ તણી ધસતા,
ફસતા ફસતા ફરી ફેલ વિષે, વિષયી જન સંગ વિષે વસતા;
ખસતાખસતા પછી ખુબ ગયાજ, તજી રૂડીરીત તણા રસતા,
પસતાય પછી દલપત્ત કહે, સસ્તા નહિ તે થઈ સસ્તા. ૧૩૯

**સાહેબ**—બે સગા ભાઇઓ હોય, પણ તેઓની બુદ્ધિ અને નશીબ સરખાં હોતાં નથી. તે વિષે કહો જોઇએ.

**ઉત્તમરામ— સવૈયો.**

પંખીથકી પ્રગટે પણ પંખીજ, ચારપગાં પશુ ચારપગાંથી,
થાય વનસ્પતિમાંથી વનસ્પતિ માણસતેમજમાણસમાંથી;
ન્યૂન વિશેષ ન લેશ દિસે તન, માત તથા તન તાતતણાથી,
દેહ મળે દલપત્તકહે, પણ બુદ્ધિ નશીબ બરાબર ક્યાંથી? ૧૪૦

એવામાં એક બાવો ઠાકરના મહારાજ પાસે રહેતો હતો, તે બોલી ઉઠયો, કે અમારે ભભૂત લગાવવાનો, ગેરૂ લગાવવાનો, વગેરેના મંત્રો છે, માટે તમે આ ટીલું કર્યું છે તેનો મંત્ર તમે જાણતા હો તો બોલો, નહિ તો ટીલું ભુંશી નાખો.

**એક ઠાકોર**—ત્યારે બાવાજી, લંગોટીનો પણ મંત્ર હશે કે?

**બાવો**—લંગોટીનો મંત્ર તો નથી.

**ઉત્તમરામ**—લંગોટીનો મંત્ર હું જાણું છું.

**ઠાકોર**—બોલો જોઈએ.

**ઉત્તમરામ**—એક છોકરો તેના બાપના કહ્યામાં રહ્યો નહિ, અને કશું ભણ્યો નહિ, તેથી મોટો થઇને બાપથી જુદો થઈ રખડતો ફર્યો, અને છેલીવારે બાવો થયો. તેને દિક્ષા આપતી વખતે તેનો ગુરૂ પાનાં ફેરવતો હતો, ત્યારે પેલા છોકરાના બાપે પૂછ્યું કે પાનાંમાં શું જુઓ છો? ગુરૂએ કહ્યું કે આ છોકરાને લંગોટી વળાવાનો મંત્ર ખોળું છું. છોકરાને બાપે કહ્યું કે તે મંત્ર મને આવડે છે. પછી નીચે લખ્યા પ્રમાણે કહી દેખાડયો:—

**સવૈયો.**

સારી શિખામણ તું ન શિખ્યોજ,
શિખ્યો ખળતાજ ખરેખરી ખોટી;
તેં કથનો કદી કાન ધર્યાં નહિ,
મેં તુજ કાજ કહ્યાં પણ કોટી;
બાવન અક્ષરની બરફી બની,
બેશી બરાબર તેં નહિ બોટી;
લક્ષ્મિ મળ્યાની હવે તજી લાલચ,
લાકડા સુત વાળ લંગોટી. ૧૪૧

એવામાં એક ઘરડી ડોશી, કેડેથી બહુ વાંકી વળેલી રસ્તે ચાલી જતી હતી તે સઉની નજરે પડી. ત્યારે બાવાએ કવિને પૂછ્યું કે પેલી ડોશીએ રસ્તામાં કાંઈ વસ્તુ ખોઈ હશે, તે ખોળતી જતી હશે, કે શાવાસ્તે આટલી બધી વાંકી નમીને ચાલતી હશે?

**ઉત્તમરામ**—એક એવી ડોશીને તમારા જેવા કોઈ જુવાને પૂછ્યું હતું તેનો ઉત્તર ડોસીએ આપ્યો હતો તેનું એક કવિત છે.

**સાહેબ**—બોલો જોઇએ.

**ઉત્તમરામ— કવિત.**

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી;
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતી રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા, માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની કયાં જતી રહી. ૧૪૨

**બાવો**—( એક ઘરડા ઠાકોરને ) કેમ કાકા, ખરી વાત કે ?

**ઠાકોર**—( કવિને ) **કાકા** સંસ્કૃતમાં કેને કહેવાય ?

**ઉત્તમરામ**—કાગડાને.

**બાવો**—ત્યારે ઘરડા માણસને કાકા કેમ કહેતા હશે ?

**ઉત્તમરામ—નિરૂકિત અલંકાર.—સવૈયો.**

જોબનમાં જુવતી જરકારણ, સાંખી રહ્યાશિર સંકટશાકા,
પ્રૌઢપણે દલપત કહે, તતબીર તણા ન તજ્યાજ તડાકા;
બેશ વિશેષ [1]મરાળ બરાબર, કેશ થયા પરિપૂરણ પાકા,
તોય કર્યો ન પ્રપંચનિવારણ, કારણ એજ કહે સહુ કાકા.

એવામાં તે ઠાકોરનો પગ બાવાજીને અડકયો, તેથી બાવાજીને ક્રોધ ચઢયો.

**સાહેબ**—જગ્યાની સંકડાશ હોય તો મોકળાશ કરીએ. કેમ તમે એટલામાં સમાઈ શકતા નથી કે ?

**ઉત્તમરામ**—હેત હોય તો એક વેંતમાં સમાય, અને હેત ન હોય તો આખી પૃથ્વીમાં પણ સમાય નહિ. કહ્યું છે કે:—

**કવિત.**

હોય જો હૈયામાં હેત, વેંતમાં વિરામ કરે,
દારૂ સાથે દારૂ રહે છે જુઓ જહાનમાં;
દારૂ અને દેવતાને દ્વેષ જો વિશેષ છે તો,
માય નહીં પાત્ર મોટા માટલા સમાનમાં;
શીમાડાને માટે મહીપતિયો સંગ્રામ સજે,
તો શી રીતિયે સમાય સાંકડા સંસ્થાનમાં;
કહે દલપતરામ રમા સાથે રમાનાથ,
પ્રીત છે તો પોઢી રહે પ્રાગવડ પાનમાં. ૧૪૪

**સાહેબ**—ધનમદ, વિદ્યામદ, જોબનમદ અને અધિકાર વગેરે દરએક મદથી આંધળા થઈ જવાય ત્યારે ચારે મદ ભેળા થાય તો કેમ થાય ?

**ઉત્તમરામ**— **સવૈયો.**

જોબનનો મદ, ને ધનનો મદ,તેમ ત્રિજો અધિકાર તણોછે;
વિદ્વત્તામદ તેથી વિશેષ, હમેશ ઘટે નહિ એમ ઘણો છે;
અંધ થવાય એકેક મદે, મદ બે મળતાં બદલો બમણો છે;
દેખીશકે દલપત્તકહે કેમ, ચારમળ્યે મદ ચારગણો છે. ૧૪૫

**દોહરો.**

મદથી મનુષ્યતા મટે, હોય બુદ્ધિની હાણ;
જે એવા મદ ઉરવે, જેવણ્યા જન જાણ. ૧૪૬

**સાહેબ**—હિંદુશાસ્ત્રમાં એવો દાખલો હશે, કે મોટા સત્યવાદીને જુઠું બોલવું પડ્યું હોય ?

**ઉત્તમ.**—લાખોની લાંચ આપતાં જુઠું ન બોલે, એવા યુધિષ્ટિર રાજા, મિત્રોના પક્ષ માટે લગાર જુઠું બોલ્યા હતા, તેથી તેમની અપકીર્તિ આજસુધી રહી છે. લડાઈમાં અશ્વત્થામા પડયા, એવું યુધિષ્ટિર બોલે તો, તેમનું બોલ્યું સાચું માનીને કૌરવની ફોજ નાશી જાય એવું હતું માટે અશ્વત્થામા નામના હાથીને મારી નાખીને યુધિષ્ટિર પાસે સાખ પૂરાવી. ત્યારે યુધિષ્ટિરે કાને હાથ દઈને કહ્યું કે અશ્વત્થામા નામનો નર કે હાથી પડયો ખરો.

**સ્રગ્ધરા વૃત્ત.**

લાખોની લાંચ લેતાં જરથકિંજનજે,બોલજુઠાન બોલ્યા,
સ્વાર્થે કે સંકટેતે સુખ દુખ સહીને સત્યતાથી ન ડોલ્યા;
સાતે સિંધૂ તરીને, પછી અપજશનીખાડમાં કીર્તિ ખોવા,
મિત્રોના પક્ષમાટેઅસદઉચરીયા,કુંજરો વા નરોવા.૧૪૭

**સાહેબ**—માણસમાં હરેક ગુણ થોડા થોડા હોય તે ઠીક, કે એકજ ગુણ પૂરો હોય તો ઠીક ?

**ઉત્તમ.**—બીજા ગુણ થોડા થોડા હોય તો ઠીક, પણ એક ગુણ તો પૂરો જોઈએ. કહ્યું છે કે:—

**દોહરો.**

અધુરા ગુણો અનેકથી, ગુણિજન નહીં ગણાય;
પરિપૂરણ ગુણ એક પણ, વિશ્વ વિષે વખણાય. ૧૪૮

**સવૈયો.**

મણિમંહિતની રસવાસ,સુવાસપ્રકાશતણોગુણએકઅનેક,
વળિ કસ્તુરીમંહિસુવાસવસે,પણરૂપ કે રંગતે નહિ છેક;
શુક કોકિલનાસ્વરસુંદરથીજ, વખાણકરે સઉ વિશ્વવિશેક,
સનમાનસદાદલપત્તથશેજ,હશેગુણજો પરિપૂરણએક.૧૪૯

**સાહેબ**—કેવું સન્માન મળે ?

**ઉત્તમ.**—ઇશ્વર ઇચ્છાથી તેને જેવું સ્થાનક મળે તેવું તેને સન્માન મળે. કહ્યું છે કે:—

---

૧. હંસ.

### કવિત.

કુંજરનું કુળ જાતે જંગલનું જનાવર,
વાનર હરણ રીંછ તુલ્ય ફરે વનમાં;
મહાવતે પકડીને પુરમાં પ્રથમ આણ્યો,
ઘાસ ભરી ભરી લાવે સદૈવ સદનમાં;
ધન આપી ધોબીએ ધોવા જવાને કાજે રાખ્યો,
રાજે રાખ્યો સેના શણગાર ગણી મનમાં;
કહે દલપતરામ જગતની રીત જુઓ,
સ્થાનક સમાન સનમાન મળે જનમાં. ૧૫૦

**ઠાકોર**—દુષ્ટ માણસ વિષે બોલો.

**ઉત્તમ.**— **સવૈયો.**

શુણિઅંતરવાતધરેજ અનુત્તમ, ઉત્તમ વાત ધરે અળગી,
ધરીનેશિરપાગ અધર્મતણીજ, કુકર્મતણીજ કરે કલગી;
શુભસજ્જનનીસુખકારિશિખામણ,સાંભળતાંજઉઠેસળગી
દલપતકહેજનદુષ્ટસદા, વિષયી જનસાથ રહે વળગી. ૧૫૧

**એક સભાસદ**—સ્રી ઘણા શણગારથી શોભે કે લાજથી?

**ઉત્તમ.**— **કવિત.**

ઝુમી રહ્યું ઝુમણું ને ઝળકી રહેલી ઝાલ,
ઝમક ઝમક પગે ઝાંઝરી ઝમકતી;
ઘરાણાં ઘણાંક સોની સુઘડે ઘડેલા ઘાટ,
ઘાઘરાને ઘેરે ઘણી ઘૂઘરી ઘમકતી,
ધમક ધમક ધરે ચરણ ધરણી પર,
ધ્રુજે ધમકારે બધી ધરણી ધમકતી;
સજ્યા શણગાર પણ લાજ જેને લગાર નહીં,
લાગી શણગારે લાય ચોગણી ચમકતી. ૧૫૨
એ ભાઇ કોણ છે?

**સાહેબ**—એ એક વકીલ છે.

**ઉત્તમ.**—કહો તો વકીલ વિષે એક કવિત કહું.

**સાહેબ**—કહો જોઇએ.

**ઉત્તમ.**— **કવિત.**

રોગ કરે ભોગ ત્યારે વૈદને વિશેષ લાભ,
દેશ ભંગ થતાં બેસે કોળી તો કમાઇને;
પડે જો દુકાળ રળે દાણાના દુકાનદાર,
લડે જો ભૂપાળ લાભ સો ગણો સિપાઇને;
માનવીઓ મરે ત્યારે ભલો લાભ ભંગીઆને,
અને અવતરે ત્યારે દામ મળે દાઇને;
દાખે દલપતરામ લડે લોક ઠામ ઠામ,
ભલો લાભ તે સમે મળે વકીલ ભાઇને. ૧૫૩

**સાહેબ**—પ્રીતિની રીતિ કેવી હોય તે વિષે બોલો જોઇએ.

**ઉત્તમ.**— **સવૈયો.**

પાણિથિપાતળિન્તડિજમાનથિ, મેરૂથિમોટિઅણુથકિઝીણી,
સોમથિશીતળઆગથિઉનિહ, કુસુમથિ[1]કોમળકાઠકઠીણી;
શૂર્પનખા[2]થકિસોગણીમૂરખી,પૂરિવળીપદમાથી[3]પ્રવીણી,
પ્રીતનિરીતકહેદલપત્ત,ભલાથિભલીહડકાઇથિહીણી. ૧૫૪

**સાહેબ**—સાબાશ, ઉત્તમરામજી, તમે તમારા વડીલોની વિદ્યાનો અભ્યાસ સારો રાખ્યો છે.

---

## अंक ११ मो.

**સાહેબ**—(એક કવિને જોઇને) આ કોણ છે? અને ક્યાંના રહેવાશી છે?

**દલ.**— **દોહરો.**

પુર મૂળી પરમારનું, જગત બધામાં જાણ;
નીતમ જ્યાં બહુ નીપજે, કવિઓ ને [4]કેકાણ.૧૧૫

એ ખેંગાર ગઢવી, સારા કવિ છે, અને કાઠીઆવાડના મૂળી ગામમાં રહે છે.

**સાહેબ**—તે આપણને મળ્યા હતા?

**દલ.**—આપનો મેળાપ કરવાની તેમની ઘણી આતુરતા હતી, પણ આજસુધી મેળાપ થયો નહોતો, તથાપિ તેમની તરફથી આપણને મદદ મળેલી છે.

**સાહેબ**—શી મદદ મળી છે?

**દલ.**—જ્યારે સન ૧૮૪૮માં પુસ્તકોની ખોળ કરવા સારૂ આપે મને કાઠીઆવાડ તરફ મોકલ્યો હતો ત્યારે હું મૂળી ગયો હતો. તે વખતે જગદેવ પરમારના ગ્રંથની ભાળ, મને આ ખેંગાર ગઢવીએ કહી હતી, કે તેમનો મામો જેઠો ગઢવી વાંકાનેરમાં છે તેને ઘેર જગદેવ પરમારનો ગ્રંથ છે. તે ઉપરથી આપણે રાજકોટની એજન્સીમાં લખીને તે ગ્રંથ મંગાવી લીધો.

---

૧. ફૂલ. ૨. રાવણની બેન. ૩. લક્ષ્મી. ૪. ઘોડા.

**સાહેબ**—ત્યારે ખેંગાર ગઢવીનો આપણે જરૂર ઉપકાર માનવો જોઇએ.

**દલ.**—તે કવિતા સારી કરી જાણે છે. અને એક મોટો ગ્રંથ વ્રજભાષામાં રચવાનો તેમણે આરંભ કર્યો છે.

**સાહેબ**—ખેંગાર ગઢવી, તમે ગઈ રાતે ક્યાં હતા?

**ખેંગાર**—ગઈ રાતે મેં એક નાટકનો ખેલ જોયો.

**સાહેબ**—નાટકમાં કોના કોના વેષ જોયા?

**ખેંગાર—સવૈયો—અપ્રસ્તુત પ્રશંસા.**

નાટકિ નાટકના થળમાં બહુ લાયક વેષ ભલા ધરિ લાવ્યો,
હોંશ થકી હરિચંદ નરેશ તણો ધરિ વેષ વિશેષ સુહાવ્યો;
વેષ કર્યો પછી કર્ણ તણો વળી વિક્રમભોજ સવાંગ ભજાવ્યો,
તેપછીતો દલપત્ત કહે,નરકાબૅસરૂપ ધરી ફરી આવ્યો.૧૫૬

મતલબ કે તમેજ એ બધા દાનેશરીના અવતારી પુરૂષ છો.

**સાહેબ**—વારૂ, સરદારનો સ્વભાવ આકરો જોઇએ કે નરમ જોઇએ?

**એક ઠાકોર**—સરદારનો સ્વભાવ જો નરમ પાણીના જેવો હોય તો પછી તેનો વકર પડે નહિ.

**ખેંગાર— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

શોભે નમ્ર સ્વભાવ-શુદ્ધ જળનો, ચાલે નમીને સહી,
રાખે ટેક અનેક આપ ઉરમાં, તે છેક છોડે નહીં;
તારે છે હલકાજ-ને, પણ કરે ભારે તણા ભક્ષને,
જ્યારે જોર કરી જવાજ નિકળે, પાડે વડા વૃક્ષને. ૧૫૭

**સાહેબ**—પૃથ્વીના જેવી ક્ષમા રાખનારા પુરૂષો કોઈ વખતે ક્ષમા છોડે કે?

**ખેંગાર**—એક માટીખાણમાં આઘે આઘે ખોદતાં, ઉપલી ભેખડ તુટી પડવાથી એ ત્રણ બાઈડીઓ દબાઈ મુઈ તે સમે એક કવિને અને પૃથ્વીને સંવાદ થયો હતો.

**સાહેબ**—તે કહો જોઇએ?

**ખેંગાર— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

રે ઉર્વી તુજમાં રહે બહુ ક્ષમા, જે સર્વ જાણે નકી,
માટીખાણ વિષે મરાઈ અબળા તો કેમ તારાથકી;
બોલી બોલ ઉદાસિ એમ અવની શું ધૈર્ય રાખું ધરી,
એવા લોક,અનેક આગ્રહ ધરી, ક્ષાંતી તજાવે ખરી. ૧૫૮

**સાહેબ**—જે નર ગધેડા જેવો, કે ગાડર જેવો અજ્ઞાની ગણાતો હોય, અને કશો હુનર ન આવડ્યાથી ડરમાં રહેતો હોય, તો કયા ઉપાયથી તે સારો થાય?

**ખેંગાર**—વાંચવા અને લખવા શીખે તો સારો થાય. કહ્યું છે કે;—

**સવૈયો.—સિંહાવલોકન.**

નરમાં ગુણ જોનહિ હોય બીજા,પણ એક ઉપાય ધરે કરમાં,
કરમાંથીતજે નહિ કાગળને,ઉગતાદિનથી દિન આખરમાં;
ખરમાં ન ખપે કદિ તેહ ખરેખર,તેમ ગણાય ન ગાડરમાં
ડરમાં નરહે દલપત્ત કહે,હરરોજ ચડે ચિત હુન્નરમાં. ૧૫૯

**સાહેબ**—કળથી કામ સિદ્ધ થાય કે બળથી અને છળથી?

**ખેંગાર—સવૈયો—સિંહાવલોકન.**

કળથી કરિયે સિદ્ધ કારજ સર્વ, પડે પસ્તાવું ન પાછળથી,
છળથી કરતાંકદિ, છેકબનેમુખકાળું, અકીરતિ-કાજળથી;
જળથી,નમટેકદિધોઈજુઓ,ધરીલોહીજુઓકદીકાંબળથી,
બળથીદલપત્તકશુંન બને,સિદ્ધ કાજ કરાય સદા કળથી. ૧૬૦

**રળિયો ગઢવી**—ઝટ સમજાઈ જાય, તે કવિતા ભોળી લાગે છે.

**ખેંગાર**—નવો અભ્યાસ હોય ત્યારે તાણી મેળાને શબ્દો બેસારવા પડે તે કવિતા ક્લિષ્ટાર્થ થાય. પછી સારો અભ્યાસ થાય ત્યારેજ સરળ કવિતા રચી શકાય, અને ગૂઢાર્થ કવિતા કરવી હોય તો કઠણ પણ થાય.

**સાહેબ**—રળિયો ગઢવી સમજી શકે નહિ એવો એક સવૈયો બોલો જોઇએ.

**ખેંગાર**—(પોતાના દફતરમાંથી કાગળ, ખડીઓ, અને લેખણ કાઢીને એક સવૈયો રચીને બોલ્યા.)

**સવૈયો.—ગુઢાર્થ.**

સકરિને કરતાર તણી, કરતાં વિનતિ ધર તે કરી આપે,
સકરતાં ખડમાં પણ ખુબ, જુઓખસબોઈ ખરેખરીવ્યાપે;
સકરિને ખલ ખાય સદા, મળવા જન ઈશ્વરમાં મન થાપે,
સકરિને કરડી દલપત્ત કહે,વળી હોફળીનાં ફળ કાપે. ૧૬૧

रळियो—सांभळो एनो उत्तर हुं कहुं.

सवैयो.

भक्ति करी करतां, विनती, नचळे धर एवुं प्रभुकरि आपे,
जे खसखोईविशेज रहे खड,तो खडमां खसखोईजव्यापे;
चोरितणा धनथी करि धर्म, पछी खळखाय, प्रभूमनथापे,
दृष्टिकरीकरडी दलपत्त,[1]क्रुधी नर फोफळीनां फळ कापे.१६२

खेंगार—गूढार्थनो उत्तर एवो होय नहि. अने "शुं करीने" एम मारा सवैयामां नथी, पण "सू करीने" एम छे.

रळियो—त्यारे बीजो अर्थ तो मने सुजतो नथी.

खेंगार—जेम वगडामां जइने जेणे जणुस डाटी होय, ते काटनारनेज जडे, तेम गूढार्थ सरल रच्यो होय तोज बीजाने जडे, नहि तो ते रचनारनेज जडे.

साहेब—तमेज अर्थ करो जोईए.

खेंगार—एनो अर्थ एम छे के, "सू" अक्षर करीने पछी "तार" कर. एटले "सूतार" नी विनति करतां, ते सूतार धर करी आपे. अने प्रथम "सू" अक्षर करतां खडमां पण, एटले "सूखडमां" खरेखरी खसबोई आवे छे, अने सू अक्षर करीने "ख" लखाय एटले "सुख" मळवा सारू माणस ईश्वरमां मन थापे छे. अने "सू" अक्षर करीने "डी" कर, एटले "सूडी" सोपारीनां फळ कापे छे.

एवी चर्चा चाले छे एवामां एक ठाकोरे खेंगारनी कलम सुंदर हती, ते जोवा सारू हाथमां लीधी. अने ते लेखणथी केवा अक्षर नीकळे छे, ते जोवानी मरजी थई; तेथी कोरा कागळमां आ नीचे प्रमाणे अक्षरो लख्या. " हराड होरीओ हडी पैसा भार धुपेल लइने, माथां होळती हती. त्यां एक होरे पोपट उराडी मूकयो. ते होरीओ गोधानी तथा जुनागडनी हतीओ. "

अक्षर तो सारा नीकळ्या. ते जोइने ठाकोरे कवि खेंगारने पुछ्युं, के आ कलम तमारी छे ?

खेंगार—( अक्षर जोइने ) आ मारी कलम न होय.

[1] क्रोधी.

ठाकोर—आ बधो लखवानो सामान तमारो छे, अने कलम तमारी नथी एवुं केम कहो छो?

खेंगार— कवित.

वहोराने होरा लखे, अढीने तो हढी लखे,
लाख वसा लखे, वळी हराड अढारने;
कांशकीए केशतणी ओळो पाडे अबळा, ते
ओळवुं न लखे, लखे होळवुं हकारने;
ऊड धातु उपरथी ऊडाडवुं लखवुं, त्यां
ऊराडवुं लखे तजी धातुना आधारने;
कहे दलपत मारी कलम न कहुं तेने,
जीभ पण पारकी जो ले एवा उच्चारने. १६३

दोहरो.

घोघाना गोधा बने, गडनो धड थई जाय;
तो तेने मुज करतणी, कलम केम कहेवाय. १६४

साहेब—हरेक वस्तु के माणस मोंघुं अने सोघुं शाथी थाय ?

खेंगार— कवित.

होय घणा हाथी, त्यां तो हाथी पशु साथी जेवा,
होय थोडा हाथी, त्यां हाथी सोनानुं नाक छे;
थोडां ज्यां अंजीर, त्यां वजीर के अमीर खाय,
घणां ज्यां अंजीर त्यां तो सौने मन शाक छे;
मळे न मकाई, त्यां मकाइनो मेवो मनाय,
मळे ज्यां मकाई त्यां तो रांकनो खोराक छे;
कहे दलपतराम जेनी ज्यां अछत अति,
त्या ते मूल पामे, ने नपामे ज्यां अथाक छे. १६५

साहेब—सज्जननी शीखामण केटलाएकना अंतरमां उतरती नथी, तेनुं कारण शुं ?

खेंगार—जेम कोई सरदारनी छबी फोटोग्राफ यंत्रथी काच उपर पाडे छे तेनां बराबर साधनो जोइए. तेमज सज्जनना अंतःकरणनी छबी सामाना अंतःकरणमां पाडवाने तेवां साधनो जोइए.

कह्युं छे केः—

कवित.

काच जेवुं साफ करी काळजुं कपट काढी,
चांदीजळ जेवो विशवास तेने चोपडे;
सुविचार सुमति रूपी बीजा रसे रसावी,
वृत्तिरूपी यंत्र स्थिर वचे राखवो पडे;

પ્રભુ-કૃપારૂપી રવિકિરણ સહાય હોય,
પ્રગટ પ્રબોધતણું પ્રતિબિંબ તો પડે;
પડે નહિ શુદ્ધ પ્રતિબિંબ દલપત કહે,
એમાં કશો અંતરાય અન્ય આવી જો પડે. ૧૬૬

**સાહેબ**—ઈશ્વરની માયા કેવી છે, તે વિષે એક કવિત કહો.

**ખેંગાર— કવિત.**

અજ્ઞાનના પટ ઓથે કૃત્ય કરનાર રહ્યો,
કોઈ ન કળી શકે કે કેવી એની કાયા છે;
ભાત ભાત ચિત્રતણો ભાળીએ ભલો આભાસ,
છેક ન કહી શકાય એ તે કેની છાયા છે,
ક્યાંથી આવ્યાં, ક્યાં ગયાં, ને દૃષ્ટિએ દેખાયાં તે શું?
મોટા મોટા મતિમંદ દેખીને મુઝાયા છે;
કહે દલપત જેવી જાદુતણા [1]ફાનસની,
છબીઓની છાયા એવી ઈશ્વરની માયા છે. ૧૬૭

**ઉત્તમરામ**—એક સમસ્યાનું કવિત છે, તેનો અર્થ હું ધારું છું કે ખેંગાર કવિ કરી શકશે.

**ખેંગાર**—તે કવિત બોલો. જો સમજાશે તો હું ઉત્તર કરીશ.

**ઉત્તમરામ— કવિત.**

પીછાંવાળો છે તથાપિ મોર કે [2]મરાળ નથી,
પંખો રાખે છે તથાપિ પક્ષી ન પ્રમાણીએ;
કંઠે ગળીયલ રંગ કહો નહિ નીલકંઠ,
સેંથો પાડ્યો શીર, માટે શેવડો[3] ન જાણીએ;
ધનનો ભંડારી, પણ ભંડારી કુબેર નહિ,
છે ચતુરકર[4] પણ વિષ્ણુ ન વખાણીએ;
પાળે છે સરસ્વતીને પણ નહિ [5]પિતામહ,
કહે દલપત એ તે કોણ ઉર આણીએ. ૧૬૮

**ખેંગાર— દોહરો.**

પત્ર લખે પીંછા વડે, છે ત્રિજોરિપતિ છાપ;
ચતુર કરે જન ચાહીને, એતો ફાર્બસ આપ. ૧૬૯

એવામાં એક મસ્તાનો ભીખારી આવીને ભીખ માગવા લાગ્યો. તેને કેટલાએકે કહ્યું કે, જા ગામમાં જઈને કણીક કે લોટ માગી ખા.

૧ મેજીકલેંટર્નની. ૨. હંસ. ૩ ગોરજી.
૪. ચાર હાથવાળો અથવા બીજાને ચતુર કરનારો.
૫. બ્રહ્મા.

**ખેંગાર— કવિત.**

ભક્ષ માટે ભક્ત બની ખાવી હોય ભીખ માગી,
મોટી મોટી માળાઓ ને કંઠી ઘાલ કોટમાં;
ઉદ્યમ કરી અનાજ પામવાની ઇચ્છા હોય,
મારગ લે મુંબઈનો ચાલ ચડીચોટમાં;
જાવા ભણી જાવા માટે, પાસે પૂંજી ખાવા હોય,
વેપ લે વિદેશીનો ને બેશ આગબોટમાં;
કશુંએ ન સુજે તો તું કહે દલપતરામ,
કાંતો માગ કણીક, કે લક્ષ રાખ્ય લોટમાં. ૧૭૦

**એક ઠાકોર**—વારૂ, ગાય કે ભેંશ રાખવી તે ઠીક, કે ઘોડું ઠીક?

**ખેંગાર**—એક ધણી ધણીઆણીને એ વિષે વાતચીત થઈ હતી, તેનો એક સવૈયો છે. તેનાં પહેલાં બે પદ ધણીએ કહ્યાં છે, અને બીજાં બે પદ ધણીઆણીએ કહેલાં છે.

**ઠાકોર**—બોલો જોઈએ.

**ખેંગાર— સવૈયો.**

ગાય ભલી,ભલિ ભેંશ વિશેષ,[1]તુરંગમજંગમજાતવખોડું,
દૂધ, દહીં,ઘૃત દેન-કદી, થિર ઠામ રહે કરી કારજ થોડું;
પ્યારિ કહેપિયુ, પર્વતણે દિન,જો કદી જુદું પડેલ સજોડું,
ટાળિ વિજોગ,સંજોગકરે,ઘરમાંઘરનાથવસાવવુંઘોડું.૧૭૧

**સાહેબ**—મનનો સ્વભાવ કેવો છે, તે વિષે એક કવિત બોલો.

**ખેંગાર— કવિત.**

મન રૂપી ઘોડો, જેનો વેગ નથી થોડો, જેનો—
જડે નહિ જોડો, એવો દોડ્યો જાય દૂર તે;
ગણે નહિ ટાઢ તાપ, ગણે નહિ પુણ્ય પાપ,
ગણે ન અમાપ પ્રૌઢ, પાણીતણું પુર તે;
ઉડીને આકાશ જાય, કુદીને કૈલાશ જાય,
પાતાળની પાસ જાય, જલદી જરૂર તે;
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ ફાવતું ફીતૂર તે. ૧૭૨

**રળિયો**—આવી કવિતા સાંભળીને આ સભાના લોકો રાજી થાય છે, પણ મને તો કંટાળો ઉપજે છે. અને વળી આનું નામ તે કવિતા કહેવાય કે?

૧. ઘોડું.

**ઉત્તમરામ— કવિત.**

જળદનું જળ જોઈ જવાસો પ્રજળી જાય,
ભાનુનો આભાસ ભાળી ઘૂડ ગભરાય છે;
સિંહનાં સંતાન દેખી હરણ હબક ખાય,
[1]તારક્ષ્ય-પ્રતાપ પેખી સાપ સંકોચાય છે;
એટલો [2]ચકોર-મિત્ર દેખી દલપત કહે,
ચોરને ખચીત ચિત્ત ચટપટી થાય છે;
સોક્યનાં સંતાન દેખી સોકયનું સુકાય તન,
સુકવિની કવિતાથી કુકવિ સુકાય છે. ૧૭૩

**ખેંગાર**—( એક કાગડાને જોઇને ) પેલો કાગડો કોયલને ચાંચો મારે છે, તે વિષે કહો તો એક કવિત કહું.

**સાહેબ**—બોલો જોઇએ.

**ખેંગાર— કવિત.**

કહું તને સુણ કાગ, રૂડો નથી તારો રાગ,
કોયલનો કશો વાંક કાઢીએ તે કારણે;
કોયલ સાથે કંકાસ મિથ્યા તું શામાટે કરે,
બકવાથી તને કોઈ બાંધશે-ન બારણે;
સરજનારે સરજ્યો સ્વર, તેથી તું સંતોષ પામ,
વૈર કર્યે તારો વાંક થશે-ન નિવારણે;
દાખે દલપતરામ, માન નહિ મળે આમ,
માર મનમાંની રીસ, ધાર મન ધારણે. ૧૭૪

**સાહેબ**—ખેંગાર ગઢવી, હાલ તમારા ગામમાં કોઈ તમારી પાસેથી કવિતાવિદ્યા શીખે છે કે ?

**ખેંગાર**—હા સાહેબ, કેટલાએક શીખે છે ખરા. પણ એક રવિદાસ નામે ચારણ છે તે મારૂં નામ રાખે એવો જણાય છે. કેમકે તે ઘણો હુશીઆર કવિ થશે.

ખેંગાર કવિનાં કાવ્ય સાંભળીને એક ઠાકોર ઘણોજ ખુશી થયો, અને બોલ્યો કે કવિરાજ હું તમને એક સારી ઘોડી બક્ષિસ આપીશ. એમ કહીને પોતાના કારભારીને હુકમ કર્યો, અને તેજ વખતે પોતાને ઉતારેથી ઘોડી મંગાવીને કવિને કહ્યું કે આ ઘોડી તમે લ્યો. કારભારીએ કંજુસાઇથી તે ઘરડી ઘોડી મંગાવી આપી હતી. પછી ખેંગાર કવિએ ઘોડી પાસે જઇને તેના મો આગળ કાન ધર્યો, એટલે ઠાકોરે કહ્યું કે કેમ છે ગઢવી ?

**ખેંગાર**—સાહેબ, ઘોડી મારા કાનમાં કાંઈ વાત કહે છે.

**ઠાકોર**—શી વાત કહે છે ?

**ગઢવી—મનહર છંદ—ભાવિકાલંકાર.**

ઘોડી કહે છે જે મને ઘણા ઘણા જુગ થયા,
કૌરવ ને પાંડવ તો કાલે થઈ ગયા છે;
રાવણ ને રામના સંગ્રામમાં હું સાથે હતી,
રઘુ રાજા મારી આંખ આગળજ થયા છે;
સાગર વલોવ્યો તે તો સાંભરે છે સર્વ મને,
દેવ તથા દૈત તો નજરે તરી રહ્યા છે;
જોડાવીને લાવ ગાડી, બેશી બંને જણા જઇયે,
પ્રતિદિન પાળજે જો દિલમાંહી દયા છે. ૧૭૫

પછી ઠાકોર કારભારી ઉપર બહુ ગુસ્સે થયો અને પોતાને ચઢવાની ભારે ઘોડી હતી તે ગઢવીને બક્ષિશ આપી.

---

## अंक १२ मो.

એક કવિ નીચે લખેલો સવૈયો બોલે છે.

**સવૈયો.**

પાક [1]અથાક પિનાકપતી[2] સમ,
વાકપતિ[3] સમ વાક-વિલાસી;
ધારણ ધીર સંસાર સુધારણ,
કીર્તિ વધારણ કષ્ટ વિનાશી;
જાન[4] તણા સુત જુક્તિ સુજાણ,
કૃપાણ[5] ને બાણ-કળા અભિયાસી;
ક્ષત્રિતણો સુત તુંજ ખરેખર,
વાહરે વાહ વિલાયતવાસી. ૧૭૬

**સાહેબ**—( પોતાના કવિને ) આ કોણ છે ?

**દલ.**—એ ભાવનગરના રાજા વિજયસિંહજીનો કવિ હમીર રાવળ છે. એણે તે રાજાનો ગ્રંથ " દસરા બનાવ " નામે રચેલો છે. તેથી રાજાએ તેને પુત્ર પૌત્રાદિક વંશપરંપરા ભોગવવાને જાગીર બક્ષિસ આપેલી છે. તે મોજે લાખેણીમાં રહે છે.

---

૧. ગરૂડ. ૨. ચંદ્ર.

૧. પવિત્ર. ૨. શિવ. ૩. બૃહસ્પતી.
૪. જાન ફાર્બસનો પુત્ર કિન્લાક ફાર્બસ.
૫. તરવાર.

આ કવિ આપણને ધોળામાં મળ્યો હતો અને આપે પ્રસન્ન થઈને તેને પાઘડી શેલાં વગેરેનો સિરપાવ આપ્યો હતો તે.

**સાહેબ**—હા હા, ખરા ખરા, એ તો સારા કવિ છે. એમણે બનાવેલો દસરા બનાવ ગ્રંથ આપણે લખાવી લીધો છે, તે આપણી પાસે છે. કવિરાજ, વક્રોક્તિ અલંકારનું એક કવિત બોલો જોઈએ.

**હમીર**—જ્યારે સીતાને લઈ જઈને રાવણે બાગમાં રાખી હતી, અને તેની પાસે રાક્ષસણીઓને મૂકી હતી, તેવામાં એક સમયે સીતાએ પોતાના સ્વામીને સંભારીને કવિતનું એક ચરણ કહ્યું, એટલે રાક્ષસણીએ વક્રોક્તિમાં બીજું ચરણ કહ્યું. વળી ત્રીજું ચરણ સીતાએ કહ્યું એટલે રાક્ષસણીએ ચોથું ચરણ કહ્યું. તે નીચે પ્રમાણેઃ—

**કવિત—વક્રોક્તિ.**

અરે દશરથ લાલ મળશે ક્યાં મને હવે,
તજ વિના મારૂં મુખ ઉદાસી અપાર છે;
એક લાલરથ બસ દસરથ શું કરીશ,
તજ સાટે મરી આવ તેમાં ગુણ સાર છે:
તારા વિના અતિ મારા તનમાં ઉતાપ થાય,
ઓ રસિયા આવ હવે કેટલીક વાર છે:
તારા ઘણા રાત્રિએ દેખાશે ન ફિકર કર,
ઓરસિયો શું કરીશ ચંદન તૈયાર છે. ૧૭૭

**બાવો**—અરે આવી શી ખાલી માથાકુટ કરવી. ખટઊર્મિ જિતીને ખટશાસ્ત્ર, તથા છ ભાષાઓ શીખીને પોતાનું ખટકર્મ કરવું તેજ ઠીક છે.

**હમીર**—તમે તે બધું શીખ્યા હશો, પણ હજી તમે ખટકામાં ને ખટકામાં છો.

**સવૈયો.**

ખટકર્મતણા ખટ-મર્મ શીખ્યો,
ખટ વાણિ વિચાર ધર્યો ખટવામાં;
ખટ સ્વાદ તજી ખટ અંગ ભણ્યો,
ખટ રીતુ વિષે ન વસ્યો ખટલામાં;
ખટ ઊર્મિ જિતી ખટ ચક્ર દીઠાં,
ખટ રાગ શીખ્યો ન સુતો [1]ખટવામાં;
ખટ શાસ્ત્ર પઢ્યો દલપત કહે,
ખટપટ મટી ન રહ્યો ખટકામાં. ૧૭૮

**બાવો**—કોઈ રાજાએ સારો કવિ ન રાખ્યો હોય અને સાધારણ કવિ રાખ્યો હોય તો શું તેનું કામ નભે નહિ?

**હમીર**—શા વાસ્તે ન નભે? કોઈ દેવ ચંદન, કંકુ, કેસર, કે સિંદૂર લેપન કરે છે અને શિવજી રાખ ચોળીને નિભાવે છે. કહ્યું છે કે:—

**દોહરો.**

ચંદન ચરચે અંગમાં, સકળ દેવનો સાથ;
નિત્ય પ્રતિ જુઓ નભાવી લે, ભસ્મે ભોળોનાથ. ૧૭૯

**બાવો**—કવિ લોકો ગપ બહુ ચલાવે.

**હમીર**—ગમારને મન ગપ લાગે પણ સમજુને મન સાચું લાગે.

**સાહેબ**—તેનો દાખલો બતાવો જોઈએ.

**હમીર**— **દોહરો.**

કવિ જૂઠું કદિ નવ કહે, જુઠા જેવું જણાય;
ગુંઝા માંહિ પડયું પડયું, વળી અંગરખું વણાય. ૧૮૦

**સાહેબ**—ગુંઝામાં પડયું પડયું અંગરખું શી રીતે વણાય?

**હમીર**—"ગુહ્ય" એ શબ્દનો અપભ્રંશ ગુંઝું છે અને "ગુહ્ય" ઉપસ્થ ઇંદ્રિયનું નામ પણ છે માટે ઉપલા દોહરાનો મતલબ એ છે કે સ્ત્રીના પેટમાં બાળકના શરીર ઉપરની ઓર (**અંગરક્ષક**) વણાય છે એટલે તૈયાર થાય છે.

**હમીર**— **દોહરો.**

સરિતાઓ સાગર મળી, વેંત સાત વિસ્તાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૧

**સાહેબ**—બધી નદીઓ અને સમુદ્ર સાત વેંતમાં શી રીતે સમાય?

**હમીર**—છેક નાના બાળકથી તે ઊંચામાં ઊંચા માણસ સુધીનાં શરીર પોતપોતાની સાત વેંતનાં હોય છે. તેમ બ્રહ્માંડને પુરૂષ કલ્પીને તેનું નામ વૈરાટ પુરૂષ પાડેલું છે, માટે તેનું શરીર તેની સાત વેંતોનું છે, અને તેમાં બધી નદીઓ ને સમુદ્રો છે.

[1] ખટવામાં—ખાટલામાં.

**હમીર—** **દોહરો.**

બાર માંહિથી ત્રીસ ગત, બાકી રહ્યા અગ્યાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૨

**સાહેબ—**બારમાંથી ત્રીસ જાય તો બાકી અગિઆર શી રીતે રહે?

**હમીર—**બાર મહીનામાંથી ત્રીસ દહાડા જાય, તો બાકી અગિઆર મહીના રહે.

**દોહરો.**

શણગારે સોનો ઘડ્યો, એ આશ્ચર્ય અપાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૩

**સાહેબ—**શણગારને સોનો ઘડે પણ સોનીને શણગાર શી રીતે ઘડે?

**હમીર—**આ જગતનો શણગાર માણસ જાતિ છે. તે માણસો જગત્કર્ત્તાની મૂર્ત્તિ બનાવીને પૂજે છે.

**દોહરો.**

એક સતી વર સાતને, ઇછતી હતી એક વાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૪

**બાવો—**એક વારે સાત વરને ઇચ્છે, તે સતી કેમ કહેવાય?

**હમીર—**વરસાતને એટલે મેહને ચહાતી હતી.

**દોહરો.**

એક પુરૂષ ઊંચો ચડી, મુખ વિણ કરે ઉચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૫

**બાવો—**ઊંચો ચડીને મુખ વિના ઉચ્ચાર શી રીતે કરે?

**હમીર—**વરસાતને મુખ નથી, પણ ઊંચો ચડીને ગર્જના કરે છે તે.

**દોહરો.**

જનિતાને પુત્રે જણી, ચાતુર કરો વિચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૬

**બાવો—**દીકરે માને શી રીતે જણી?

**હમીર—**આંબલીનો દીકરો આંબલિયો (કચુકો) તે આંબલીના ઝાડને જણે છે.

**દોહરો.**

નર ઝુઝે નારી મરે, જુએ શોર્ખો સરદાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૭

**બાવો—**ઝુઝે એટલે લડાઈમાં અથડાઅથડી તો મરદો કરે અને તેની મહેનતના બદલામાં મરે તો સ્ત્રીઓ એવી વાત કેમ મનાય?

**હમીર—**પાસા ઝુઝે, અને મરે સોગઠીઓ તે.

એવામાં તે બાગમાં લાલ માળી અને લાલુ માળણ કેળો ઉપરથી કેળાં પાડતાં હતાં. કેટલાંએક લીલા રંગનાં, અને કેટલાંએક રાતા રંગનાં હતાં.

તે માળીના હાથ નીચે એક ચાકર ને ચાકરડી હતાં, તે બન્ને જણાને પગે થોડી થોડી ખોડ હતી. તેઓ પણ એજ કામ કરતાં હતાં અને બધાં કેળાં એકઠાં કરતાં હતાં. તે બધાંને જોઈને દરબારના એક મહેતાએ કહ્યું કે:—

આ લાલુ તમે બે જણીઓ લીલાં લીલાં લો, અને લાલ રાતાં રાતાં લે, એમ કરો.

**સાહેબ—**આ મહેતે જે શબ્દો કહ્યા, તેમાં કંઇ મનોરંજક ચમત્કાર નથી તોપણ એજ મતલબનાં વાક્યો કવિની કલમથી લખાય તો તેમાં કંઇ ચમત્કાર આવે કે?

**હમીર—**હા સાહેબ; જો કવિ ચમત્કાર લાવવા ચહાય તો એવી સહેજ વાતમાં પણ લાવે.

**સાહેબ—**એજ મતલબનો દોહરો રચીને કહો જોઈએ.

**હમીર—** **દોહરો.**

લાલુ લે લીલાં લીલાં, લાલ લાલ લે લાલ;
લીલાં લીલાં લુલિ લે, લુલો લેલે લાલ. ૧૮૮

**સભાસદો—**સાબાશ, સાબાશ. ( એમ સૌ બોલી ઉઠ્યા. )

**સાહેબ—**સ્ત્રીઓની કે પુરૂષોની સભા બેઠી હોય, તેઓમાંથી ખાનદાનનાં ફરજંદો અને હલકાં માબાપનાં ફરજંદો શી રીતે વરતાય?

**હમીર—** **કવિત.**

હાસ્યરસ હોય ત્યારે મુખ મલકાવે, પણ,
દાંત ન દેખાડે તે તો સુંદરી સજાતની;
મરદ જે મરજાદ મેલી બોલ બોલે નહિ,
એની તો ઓલાદ ખાનદાન ખરેખાતની;
નિર્લજ નઠારા બોલ બોલે જે ટુંકારા કરી,
ટોળી ભીલ કોળીની, કે હોળીની હયાતની;

કથન કથેલ થકી કહે દલપતરામ,
જાણીએ જરૂર જાત તેનાં માત તાતની. ૧૮૯

એવામાં એક ઝાડની ડાળ ઉપરથી ગુંદર જેવા રસના છાંટા હમીર રાવળ ઉપર પડ્યા, એટલે બધા સભાસદોની નજર તે તરફ ગઈ.

**સાહેબ**—શું થયું એ ?

**હમીર**— **ઉપેંદ્રવજ્રાવૃત્ત.**

વિદેશી સુમો કવિને નિવાજે,સ્વદેશી સોંકા નહિ કેમ લાજે;
નજીવજાળાં નહિ મર્મ જાણે,સજીવ સર્વે સ્વવશી સુટાણે.૧૯૦

**સાહેબ**—(એક ભાટને જોઈને) બારોટ તમે કેમ કાંઈ કવિતા બોલતા નથી.

**બારોટ**—અમે તો રાણીમગા કીએ.

**હમીર**— **સવૈયો—પરિકરાલંકાર.**

જ્યાં વિદ્વાન મહાન મહાન, કરે કવિયો ચરચા કવિતાની;
શોધક જ્યાં વળી સારતણા,સરદાર વિરાજિત મધ્યસભાની;
પંડિત પકવથી વાણીપદાય,અપકવથી ઠાકર ખાયજ છાની;
રાવમગાની રહે નહિ હીંમત,કેમશકે રહીંરાણીમગાની. ૧૯૧

**બારોટ**—ગમે તેવો મોટો રાજા હોય, પણ તેના હાથનું અમે દાન લેતા નથી. અમે તો રાણીઓનેજ રીઝવીએ, અને તેઓની પાસેથીજ સિરપાવ લઈએ, એવો અમારા કુળનો ચાલ છે માટે આ સભામાં અમારે કાંઈ બોલવાનું નથી. અમારી વિદ્યા જોવી હોય તો, મડમ સાહેબની આગળ જઈને વાદવિવાદ આપણે સૌ કરીએ; પછી અમારૂં પરાક્રમ જોઈ લો.

**રળિયો**—આટલા બધા કવિઓમાંથી હજી મને કોઈ જીત્યો નથી, તો બીજાને શું જીતશે ?

**હમીર**—તમને કેવી રીતે જીતીએ ?

**રળિયો**—તમે ગમે તે બાબતનો અરધો સોરઠો બનાવો; તે હું પૂરો કરી આપું, તો હું જીત્યો કહેવાઉં અને જો તે મતલબનો પૂરો કરી શકું નહિ તો તમે જીત્યા કહેવાઓ.

**હમીર**—હું જે મતલબ અરધો સોરઠો બનાવી આપું, તેની મતલબ બરાબર સમજીને તમારે પૂરો કરવો.

**રળિયો**—હા, તેમજ કરીશ.

**હમીર**—જે મતલબ સમજ્યા વિના કરશો, ને પછીથી કહેશો કે પ્રથમ હું સમજ્યો ન હોતો માટે ફરીથી કરૂં તો તે વાત મંજુર થશે નહિ.

**રળિયો**—વારૂ તે વાત મારે કબુલ છે પણ આપણે શાની સરત કરવી ?

**હમીર**—જે હારે તેણે આ સભામાં મુગા બેશી રહેવું. સભાનું કામ ચાલે ત્યાં સુધી એક અક્ષરે પછી બોલવો નહિ.

**રળિયો**—ઠીક છે. તમે અરધો સોરઠો રચીને બોલો.

**હમીર**— **सोरठार्द्ध.**

**जैसा करमे जाय, फल सेवे तैसा सदा;**
**રળિયો**—ઓહો, એમાં તે શું કહ્યું છે.
**कहो कहांसे खाय, निंब बोयके अंबफल.**

**હમીર**—તમને ખબર નથી ? કે આ સભામાં પ્રથમથીજ ઠરાવ થયેલો છે કે સઉએ ગુજરાતી ભાષાનીજ કવિતા બોલવી.

**રળિયો**—ત્યારે તમે અરધો સોરઠો હિંદુસ્તાની ભાષામાં કેમ કહ્યો ?

**હમીર**—મેં હિંદુસ્તાનીમાં કહ્યોજ નથી, એ તો સોરઠો ગુજરાતના વૈદે એક "સા" સાકુકારને કહેલો છે. તે નીચે પ્રમાણે છે.

**સોરઠો.**

જે સાકર ને "જાય,ફળ" સેવે તે સા સદા;
પડે પુષ્ટ જણાય, રોગ રહે નહિ રગ વિષે. ૧૯૩

તે સાંભળીને સાએ તાળીઓ પાડી ને કહ્યું કે રળિયા ગઢવી હાર્યા. પછી રળિયાને મુગા થઈને બેશી રહેવું પડ્યું.

**સાહેબ**—હમીર રાવળ, તમે ક્યાંઇ જતાં, જ્યોતિષ પ્રમાણે ચંદ્રમાનું ઘર અને આનંદયોગ વગેરે જુઓ છો કે નહિ ?

**હમીર**— **કવિત.**

સારૂં કામ સાધવાને શૂરાને શુકન કશા ?
ચંદ, ને આનંદયોગ, ફંદ ફાવે ફાશીને;
ઘર ચલાવામાં ઘરધણી ઘણો ઘેલો હોય,
પળ પળ પ્રતિ જાય પૂછવા પાડોશીને;
ક્યારે ન્હાશે, ક્યારે ખાશે, ક્યારે સેજે સુઈ જાશે,

ક્યારે જાઉં કચેરી કલમ કાને ખોશીને;
જાણે તે તો સઘ કામ સાધે દલપતરામ,
જાણે નહિ તે તો જઈ પુછે જાણું જોશીને. ૧૯૪

**સાહેબ**—ફક્ત બીજાઓની સહાયતાથીજ સર્વે કામ સિદ્ધ થાય કે નહિ?

**હમીર— સવૈયો.**

કોઇથી થાય સહાય નહીં, કદી શક્તિ ન હોય કશું કરવાની;
શસ્ત્ર સહાય કરે શૂરવીરની, ધીરજ હોય દિલે ધરવાની;
વાયુવડે દલપત્ત વદે, ગતિ નાવની નીર વિષે ફરવાની,
[1]વાથી સહાય ન થાય કદી, નહિ નાવની ત્રેવડ જો તરવાની.

આ જગતમાં સર્વને એક બીજાનો આધાર છે. કહ્યું છે કે:—

**કવિત—અન્યોન્યાલંકાર.**

પુરૂષને પ્રમદાનો, પ્રમદાને પુરૂષનો,
પ્રજાને રાજાનો, રાજાને પ્રજાનો પ્યાર છે;
જડ તે ચૈતન્યતણો, ચૈતન્ય તે જડતણો,
હેમતણો હીરો, હેમ હીરાનો શંગાર છે;
ગરીબને તવંગર, તવંગરને ગરીબ,
શિષ્યને શિક્ષક, શિક્ષકને શીખનાર છે;
નાવને નાવિક નર, નાવિકને નાવ નામ,
આમ દલપત અન્યોઅન્યનો આધાર છે. ૧૯૬

વળી કોઇ સમે એવું પણ બને કે જે જીવાડનાર હોય તેજ મારી નાખે.

**કવિત.**

પવનથી દીપક પ્રજળતો ઓલાઇ જાય,
પવન વિના પણ પલકમાં બુઝાય છે;
પાવકથી પ્રાણિયોના પંડ તો પ્રજળી જાય,
પાવકે પકાવેલાથી પોષણ પમાય છે;
જળમાં જો ડુબી જાય, જીવનું જોખમ થાય,
જળ વિના પળમાં જરૂર જીવ જાય છે;
દાખે દલપતરામ દેખો ભાઇ દુનિયામાં,
જેથી કદી જીવ જાય, તેથીજ જીવાય છે. ૧૯૭

**સાહેબ**—આ જગતની માયા કેવી છે? તે વિષે એક કવિત કહો.

**હમીર— કવિત.**

જેમ કોઇ ભોળો ભાઇ ભૂતનો આભાસ ભાળે,
એવોજ આભાસ જુઠો જગતનો જોઇએ;
દેખાય છે ત્યાં સુધી દેખાશે, પછી દૂર થાશે,
ગયું તે જરૂર ફરી જોયું નથી કોઇએ;
સાંઝે સાંઝ ફૂલે ને સવારે તો સુકાઇ જાય.
ક્યા ક્યા રોજનાં સંભારી ફુલ રોઇએ;
કહે દલપતરામ, કીજીએ સુકૃત કામ,
ખાલી ખોટો ખેદ કરી વખત ન ખોઇએ. ૧૯૮

**સાહેબ**—જગત જુઠું છે અને મરી જવું છે માટે શું કરી લેવું જોઇએ? તે વિષે તમારા દેશના લોકો શું કહે છે?

**હમીર— સવૈયો.**

જાણવું જે જગ જૂઠ જવું મરી, જોગ સજો જન જોગી કહે છે;
ભોગવી લો સુખ ભોગ ભલા, ભવ જાય વળ્યો, જન ભોગી કહે છે;
કામ કરો શુભ, નામ રહે નિત્ય, આમ મનુષ્ય ઉદ્યોગી કહે છે;
દાન કરો દલપત્ત કહે, ધન દ્યો મુજને, જન ઢોંગી કહે છે.

**દોહરો.**

જરૂર જૂઠું જગત છે, સત્ય હરિનો સ્નેહ;
ઉદ્યમ કરી ઉપકાર કર, તત્વ નીતિ યુત તેહ. ૨૦૦

**સાહેબ**—સાબાશ. તમારા વિચાર સારા છે.

**સાહેબ**—( પોતાના કવિને ) વારૂ તમારી જાતિમાં અને તમારી જ્ઞાતિમાં અસલ કોઇ કવિ થયેલા કે?

**દલ— સવૈયો.**

આદિમ[1] આદિકવિ કહીએ, રચી વેદઋચા રસરૂપ રૂપાળી;
પાછળ ગોત્ર પરાશર જે મુજ ધર્મ સ્મૃતિ રચી શાસ્ત્ર સંભાળી;
વ્યાસ થયો સુત તેહ તણો કવિ, પ્રૌઢ પુરાણ વદી હદવાળી;
તે પછી તો દલપત્ત કહે, કવિ માઘ થયો ભીનમાળ શ્રીમાળી.

**સાહેબ**—ભગવાન બારોટ, તમારી નાતમાં કોઇ છોકરા, સારા કવિ થાય એવો અભ્યાસ કરે છે કે નહિ?

**ભગવાન**—હા સાહેબ, વિજાપુરમાં ગિરધરભાઇ, નામે એક છોકરો છે તે સારો કવિ થશે, અને તે એવી ઉમેદ રાખે છે કે એક નવો ગ્રંથ રચીને મા-

૧ વાયુથી.

૧ બ્રહ્મા.

લપુર તાલુકાના રાવળજીને રંજન કરીને તેમની પાસેથી કંઇ જાગીર બક્ષિસ મેળવવી.

**સાહેબ—ઘણું સારૂં.**

પછી સાહેબે સર્વેને યથાયોગ્ય શાલજોડા, પાઘડીઓ અને શેલાં વગેરેના સિરપાવ આપીને વિદાય કર્યા.

### ગ્રંથ સમાપ્તિવિષે—કવિત.

એક સો ને છ કવિત, સવૈયા છે સાડત્રીસ,
દોહરા તો ત્રીશ, શ્લોક[1] બાવીસ પ્રકાશ છે;
સોરઠા છે પાંચ, છપ્પો એક, એક ઝુલણો છે;
બધા મળી બસેં અને બે છંદનો વાસ છે;
નીતિતણી રીતિ, તથા પ્રીતિ પરિબ્રહ્મ પર,
તર્ક ને વિતર્ક મન માનતી મિઠાશ છે;
કહે દલપતરામ, કવિતાના કોડીલાને,
ફાવે એવો ગ્રંથ શુભ ફાર્બસ વિલાસ છે. ૨૦૨

### દોહરો.

માપ શીખિએ છંદનાં, પઢતાં પીંગળ ગ્રંથ;
પણ આવા ગ્રંથો થકી, સુઝે કાવ્યનો પંથ. ૨૦૩

## ફાર્બસ વિરહ.

### મિત્રની દીલગીરી—મનહરછંદ.

શાણા સુબા ફારબસે સ્વર્ગમાં કર્યો નિવાસ[2],
તેનો શોક તજી શાથકી સંતોષ વાળવો;
કવિતા જહાજનો તે ભાગી પડ્યો કુવાથંભ,
ખરેખરો ખેદ તે તો કેમ કરી ટાળવો;
પંડિતોના પારેખની પ્રૌઢ પેઢી ભાગી પડી,
હવે કહો વ્યવહાર શી રીતિ સંભાળવો;
દાખે દલપતરામ પામરનો પાળનાર,
મુંબઇમાં હતો તે લુંટાઇ ગયો માળવો.

### ઇંદ્રવિજયછંદ.

તે મુજ મિત્ર ગયો તદનંતર, અંતર દુઃખ નિરંતર આવે;
જાતું રહ્યું સુખ તો શતજોજન,ભોજન ભાવભલે નવભાવે;
તેનો છબીજ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે;
કષ્ટ કથા દલપત્ત કહે, કહું કોણુ કને દુખ કોણુ કપાવે. ૨.
તર્કવિતર્ક કવિત્વ તણો, કવિના દિલમાંહિ શિથિલ દેખાણો
દેશતણીદરશાઇદિશાબુરિ,જ્યાં તહાં લક્ષ્મી વિનાશ[1] જણાણો;
બુદ્ધિકરીબુદ્ધિમાન જનોની, ભલાજનનો પણુ જીવ ભમાણો;
દેખિએવું દલપત કહે,નરફાર્બસસ્વર્ગ ગયો મન જાણ્યો.૩

### દોહરો.

નિર્ધન લોકો નિરખિયે, સદન સદન બહુ શોક;
સાહેબ ફાર્બસ સાથ ગઇ, લક્ષ્મી પણુ પરલોક. ૪

### મનહરછંદ.

સંધ્યા સમે વસુધા[2] ને વ્યોમતણા[3] સાંધા વિષે,
અવલોકયો રાતો આભ ચઢીને અગાશિયે;
જાણે કે કિન્લાક સુઓ જગત તજી જવાથી,
ભૂમિએ ભગવો ભેખ ઓઢ્યો છે ઉદાશિયે;
સૂર્ય શશિ સામસામા પશ્ચિમ પૂરવ પાસે,
તેની ઉપમા તો તેવા તર્કથી તપાશિયે;
જોગણી બની જરૂર જાણે દલપતરામ,
કાંધે ધરી કાવડ ધરણી ધાઇ કાશીયે. ૫
વાલાના વિજોગવાળી વેદનાની વિગતતો,
જે જને જાણેલી હોય તેજ જન જાણુશે;
પ્રસવની પીડા અપ્રસુતા તો પીછાણે નહિ,
પ્રસવની પીડા તો પ્રસુતાજ પીછાણુશે;
ઘાયલના ઘટતણી ઘાયલ ઘણીક જાણે,
બીજા તો એ વિષે અંદેશો ઉર આણુશે;
દાદુરનું દુખદેખી દાખે દલપતરામ,
હાડિયો તો હશી ખેલી ખેલ તે વખાણુશે. ૬

### ઇંદ્રવિજયછંદ.

ગામ ગરાસ ધરાધન ધામની,ખોટનું દુઃખ ખરૂં પણુ ખોટું;
સંતતિહીન કુટુંબ કુસંપનું,જ્ઞાતિ તણું દુખ તે પણુ છોટું;
કોડરિપૂતણું કાણુગણે, કદી ચોગણું આવીચઢી દુખ ચોટયું;
મેં મનમાં અનુમાન કર્યું,દુખમિત્રવિજોગનું સર્વથી મોટું.૭

### દોહરો.

પૂછો ચાહિ ચકોરને, પૂછો જળચર કાય;
કાંતો પૂછો કમળને, સ્નેહિ ગયે શું થાય. ૮

---

૧ આર્યા, ગીતિ, સ્રગ્ધરા, વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિત, શિખરિણી આદિક.

૨ તા. ૩૧ મી આગસ્ટ સને ૧૮૬૫ પુનામાં દેહ મૂકયો.

૧ શેરસટ્ટાથી. ૨ પૃથ્વી. ૩ આકાશ.

## પૂર્વાનુરાગસ્મરણ.

### મનહરછંદ.

કાવ્ય અલંકાર તણા ગ્રંથનો અભ્યાસ કરી,
જીવ જોડી રાખ્યો તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર,
ખોળતો હતો હું મહીનાથને મુલકમાં;
કોઈ દીલદાર ને ઉદાર દરબારમાં હું,
રહેવાની રૂચિ અતિ રાખતો રશિકમાં;
દીલમાં વિચારતો હું હતો દલપત કહે,
ફારબસ તણું તેડું આવ્યું તેવી તકમાં. ૯
ખાનપરે[1] દ્વારે જ્યારે નદીને કિનારે સારે,
મેળો થયો મારે ચાંદા સુરજના મેળમાં;
ઈસ્વીસો અઢારે અડતાળીશમી સાલ ત્યારે,
પ્યાર કીધો પ્યારે પરિપૂરણ પહેલમાં;
પાસે રહ્યે પાંચગણો દૂર રહ્યે દશગણો,
થયો ઘણો ઘણો સ્નેહ સરસ સહેલમાં;
જેવો સ્નેહ કીધો તેવો અંત સુધી રાખી લીધો,
ફેરફાર નહિ કીધો મુખ કથન કહેલમાં. ૧૦

### સોરઠા.

વચને પ્રીત વિવેક, એવા મિત્ર અનેક છે;
છાતીરંજન છેક, એકજ જડે અનેકમાં. ૧૧
સર્વ વચન સચવાય, ત્યાં સુધી પ્રીતિ ટકે;
ચૂક પડયે ચુંથાય, કાચી પ્રીતની રીત તે. ૧૨

### મનહરછંદ.

લાડનો લડાવનાર દોસ્ત દીલદાર ગયો,
કોણ હવે મને લાડ કોડથી લડાવશે;
સુખ દુખવારનો પોકાર શુણનાર ગયો,
કોણ હવે સુખ કરી શોકને શમાવશે;
હિમતદાનાર હિમાયતુ હિતકારી ગયો.
કોણ હવે હૈયે મને હિમત ધરાવશે;
કહે દલપતનામ સાહેબ કિન્લાક વિના,
કોણ માઈડીઅર કહી મને બોલાવશે. ૧૩
વિચારી વિચારીને વિસરી દૈયે વાત પણ,
વિસરતી નથી શું વિસારંતાં વિસારીએ;
ધારી ધારી જોઈ ધારો[2] ધારીએ ધીરજ પણ,
ધારતાં ધરાતી નથી ધીરજ શું ધારીએ;
ઠરવાનું ઠામ ગયું માટે કોઈ ઠામે મન,
ઠરતું નથી કીએ ઠેકાણે ઠરી ઠારીએ;

૧ અમદાવાદમાં. ૨ સૃષ્ટિનો નિયમ.

દોસ્તદાર ફારબસ વિના દલપત કહે,
કાળજાનું કષ્ટ કેની આગળ ઉચારીએ. ૧૪

## મિત્રપ્રતિ પ્રીતિવાક્ય.

સાદરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે,
આવજો પછીથી એવું ભાવે મુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારો,
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોક પંથે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો;
કહે દલપતરામ શોધીને સારો મુકામ,
રાખજે સંભારીને રખે વિસારી નાંખતો. ૧૫
એક [1]વર્ષ અંતરે છે આપણો જનમ પણ,
હું તને પીછાણતો નહીં કશી પીછાણથી;
નામ મારૂં સાંભળી મુદામ મોકલી મનુષ્ય,
વાલા તેં મને તેડાવી લીધો વઢવાણથી;
દેખાડી અપાર પ્યાર પદરથી દૈ પગાર,
પાસે રાખી પોતે મને પ્યારો ગણ્યો પ્રાણથી;
કહે દલપત સર્વ લાયકથી લાયક તું,
લાયકી તારી લખી શકાય ન લખાણથી. ૧૬

### ઇંદ્રવિજયછંદ.

જન્મજુદાજમિમાં ધરીને પણ, તું મુજજન્મ ભણી તર્ફ તાણાયો;
એકથયું મળીને મન આપણું, જીવ મળી વળી એક જણાયો;
પંડ જુદો પડવો ન ગમ્યો પ્રિય, અંતસમે ગુણ એજ ગણાયો;
દેહરહે એક દેશ વિષે ગણ્યો, તું મુજ દેશ વિષે ડફણાયો. ૧૭
તેં મુજને તનને મન મેળવી, લાડ અધીકથી ખૂબ લડાવ્યો;
હેત ધરી મુજ હાથ ગ્રહી, નિજચારુ ઉપર ચાહી ચઢાવ્યો;
ફેરવીયો પુરમાં પુર બાહાર, જાહેર જીવ શું જીવ જડાવ્યો;
આગળથી સુખ આપી અપૂરવ, રે પ્રિયપાછળથી મરડાવ્યો. ૧૮
સાકરથી તન શાંતિ થતી નથી, શાંતિ કરી ન શકે જનિશાકર[2];
પાકર ઝાલી પીતિ રસ પ્રીતમ, કષ્ટ વિલોકી કૃપાળુ કૃપાકર;
ના કરતા કહો તું મુજને દુખ, રે કરૂણા રસના રતનાકર;
ઘા કરવો ન ઘટે ઘટભીતર, ઓ પ્રિયફાર્બસ નેહનિધાકર. ૧૯

### મનહરછંદ.

ઉતરે નહિ ઉતારી તારી માયા મોહકારી,
કારીગરી તેની ન્યારી નારી અને નરથી;

૧ સન ૧૮૨૦ના જાન્યુઆરીની તા૦ ૨૪ સન ૧૮૨૧ ના જુલાઇ માસની તારીખ ૭ મી એ ફાર્બસ સાહેબનો જન્મ લંડનમાં. ૨ ચંદ્ર.

તેને માથે કોઇ નથી રાજા, ખાય પીઍને થાય છે તાજા;
ઉગ્યા આથમ્યાનું નહી ભાન, રહે રાત દિવસ ગુલતાન. ૭૨
ખાવાનું જો મળ્યું તો ખાય, નહિતો આથડીને મરી જાય;
એક બીજાનું છીનાવી ખાતો, નહી સગપણ સ્નેહનો નાતો. ૭૩
નથી ભણતરનો તેને ભાવ, એવો લેછે અલૌકિક લ્હાવ;
એવું આપણા નૃપને ન સુખ, લોક લાજના ડરતણું દુઃખ. ૭૪
પડે વસ્ત્રનો ઉપાડે ભાર, કરવો બોલતાં અદબ વિચાર;
હતો બાળક રાજા જ્યારે, સોંપી માએ મજુરી ત્યારે. ૭૫
કેડ વાળી બેસવા ઠરાવ્યા, આપી ચાલણ ગાડી ચલાવ્યા;
તમે હાજર હોત જો ભ્રાત, એવી મહેનત મવકૂફ થાત. ૭૬
તેડી ફરનારા ઝાઝા જેને, ચાલવાની જરૂર શી તેને;
સુખપાલ મેના શિબિ પૂરી, કરે ચાલ્યાની શીદ મજુરી. ૭૭
દાસ દાસી હાજર ખવરાવા, શાને શીખે તે હાથે ખાવા;
એવી દીસે તમારી મરજી, પણ સાંભળો મારી અરજી. ૭૮

## દોહરા.

કોરટ રૂપી રાણીને, પુત્ર ફેંસલા થાય;
નિત્ય પરાયા પેટના, વગર ભણેલે રાય. ૭૯
જો પોતાના પેટના, પડે કરવા ચાહ્ય;
કાણા કુબડા લંગડા, રૂપ કરૂપા થાય. ૮૦
રામ યુદ્ધિષ્ઠિર કૃષ્ણ વળી, વિક્રમ ભોજ ભુપાળ;
એ સઘળા વિદ્યા ભણ્યા, નિત્યે જઈ નિશાળ. ૮૧
પર દુખ પોતે શિર ધર્યાં, લડ્યા શત્રુથી આપ;
છતા પ્રવીણ પ્રધાન પણ, આપ કરે ઇનસાફ. ૮૨
તો કીર્તિ કેવી રહી, લઈ ગયા સાબાશ;
જે નૃપ વિદ્યા નહિ ભણ્યા, નામે પામ્યા નાશ. ૮૩
ભૂપ ભણ્યાથી વસ્તીને, સઘળી વાતે સુખ;
મૂરખ મહીપતિને પ્રજા, પૂરણ પામે દુઃખ. ૮૪
પેટ ભરી પોહોડી રહે, લહે ફિકર નહિ લેશ;
કહાં પ્રજા સઘળી વસે, કહાં વસે છે દેશ. ૮૫
બળિયો નબળાને હણે, ખાય કાકડી વાડ;
તેના પુરમધ્યે પડે, ખરા બપોરે ધાડ. ૮૬
દેશ સુધારો ગરીબથી, કહો કેમ કરી થાય;
જો રાજા દિલ નહિ ધરે, એક્કે નથી ઉપાય. ૮૭
જો આપે બક્ષીસ પ્રભુ, વિદ્યા રૂપી બાગ;
ફૂલ ઝાડ આદિક થકી, એમાં મોજ અથાક. ૮૮

## ઝંપતાળ છંદ.

ફૂલતરૂ ફુવારા હોજ, વિદ્યા વિશેષ રમોજ;
નૃત્ય ગાન નાટક ખેલ, વણ ભણે નહિ કામેલ. ૮૯
પરદેશી ગાયન નાદ, સમજ્યા વિના નહિ સ્વાદ;
જેમ ચિત્ર રંગ વિચિત્ર, વણ નેત્ર નિષ્ફળ મિત્ર. ૯૦
જેમ બધિર આગળ શંખ, જેમ આરશી વણઆંખ;
જેમ કવિત મૂરખ પાસ, સુણી કરે ઉલટો હાસ. ૯૧
મુંગો શું ગાવે ગાન, બોખો શું ચાવે પાન;
વિદ્યા રમોજ વિશેષ, મૂરખ ન માણે લેશ. ૯૨

## સવૈયો.

એક ગમાર ચડ્યો ગિરનાર, નીચે દશબાર દીઠાં પુર ભારે;
વેતી નદી જળ દેખી મરોડ, ધરે મન કોડ બહુજ પ્રકારે;
એથી ઉમંગ ચડ્યો અતિઅંગ, ખુશીખુશી ખૂબ થયું મન જ્યારે;
જો ભણીને નકશો નિરખે, દરમોજ હજાર ઘણો જન ત્યારે. ૯૩

## છપ્પો.

શેત્રંજી સોગટાં, ગંજીફે ગંમત કરીયે;
જોઈએ બીજો જન, વિના સુખ મળે ન જરીયે.
જો કદિ એકાએક, છેક દિલ હોય ઉદાસી;
વિદ્યા વનિતા તુરત, હરે દુઃખ હરખ પ્રકાશી.
લહિયે સુખ કુંડળનું પછી, સહિયે કાન વિંધાવતાં;
ગુણ લહિ પૂરણ સુખ પામીયે, ખમીયે દુખ ગુણ આવતાં. ૯૪

## દોહરા.

બાળક ધાવણ છોડતાં, કરે ઘણો કલપાંત;
નહિ છોડાવ્યાથી વધે, અંગે રોગ અત્યંત. ૯૫
એમજ આળસ વ્યસન પણ, જો નહીં છોડે બાળ;
કડવાં ઓષડ નહીં પીએ, થાશે દુઃખ કોઈ કાળ. ૯૬
ભાટે વાત કચેરીમાં, કહી સુણો મહીનાથ;
મૂળરાજ પાટણતણો, લડીયો લાખા સાથ. ૯૭
પ્રથમ કોજ પાટણતણી, જઈ પડી જેમ ટિડાણ;
લૂટયો ચોથે ભાગ કચ્છ, વળતી વાળ્યો ઘાણ. ૯૮

## [1]કવિત.

[1]કચ્છદેશ [2]ચોથેભાગ [3]ટીડધાલી [4]તોડીલીધો;
[5]પીંચોખુબ [6]રસવળી લાખાથી લડાઈનો ॥
[7]ખોડાદોર [8]છોડીકાઢી [9]દેસે ચડ્યાં [10]થોબીજોરે;
[11]ફેરગઢ [12]લુટીઝડો ચડાવ્યો ચડાઈનો ॥

૧ આ કવિતામાં ચાર વસ્તુઓ સંતાડી હોય તે વરતવાની સમસ્યા છે.

[૧૩]ગીધપંખા [૧૪]જુધખેત [૧૫]ડાચાંખોરશી [૧૬]દૂર હળી;
[૧૭]બોલે [૧૮]ધારે વર્ણન શો <u>આવ્યો છે વડાઈનો</u> ॥
[૧૯]ઘેરી ખુબ [૨૦]ઝુમ્આવળી [૨૧]દાલજોરે [૨૨]ધુગશડી;
[૨૩]ભાગ્યોકછી [૨૪]સુર્ણોખાટયો <u>મુગપુત માઈનો</u> ॥ ૯૯

### દોહરા.

એકજ એવી વાતથી, ભૂપતિ રીઝયો ભ્રાત;
ભણતરમાં એવી ભલી, હોય હજનેરો વાત. ૧૦૦
ચાલી આવ્યો ચીનથી, એક મુસાફર લોક;
કહી ઉત્પત્તિ ચાહની, સુણવા લાગ્યો શોખ. ૧૦૧
ધાતુ પછી ઝાડની, વિધવિધ વાતો જોડ;
વિદ્યાસતી મુખથી વદે, સાચે સાચી તોડ. ૧૦૨
જંગલી જન જાણે નહીં, ખીર ગળી કે ધેંશ;
ભાન નહિ ભરવાડને, અક્કલ ભલી કે ભેંસ. ૧૦૩
ભુંડો પરણે બાયડી, અભાણ્યો બેસે રાજ;
બોજ ઉપાડે બળદિયા, તે સહુ પરને કાજ. ૧૦૪

### પ્રધાન બોલ્યો.—નારાચ છંદ.

બહુ તપાસ લાવીને વિચારી વેણ બોલવું,
વિદ્યાતણું વિશેષ માન ધારીને ન ડોલવું;
ભણી ગણી ગુણી બની જવું ધનાઢ્ય જાચવા,
ભિખારીને જરૂરથી થવું ભણેલ નાચવા. ૧૦૫

### રાગ ઓખાહરણનો.

જેને મેહેરબાન થયા રામ, તેને ભણતરનું શું કામ;
ઝાઝે ભણતરે દારિદ્ર્ય આવે, ટળે જીવ કાં જીવથી જાવે. ૧૦૬
સહુ ધનવંતનું ઘર પૂછે, નહિ પૂછે ભણેલો શું છે;
સભામાં બેસે ધનવંત પહેલો, વિદ્યાવંત બેસે સહુ છેલો. ૧૦૭
આપે માતબરને બહુ માન, તેની તરફ રાખે સહુ ધ્યાન;
ધનવંત બોલે કાલું ઘેલું, લોક કબુલ કરે સહુ પહેલું. ૧૦૮
જેમ પાસા પડે તે દાય, તેમ રાજા બોલે તે ન્યાય;
ધનવંતનો હુકમ ચાલે, હાલો વિદ્વાન મગરૂર મ્હાલે. ૧૦૯
મેના સુખપાલમાં ધનવંત, ભણેલા શિર ભાર વહંત;
ધનવંતને મેડી અગાશી, વિદ્યાવંત છાપરાના વાશી. ૧૧૦

### દોહરો.

રાજા આગળ એક દિન, પોકાર્યો પંડિત;
તો તેનું દુઃખ ટાળિયું, કહું તે સુણી કવિત. ૧૧૧

### કવિત.

પાણીના તરંગ પૂર જાણીએ સમુદ્રમાં,
બરેખરાંજ નાવની પેઠે તરતા ખાટલા;
વેલાગ તો મછ અને આગણી તો કછ બની,
નહાની નહાની હોડિયો પેઠે તરતા પાટલા;
બાળકો ખલાશી ઘુમ પાડે તેને શિર તાણ્યા,
સુંદરીએ શઢ પેરવાને વસ્ત્ર ફાટલા;
સુણો મહારાજ અધિરાજ આજ રજનીમાં,
મુજ ઘેર બન્યા અદ્ભુત ખેલ આટલા. ૧૧૨

### રાગ ઓખાહરણનો.

જાચે રાજાને જે વિદ્વાન, બાગે ભૂપ થઈ મેહેરબાન;
મળે પંડિત પંડિત જ્યારે, એક બીજાનાં દુઃખ ઉચારે. ૧૧૩
જેમ સાપ ઘેર સાપ જાય, જીભના લપકારા વાય;
પગે રાંડીરાંડને પડે, હું જેવી તું ઉભે ચડે. ૧૧૪

### દોહરા.

ભણતર નથી હિસાબમાં, જ્યાંહાં બજેરા દામ;
એવું સાંભળી ઉચર્યો, પંડિત વિદ્યારામ. ૧૧૫
પશ્ચિમ દિશ વૈરાટપુર, જ્યાંહાં જવનનું રાજ;
વણિક પ્રધાનપણું ધરી, કરતો તેનું કાજ. ૧૧૬
મૂરખ ત્યાંનો મહીપતિ, અક્ષર ન ભણ્યો એક;
ઉપજ ખરચના આંકથી, રહે અજાણ્યો છેક. ૧૧૭
ખરચે ખુબ કરજ કરી, મોહો માગ્યું દે વ્યાજ;
બમણાં ત્રમણાં ચોગણાં, ખત લખી આપે રાજ. ૧૧૮
રૂપૈયા સો રોકડા, લઈ કરી આપે મોહોર;
મન સમજે મુજ ઉપરે, એનું શું છે જોર. ૧૧૯
નાણું લેશે વાણિયો, જ્યારે હું આપીશ;
અણે બોયા આજ તો, મારૂં કામ કરીશ. ૧૨૦
ફરિયાદી સરકારમાં, પછી થઈ જે વાર;
બાગ બગીચા સહિત સહુ, થયાં જપ્ત ઘરબાર. ૧૨૧
વેચ્યાં વાસણ દાગીના, વેચ્યાં ગામ ગરાસ;
મિયાં થયા ભીખ માગતા, પૈસો ન રહ્યો પાસ. ૧૨૨
વિખ ખાવા ઇચ્છા કરે, ગઈ લોકમાં લાજ;
વગર ભણ્યાને કારણે, કીધું એવું કાજ. ૧૨૩

### છપ્પો.

દુઃખે પ્રજા પીડાય, કરે ન સહાય નરપતિ;
નવા નવા કર કરે, ધરે નહિ ધનની ત્રપતિ;
લાંચ લઈને ન્યાય, કરે અન્યાય અતિશે;
કરીને નજર હરામ, જુવે પર જુવતી દિશે;

પર હાથ સોંપી નિજ રાજને, નજર નહીં રાખે તહીં;
અવનીપર એવો જુલમ તો,શ્રીહરિ કહીં સાંખે નહીં.૧૨૪

### ચોપાઈ.

એવો જુલમી રાજા થાય, તેને કોણ સમજાવા જાય;
વિદ્યા ઢાંકણુ ઢેચું ધરે, લાગે છાંટા નિરલજ કરે. ૧૨૫
એનો અવર નથી ઉપાય, ભૂપ ભણે સુધરેલો થાય;
વિદ્યા ગુરૂ થઈ આપે જ્ઞાન,કોઈની શરમ ન રાખે કાન. ૧૨૬
પોતાના અવગુણ તે વેર, દેખાડે દરપણની પેર;
કડવાં કોયે કહીં ન શકાય, વિદ્યા બોલે વચન સદાય. ૧૨૭

### સવૈયો.

જે પ્રથિપાળ ચહે ત્રિય પારકી,
લંપટ રાક્ષસ એજ લંકાનો;
થાય અન્યાય પિડાય પ્રજા,
ન જુવે નજરે નૃપ અંધ જહાનો;
દેશ સુધાર પુકાર કરે,
પણ પાવરને ન ચડે કદી પાનો;
મૂછ ઉગી પણ તુછ મતિ,
ન ભણ્યો નૃપ તે પશુ પુંછ વિનાનો. ૧૨૮

### દોહરા.

ઉકરડામાં આથડે, તજી જનાન શુભસ્થાન;
ભણ્યા વિના ભૂંકે અબુધ, ભૂખ તરસનું ભાન. ૧૨૯
ગુરૂ ગરધવ જેવા કર્યા, કર્યા ન લાંબા કાન;
પુંછ કરતાં મૂછ કરી, ભુલી ગયો ભગવાન. ૧૩૦

### કવિત.

મરડીને મહારાણી કિધી કોઇ તરડીએ,
માનવી સમાન તેની આબરૂ ન માનવી;
કોશના પ્રવાહ વીશ મેળવી ચલાવીએ,
જરૂર કોઈ જન તેને જાણશે ન [1]જાન્હવી;
જેવી તેવી હોય તોય દેવીઓ પૂજાય, એવી
દેવી જેવી કોઈ ન પૂજાય કદી દાનવી;
શું થયું જો શ્વાનને મળ્યું કદી વિમાન તો,
મનુષ્યના સમાન કોઇ માનશે ન માનવી. ૧૩૧

### દોહરા.

કરોળીએ કદી ઘર કર્યું, કંચન વાસણ કાંય;
તોપણ તેને માનવી, તુચ્છ ગણે મનમાંય. ૧૩૨

૧ ગંગા.

તેમજ કંચન મહેલમાં, અભણ્યો રાજા હોય;
પંડિત તેને પશુ લખી, ગણે ન અધિકો કોય. ૧૩૩

**પ્રધાન બોલ્યો.—**

પશુ કહો કે નર કહો, પણ જાચો તે પાસ;
કરો વખાણુજ વિધવિધે, તો પૂરે મન આશ. ૧૩૪
જો કોઈ ગરીબ મનુષ્યને, બોલાવે ધનવંત;
ફુલે અંગો અંગથી, પામે પ્રેમ અત્યંત. ૧૩૫

### કવિત.

ગંડી ગંડનો તનુજ કહે થઈ રાજી રાજ,
માજી હું ગયો નજીક શેઠજીની મેડીના;
હરખની વાત માત શી કહું જો આજતણી,
છોકરા છ સાત સાથે હતા મારી હેડીના;
એવે સમે નગરના શેઠજી હવેલીમાંથી,-
આવીને ઉભા નજીક બારીની કઠેડીના;
મને પછી આપો આપ શેઠજી બોલાવ્યો,
કહ્યું જા જઈને કુતરાને હાંકરે ગધેડીના. ૧૩૬

**મહેતાજી બોલ્યા.—દોહરા.**

શેઠતણી શેઠાઈ વળી, રાજાનું જે રાજ;
મળ થયાં વિદ્યાવડે, સઘળાં સુખનાં સાજ. ૧૩૭
શેઠતણા જે પુરવજો, જો ન ભણેલા હોત;
મળત ન તેને એટલું, ધન શેઠાઈ સોત. ૧૩૮
તેમજ રાજા અસલના, ભણતર જો ન ભણંત;
પામત કદી ન રાજપદ, રાજા કદી ન બણંત. ૧૩૯
નથી વિદ્યા જે દેશમાં, નથી ઉદ્યમનું જ્ઞાન;
શેઠ નથી રાજા નથી, નથી પંડિત પરધાન. ૧૪૦
રચે સદાવ્રત માતબર, ધર્મશાળા ખુબીદાર;
નિરભાગી [1]મઉ હોય જે, વસે સુખે તે દાર. ૧૪૧
જે નર રહી નિરૂદ્યમી, રળ્યું બાપનું ખાય;
તે નર પણ નિરભાગીયા, મઉની ગણતી ગણાય. ૧૪૨
ધર્મશાળા ઘર બાપનાં, તેમાં વસે સદાય;
ખાય સદાવ્રત બાપનું, આપનું રળ્યું ન ખાય. ૧૪૩
કારખાનું જગનું કરી, મનુષ્ય મજૂરીદાર;
ખાન પાન વસ્ત્રાદિક પ્રભુ, બખસે બહુ પગાર. ૧૪૪
નિમકહલાલી હોય તે, કરે પરમારથ કામ;
પેટ ભરી પોઢી રહે, પ્રભુનો નિમકહરામ. ૧૪૫
કરે પરમારથ અકલથી, અકલવાન નિશિ દંન;
પેટ મજૂરીથી ભરે, અલ્પ અકલના જન. ૧૪૬

૧ ભિખારી.

સૌ નરથી નહિ બની શકે, એક અકલથી થાય;
અકલવાન તે કારણે, બહુ દરમાયા ખાય. ૧૪૭
પ્રજાતણી પીડા હરે, અકલવાન ભૂપાળ;
અંધેરી નગરી વસે, જો મૂરખ મહીપાળ. ૧૪૮

## ભુજંગી છંદ.

પુરી એક અંધેરી ને ગંડુ રાજા.
ટકે શેર ભાજી ટકે શેર ખાજા;
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કહી સારી બુરી ન વેચે વિવેકે. ૧૪૯
તહાં જઈ ચડ્યા બે ગુરૂ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો;
લીધી સુખડી હાટથી આપી આટો,
ગુરૂ પાસ જઈને કહે ખૂબ ખાટ્યો. ૧૫૦
ગુરૂજી કહે રાત રહેવું ન આંહી,
સહુ એક ભાવે ખપે ચીજ જ્યાંહી;
હશે ચોર ને શાહનો ન્યાય એકે,
નહીં હોય શિક્ષા ગુનાની વિવેકે. ૧૫૧
કદી ગામ એવા વિષે ના વશીજે,
ચલો સદ્ય ચેલા જવું ગામ બીજે;
કહે શિષ્ય ખાવા પીવા ખૂબ આંહી,
તજી તેહ હું તો ન આવીશ ક્યાંહી. ૧૫૨
ગુરુએ બહુ બોધ દીધોજ ખાસો,
નહીં યોગ્ય આંહી રહે રાત વાસો;
ન માની કશી વાત તે શિષ્ય જ્યારે,
ગુરૂજી તજીને ગયા ગામ ત્યારે. ૧૫૩
રહ્યા શિષ્યજી તો ત્યહાં દિન ઝાઝા,
બહુ ખાઇ પીને થયા ખૂબ તાજા;
પછીથી થયા તેહના હાલ કેવા,
કહુંછું હવે હું સુણો સર્વ તેવા. ૧૫૪

## દોહરા.

તસ્કર ખાતર પાડવા, ગયા વણિકને દ્વાર;
તહાં ભીંત તૂટી પડી, ચોર દબાયા ચાર. ૧૫૫
માત પ્રભાતે ચોરની, ગઈ નૃપને ફરિયાદ;
શૂળી ઠરાવી શેઠને, ડોશીની સુણી દાદ. ૧૫૬
એવું ઘર કેવું ચણ્યું, ખૂન થયાં તે ઠાર;
રાતે ખાતર ખોદતાં, ચોર દબાયા ચાર. ૧૫૭
વણિક કહે કડિયાતણો, એમાં વાંક અપાર;
ખરેખરી એમાં નથી, મારી ખોડ લગાર. ૧૫૮
કડિયાને શૂળી ઠરી, વણિક બચ્યો તે વાર;
ચુક ગારો કરનારની, કડિયે કરી ઉચ્ચાર. ૧૫૯
ગારો કરનારો કહે, પાણી થયું વિશેષ;
એતો ચૂક પખાલીની, મારી ચૂક ન લેશ. ૧૬૦
પુરપતિ કહે પખાલીને, જો તું શૂળીએ જાય,
આજ પછી આ ગામમાં, એવા ગુના ન થાય. ૧૬૧
[1]મુલ્લાં નિસર્યાં મારગે, મેં જોયું તે દીશ;
પાણી અધિક તેથી પડ્યું, રાજા છાંડો રીસ. ૧૬૨
મુલ્લાંજીને મારવા, કરી એવો નિરધાર;
શૂળી પાસે લઇ ગયા, મુલ્લાંને તે વાર. ૧૬૩
ફગ જાડું શૂળીતણું, મુલ્લાં પાતળે અંગ;
એવી હકીકત ચાહકે, જઈ કહી ભૂપ પ્રસંગ. ૧૬૪
ભૂપ કહે શું હરકતી, આવી પૂછો કોઈ;
શોધી ચડાવો શૂળીએ, જાડા નરને જોઈ. ૧૬૫
જોતાં જોતાં એ જડ્યો, જોગી જાડે અંગ;
બહુ દિન ખાઈને બન્યો, રાતે માતે રંગ. ૧૬૬
શિષ્ય મુદત માગી ગયો, ગુરૂ પાસે પસ્તાય;
ગુરૂએ આવી ઉગારીઓ, અદ્ભુત કરી ઉપાય. ૧૬૭
જોગી શૂળી પાસ જઈ, કહે ભૂપ સુણ કાન;
આ અવસર શૂળીએ ચડે, વેગે મળે વિમાન. ૧૬૮
ચેલો બોલ્યો હું ચડું, એ ગુરૂ કહે હું આપ;
અધિપતિ કહે ચડીયે અમો, પરણુ મળે પ્રતાપ. ૧૬૯
ગુરૂ ચેલાને ગામથી, પહોંચાડ્યા ગાઉ પાંચ;
રાજા શૂળી પર રહ્યો, અંગે વેઠી આંચ. ૧૭૦
જહાં ભણેલ ન ભૂપતિ, નિપજે એવા ન્યાય;
દેશ સુધારાની તહાં, તો આશા શી થાય. ૧૭૧
નવીન કળાની ગમ નહીં, નહિ સમજણ લવલેશ;
કોઈ સવળો રસ્તો કહે, અવળો લે ઉપદેશ. ૧૭૨
કાષ્ટ પશુના નાકમાં, કદી ભરાયું હોય;
કાઢનારને લાત હણી, ભડકી ભાગે સોય. ૧૭૩
કહું તેનો એક દાખલો, સાંભળજો રહી ચૂપ;
કેવા જન આ દેશના, ભોળા ભડકણ ભૂપ. ૧૭૪
શ્રી સરકારે મોકલ્યો, મહેતો એકજ ગામ;
ચોપવડે ગાશીતળા, કઢાડવાને કામ. ૧૭૫
જૈને ચોરે ઉતર્યો, પછી ગયો નૃપ દ્વાર;
સમજાવા નૃપ મુરખની, આગળ કર્યો ઉચાર. ૧૭૬
સરકારે સહુ લોકપર, દયા ધરી દિલમાંય;
ધર્મ કામ ઊભું કર્યું, કસર ન રાખી કાંય. ૧૭૭

---

૧ એક વોરો.

મુજ સરખા મેતા બહુ, રાખ્યા દઈ પગાર:
સહુ જનને સુખ ઉપજે, ખરચ ન થાય લગાર.૧૭૮
બળીયાથી બાળક મરે, પીડા પૂરણ થાય;
બાળ બિચારૂં તરફડે, નજરે જોયું ન જાય. ૧૭૯
તે સહુ પીડા ટાળવા, આવો કર્યો ઉપાય:
પુણ્ય વિના બીજી કશી, નથી મતલબ તે માંય.૧૮૦
બાળકને હાજર કરો, કાઢું બળીયા અંગ;
કશી ફિકર નહિ રાખશો, ધરજો અધિક ઉમંગ.૧૮૧
મુખથી બોલ્યા મહીપતિ, કાલે કરશું કામ:
આજ દિવસ ચોખ્ખો નથી, માટે કરો વિરામ. ૧૮૨

## ચોપાઈ.

પછી મહેતો ઉતારે ગયા, રાજા મંત્રી ભેગા થયા:
નૃપ કાકાને પૂછી વાત, તમે કશું જાણો છો તાત. ૧૮૩
કહે કાકો બહુ જાણું અમો, પણ પૂછો નહિ કદીયે તમો;
નવીપ્રજારાજાપણનવા, હવે અમોઅણખપના હવા. ૧૮૪
આ અવસર જો નહિ હોત, કોણ કહત અંતર ગતસોત;
આવ્યોછે રાજા ઇંગ્રેજ, ધન હરવાને કારણ તેજ, ૧૮૫
નાણાની બહુ થાશે તૂટ, દમડાથી વેચાશે ઊંટ:
પણમળશેનહિ કોઈ લેનાર, સોદાગર કરશે સહુકાર. ૧૮૬
એ રાજા ધન હરવા વિધ, નવી નવી હિકમત કહાડશે:
નવીકરશે નિશાળોબહુ, એવું ભણતર ભણશે સહુ.૧૮૭
છોડાવી સહુના વેપાર, બંદુક ઉપડાવે તે વાર:
ગાય સુવરનું લઈને ચામ, કર્યુંછે પડઘમનું કામ.૧૮૮
શબ્દ સુણી તેનો તતખેવ, હિંદુ તુરકના નાસે દેવ:
થશે કલંકી જો અવતાર, ત્યારે જશે આ સરકાર. ૧૮૯
જ્યારે ચકવે રાજ્યજ થશે, ત્રણ દિવસ રહી તુરતજ જશે;
ખડ્યુંપાનહવેસ્યુંઅમો, પણજ્જરે સહુ જોશોતમો. ૧૯૦
સંવત અઢાર નવાણું માંય, એનું રાજ્ય ન રહેશે ક્યાંય;
નહિતોઓગણીશેનેચૌદ, નહિદેખોએનું ક્યાંઈબુંદ. ૧૯૧
આ મેતો આવ્યો છે જેહ, બાળકને દુખ દેવા તેહ;
બળીયા કહાડે નિસરેફરી, માતમારે કોપજ કરી. ૧૯૨
જેને ફરી બળીયા નિસરે, એને દાક્તર એવું કરે;
ખૂબ ખાટલા સાથે ઘસે, જ્યાંસુધી જીવથી તે જશે.૧૯૩
એવું ગપ ડોસે ઉચાર્યું, સહુના મનમાં સાચ્યું-ઠર્યું;
સાંભળીસહુને ઉપજ્યોત્રાસ, નાંખેઆંસુ થઈ ઉદાશ.૧૯૪

## દોહરા.

આદમી વરણ અઢારનાં, કર્યાં એકઠાં ત્યાંય:
સોંપી વાત વિચારવા, બોલ્યા માંહોમાંય. ૧૯૫
સહુ સમજ્યા જે આજથી, ગયું ભૂપનું રાજ:
અમલ થયા પરરાજ્યનો, કરશે જે આ કાજ. ૧૯૬

## રાગ ઓખાહરણનો.

બોલ્યા બ્રાહ્મણ તેણે ઠામ,
અમો છોડી જશું આ ગામ:
આભને ન મળે ક્યાંઈ આણી,
બ્રાહ્મણોને નહીં કોઈ ધણી. ૧૯૭
બોલ્યા શુક્લ જો ગત થશે આવી,
અમે એથીજ લેશું ચલાવી:
શુક્લ બ્રાહ્મણને સ્વાદ ન ભાવે,
ખાશ ન મળે તો દુધે ચલાવે. ૧૯૮
કહે પુરાણી પુસ્તક જોઈએ,
એવું કહ્યું રાજા કોઈએ:
પણ પોથાં એતો સહુ થોથાં,
આજ ડાચાં તે સઉથી સાચાં. ૧૯૯
બોલ્યા જોશી અસલની જે વાત,
શીદ આજ સંભારો છો તાત:
બોલો આજ મળી જાણ પાંચે,
ગઈ તિથિ તો જોશી ન વાંચે. ૨૦૦
બોલ્યા મહેતાજી શું કહોછો,
તમે અમને અગાડી કરોછો:
કરવા બીજાને ખુવારણ બાપ્યાછો,
તમે કેના નિશાળે ભણ્યાછો. ૨૦૧
બોલ્યા રજપુત લોક રિસાઈ,
અમને કોણ ગણે છે ભાઈ;
નથી ઘરમાં ભર્યાં કાંઈ નાણાં,
ડાલી ઠકરાઈ ભેટ બીછાણાં. ૨૦૨
બોલ્યા વાત વિચારીને શેઠ,
મહેતો આવ્યો છે ભરવાને પેટ:
નહિ તો આપણા સામો ન થાય,
લાભે લોભે શેઠ તણાય. ૨૦૩
કહે સોની શેઠે કહ્યું જેહ,
પેટ ભરવાનો ઉપાય એહ:
અમે કબુલ કર્યો એ વિવેક,
એ તો સોળ વાલ રતિ એક. ૨૦૪
કહે કણબી અમે જઈ બીજે,
તોય હરકત ત્યાંજ વસીજે:
નથી અહીં અમારા ચાસ,
જ્યાં ગાજે ત્યાં કણબીનો વાસ. ૨૦૫

કહે પટેલ કહું તે પાળો,
ભરો આપણે આજ ઉચાળો:
મારી એટલેજ ચાલે બુદ્ધિ,
પટેલની ઘોડી પાદર સુધી. ૨૦૬

બોલ્યા કુંભાર આપણે કાં ક્વો,
સહુએ શું કરશે તે તો જુઓ:
શીદ આગળ કરીં હીંડો,
હજી ચાક ઉપર છે પીંડો. ૨૦૭

કહે લુહાર જેને પ્રધાન,
સમજાવી સમાવી તોફાન;
મહેતા સાથે જો તકરાર થાશે,
લોઢું લુહાર આપે કુટાશે. ૨૦૮

કહે ઘાંચી આણું પાછા જાશે,
પાછી પોરથી શરૂઆત થાશે:
કરો મહેનત ચહાય તે પેર,
ઘાંચીનો બેલ ઘેરનો ઘેર. ૨૦૯

કહે ધોબી ઉચાળો તો ભરીયે,
પછી ત્યાં જઈને શું કરીએ:
નહિ વાટના ઘાટના રહિયે,
જેમ ધોબીના કુતરા થઈએ. ૨૧૦

કહે મોચી શું આપણું જાશે,
સૌનું થાશે તે આપણું થાશે:
તમે ધીરજ મનમાં ધારો,
પાણી પહેલાં શું મોજાં ઉતારો. ૨૧૧

કહે દરજી સુણો મારી મરજી,
દેવે પીડા આપણને આ સરજી:
આખા દેશમાં ચાલ્યું છે એવું,
ફાટ્યો આભ ક્યાં થીગડું દેવું. ૨૧૨

કહે સુતાર અમને જો નડશે,
એની વેઠમાં વાંધા પડશે:
અમે નિશ્ચે વિચારીને કીધ,
આડે લાકડે આડો વીધ. ૨૧૩

કહે વાળંદ મહેતાને ત્યાંઈ,
નહિ કામ સુજ્યું હોય કાંઈ:
ત્યારે બાળકને બળીયા ગોડે,
નવરો વાળંદ પાડા બોડે. ૨૧૪

બોલ્યો ખલાશીયો કહું આજ,
રાજા થાશે તે કરશે રાજ;
શીદ આપણે બાળીયે પ્રાણ,
નથી દરીઆમાં મેલ્યું વહાણ. ૨૧૫

બોલ્યો ભવૈયો આ કામ માંહી,
લોક તકરાર બહુ લેશે આંહી:
જ્યારે બંને ને બનશે લડાઈ,
થાશે ભુંગળ વિનાની ભવાઈ. ૨૧૬

બોલ્યો ભરવાડ જે મુખી થાઓ,
આવા કામમાં આગળ જાઓ:
અમે કહીંયે છીંયે આ કાળ,
ગાયો વાળે એજ ગોવાળ. ૨૧૭

કહે છીપા એની જાત નીચી,
એતો બોલેછે આંખ્યો મીચી:
નથી સાંભળતા કાંઈ વાત,
જાત વિના પડે નહિ ભાત. ૨૧૮

બોલ્યો માળી જુઓ સંભાળી,
જઈશું તેના મુલકને ટાળી:
પછી આપણને શું કહેશે,
માળી રહ્યો તો ફુલડાં લેશે. ૨૧૯

કહે પાવૈ કરો કાલાવાલા,
એતો શુંક વલોવોછો હાલા:
તમે મારૂં કહ્યું નહીં માનો,
કદી પાવૈને નહિ ચડે પાનો. ૨૨૦

કહે કંસારા આપણો રાજ,
એનો અમલ ગયો હવે આજ:
એતો જાહેર ભેદજ ભાગ્યો,
થાળી ફુટી કે રણકો વાગ્યો. ૨૨૧

બોલ્યા વાઘરી વિચાર સોત,
કાંતો મહેતાનું આવ્યું છે મોત:
જ્યારે ઘો મરનારી થાય,
ત્યારે વાઘરી વાડે જાય. ૨૨૨

બોલ્યો બડબડતો એક બાવો,
અમે છોડી દેશું દેશ આવો;
નથી શોધવો અમારે સાથ,
બાવા ઉઠ્યા બગલમાં હાથ. ૨૨૩

ત્રાંશી આંખવાળો એક બોલ્યો,
તમે શા માટે ડાપણ ડોળો:
જુદા નથી સરકારને રાય,
ત્રાંશી આંખે બે ચંદ્ર દેખાય. ૨૨૪

## દોહરો.

એ રીતે સહુ કહીં ગયા, આપ આપની વાત;
મહેતો મંત્રીને મળ્યા, બીજે દિવસ પ્રભાત. ૨૨૫

મહેતાને મંત્રી કહે, છે ગાંડી ગુજરાત;
આગળ હળવી લાતને, પાછળ કરવી વાત. ૨૨૬
સમજાવે નહિ સમજશે, ત્યારે કરશો જોર;
કામ તમારૂં સુધરે, નહિ તો ફાંફાં ઓર. ૨૨૭
મહેતે મહીપતિ પાસ જૈ, ડર દેખાડ્યો જ્યાર;
બાળકને હાજર કર્યા, મતલબ પાડી પાર. ૨૨૮
એવા અજાણેલા વસે, મહીપતિ મૂઢ ગમાર;
ભડકણ વહેમી આળસુ, સમજણ નહિ લગાર. ૨૨૯
માટે ભણવા મોકલો, તમે કુંવરને તાત;
નહિ તો કહું તે સાંભળો, મારી છેલ્લી વાત. ૨૩૦
જે રાજા નહિ જાણશે, ભણી ભલો દરિયાફ;
જાશે તેના હાથથી, રઇયતનો ઇનસાફ. ૨૩૧
ખાય પિયે પોઢી રહે, જેમ માતબરનાં ઢોર;
રઇયતની પેઠે રહે, જરી ન ચાલે જોર. ૨૩૨
ભણીગણી જે ભૂપતિ, ભણે કાયદા આજ;
રહેશે તેના હાથમાં, નિજ રઇયતનું રાજ. ૨૩૩
ઇત્યાદિક ઉપદેશ દઈ, થાક્યો વિદ્યારામ;
પથરાપર પાણી થયું, કાંઈ ન લાગ્યું કામ. ૨૩૪
ઉઠ્યો વિપ્ર ઉદાસ થઈ, ગયો પોતાને ઘેર;
કુંવરે મનમાં વાત તે, રાખી રૂડી પેર. ૨૩૫
ઉઠી પ્રભાતે એકલો, ભણવા ગયો નિશાળ;
અક્ષર બહુ દિન એકમાં, શિખ્યો બુદ્ધિ વિશાળ. ૨૩૬
દેખી મંત્રી રાજી ઘણો, મોઢે મીઠું ગાય;
કુંવર ચડે બીજી લતે, એવા કરે ઉપાય. ૨૩૭
ચેતેલો ચુક્યો નહીં, ન ચડ્યો બીજે ખેલ;
ભણીગણી વાકેફ થયો, સુધર્યો છોડી ફેલ. ૨૩૮
ફોજદારીના ફેંસલા, કોઈ દિવાની કામ;
ચૂકાવે તે ચતુર નૃપ, અદલે આઠો જામ. ૨૩૯
દિન દિન દેશ સુધારવા, અગણિત કરે ઉપાય;
અતિશય પામ્યો આબરૂ, દેશ વિદેશે રાય. ૨૪૦
એજ રીતે આ દેશના, સુધરે રાજા સર્વ;
તો દિવસ આનંદના, જાણું દિવાળી પર્વ. ૨૪૧
ઓગણીશ ઉપર થયાં, વિક્રમનાં દશ વર્ષ;
ભાદરવા શુદિ [1]દ્વાદશી, ભાષણ કર્યું સહર્ષ. ૨૪૨
આવી અમદાવાદની, વિદ્યા મંડળી માંય;
ક્ષમા કરો શ્રોતા સહુ, કહું અધિક જો કાંય. ૨૪૩
વિનતિ દલપતરામની, દિલ ધારો દિન નીશ;
શ્રોતા જન સઘળા તમે, બોલો જય જગદીશ. ૨૪૪

૧ તા૦ ૪ સપ્ટેમ્બર સન ૧૮૫૪.

# લાંચ વિષે.

## દોહરા.

ભણેલ જ્યાં નહિ ભૂપતિ, ત્યાં અંધેર જણાય;
રાજા પ્રધાન સૌ કરે, લાંચ લઈને ન્યાય. ૧
કથન ઘણાં કહીં કહીં કરે, [1]ટિકાકાર પોકાર;
તોય લોક જે લાંચિયા, લાંચ ન તજે લગાર. ૨

## ભુજંગી છંદ.

અરે લાંચિયા ચાંચિયા ચોર જેવા,
અધર્મી થયા આંધળા કેમ એવા;
કહો કાનમાં કેમ કાડા ખરેછે,
ટિકાકાર પોકાર કેવો કરે છે. ૩
ખરી નોકરી લાંચ ખાઈ ખુએછે,
જનો કેદમાં કેક જાતા જુએ છે;
દુરાચારી દુષ્ટો દિલે ક્યાં ડરે છે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૪
પડે ગડગડે તોપના જેમ ગોળા,
બહુ ઉછળે નીતિના બોલ બ્હોળા;
ધરી કાનમાં ધ્યાનમાં ક્યાં ધરે છે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૫
નથી છોડતા ચાલ લાંચો લીધાની,
છતી વાત છે, તે નથી છેક છાની;
દુરાચાર તો [2]ચાચરે આચરે છે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૬
નથી જાણતા જે જશે લોક લજ્જા,
નથી જાણતા જે થશે મૃત્ય સજ્જા;
ભલી ભાત ભંડાર પાપે ભરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૭
ભલે ખૂબ નાણું ખજાનો જમાવે,
અહીંથી જતાં સાથ અલ્પે ન આવે;
અરે આંહીં મેલી જવું આખરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૮
વડાં ઝેરનાં બીજ જો કોઈ વાવે,
નહિ દ્રાખ કે દાડમી ઉગી આવે;
જતે ઝેરના છોડવા ઉછરેછે,
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૯

૧ અમદાવાદમાં ટીકાકાર નામે પત્ર છપાતું હતું.
૨ ચાચરે—જાહેર ચકલામાં.

ભલે દાસનું તો ભલું ડોળ રાખે.
લગારે કદી લાંચનો લાભ ચાખે:
ખરો તે ઠગારો નઠારો ઠરેછે,
ટિકાકાર પોકાર કેવો કરે છે. ૧૦
થયો ઉપરી ઈશ્વરે જોગ આણ્યો,
અધર્મી મુવાએ સ્વધર્મે ન જાણ્યો:
મહા પાપ માથે લઈને મરેછે.
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૧૧
તજી કીર્તિ ધિક્કાર કોટે ધરેછે.
તજીને સુધા ઝેરને સંઘરેછે:
તજી [1]ઉર્વશી વ્યંતરીને વરેછે.
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૧૨
જુઓ ન્યાયની કોરટો કે કચેરી.
જુઓ દેવડી રાજના કાજકેરી:
ઘણા ફાંશિયા લાંચિયા ત્યાં ફરેછે.
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૧૩
ઠગારા ઘણા માનવી દામ હામે,
દીઠા દુનિયા મધ્ય દલપત્તરામે:
અરે અર્થ એથી કશો શું સરેછે.
ટિકાકાર પોકાર કેવો કરેછે. ૧૪

### દોહરો.

લાંચે લોકો લૂટવા, હક તજી ખાવું હરામ:
લાયક જન લાયક નહિ, ભોળી ભિક્ષનું કામ. ૧૫

## જુલમ વિષે.

### દોહરા.

જોરાવરના જુલમનો, કોણ કરે દારયાફ:
વાઘે માર્યું માનવી, એનો શો ઇનસાફ. ૧
ન્યાય નિયમ સૌ ગરીબને, સમર્થને સૌ માફ:
સૃષ્ટિ વિશ્વ પ્રલય કરે, એનો શો ઇનસાફ. ૨
જેમ તેમ મન વાળવું, જ્યાં નવ ચાલે શસ્ત્ર:
[2]મેં લુંટારાને દમ્યા, ફેંકી રસ્તે વસ્ત્ર. ૩
જોરાવરના જુલમમાં, ઉર ગણિયે ઉપકાર:
સૂર્ય તપે તો સમજીયે, પડશે મેઘ અપાર. ૪
સાલસ પર શૂરા સહુ, જુલમી આગળ ટાંક;
અજ ઉપર શૂરો વરૂ, સિંહ સમીપે રાંક. ૫
નિર્બળ પર શૂરા સહુ, સબળ ઉપર નહિ ટાંક;
મની મુશક પર શૂરી પણ, શ્વાન સમીપે રાંક. ૬
ન્યાય અને અન્યાયનો, વિફરે તજે વિચાર;
ધરે અંગમાં વક્રતા, તે માટે તરવાર. ૭
જેમ જેમ મન વાળવું, જ્યાં નહિ જડે ઉપાય;
જમડે માર્યો બાપ તે, વેર કદી ન વળાય. ૮
જુલમી જુલમ કરે ઘણો, સુજે ન કાંઈ ઉપાય;
કરીએ [1]કાગારોળ તો, ક્વચિત કાયદો થાય. ૯

## જોર વિષે.

### દોહરા.

તનબળ, ધનબળ, બુદ્ધિબળ, સર્વ ન એકજ સાથ:
પાંમ્યા છે જે પ્રાણીને, તો તેને નહિ હાથ. ૧
આપ્યું સૌને ઈશ્વરે, એક એક વિધ જોર:
જોર મુખેછે સર્પને. વૃશ્ચિક પૂંછ સજોર. ૨
વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૩
જે નિજબળ જાણે નહિ, વરતે પર આધીન:
હાથી અજ્ઞાને રહે, માવત આગળ દીન. ૪
પોતામાં પોતાપણું, હોય તોજ સૌ સ્હેલ:
હોય તોજ દીવો બળે, દીવામાંહિ દીવેલ. ૫
મરણ આદરે તેહને, લશ્કરનું નહિ કામ:
જુઓ કેદીયે એકલે, કર્યો [2]ગવરનર ઠામ. ૬
મળે ખરો ઉસ્તાદ ત્યાં, કહણુ રહી ન શકાય:
હીરો હઠે ન લોહથી, પણ દવમાં બળી જાય. ૭
હિકમત ધરે હજાર પણ, ગજા પ્રમાણે થાય:
નખ છેદાય નરેણિયે, કંઠ કદી ન કપાય. ૮

### જોબનનું જોર.—ઇંદ્રવિજય છંદ.

[3]અબ્ધિ ઉલંઘન હામ ભરે, પછી કેમ ધરે બહુ બીક કુવાની:
દેડકીથી દિલ કેમ ડરે, સમશા કહિ સિંહ સમીપ સુવાની,
હોમી મણીધરને દિલ હાથ, મનાય ભીતિ મનમાં નમુઆની:
સત્યકથા દલપત્ત કથે, જીવ જોબન જાણી જુએ ન જુવાની. ૯

૧ ઉર્વશી—અપ્સરા. ૨ એક ગરીબ માણસે કહ્યું કે લુંટારા મને લુંટવા આવ્યા ત્યારે મેં મારાં લુગડાં વેગળે ફેંકી દીધાં તેથી લુંટારાને દોડી દોડીને લેવાં પડયાં.

૧ કાગારોળ—એક કાગડો પકડાઇ જાય તો ઘણા કાગડા મળીને સોરબકોર કરેછે તેમ કરવું તેનું નામ કાગારોળ. ૨ લોર્ડમેયો. ૩ અબ્ધિ—સમુદ્ર.

### મનહર છંદ.

સિંહનો શિકાર કરનાર નર નિરખીને,
ચોંપે એક અજ ચાલ્યો સિંહને ચેતાવવા;
જાણે ભાળી મારો ભાવ વિસારશે વૈરભાવ,
એથી મારે એની પાસે થશે જવા આવવા;
ફુંફકારો મારી સિંહે અજને વિદારી નાંખ્યો,
કહ્યું શાણો થૈને, આવ્યો મને સમજાવવા;
અંતર વિચારી આમ, કહે દલપતરામ,
જોરાવરને ન જૈએ ડાપણ શિખાવવા. ૧૦

## નિર્બળ વિશે.

### દોહરા.

નાના પણ ઝાઝાતણા, આશ્રયથી સુખ સહેલ;
નાનાં બહુ નેવાં મળી, ઢાંકે મોટા મહેલ. ૧
ઘણા ગરીબની મદદથી, જબ્બર શત્રુ જીતાય;
રામે રાવણને હણ્યો, લઈ વાંદરાં સહાય. ૨
ટુંકારા નિર્ધન સહે, સહે નહીં ધનવાન;
થયા રાય રણછોડજી, ગાય ચારતો કાન. ૩
ભલો સ્વાદ છે ભુખમાં, સુખડીમાં નહિ સાર;
ભુખે ખાઈ ભાખરી, રાચે રાજકુમાર. ૪
બળીયાથી સહુ કો બીએ, નિર્બળનેજ નડાય;
વાઘતણો માગે નહિ, ભોગ ભવાની માય. ૫
નિર્બળ જન નિંદા કરી, કાઢે મનનો રોષ;
પામે રાંડીરાંડ મન, શાપ દઈ સંતોષ. ૬
જે જન જેનો થઈ રહે, તેની લાજ ગણાય;
ડાઘ પડે જો લુગડે પહેરનાર શરમાય. ૭
કોણ વડાની વાતમાં, સુણે ગરીબનો સાદ;
ભુંગળ ભેર અવાજમાં, ક્યાં તુતીનો નાદ. ૮
કહો શ્રેષ્ટ શા કામનો, જેથી ન સરે અર્થ;
નાનો પણ નિશિપતિ ભલો, શનિ શ્રેષ્ટ પણ વ્યર્થ. ૯
નબળાથીજ બની શકે, એવા કૈંક ઉપાય;
ખડગે શિર છેદાય પણ, કાંટો નહિ કઢાય. ૧૦
નબળા સબળા સર્વને, કરતા દીઠા કામ;
વળગી પીડા પેટની, તેથી ગરજુ તમામ. ૧૧

## પેટ ભરવા વિષે.

### દોહરા.

શું રાજા સરદાર શું, મોટા માજીસ્ટ્રેટ;
સહુને વળગ્યું સર્વદા, પાપ રૂપ આ પેટ. ૧
પશુ, પક્ષી, સૌ પ્રાણિને, નર જાતિને નેટ;
દુખ ઉપજાવે દિલ વિષે, પાપરૂપ આ પેટ. ૨
વાણોતર ને વૈતરા, કરે વિશેષે વેઠ,
સમજો કારણ સર્વનું, પાપ રૂપ આ પેટ. ૩
વહાણ ચડીને વિચરે, સમુદ્ર રસ્તે શેઠ;
કુટુંબથી અળગો કરે, પાપ રૂપ આ પેટ. ૪
કરે શિકારી સાંચરી, અરણ્યમાં [1]આખેટ;
રખડાવે છે રાનમાં, પાપ રૂપ આ પેટ. ૫
નહાના મોટા ભાઈનો, વેરી થાય વચેટ;
સ્નેહ તજાવે સર્વ શું, પાપ રૂપ આ પેટ.
મુનિ જેવાનાં મન વળી, લોભે કરે લપેટ;
નાશ કરે નીતિતણો, પાપ રૂપ આ પેટ. ૭
પાડે મોટા પહાડને, હળવી પણ હડફેટ;
તો તરણાને શું ગણે, પાપ રૂપ આ પેટ. ૮
તૃષ્ણા નીર તરંગથી, ખોળી નાંખે ખેટ;
તો શું રાખે ટેકરી, પાપ રૂપ આ પેટ. ૯
શોણિત શોષે શરીરનું, જેમ દિવેલ દિવેટ;
લીલાને સૂકું કરે, પાપ રૂપ આ પેટ. ૧૦
સંસારી જન શું કરે, ભગવત કેરી ભેટ;
બળબળતી વળગી બલા, પાપ રૂપ આ પેટ. ૧૧
જીવતાં સુધી જન કદી, ઠરી ન બેસે ઠેઠ;
દોડાવે દલપત કહે, પાપ રૂપ આ પેટ, ૧૨
પેટથકી ચાલે બધો, વિશ્વતણો વ્યવહાર;
જેમ ચાલતા યંત્રને, ઇંજનનો આધાર. ૧૩
જોજો જગમાં જગદિશે, કર્યું વિચારી કામ;
અણસમજુ અકળાય છે, દિલમાં દલપતરામ. ૧૪

## ચડતી પડતી દશાવિષે.

### દોહરા.

વસંત, ગ્રીષ્મ, વૃષ્ટિકર, શરદ હીમ શિશિરાદિ;
મીન મેખથી, મુલકમાં, આવે રૂતુ અનાદિ. ૧
તેમજ સુખ દુઃખ હરખ ભય, ચડતી પડતી જાણ;
આવેછે આ જગતમાં, અંતર ધીરજ આણ. ૨
જ્યારે રૂઠે દૈવ તો; બંદોબસ્ત ન કામ;
સમુદ્ર સરખી ખાઈ પણ, લંકા લીધી રામ. ૩
શીખામણ લાગે નહીં, જ્યારે વિનાશકાળ;
સમજાવ્યે સમજ્યો નહીં, લંકાનો ભૂપાળ. ૪

૧ આખેટ—શિકાર.

દેખે પડતા દિવસમાં, સ્વજન પરસ્પર કાળ;
જેમ કાચના ગુણ થકી, દિસે રૂપ વિકરાળ[1]. ૫
દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ. ૬
સવળે દિન સવળું પડે, અવળે અવળું થાય;
અણઈચ્છ્યું આવી મળે, ઈચ્છિત અળગું જાય. ૭
માન અને અપમાન લે, ચઢતે પડતે કાળ;
બંદીખાનામાં પડે, ગયે શિયાળે સાલ. ૮
સુખ દુખ સરવે સાંખિયે, સુણી જૂના ઈતિહાસ;
રાજ્ય મળે કોઈક દિવસ, કોઈ દિવસ વનવાસ. ૯
ચઢતે દાહાડે ચાલીયે, હેઠે રાખી હામ;
પડતો દિવસ પીછાનીને, વરીયે કરી વિશ્રામ. ૧૦
પડછાયો નિજપંડનો, પ્રતિપક્ષીનો પક્ષ;
ચડતે દિન ઘટતો દિસે, પડતે વધે પ્રત્યક્ષ. ૧૧
દિવસ ફરે તો દિલ વિષે, અવળા સુજે ઉપાય;
કાપી વાડીનો કંડીયો, મુશક સર્પ મુખ જાય. ૧૨

## ઈલકાબની પડતી.—ચોપાયા છંદ.

પંડ્યા, પાઠક ભટ્ટ, પુરાણી, રાખે છે સુણી રોષ;
મુનસી, મિસ્તર, બક્ષિ, બહાદુર, સુણી પામે સંતોષ;
કારણ તેનું કહેવા કાજે, જોશી જુએ શું જોષ;
ચડતી પડતી રીત ચાલતી, દેવતણો નહિ દોષ. ૧૩

### દોહરા.

ઘરની કુળની દેશની, જ્યારે પડતી હોય;
ડરે પરસ્પર દેખીને, કરે પતીજ નહિ કોઈ. ૧૪
જેમ મુસાફર મહમદી, જાફર જનને જોઈ;
દૂરથકી દિલમાં ડર્યો, કાફર જાણી કોઈ. ૧૫
ત્યારે તેને જાફરે, કહ્યું ઉર ધરી ઉમંગ;
કેમ ડરેછે ભાઈ તું, હું ઈચ્છું તુજ સંગ. ૧૬

### ઈંદ્રવિજય છંદ.

એકલ અંગ થવા ભયભંગ, ઉમંગથી હું શુભ સંગ ચહુંછું;
પીશુદ્ધ પાણી ભલોજન જાણી, પ્રમાણિક થૈ પ્રિયવાણી કહુંછું;
સંગત આશ વસ્યો કરીવાસ, ઉદાસપણે શિર ત્રાસ સહુંછું;
એસ મુસાફર હું નથી કાફર, જાફર નામ મુસાફર હુંછું. ૧૭

### દોહરા.

માન્યું નહીં મુસાફરે, કર્યો નહીં વિશ્વાસ;
જાફર પણ નિજ જીવમાં, તેથી પામ્યો ત્રાસ. ૧૮
જન બંને જૂદા પડી, રહ્યા ઉજડમાં રાત;
એક બીજાને ઓળખી, પસ્તાયા પરભાત. ૧૯

## દુઃખ વિષે.

### દોહરા.

સુખ દુખ સરજ્યાં ઈશ્વરે, દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓસડો, પાય જનેતા જેમ. ૧
દુખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને, દેછે વૈદો ડામ. ૨

### છપ્પા.

તપે સૂરજનો તાપ, શોધીયે શીતળ છાયા;
તાઢ પડે અણતોલ, કપડથી મઢીયે કાયા;
વરસે જો વરસાદ, રચી રૂડું ઘર રહીયે;
જો દુઃખ દે જન કોઈ, કોઈ આગળ જઈ કહીયે;
કરીયે જો થાય ઉપાય તો, નહિ તો સઘળું સાંખીયે;
પણ દૈવ ઉપર દલપત કહે, રોષ રૂદે નવ રાખીયે. ૩

### દોહરા.

પ્રભુ કરે તે પ્રીતથી, સહેવું ગણીને સાર;
પ્રભુ સમ કો સારો નથી, દીન દયાળ ઉદાર. ૪
મોટી વેઠે આપદા, તેનો જશ ઉચરાય;
નળ, પાંડવ, ને રામની, વાતો બહુ વંચાય. ૫
જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહીત ન કોઈ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઈ. ૬
ગર્વ મટે સુખ અવસરે, દુખ અવસર હરખાય;
જો રાખે અક્ષર લખી, આ દિન પણ વહી જાય. ૭
મરદ દરદમાં ગરદ પણ, મરદ ગણે નહિ દરદ;
દરદ કહે તે મરદ નહિ, દરદ સહે તે મરદ. ૮
સંકટની શંકા ધરે, તેથી ન કાંઈ કરાય;
શીખે તરવા શી રીતે, જો જળમાં નહિ જાય. ૯
પસ્તાઈશ નહિ પીંપળા, પેખી પાનખર માસ;
સદા નહિ રહે આ સમય, તનમાં ન ધરીશ ત્રાસ. ૧૦
સુખ પાછળ દુઃખ દેખીયે, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે, રાત્રિ પછી દિન જોય. ૧૧

---

૧ એક કાચ એવી જાતનો થાય છે કે તેમાં જોવાથી માણસ પોતાનું રૂપ મહા વિકરાળ દેખે છે.

કષ્ટ સહન કીધા વિના, પદ ઉંચું ન પમાય;
પારો તાપ અધિક સહે, ઊંચો એમ જણાય. ૧૨
દયાળુ નિજ દુખ દેખીને, પરદુખ કરે વિચાર;
નિર્દય ન્યાલ થયા કહે, પડે ઉતરી પાર. ૧૩
હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર;
કશી ફિકર નહિ હોત તો, બાંધત શીદ ઘરબાર. ૧૪
પાકે અન્ન અને અકલ, પાવક ફિકર થકીજ;
પણ સાધારણથી સરસ, નહિ તો નાશ નકીજ. ૧૫
સુખ દુઃખથી હરખે રૂએ, સુઆ પછી પસ્તાય;
સ્વપ્નામાં કૂદે હસે, જાગૃત થઈ શરમાય. ૧૬

## ઇંદ્રવિજય છંદ.

એજ સુતાં શતવર્ષ વિત્યાં,ભમતાં ભમતાં સ્વપને ભ્રમણામાં;
વાસર કેક વિત્યા સુખ માંહિ,બહુ ધનવાન થકી બમણામાં;
લાંઠની સાથ લડાઈ લડ્યો કદી, લાપટ લાખપટી લમણામાં;
જાગ્રત જ્યાં દલપત્ત થયો, સુખ દુઃખ ગયું સઘળું સમણામાં.૧૭
જો સુપનાની સમૃદ્ધિ જતાં,મરજાદ તજી બકવા બહુ માંડો;
કે સુપનાની લડાઈ લડ્યાથકી, ભાન થયાપછી ભાંડણું ભાંડો;
સુંદરી સાત વરી સ્વપને,પછી જાગૃત થૈ કહે ક્યાં ગઈ રાંડો;
તેમ કીધાથી કહે દલપત,ગણાય ગમાર,ગધા સમ ગાંડો. ૧૮

## દોહરા.

કો દરદીને દરદ પર, દેવા કારણ ડામ;
નિશાન કરતાં રાખનાં, રૂએ પોકારી રામ. ૧૯
દુખદ તજી સ્થળ સુખદ સ્થળ, રહીયે દલપતરામ;
પાણીમાં જઈ પેશીયે, ઘણો વળે જો ઘામ. ૨૦
શિર છત્રી પગ મોજડી, ધરી રવિ તાપ ખમાય;
છત્રી મોજડી શું કરે, લાગે જ્યાં બડી લહાય. ૨૧
સજ્જન પણ સંકટ સમે, રસ્તો તજી પળાય;
ચોમાસે કીચડ થયે, જગત ઉમારગ[1] જાય. ૨૨
અલ્પ દિવસ આનંદના, રહે ઘણા દિન રોળ;
દહાડા પાંચ દિવાળીના, શ્રાદ્ધ પક્ષ તો સોળ. ૨૩
હરખ શોક હરઘડી ગણે, લાખ પ્રકારે લોક;
હરખ ન હોય વિવા સમો, મરણ સમો નહિ શોક.૨૪
દુઃખ ઘણાં દુનિયાં વિષે, માની લીધે મનાય;
દેહ દુઃખ કે દરિદ્રતા, ગણતાં ખરાં ગણાય. ૨૫
દુઃખ વેઠે સમજણ પડે, સમજાવ્યે ન જણાય;
બાળક ડરે દીવાથકી, જ્યારે દીવે દઝાય. ૨૬

[1] ઉમારગ—અવળો રસ્તો.

કોમળ અંતર પરદુખો, દેખી થાય દિલગીર;
અવયવને દુઃખ ઉપજે, આંખે આવે નીર. ૨૭
બહુ રૂણિયાને રૂણ નહિ, બહુ દુખીને દુઃખ નોય;
ભાર કશો પાશેરનો, હજાર મણ જ્યાં હોય. ૨૮

## દુમિલા છંદ.

નૃપ મારી પછી પતિ પાસ ગઈ,પતિ નાગ ડસ્યાથી ગયો મરીને;
પરદેશ જતાં વણઝારી થઈ, ગુણકા ઘર વેચી મને ફરીને;
સુત સંગ થયો નિકળી બળવા,જળ પૂર થકી નિકળી તરીને,
મહરાજ હું આજ સમાપર શું કરૂં,ઝાશનો શોક હવે કરીને.૨૯

## મનહર છંદ.

લમમાં જો લાય લાગે તો વડી વિપત્તિ લેખે,
દારૂખાનું ખુશીથી એ હજારનું બાળે છે;
લુંટાય કે દંડાય તો દાઝે દીલગીર થાય,
મમતમાં મોટી મુડી ઉમંગે ઉછાળે છે;
કાયામાં જો કાંટો વાગે કાળજામાં કષ્ટ થાય,
નાક વિંધાવીને નેહે દર્પણ નિહાળે છે;
દુઃખ સુખ દુનિઆમાં માન્યું દલપત કહે,
વિવેકી તો વિવેક વિચારી મન વાળે છે. ૩૦

## દોહરા.

એક તરફનું સુખ મળે, એક તરફનું જાય;
રથ બેસી ચૌટાતણી, ચીજો નહિ જોવાય. ૩૧
સુખ ભોગવવામાં વસે, દુઃખ અને ઉપહાસ;
ખાદાને પચવાતણો, તલભર ન મળે ત્રાસ. ૩૨
આપે જો આરોગ્યતા, કરૂણા કરી કર્ત્તાર;
દુનિઆમાં દલપત કહે, એ સુખ અપરંપાર. ૩૩
ઉપજાવે આનંદને, જોતાં ચિંતા જાય;
પરિણામે સુખ પ્રાપ્તિનું, લક્ષણ એ લેખાય. ૩૪
દુઃખમાં દુઃખ તો દેહ દુઃખ, બીજું કરજનું જાણ;
અલ્પ ખર્ચ્યાં દુઃખ એ વિના, ઉર સંશય નહિ આણ.૩૫

---

# કરજ વિષે.

## માળા છંદ.

પડી ઘણી ગરજ, કરજ કદી કરીયે;
પ્રતિ દિન દિન પણ, દિલ અતિ ડરીયે;
ફિકર સકળ તજી, વિકળ ન ફરવું;
કદી અતિ અધિક, કરજ નહિ કરવું. ૧

### દોહરા.

નામ રામનું સાંભળી, હું પામું ઉલ્લાસ;
નામ ¹ગામનું સાંભળી, હું પામું ઉર ત્રાસ. ૨

### મનહર છંદ.

માણસ મરણનું સ્મરણ નથી સાલતું ને,
દ્રવ્યનું દારૂણ ²ઋણ સાલે છે સંભારતાં;
બળીઆ નાસરી ગયા તે મને વિસરી ગયા,
વ્યાજતણી વ્યથા નવ વિસરે વિસારતાં;
આજ પામ્યો લાજ લક્ષ રાજના સમાજ મધ્ય,
વીતકની વાત લાજ આવે છે વિચારતાં;
કહે દલપતરામ સજ્જન તમામ આમ,
દીલમાં ધરો કરજ કરજ વધારતાં. ૩

### ઇંદ્રવિજય છંદ.

ત્રણપણું હશે છેવગાતો, અવનીતળ ઉર્ગીઅનેનથી ઉલ્યો;
જ્યાર થશે ધીરનાર ક્ને, દશબાર દિનારને કારણ કલ્યો;
વીતક વાત વિસારી વખાણથી, કોગટકાવી ફરૂં નહિ ફુલ્યો;
દાનપણે દલપતકહેછ, બાપનું ભોજન હૂંનથી ભલ્યો. ૪

### દોહરા.

કરજ કરીને જે ક્યાં, ખોટા વરા ખચીત;
ખરેખરા ³ખોટાવરા, ચરચર બાળે ચિત્ત. ૫
હળ લેખણુ ખત ખેત્રને, વ્યાજ એજ વડીવાક;
ત્રિખ બીજ નાણું વાવીએ, થાય ઝેરનાં ઝાડ. ૬
શબ ઉચકે તે કાંધીયા, અડતાં જન અભડાય;
વ્યાજખાર પણ કાંધીયા, અમાણું ત્રમાણું ખાય. ૭

### ચતુર્થ પદ ગુપ્ત.

**માગે ત્ર** ગણા તહેનો, **મોય મિલાપ** પવિત્ર;
**માગ્ય ચુંથાય** બજારમાં, **માનો સાચું મિત્ર.** ૮

---

## અંગ ઉધારનો ઝગડો.

જે ગરજુ માણસ હોય છે, ને તેને કરજે નાણું જોઈતું હોય ત્યારે તે શાહુકારને ઘેર જઈને કેવો ગરજવાન થઈને બોલે છે, ને પોતાનો અર્થ સર્યા પછી કેવો જવાબ દે છે એ વિષેની હકીકત નીચે લખ્યા પ્રમાણે છે.

### દોહરા.

પ્રથમ નમું ગણનાથને, વિનવું વારંવાર;
ઝગડો અંગઉધારનો, સુણજો સહુ નરનાર. ૧
શાહતણે ઘેર સંચર્યો, ગરજુ દરદી જન;
અંગઉધારે આપશો, એક ¹મસવાડો ધંન. ૨
અર્થ સુધારો એટલો, છે તમ સરખું કામ;
સોવાસા પખવાડિયે, દેશું પૂરા દામ. ૩
તો ફરી લેવા આવશું, જુઓ ફરી એકવાર;
આગળથી એક માસનું, વ્યાજ ધરૂં આ ઠાર. ૪
આપો અમને આ સમે, જાણી કીધા ન્હાલ;
જોઈએ ત્યારે માગજો, જોઈશે નાણાં કાલ. ૫
માણસ જોઈને ધીરજો, કઠણ સમો છે આજ;
જગત બધું ખૂટલ થયું, કરજો જોઈને કાજ. ૬
આગળથી શું આચરૂં, જુવો અમારી વાત;
દેવું જ્યારે છુટશું, સુખે ઉંઘશું રાત. ૭
લીધે કંઈ જીત્યા નહીં, જુવો કરી વિચાર;
લઈને પાછું આપીએ, તો ચાલે વ્યવહાર. ૮
માસ પછી તો આવશે, નાણું છે આ માલ;
નહિ તોપણ નહિ કાપિયે, બેશ ફેરી ડાળ. ૯
બીજે કહ્યું એક બે જણે, લ્યો અમારૂં ધંન;
શીદ રળાવું કોઈકને, એમ વિચારૂં મંન. ૧૦

### ચોપાઈ.

બોલ્યો ગરજુ એવા બોલ, શાહતણું મન થયું ડમડોલ;
દીધા ખત માંડીને દામ, કીધું ગરજૂએ નિજ કામ. ૧૧
અર્થ સર્યાને ગરજજ ટળી, નામ લે નહિ સામો મળી;
જાણેશાહ વધેછે વ્યાજ, ગરજુજાણે થયું મુજ કાજ. ૧૨
એમ કરતાં એક વર્ષજ થયું, આપો નાણું શાહે કહ્યું;
ધીરજરાખોકરોઘરકાજ, હમણાંજઓ વધેછે વ્યાજ. ૧૩
તમથકી અમને ચિંતા ઘણી, હાલનથી નાણું અમતણી;
આવશે નાણું હાથે ચડી, વણુ માગ્યા દેશું તે ઘડી. ૧૪
સહુ પહેલા ભરશું તમતણા, ભાઈ તમે ટાળી છે મણા;
વ્યાજવધાર્યાની નથી ખાંત, દીધાવિના નહિથાયનિરાંત. ૧૫
સુજ્યો તળાઈમાં સુખે જઈ, નાણું તમારૂં રહેશે નહીં.
કાળાચોરના કાઢશું તે વંત, હશે જેના લોઢાના દંત. ૧૬

---

૧ વ્યાજ ગણવાના આના.

૨ ઋણ–કરજ. ૩ ખોટાવરા—લાકડાનો સળગતો અંગારો કહેવાય છે તેમ છાણાનો ધિંખતો ખોટાવરો કહેવાય છે.

૧ મહિનો.

નહિતો જાતે વેચાઈ આપશું, તો બીજીવાર લેવા આવશું:
માગેશાહ દિનમાં એકવાર, એમ કરતે વિત્યાં વર્ષચાર.૧૭
ત્યારે શાહ લેવાને ગયા, આપો રૂપિઆ બમણા થયા:
રૂપીયાનુંનહિ લેશો નામ,હાલ નથી રૂપિઆનો ઠામ. ૧૮
ઠામ નથી તો મારો શો વાંક, તુંતો રહ્યો સદાયનો રાંક:
કહું તને કરીને પરણામ, આપો હવે અમારા દામ. ૧૯
આપીશ તોપણ લેઈશું અમો, નહિ ચાલે ના પાડે તમો:
એરીતે કહ્યું બહુજ પ્રકાર, બોલ્યો ગરજુ તેણીવાર. ૨૦

## દોહરા.

ગરજૂ બોલ્યો તાહરે, સાંભળ સાચી વાત:
ક્યાંઈ ન જવાશે ચોરવા, હોયતો દઈએ ભ્રાત. ૨૧
શાહ ત્યાંહાં ગરજૂ થઈ, બોલ્યો થઈ લાચાર:
ભાઈજી આપોતો વળી, દેઈશું બીજી વાર. ૨૨
એ નાણું આવ્યાતણો. નહિ સૂજ્યો ઉપાય:
ત્યારે પોતે લાંઘવા, ગરજુને ઘેર જાય. ૨૩
ચૂલામાં જળ રેડિયું, બેઠા કઠણ થઈ સાથ:
દીધા વિના તું જો જમે, નરશી વસતુ ખાય. ૨૪
ઘર તારૂં લાંઘે સહુ. લાંઘું બેઠા હુંય:
લીધા વિના ઉઠું નહીં, નિશ્ચે જાણે તુંય. ૨૫
શાહે ગાળો રીસમાં, દીધી ત્યાં દશવીશ:
તે સાંભળતાં તુરત તે, ચડી ગરજૂને રીસ. ૨૬
અહિંતો આડી શેરીની, ધૂળ પડી તે લેય:
કર કરવાનું હોય તે, કહેવું હોય ત્યાં કહેય. ૨૭
નથી બાતો તારા થશે, આ ઘર લૂંટી લેય:
મળશે ત્યારે આપશું, દશ દિન બેશી રહેય. ૨૮
શાહ કહે સુણ કુતરા, ત્રાણ બોલમાં ધૂડ:
તારા ઘરમાં રાખજે. આડી શેરીના ધૂળ. ૨૯
છે જાતે દેવાળિયા. લઈ નથી દેતા ધંન:
લેતાં લાગ્યું સોહલું, દેતાં ધ્રુજે તંન. ૩૦

## ચોપાઈ.—શાહુકાર કહે છે.

શું કાંઈ તારા ચાકર છૈયે, જે તારે ઘેર ફેરા દૈયે:
ખાઈશશુંછેવાંઝિયાનોમાલ, લેશુંઅમણાંધનહાલહાલ. ૩૧
એક હાથે માથાના વાળ, એક હાથે મોટી [1]પંજર:
મારીશ ચારગણી બે કહું, નાણું તો એ રીતે લહું. ૩૨
બોલ્યો ગરજુ ગુણી એ વેણ,આ ભવતો નથી લેણુંનેદેણ:
મોટીકમાઈના હશેતેગયા, મારાનસીબના ખાવાથયા. ૩૩
કુતરાની પેઠે શું ભસે, નાણાં તો તારા ઘરમાં હશે;
તારૂં મોતછે મારે હાથ, જઈશગાળ ફટકડીને ક્વાથ. ૩૪

એમ કરતે લાંઘણ થઈ ત્રણ, શાહે જાણ્યું આવ્યું મરણ:
ધણીઘરનો ખાય છાનું ધાન. શાહનપામે અન્નને પાન.૩૫
શાહ ગયો ઘરમાં કરી રીસ, મારી લાત ગરજૂને શીશ:
આવ્યા પાટુએ તે ઘડી, ગડદાની તરફીટજ પડી. ૩૬
જોવા મળ્યું ત્યાં સઘળું ગામ, શાહને કહેતને રૂઠ્યા રામ:
આપ્યાછેતેમજ લઈજાણ, આમકીધેનવ થાયવખાણ. ૩૭
શાહ કહે હજી મારો વાંક, ભાઈઓ મને અપાવો કાંક:
વચ્ચેપડ્યા પછી વચ્ચેદાર, મુદલ મુદલનો કિધોવિચાર. ૩૮
ગરજુ કહે કાંધાં કરો બાર, શાહ કહે કાંધાં કરો ચાર:
જોભાગ્યમળશે પામશુંદામ, ફરી વિચારી કરશુંકામ. ૩૯
વર્ષે કાંધું પૂરૂં થાય, ટંટા એટલો એટલો મચાય:
સમજુસુણીને કરી વિચાર, એવા નહિ કરશો વેપાર. ૪૦

## દોહરા.

રાખો ઘરેણું રોકડું. આપે નાણું જેહ:
સામણ કેરે ગાફલે. સુખે ઉંઘશે તેહ. ૪૧
ઉધારે તે આપજો, જેનું ચાલે જોર:
આરબ બેસે આવીને, કરે કબજ ઘર ઢોર. ૪૨
સગપણમાં કે સ્નેહમાં, દેણા લેણા દામ:
અંતે હેત રહે નહીં, કરજો જોઈને કામ. ૪૩
જર જોરૂ ત્રીજી જમીન, કલેશ તણાં ઘર એહ:
સાખ સહિત લખત વિના, વાત ન કરીયે તેહ. ૪૪
ઉપજ વિચારી આપણી, કરીયે ખરચ સદાય:
સારે નરસે કારજે, નહિ કરીયે ફુલાય. ૪૫
જે ખરચે દેવું કરી. મોટા મૂરખ એહ:
લોક વખાણે એક દિન. કરે વગોણાં તેહ, ૪૬
ઝગડા એ'ગ ઉધારનો. સુણી હરખશે શાહ:
જાતે ચોરે દેવાળિયા, દિલમાં વરશે દાહ. ૪૭
વાતો સુણી વિચારજો, ક્રોધ ન કરશો લેશ:
હૃદિયામાં ધરી રાખજો, દાપાનો ઉપદેશ. ૪૮
કરજો કામ વિચારથી, નહિ કરશો ફુલાય:
સમો વિચારી ચાલશો, થાશો સુખી સદાય. ૪૯
ઓગણીસેને ચારના. મહા સુદિ પંચમિ નામ:
તે દિન ઝગડા દાખિયો, દ્વિજવર દલપતરામ. ૫૦
એક રામ ચડતાં ગયું, રાવણ કેરૂં રાજ:
સોળ રામ શિરપર ચડે, કહો રહે ક્યમ લાજ. ૫૧

---

૧ ખાસડું.

## કરજ ન કરવા વિષે.—પદ.

( વિવેક વણજારાનો રાગ.)

મારું કહ્યું તમે માનીને, દિલે ડરજોરે,
તક આવે નઠારી તોય, કરજ નવ કરજોરે;
કરજથી ભુંડું કશું નથી, દિલે ડરજોરે.
કઈક જેને કાંઈ બુદ્ધિ હોય, કરજ૦ ૧

અંગ ઉધારે ઉપાડતાં, દિલે ડરજોરે.
લેણદારના થઈએ ગુલામ, કરજ૦
સઘળાં કથન સાંખવાં પડે, દિલે ડરજોરે;
એથી આબરૂ એમાઈએ આમ, કરજ૦ ૨

બાણ જેવું તીખું બોલશે, દિલે ડરજોરે,
લોહી બાળીને લઈ જશે પ્રાણ, કરજ૦
ઓશિયાળા થશો એહના, દિલે ડરજોરે,
વળી થાશો એના વેચાણ, કરજ૦ ૩

ગભરાટમાં ગભરાવશે, દિલે ડરજોરે,
ગમે તેમ લખાવશે લેખ, કરજ૦
પછી નહિ પોતે પાળી શકો, દિલે ડરજોરે,
મોટા કષ્ટની મારશે મેખ. કરજ૦ ૪

કરજથી કંઈક કુવે પડ્યા, દિલે ડરજોરે.
ઝાઝે ખાધાં ઝંખાઈને ઝેર. કરજ૦
કંઈકે જોડાવ્યા જમાનને, દિલે ડરજોરે,
વળી વાવ્યાં વહાલામાં વેર કરજ૦ ૫

વેરાગી થઈ કંઈક વહી ગયા, દિલે ડરજોરે,
કંઈકે ભોગવી ભુંડી કેદ. કરજ૦
માર ખાધા કંઈક માણસે, દિલે ડરજોરે.
ખરે ખાતે પામ્યા ખુબ ખેદ. કરજ૦ ૬

પુત્ર પુત્રી વેચવાં પડ્યાં, દિલે ડરજોરે.
પછી [1]વેચવી પરણેલી નાર. કરજ૦
કંઈનાં કુટુંબ અકળાવિયાં, દિલે ડરજોરે.
બાંધી કાઢ્યાં બધાં ઘર બહાર, કરજ૦ ૭

દોસ્ત થતાં દેવાદારના, દિલે ડરજોરે.
સુખ સર્વ ખોશો તેને સંગ, કરજ૦
પતીઆની પાસે જો બેશીએ, દિલે ડરજોરે.
એથી આપણું બગડે અંગ. કરજ૦ ૮

કરજ થકી અકળાઈને દિલે ડરજોરે,
થાય સત્યતાનો સદ્ય નાશ, કરજ૦
વિપને કરજ ખાતાં સોહતું, દિલે ડરજોરે,
અંત્યે અત્યંત ઉપજે ત્રાસ. કરજ૦ ૯

વિષમ કરજ છે વિષથકી, દિલે ડરજોરે,
પુત્ર પૌત્રને પીડા થાય. કરજ૦
લાંચ લુચાઈ લંપટપણું. દિલે ડરજોરે,
દુષ્ટ કરજમાં ગુણ દેખાય, કરજ૦ ૧૦

કરજદાર કારભારીએ, દિલે ડરજોરે,
ન કરાય અદલ ઇનસાફ, કરજ૦
દેવું કરે તે દિવાળિયો, દિલે ડરજોરે,
નહીં દેવું તે સાચો સરાફ, કરજ૦ ૧૧

એક રામ ચડતાં થયું, દિલે ડરજોરે,
ધુળધાણી રાવણનું ધામ, કરજ૦
સોળ રામ જેને શીર ચડે; દિલે ડરજોરે.
તેની શી ગતિ દલપતરામ, કરજ નવ કરજોરે. ૧૨

1 એક કડવા કણબીએ કરજને લીધે પોતાની રૂપાળી બાયડીને વેચીને છૂટો છુટકો કર્યો હતો, તે તેના નાતીલાએ લીધી.

## ફુલણજી વિષે.

### ચોપાઈ.

જે આવે વીવા કે વરો, ખુબ ફુલાવ્યો ફુલે ખરો:
દેવું કરીને ખરચે દામ, તે નરનું ફુલણજી નામ. ૧
ફરી કચેરી કસુંબા પાય, બાળક ઘરમાં બંટી ખાય:
અવળાં કામ કરે જે આમ, તે નરનું ફુલણજી નામ. ૨
લખો દેખાડે નાણાં લાખ, રોકડમાં ચૂલાની રાખ:
કરે કરોડપતિનાં કામ, તે નરનું ફુલણજી નામ. ૩
હિંડી શક્યાનાં હોય ન હોશ, કહીંયે પણ જઈ શકે ન કોશ:
હજાર કોશ ચલાવે હામ, તે નરનું ફુલણજી નામ. ૪
ડેલી ઉપર દીવાનાં જોર, ઘરમાં તો અંધારૂં ઘોર:
હાડ રચે વેચીને દામ, તે નરનું ફુલણજી નામ. ૫
દેડકું દેખી દિલમાં ડરે, સિંહ સાથ લડવા સંચરે:
પ્રથમ પિછાને નહિ પરિણામ, તે નરનું ફુલણજી નામ. ૬
એકે અક્ષરની નહિ યાદ, વદે વડા પંડિતથી વાદ:
ગણે મુરખમાં સઘળું ગામ, તે નરનું ફુલણજી નામ. ૭
બીજાના ઓથે બડબડે, વળી વિજય પામે તેવડે:
તે જાણે નિજ જોર તમામ. તે નરનું ફુલણજી નામ. ૮
ઓઢે જે ઉનાળે શાલ, ચંદ્ર છતાં ઇચ્છેજ મશાલ:
કારણ વિના કરે ધુમધામ, તે નરનું ફુલણજી નામ. ૯
દીલાસા તો ખાસા દેજ, બને વખત ત્યાં ફરી બેસેજ:
બદે ખરો પણ દે ન બદામ, તે નરનું ફુલણજી નામ. ૧૦

બોલે મોટા મોટા બોલ, તેમાં પૈસાભાર ન તોલ:
લગાર મોઢે નહીં લગામ. તે નરનું ફૂલણજી નામ. ૧૧
આદરી શક્તિથકી ઉપરાંત, ખાલી મોટી રાખે ખાંત:
દિલથી કહે છે દલપતરામ, તે નરનું ફૂલણજી નામ. ૧૨

### ઇંદ્રવિજય છંદ.

સાગર સાત તરે સહજે પછી ખાડ તણી ગણતી કરશી તેને;
દેડવી દે ડગતા કહી ડુંગર આકતણું ફળ શું પછી એને:
આભની સાથ ભરે બહુ બાથ, કહો પછી તેહ ગણે દિલ કેને;
કોડી હિસાબ કિયો દલપત, જથાબંધની ગણતી નહિ જેને.૧૩

### દોહરો.

અલખત હાથ ઉડાઉને. વસે ન ઝાઝી વાર:
પતંગ રંગતણી રહે, ચટકા દહાડા ચાર. ૧૪

---

## ફૂલણજીની ગરબી.

"વાલા તમારી જોઈને રહીશું વાટ રે
વલાજી." એ રાગ.

ફૂલણજી તમે ફૂલાવ્યા કેમ ફૂલ્યારે, ફૂલણજી;
આ ઉપજ ખરચનો અડસટો કેમ ભૂલ્યા, મારા ફૂલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે, ફૂલણજી;
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા, મારા ફૂલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર તો લીધાંરે, ફૂલણજી;
આ જમણ સરસ સામોવડીયાથી કીધાં, મારા ફૂલણજી. ૩
પીતાંબર પેહેરી પંગતમાં ફરીયારે. ફૂલણજી;
આ મનમાં ફૂલ કરી મૂછે કર ધરીયા, મારા ફૂલણજી. ૪
વળતો દિવસ થયો કે માગે નાણુંરે, ફૂલણજી;
આ નાણાનાં તો ન મળે ક્યાંઈ ઠેકાણાં, મારા ફૂલણજી. ૫
ફૂલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે, ફૂલણજી;
આ જપત થઈ મિલકત કાહાડ્યા ઘરમાંથી,મારા ફૂલણજી. ૬
ફૂલણજી તમને જેણે ફૂલાવ્યારે, ફૂલણજી;
આ તે તો કોઈ મદદ કરવા નવ આવ્યા મારા ફૂલણજી. ૭
ફૂલણજી તો કુવો શોધવા ચાલ્યારે, ફૂલણજી;
આ ગરથવિના તે અકિંચન કોઈએ આલ્યાં,મારા ફૂલણજી. ૮
જમતી વખત વખાણ ભલાં જે કરતારે, ફૂલણજી;
આ એ સહુ હાસ્ય કરે નિંદા આચરતા, મારા ફૂલણજી. ૯
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યારે, ફૂલણજી;
પણ આ અવસર તો બેવકૂફ ઠરાવ્યા, મારા ફૂલણજી.૧૦
પેહેર્યાંને પટકુળે બાંધ્યા ચંદરવારે, ફૂલણજી.
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા, મારા ફૂલણજી. ૧૧
ફૂલણજીની રાંડ રૂએ મોં વાળીરે, ફૂલણજી,
આ ફૂલણજી સીધાવ્યા ટેકો ટાળી, મારા ફૂલણજી.૧૨
ભોળાને નરસી શિખામણ દેશેરે, ફૂલણજી.
તે નિસાસાનું. પાપ ઘણું શિર લેશે, મારા ફૂલણજી.૧૩
દિલમાં દલપતની શીખામણ ધરજોરે, ફૂલણજી.
તો કરજ કરીને નાત વરા નવ કરજો, મારા ફૂલણજી.૧૪



---

## કરકસર કરવા વિષે.

### દોહરા.

સમજી ખરચ કરે સદા, જેમ કમાય કમાઉ:
કૃપણપણું ન કરે કદા, અતિ નહિ થાય ઉડાઉ. ૧
ખર્ચે ધન સૌ જન ખરા, વળી પણ જુઓ વિવેક;
અર્થે ખર્ચે એક જન, અનર્થ ખર્ચે એક. ૨

### સ્વાગતા છંદ.

જનમશેજ જર જો જરા જરા, તો થશેજ વધતા વરાવરા;
જ્ઞાનવાન જન જે ખરાખરા,વ્યર્થ ખર્ચ ન કરે નરાનરા.૩.

### દોહરો.

કષ્ટે આવે કર વિષે, તે ઝટ નહિ વવરાય;
કષ્ટે વિંટી પહેરિયે, તે કષ્ટેજ કઢાય. ૪

### કુંડળિયો.

કર આંગળિયે કષ્ટથી, વિંટી આવે વાર;
કરથી તેનો કાઢતાં, નયણે આવે નીર:
નયણે આવે નીર, કલ્પના તે પર કરતાં,
શ્રમથી ધન સાંપડે, વિષમ લાગે વાવરતાં;
દાખે દલપતરામ, રચી પર્ચાને જે રળિયે;
તે તો ધન વવરાય, કષ્ટથી કર આંગળિયે. ૫

### દોહરા.

યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઇ;
લખાણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂસનાઈ. ૬
નિજ ઘરનું પરનું વરે, ત્યાં તેવો મન રંગ;
દરજી ખપતું વેતરે, મોચી વેતરે તંગ. ૭
કરે જગતમાં કરકસર, જુઓ જગતનો ઈશ;
પ્રકાશ ત્રીશ ઘડી કરે, અંધારૂં ઘડી ત્રીશ. ૮
ઈશ્વર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
અહો અનેક વચ્ચે રચ્યો, દીવો દિવાકર એક. ૯

## કંજુસ વિષે.

### આર્યાવૃત્ત.

ઉદારનું કંજુસનું, ખરચ બરાબર જૂઓ કરી તપાસ;
દિન અગ્યારે ઓછું, ચાંદ્ર વરસ તો વધે અધિક માસ. ૧

### દોહરો.

ઉદાર નરનો કૃપણનો, સરખો વધે સદાય;
કસર કર્યે કંજૂસનું, લાખ રીતિ લૂટાય. ૨
મોટા જાણી મન વિષે, અચળ ન ધરીએ આશ;
સુણ્યો ન કોઈ સુખી થયો, તાડ તળે વસી વાસ. ૩
કૃપણ મૂર્ખના કર વિષે, પૈસા પુસ્તક જાય;
પંપાળે પાસે લઈ, એ ઉપયોગી ન થાય. ૪
સિંહ મૂછ મણિધરમણી, સતિતન કંજુસ [1]આથ;
ચડે ચાર એ એટલાં, પ્રાણ ગયે પર હાથ. ૫
લે લૂટી ધન કૃપણનું, કાં રાજન કાં ચોર;
ખંખેરાએ ખાસડે, બોરડી કેરાં બોર. ૬
કંજુસ કેરૂં કાળજું, કાળો પથ્થર કાય;
જુગ આખો જળમાં રહે, પણ પિગળીત ન હોય. ૭
મધમાખી મધખાય નહિ, સંચ્યા કરે સદાય;
તો તેનાથી અન્યને, એ મધ કેમ અપાય. ૮

### મનહર છંદ.

[2]જળદનું લેછે જળ લેછે નદી નદનાળું,
જેનું તેનું લેવું પણ દેવું નહિ દાન છે;
પીવા આવે માણસો તો પાય નહિ પાણી પાણી,
વદન બગાડે વળી એવા ગુણવાન છે;
પલાળતાં પલળે ન એવા રહે પાસ પડ્યા,
પથ્થર જેવા કઠોર પાપિષ્ટ પ્રધાન છે;
રાખી રહે એવી એવી રીત રતનાગરની,
નાગર નાથુંનું દીલ સાગર સમાન છે. ૯

### દોહરો.

કંજુસ મુખથી શું કહે, શું સુમ મુખને દામ;
શબ્દ કહ્યા સમશાનનો, તે ત્રણ શબ્દે નામ. ૧૦

### ઉત્તર નાથુંરામ—વસંતતિલકાવૃત્ત.

છાંયે વશી જન કદી, સુખીયાં ન દીઠાં;
ફૂલ્યાં ન ફૂલ ન ફળ્યાં, ફળ કાંઈ મીઠાં.
પ્રખ્યાતતા ન પસરી, જન પાળવામાં;
રૂડો ગણાય ગુણ, બાવળ બાળવામાં. ૧૧

૧ આથ–મુડી. ૨ જળદ–વરસાદ.

### દોહરો.

સુણો દીસે સામટી, ફૂલ વિષે નહિ માલ;
પાકે ફળ તો પરડિયા, તે બાવળને બાળ. ૧૨

### ઈંદ્રવિજય છંદ.

હે ઉપદેશ સદા દલપત્ત, અધર્મિ અધર્મ નહિ તજવાનો;
બીકણ કોઈ સુણી બિરદાવળી, સોય વસા નહિ શૂર થવાનો;
કોડ પ્રકાર કીધે મન રંજન, કંજુસ દાન નહીં કરવાનો,
બાળક કોઈ મરે બહુધા પણ,પાવઈ ને ન ચડે કદી પાનો.૧૩
આ બ્રહ્મપૂર રહ્યું બળિરાયનું, હાકમ હિંદુ ગયા હરનારા;
આ હથિયાર રહ્યાં અવનીપર, ધિંગડમલ્લ ગયા ધરનારા.
આ કવિતા રસ પૂરણ પ્રૌઢ કવીશ્વર, ભૂપ ગયા કરનારા;
દક્ષ પુરૂષ ગયા દલપત્ત, રહ્યા નિજ પેટ પુરૂં ભરનારા. ૧૪

### મનહરછંદ–સોપારીના ઝાડ પ્રતિ અન્યોક્તિ.

ઉંચું ઉંચું વધી શોભે એથકી છે નીચાં સારાં,
જે થકી પોષણ સદા થાય છે સંસારીનું;
આપે બખશીશ બની રંજનને રાજી કરે,
વણિકનું દાન જેવું તાળીની તૈયારીનું;
આશ્રય કરીને કોઈ પ્રાણી ન આરામ પામે,
રાખે દલપત્ત પેખો ઝાડ આ સોપારીનું;
સરજ્યું તોય ઠીક છે ન સરજ્યું હોત તોય ઠીક,
જેને ફળે પેટ ન ભરાય નર નારીનું. ૧૫
સોપારી કહે છે કવિ કામને ધિક્કાર કરે,
મને તો સરજ્યછે મીજલસને [1]શોભાવવા;
મારાવિના વરઘોડા સારા કેમ શોભતને,
કેને તમે કહેત સાજનમાં સિધાવવા;
મોટાં મોટાં સુંદર છે મંદિર અમારાં એથી,
શેહેર શોભેછે સારાં પ્રેમ ઉપજાવવા;
તાડ ઝાડતણી તુલ્ય નથી દલપતરામ,
સારે સમે છીએ ઉપયોગ યોગ્ય આવવા. ૧૬

---

## ગરજ વિષે.

### દોહરો.

આપ આપની ગરજથી, ગરજૂ જગત જણાય;
વગર દરદ ઘર વૈદને, જરૂર કોઈ નવ જાય. ૧

૧ મતલબ કે કેટલાએક શ્રીમંતો ફક્ત મીજલસને શોભાવવાના છે, પરોપકારી કામના નથી.

તમો ન તજિયે તેહની, જેની ગરજ સદાય;
જળ સાથે રિસાઈને, કહો મત્સ ક્યાં જાય. ૨
જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;
બાળે છે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૩
કદી હલકાની ગરજ પણ, ભારે ને પડનાર;
કાષ્ટ નાવને આશરે, પથરા ઉતરે પાર. ૪
ગરજ સમે ગરજૂ જનો, બોલે મીઠા બોલ;
ભાર ન ગણશો ભાઈઓ, તેનો તરણા તોલ. ૫
તેનો દોષ ગણાય નહિ, જે ઉપયોગી અગાધ;
એદી ખેળ ગણાય પણ, કાગળનો નહિ બાધ. ૬

---

## કીંમત વિષે.

### દોહરા.

અમુલ્ય પણ સહજે મળે, જે સસ્તું તે દામ;
નદી કિનારે નીરનો, એક ન ઉપજે દામ. ૧
જળનું નિર્જળ દેશમાં, ઉપજે અગણિત મૂલ;
ગંગાતટ જે જન વસે, તેને જળ તૃણ તુલ્ય. ૨
જોઈએ ત્યારે નવ જડે, એનું મૂલ અપાર;
જાય પ્રાણ જ્યાં જળ વિના, કિંમત હેમ હજાર. ૩
અછતે પડે અગત્ય તો, તે વસ્તુ મહા મુલ્ય;
નિર્જળ થળ પ્રાણાંત તક, નીર લાખ ધન તુલ્ય. ૪
સઉને ખપ તે સસ્તુ છે, તે પ્રભુ કૃપા અતુલ્ય;
પંડિત પાણી ને પવન, છે નિર્ધન નિર્મૂલ્ય. ૫
સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડિના, આંક પ્રમાણે મૂલ. ૬
બહુ જન માને જેહને, તો તે મોઘું થાય;
સોનું છે શા કામનું, નહિ ઓદાય ખવાય. ૭
વખાણ કે નિંદાથકી, વધે ઘટે નહિ વાલ;
ઉપજે કિંમત એટલી, જેમાં જેવો માલ. ૮
વસ્તુ પરાઈ ધાસતાં, દિસે કોણ દિલગીર;
ધોબણનાં બાળોતિયાં, તે રાણીનાં ચીર. ૯
સોંઘું મોંઘું શીદ ગણે, પરધન જ્યાં વપરાય;
તેલ ગોળ ઘર પારકે, જોડા ધોડા ખાય. ૧૦

---

## ઉપદેશી મનહર છંદ.

પૈસાથી પંકાયો પણ પાપથી મુકાયો નહિ,
ખજાનો રખાયો, ખરો ખેલ ન રખાયો તેં;
દુષ્ટ તું દેખાયો ચાહી સ્વાદ તો ચખાયો પણ,
ધર્મમાં ન ધાયો, ગુણ પ્રભુનો ન ગાયો તેં;
દગથી દગાયો ને ડગાવતાં ડગાયો મુખે,
મોક્ષ ન મગાયો, માલ માયિક મગાયો તેં;
ગૃહસ્થ ગણાયો મોટો મહેલ ચણાયો પણ,
પડે નહીં પાયા એવો કીલ્લો ન કરાયો તે. ૧
મોજ ભલે માણો જ્યાં સુધી લખાણો દાણોપાણી,
દાણોપાણી ખૂટે જવાનું છે તે તો જાણોછો;
તવો તણો તાણો વાણો તૂટશે અજાણ્યો જ્યારે,
રાખે કયો રાણો એવું અંતરમાં આણોછો ?
નાકે છે *સિંચાણો પંખી જાળમાં ઝલાણો તોય,
લોભમાં લેવાણો એવી અવસ્થા વખાણોછો;
કોટે બાંધ્યો પાણો એ ઉખાણો ખરો જાણો ખૂદ,
શોધો શાણો સંત ખાલી તંત શીદ તાણોછો. ૨
કાયાની શી માયા, કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા એવી કાચી કાયા છે;
દહન થતા દેખાયા રાંક અને રાણીજાયા,
માયા મેલી મુએલા ગણાયામાં ગણાયા છે.
ધન માટે ધાયા ને કમાયા ન કમાયા કોઈ,
બંધને બંધાયા કાળ ઝાળમાં ઝલાયા છે;
લાલચે લોભાયા પણ સ્થિર ન થોભાયા ભાઈ,
સૌ અહીં સમાયા એવી ઈશ્વરની માયા છે. ૩
કુથલી નઠામીનીમાં તૃષ્ણા દામ ચામનીમાં,
જારી કરી જામનીમાં ખૂબ બેઠા ખાઈને;
બીજાનું બગાડવામાં દોલત ઉડાડવામાં,
જમવા જમાડવામાં બેઠા ધૂળ ધોઈને.
ખાનારા મફતીયામાં લુટાયો મળતિયામાં,
ભારના ભરતીયામાં ભૂલ્યા જાણી જોઈને;
કદી કષ્ટ કાપવામાં કે સુનીતિ સ્થાપવામાં,
એક પૈસો આપવામાં આવ્યો નહિ કોઈને. ૪
જાય જાય જેને તારું જીવતર જેવી રીતે,
જળ વધ્યું જાય સાથે જંતુઓ બીજાય જાય;
ખાય ખાય ખલકને ખોતરી ખચીત કાળ,
નખ ખાય નેણ ખાય શિરની શિખાય ખાય;
થાય થાય થાવરને જંગમ જરૂર નાશ,
કેક ગયા તેની કેવી કરમ કથાય થાય;
હાય હાય કરી હૈયું ફૂટશે [1]હેતુઓ તારા,
હયાતી છતાં તું હૈયે ચેત્યો નહિ હાય હાય. ૫

---

* બાજ પક્ષી. ૧ હિતસ્વી.

ભાઈ તેં ભલાઈ ન લેવાઈ ને ભુંડાઈ લીધી,
લુચ્ચાઈ ઠગાઈ તોછડાઈ ન તજાઈ તેં;
ખાઈ મોંરખાઈ, મૂરખાઈ તો રખાઈ ખૂબ.
નીતિ ન રખાઈ ન રખાઈ ચતુરાઈ તેં;
કરી સરસાઈ પીતરાઈથી નવાઈ કરી,
પુંજી વધરાઈ પુણ્યે પાઈ ન અપાઈ તેં;
ધાઈ ધાઈ કરી જે કમાઈ ખાઈમાં સમાઈ,
પાઈ ન ખવાઈ ન લેવાઈ ન દેવાઈ તેં. ૬
સારી સારી મારી શીખ ધારી લે વિચારી ચિત્ત,
નથી રે નઠારી તે તો તારી હિતકારી છે;
પોકારી પોકારી કહું સ્વીકારી સ્વીકારી લેજે,
પ્રચારી પ્રચારીને વિચારીને ઉચારી છે;
ઠગે છે ઠગારી માયા ધરી લે ધુતારી ધાર,
પ્યારી પ્યારી લાગે પણ ખરેખરી ખારી છે;
તારી તેં તો ધારી પણ તારી તેને યારી નથી,
વ્યર્થ કહે વારીવારી માયા મારી મારી છે. ૭
અરે અપરાધી આધી ખોટ તેં ઉપાધી સાધી,
ઠગવા લોકોને કામ કીધું જે ઠગાઈનું;
જરૂર આ વાત તારા જીવમાં તું જાણી લેજે,
કહે દલપત ફળ દેખાશ કમાઈનું;
છુપાવી છુપાવી છળ કપટથી કીધું છેક;
લંપટ તેં કામ લાંચ ચોરી ને લુચ્ચાઈનું;
નથી મળ્યો પૂછનાર નરલોકમાં તોપણ,
પરલોકમાં તો નથી રાજ પોપાંબાઈનું. ૮
કનક કમાયા, ન કમાયા તો કશી ફીકર,
કીરતિ કમાયા તો કમાયા ભલી ભાતથી;
પુત્ર જો પમાયા, ન પમાયા તો પીડાજ ઓછી,
પ્રભુજી પમાયા તો પમાયા પુરી પાંતથી;
સેજમાં સમાયા, ન સમાયા તો શી સોચના છે,
સ્વર્ગમાં સમાયા તો સમાયા સુખ શાંતથી;
રંગ જો રમાયા, ન રમાયા દલપતરામ,
તજી નર માયા તો રખાયા ખેલ ખાંતથી.

### ઇંદ્રવિજય છંદ.

દેહ દીધો નરનો હરિયે,
હરિ મૂરતિ સાથ ન સૂરતિ સાંધી;
દાયકની ખરી ખોજ કરી નહીં,
રોજ રસોઈ જમ્યો કરી રાંધી;
કેલી કર્યો સુખ પામી સ્વતંતર,
અંતર આંખ વિષે વસી આંધી;
શું પસતાય પછી દલપત્ત,
ન પાણીથી આગળ પાળજ બાંધી. ૧૦

### દોહરો.

અવયવ શ્રીઈશ્વરતણા, આ અનંત બ્રહ્માંડ;
મૂર્તિ મહા પ્રભુતણી, આ આકાશ અખંડ. ૧૧

### ઇંદ્રવિજય છંદ.

ગાભ થશે રજમાં બળીને બધી, કંચનના સરખી શુભ કાયા;
જાણ જશે જુવતી જર જોબન, છે ઘડીચારની વાદળ છાયા;
મંદિર માલ મજૂસ મનોહર, મેલી જવી જગમાં બધી માયા,
પ્રિય સુણો દલપત્ત કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા. ૧૨

**लक्ष्मी संबंधी विषय प्रकरण समाप्त.**

# પ્રકરણ ૫ મું.

# વિજયવિનોદ.

### કાવ્યતરંગ અને અનેકાર્થ કાવ્ય.

અનેકાર્થના જુદા જુદા અર્થ લખ્યા વિના સમજણ પડે નહિ માટે કલ્પિત સંવાદ રચવાની જરૂર જણાઈ, અને ભાવનગરના રાજા વિજયસિંહજી મહારાજને કવિતાનો ઘણો શોખ હતો. માટે તેમની સભાનો સંવાદ કર્યો છે.

તે રાજા પોતાના બુધવારીયા બંગલામાં કવિયો અને ગુણીજનોની સભા ભરીને બિરાજ્યા હતા. ત્યાં એક કવિને પાંચ સભાસદોએ એકદમ પાંચ પ્રશ્ન પુછ્યા. એકે કહ્યું કે કણબી કેવો હોય તે શોભે? ૨. ઘોડો કેવો હોય તે શોભે? ૩. ખાટલો કેવો હોય તે શોભે? ૪. નિશાળીઆ શાથી શોભે? ૫. સરદાર શાથી શોભે?

પછી કવિયે તે પ્રશ્નો અને ચોથા ચરણમાં ઉત્તર સાથે દોહરો કહ્યો કેઃ—

### દોહરો.

**खेड़ घोडो खाटलो, निशाळियो सरदार;**
**सारा शोभे होय जो, पंडे पाटीदार. १.**

અર્થ એવો નીકળ્યો કે પાટી એટલે નાનો વાંટો જેના તાબામાં હોય, તે કણબી પાટીદાર કહેવાય, તેવો હોય તે શોભે. ઘોડો દોડવાળો શોભે, ઘોડો દોડ કાઢે તે પાટી કહેવાય. ખાટલો સુતરની પાટીયે ભરેલો શોભે. નિશાળીઆની પાસે લખવાની પાટી હોય તે શોભે. સરદારની પાસે સિપાઈની પાટી હોય તો તે શોભે. દાર એટલે વાળો=પાટીદાર.

તે સાંભળી રાજાએ રાજી થઈને કવિને માન આપ્યું, એટલે ત્યાં એક જોગી બેઠા હતા, તેને અદેખાઈ આવી, એટલે તે કંઈ ગુસ્સામાં બોલ્યો, ત્યારે કવિયે કહ્યું કે તમે જોગી થઈને આવા તાતા થઈ જાઓ છો તે તમને યોગ્ય નથી, તમે ગીતાનું પુસ્તક વાંચી જુઓ.

બાવો બોલ્યો કે મેં ઘણાં પુસ્તકો જોયાં છે, ગીતા જોવાથી શું થવાનું છે?

**કવિઃ—　　　दोहरो.**

**जोगी तातो थाय शुं ? अज्ञानी जन थाय;**

એવું સાંભળીને બાવો વધારે ક્રોધથી બોલ્યો, એટલે કવિ ચૂપ રહ્યો.

**રાજા**—એ દોહરો પુરો કરો.

**કવિ**—હવે મારે એમને કંઈ કહેવું નથિ.

**રાજા**—તે દોહરો તો પુરો કરો.

**કવિ**—એ દોહરો પુરોજ છે. મેં અધુરો રાખ્યો નથી, અધુરો હોય, તો એજ પુર્વાર્દ્ધ ફરીથી કહું એટલે પુરો થશે.

એમ કહીને બોલ્યો કેઃ—

### उतरार्द्ध.

**जो गीतातो थाज शुं, अज्ञानी जन थाय. २.**

મતલબ કે ઘણાં પુસ્તકો જોયાં હશે, પણ ધ્યાન દઈને ગીતાનું પુસ્તક જોયેશિ તો તું અજ્ઞાનીજ હતો તે નહિ. તે જોગીનો શિષ્ય પૈસાદાર મારવાડી હતો તે ધનના મદથી કંઈ ગુસ્સો કરીને બોલ્યો ત્યારે કવિયે કહ્યું કેઃ—

### દોહરો.

**कर वापरो पका रही, करवा परोपकार;**
**आज रवे था नारकी, आ जर रवे थानार ३.**

પછી તે મારવાડીનો ગોર મારવાડી બ્રાહ્મણ હતો. તે કંઈ ગુસ્સો કરીને બોલ્યો, ત્યારે એક સરદારે કવિને કહ્યું કે એ તો ગોર છે માટે ગોરના ગુણ તમે જાણો છો?

**કવિ**—હા જાણું છું.

કદી કોઈ કારાગ્રહમાંથી,
છળ કરી છાનો છૂટે;
બહુ વિધ બળીયો રાજા અમળો,
ક્રોધ કરીને કુટેરે. વિપતી. ૨

ઇશ્વિરની ઇચ્છા આગળથી,
છળથી કેમ છૂટાશે;
ઘર લૂટયાનું શુણિ ઘર આવ્યે,
ખૂબ ખાસડાં ખાશેરે. વિપતી. ૩

ધણીએ જે કરવાનું ધાર્યું,
મિથ્યા શાથી થાશે;
અખિલ સ્થળે એનોજ અમલ છે,
જીવ નાશી ક્યાં જાશેરે. વિપતી. ૪

સીતા[1] સરખી શુદ્ધ સતીને,
પકડી ચાલ્યો પાપી;
દ્વાદશ વર્ષ વસ્યા દુઃખમાં,
નિજ તન નહિ તજ્યું તથાપિરે. વિપતી. ૫

પંચ વચે પંચાળીનાં પટ,
તુચ્છમતિએ તાણ્યાં;
રૂડી સતીએ ધીરજ રાખી,
અકાળ મોત ન આણ્યાંરે. વિપતી. ૬

લાજ ઘટે સુખ સાજ ઘટે,
કે રાજ ઘટે કદી રૂડું;
દેહ વિષે મહા દુઃખ પડે કે,
કલંક આવે કુડુંરે. વિપતી. ૭

મોટા મોટા ને માથે પણ,
આપદ પડીયાં એવાં;
પાપતણાં ફળ આપતણાં તે,
લેખે ગણીને લેવાંરે. વિપતી. ૮

જોઈ બાળક રડતું જનનીની,
આંખે આંસું આવે;
પણ તેના તનનો મળ તે તો,
ધોઈ પછી ધવરાવેરે. વિપતી. ૯

એમજ ઈશ્વર શિક્ષા આપી,
સઉને શુદ્ધ કરે છે;
સમજુ જન સમજીને સાંખે,
મૂરખ રોઈ મરેછેરે. વિપતી. ૧૦

રોઈ રોગીની કાયા કાપે,
વૈદ ભલુંજ વિચારી;
એમજ આપણને ઈશ્વર જે,
કરશે તે સુખાકારીરે. વિપતી. ૧૧

માતાના સ્તનમાં પય મેલ્યું,
સઘળું કીધું સવળું;
દલપતરામ કહે દુનિયાનું,
એ કેમ કરશે અવળુંરે. વિપતી. ૧૨

### પદ ૨૧ મું.—દેશી પહેલી.

પટરાણી ગુરૂપત્ની પાસે, વળતી બોલી વાણી;
જરીએ દુઃખનો અંત ન જાણો, અંત દેહનો આણી. ૧
કરતારે ધાર્યું કરવાનું, તે નહિ મિથ્યા થાય;
તનરૂપી અંબર તજવાથી, જીવની પીડા ન જાય. ૨
દુનિયામાં કેટલાંક દુઃખ તો, હરિ ઇચ્છાથી આવે;
કંઇક દુઃખ તો પ્રાણી પોતે, અણસમજ્યાં ઉપજાવે. ૩
કરવાથી કુપથ્ય કાયામાં, વધે રોગનો રોષ;
આપે દુઃખ ઉપજાવ્યું એમાં; દૈવતણો શો દોષ. ૪
બાવળિઆ આંગણીએ રોપે, શૂળો પગમાં વાગે;
એમાં કોણનો વાંક કહાઢીએ, કહીએ કેની આગે. ૫
ઉનુ ખાતાં મુખમાં દાઝે, તે પોતાની ભૂલ;
કહણુ ઉપાને[1] પગ પીડાયે, તે પણ તેની તુલ્ય. ૬
બાળપણે બાળક પરણાવે, ઉપજે ફળ પછી આવું;
કહો પછી તે કષ્ટ થવામાં, કોનો વાંક ગણાવું. ૭
રોગ થયો ને ઓખડ ન કરે, વાંક કરમનો કહાડી;
મહીમંડળમાં મૂરખ એવા, દુઃખ વેઠે છે દહાડી. ૮
છતે ઉપાયે સંકટ સાંખે, એ પણ મૂરખ એવો;
વિવેક સહિત વિચાર વિના કદિ દૈવને દોષ ન દેવો. ૯
મર્મ વચનમાં મહારાણીએ, સરવે સાર જણાવ્યો;
પણ તે વિચાર ગુરૂપત્નીના, અંતરમાં નહિ આવ્યો. ૧૦
રૂએ કુટે મસ્તક પોતે, પછાડે પછાડ પૃથ્વી સાથ;
મુનિથાયે પછી ત્યાં સંભળાવી, ગરૂડ પુરાણની ગાથ. ૧૧
મરનારની પાછળ રડતાં, લાભ નથીજ લગાર;
આપણને પીડા ઉપજે, મહાદુઃખ પામે મરનાર. ૧૨.

### પદ ૨૨ મું.—દેશી ૭ મી.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવુંરે. વા. ટેક.
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે કોઈ;
મરનારને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈરે. વા. ૧

૧ સીતા, દ્રુપદી વગેરેની વાતો કલ્પ ભેદ જાણવી.

૧ ખાસડાંએ.

લીંટ લાળને આંસુ ઝરે, તે, જમચર પાય પરાણે;
રૌરવ મહારૌરવના, દુઃખથી, એ દુઃખ અદકુ જાણેરે. વા. ૨
કોઈ છાતી કૂટે શિર ફૂટે, ખૂટે કેશજ હાથે;
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારને માથેરે. વા. ૩
લોક વખાણે કે ન વખાણે, તે સઉ સાંખી રહિએં;
જો હઈયામાં હેત વધે તો, દુઃખ તેને શિદ દઈએરે. વા. ૪
શત્રુતા સંપૂરણ હોય તો, રડો કુટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાં ને વળી મારોરે. વા. ૫
કુટવા થકી જો કંઈ દેખો તો, કુટો લઈને પાણે;
શા માટે તમે કુટી શરીરમાં, રોગ ઉપાધિ આણોરે. વા. ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહો નવ વેહેમે;
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કંઈ પ્રેમેરે. વા. ૭
રોશો તોપણ તે નહિ જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દિલ ખોલી, માનો શિક્ષા મારીરે. વા. ૮

## પદ ૨૩ મું.—દેશી ૮ મી.

એવી રીતે રાજા રાણીએ, કહ્યાં કથન ઘણાં વાણીએ;
તોય દંપતિ દિલગીર થાય, કરે કલેશ તે જોયો ન જાય. ૨
પાંચે પરધાનને ત્યાં તેડાવ્યા, એજ અવસરમાં તેઓ આવ્યા;
નર નારીનો શોક બુઝાવા, સર્વે મળીને લાગ્યા સમજાવા. ૨
થાક્યા સરવે જનો સમજાવી, તોય તેઓને ધિરજ ન આવી;
વેન અને ગુરૂને ઘણી માયા, જીવ એકને જુદી છે કાયા. ૩.
એવું જાણીને એને બોલાવ્યો, વેન તતક્ષણ ત્યાંકણે આવ્યો;
તેણે વચન કહ્યાં મન માન્યાં, તોય દંપતિ નવ રહ્યાં છાનાં. ૪
સરદારો પરસ્પર બોલે, દુખી લોકના દાખલા ખોલે;
એક કહેજે અમારો પાડોશી, મુઓ શેઠને જીવેછે ડોશી. ૫
એની પુત્રી આ રીતે રંડાઇ, નથી કાકો ભોજાઈ કે ભાઈ;
બહુ એવાં બન્યાં છે રે બાઈ, નથી આપણે ઘેર નવાઈ. ૬
બીજો બોલીયો લાવી વિવેક, કોટિધ્વજ શાહુકાર અનેક;
એને ઉદરછે એકજ કન્યા, આથી વધતો એને થયો અન્યા. ૭
કન્યાદાન આનંદથી દીધું, નથી કંસાર ભોજન કીધું;
ચોરીમાં હજીપગ નથીમૂકયો, પૂરો વર પરણી નથી ચૂકયો. ૮
વરને મુર્છિઆવીજ એવામાં, તરત પ્રાણ તજ્યોજ તેવામાં;
કર્યો કુટુંબ બધે કકળાટ, અતિ ઉપજ્યા સહુને ઉચાટ. ૯
પણ એનો નથીરે ઉપાય, દૈવ ઉપર દાવો ન થાય;
કન્યા છે સાતઆઠ વરસની, નથી થઈ તે હજી પૂરાં દસની. ૧૦
તેજ કન્યાનાં માત ને તાત, દુઃખ પામેછે દિવસને રાત;
કુટી રોઈ ને કરેછે પોકાર, વળતી બોલીયો વેનકુમાર. ૧૧
ખાલી રૂદન કરે પામી ખેદ, ભાઈ ભાળવો ઈશ્વરી ભેદ;
કરતારે જે નિયમ કરેલા, નથી જગતમાં કોઈ થી ફરેલા. ૧૨

## પદ ૨૪ મું.—દેશી ૧૧ મી.

કર્ત્તાએ કરેલારે, નિયમો ન ફરવાના;
ઘણા લોકો ઘેલારે, રોઈને શું કરવાના. ટેક.
આગળથી એણે અતિ વિચારીને, રચના રચી છે રૂડી રીત;
સર્વને ફાવતું તો શી રીતે આવે, ખોળી જુઓ ખચીત;
સ્વારથના સાથીરે, અવળું ઉચરવાના. કર્ત્તારે. ૧
ફળ પત્ર માટેને છાંયાને માટે, આંબા બનાવ્યા અધીક;
હાથી કહેજે ઉંચા હોતતો સારૂં, અને બકરી કહેજેનિચાઈક;
કરતારે કેનારે, ભાળી દેહ ભરવાના. કર્ત્તારે. ૨
દિલગીર થાય કે દિલમાં ખુશી રહે, થવાનું તેજ થનાર;
મળવાનું વખતે આવીને મળશે, જવા બેઠું તે જનાર;
નિયમો ન મટેરે, મરણું અવતરવાના. કર્ત્તારે. ૩
વિશ્વપતિને નથી વહાલો કે વેરી, સઉપર સરખો સ્નેહ;
સઉનું સારૂં ધારી સર્વ કર્યું છે, એમાં નથીરે સંદેહ;
ઉપાય આપ્યા છે રે, હરકતો હરવાના. કર્ત્તારે. ૪
વરસાદ વરસે ને વાટે જવું હોય, છત્રી ઓઢો નિજ શિશ;
ભીંજાય વસ્ત્ર તો ભગવત ઉપર, રૂદય ન રાખવી રીશ;
તમે કોપો તેથીરે, દેવ નથી ડરવાના. કર્ત્તારે. ૫
વાટે વટી જવાની વટેમારગુની, વાટ જુઓ જો વરસાદ;
વરસવાનો કદીએ વારો મળે નહિ, માટે બાંધી છે મરજાદ;
આઠ માસ કોરારે, વાટમાં વિચારવાના. કર્ત્તારે. ૬
તાપ પડે ત્યારે ટાઢે છાંયે જઈ, વસવું કરીને નિવાસ;
ઘરમાં ન વસે પામે ઘણું દુઃખ, તોતે કેની કહીએ કચાશ;
સૃષ્ટી[1] તો સામગ્રીરે, ધરણીમાં ધરવાના. કર્ત્તારે. ૭
ટાઢ પડે ત્યારે તાપે કે ઓઢે, રાજા અને વળી રાંક;
તેમ ન કરે તો તે દુઃખ પામે તેમાં, વિશ્વપતિનો નહિ વાંક;
છે છતા ઉપાયોરે, એમાંથી ઉગરવાના. કર્ત્તારે. ૮
કોઈ પદારથ નાશ પામ્યા અને જો તેની હોય જરૂર;
તો તેવાને તેવા બીજા તપાસો, દિલનો વહે તજી દૂર;
પ્રલય જે પામ્યોરે, એ નથી ઉછરવાના. કર્ત્તારે. ૯
એક સ્થાનકમાં દુઃખ દેખો તો, બીજે સ્થળે રહો આપ;
જુની જગ્યા સાથે જીવ જોડીને, શિદને પામોછો સંતાપ;
હઈએ હઠ રાખીરે, નથી કોઈ હરવાના. કર્ત્તારે. ૧૦
ટાંકાનું જળ ખુટે તો લાવે કુવેથી, કુવો ખુટે તો બીજે જાય;
ટાંકુ ખુટયું માટે પાણીજ નહિ પીવું, એમ કહીને અકળાય;
એતો મૂર્ખ મોટોરે, મુંઝાઈ ને મરવાના. કર્ત્તારે. ૧૧
છેક ઉપાય જેનો એકે ન સુજે ત્યારે, ધારવી ધીરજ ઘણીજ;

[1] જગત.

જાણું જે કદી જગતમાં જમી પર, હતીજ નહિ તે બીજ;
સંસારી સંભારીશે, અર્થ નથી સરવાના. કર્ત્તારે. ૧૨

## પદ ૨૫ મું. દેશી ૧ લી.

વળતી તેણે વિવિધ પ્રકારે, ગુરૂને ધીરજ દીધી;
પણ ગુરૂએ અને ગુરૂપત્નીએ, આંખ ઉંચી નવ કીધી. ૧
વેનકુમાર વિચાર કરે જે, શો કરીએ ઉપાય;
દુઃખ વિસરીને ગુરૂના દિલમાં, શાંતિ શાથી થાય. ૨
ઘાટ ઘણા મનમાંહિ ઘડે પણ, કશું ન સુજે કરવા;
ગુરૂની પુત્રીનું દુખ પેખી, લાગ્યાં આંસુ ઝરવા. ૩
વેન કહે એક વાત કહું જો, ગુરૂજી કરો ક્ષમાય;
આ ગભરાટ બધો મટવાનો, એકજ છે ઉપાય. ૪
પાંચ વરસની પુત્રી આ, પરણ્યાની વાત ન પ્રીછે;
તો તેનો ફરિ વિવાહ કરવો, એમાં અડચણ[1] શીછે. ૫
ગુરૂ કહે ફરી લગ્ન કર્યાનો, નથી અમારો ચાલ;
તે માટે ફરી વિવાહ કરતાં, હરકત મોટી હાલ. ૬
સારસ્વત જેવા વિપ્રો વળી, જન જે કણબી જેવા;
પુનર્લગ્ન તો એજ કરે, અમે નથી અધર્મી એવા. ૭
બનવાનું તે બનીયું પણ, એક વાતે છે ગભરાટ;
પુત્રીનું પોષણ કોણ કરશે, એજ મને ઉચાટ. ૮
કુંવર કહે ધીરજ ધારો તો, ઉચાટ ટાળું એહ;
બેહેન ગણીને હું પાળીશ, જ્યાં સુધી મારો દેહ. ૯
ગુરૂ પુત્રીને પોષણ થાવા, વળી આપ્યું એક ગામ;
વિવેક વાતે ગુરૂપત્નીનું, દુઃખ ટાળ્યું તે ઠામ. ૧૦
અન્ન જમ્યાં અને જળ પીધું ત્યારે, ખુશી થયા સઉ લોક;
વેન કંઈક દિવસ વીત્યે, મૂકાવ્યો સઘળો શોક. ૧૧
શોભીતો સિરપાવ આપીને જમાડી કીધા તૃપ્ત;
વેનકુંવરને વાત ન વિસરે, ગુરૂથી રાખે ગુપ્ત. ૧૨

---

## ભાગ ૩ જો.

### પદ ૨૬ મું.—દેશી ૧ લી.

દક્ષિણ દેશે સંયમ પુરી, ત્યાંનો જે સરદાર;
તાત તેહ સુનિથા રાણીનો, સઉ જાણે સંસાર. ૧
એક દિવસ કાસદ આવ્યો તે, ત્યાંથી કાગળ લાવ્યો;
સુનિથાએ શિરનામું વાંચી, લઈ કાગળ વંચાવ્યો. ૨
લાયક શબ્દ લખેલા તેમાં, પ્રીત સહિત પિતાએ;
ઉલટ ધરીને એક ચિત્તથી, સર્વ સુણ્યા સુનિથાએ. ૩
રે પુત્રી પરણી ને ગઈ તું, પછી ફરી નવ આવી;
માતા પિતાનું કદી સ્મરણ તું, લક્ષવશા નહિ લાવી, ૪
મેં ફરી મુખ તારૂં નવ દીઠું, ઉદાસ છું હું એથી;
આ કાગળ વાંચીને વહેલી, તરત આવજે તેથી. ૫
માતા તારી નિશદીન ઝંખે, મનમાં તુજને મળવા;
દેખું મુખ દૌહિત્રતણું તો, ચિંતા લાગે ટળવા. ૬
વરસ ઘણાના વિજોગ લાગે, તો હું હર્ષે હરખું;
પેટતણી જો પ્રજા મળે પાછી, સારૂં શું તે સરખું. ૭
તુજને અહિંના સગાં સંબંધી, સદૈવ સઉ સંભારે;
બાળ સ્નેહી સૈયરો કહેછે, સુનિથા મળશે ક્યારે. ૮
મેં તુજને મનમાંહિ ગણીછે, પુત્ર થકી પણ પ્યારી;
તુજને દીઠાવિના દાઝે છે, છણ છણ છાતી મારી. ૯
તે માટે સુતને સાથે લઈ, અહીં આવજે વેહેલી;
થોડા દિન રહી પાછી જાજે, માસ પુરાથી પહેલી. ૧૦
જો સ્વામી સાથે આવે તો, તે વળી સૌથી સારૂં;
સારા સગા મળે અમને તો, અંતર ઠરે અમારૂં. ૧૧
આ કાગળમાં અલ્પ લખ્યાથી, અતિશય સમજી લેજે;
ઉતાવળી આવીને અમને, દિલમાં શાંતિ દેજે. ૧૨
તુજને સંભારૂં ત્યાં આંખે, આવે આંસુ ધાર;
સુનિથા સુનિથા એમ કરૂંછું, આઠ પોહોર ઉચ્ચાર ૧૩

### પદ ૨૭ મું—દેશી ૮ મી.

પત્ર હેતથી લઈ નિજ હાથે,
દાબ્યો સુનિથાએ છાતીની સાથે;
પ્રેમે આંખોમાં આવિયાં પાણી,
સ્નેહ સ્મરણથી છાતી ભરાણી. ૧
પટરાણી ગઈ પતિ પાસ,
કર્યાં વિનયનાં વચન પ્રકાશ;
સ્વામીછો મારા પ્રાણથી પ્યારા,
એક નિમિષ ન મેલું હું ન્યારા. ૨
મારાં વૃદ્ધ થયાં માત તાત,
વાસ્તે મળવાની કહાવે છે વાત;
મને આગના આપો જો આપ,
કરૂં માત પિતાનો મેળાપ. ૩
સાથે તેડીને વેન કુમાર,
મળી આવું જઈ એકવાર;
પ્રાણનાથ જો આપ પધારો,
ફળે મનમાં મનોરથ મારો. ૪

---

[1] उद्वाहितापि सा कन्या न [illegible] ॥ पुनः संस्कार[illegible] यथा कन्या तथै[illegible] ॥ नि[illegible] नार[illegible] ॥

એવું સાંભળીને કહે અંગ,
મારાથી ન અવાય તુજ સંગ;
રાજ્ય સુનું કદી ન રખાય,
કેંડ કંઈક ઉપદ્રવ થાય. ૫

જવા ઈચ્છા થઈ છે તમારી,
નથી રાખતો તમને હું વારી;
પણ વેહેલાં તરત જઈ વળજો,
પૂરાં બોલ પ્રમાણેજ પળજો. ૬

વીશ દિવસ વિજોગના જાશે,
વીશ વરસ મને તો જણાશે;
જેને હોય કુભારજા નારી,
તેને વેળા વિજોગની સારી. ૭

તું તો પ્રેમની પેટી છે પ્યારી,
તારી નમ્રતા વિશ્વથી ન્યારી;
તારા બોલ મધુર રસ ભરીયા,
મારા અંતર માંહિ ઉતરીયા. ૮

સાવધાન થઈને સંચરજો,
રસ્તે કુંવરનું રક્ષણ કરજો;
વળતી વેન કુંવરને બોલાવી,
સર્વ વાત કહી સમજાવી. ૯

વળી મંત્રીને કહ્યું મહાનાથે,
સેના મારી મોકલજો સાથે;
એટલામાં આવ્યા જોશીબાવા,
જોવા બેઠા મુહૂર્ત ત્યાં જાવા. ૧૦

જન્મ પત્રિકા વેનની કહાડી,
વેને ઝડપીને તે નાંખી ફાડી;
ગુરૂ પુત્રી લગન નિરધાર,
તે તમેજ હતા કરનાર. ૧૧

જન્મ પત્રી સાચી કહે કોય,
નામ વિધવા જગતમાં ન હોય;
ઢાંકી રાખો તમારાં ડાચાં,
નથી શુકન મુહુરત કંઈ સાચાં. ૧૨

## પદ ૨૮ મું—દેશી ૧૫ મી.

શુકન મુહુરત સાચાં નથી, એતો ભ્રમણા છે ભાઈ;
જન્મોતરી પણ જાણજો, હાલી દગની દગાઈ. ટેક.
સાર શુકન જોઈ સાંચરે, આવે જો ખત્તા ખાઈ;
તોપણ વેહેમ ટળે નહીં, મોટી એ મુરખાઈ. શું. ૧
શોધી મુહુરત રાજશત્રુએ, બંદ કારમાં કીધાં;
વણ મુહુરતેજ વિજય કરી, રાયે ફરી રાજ લીધાં.શું.૨
શુકન જોતાં સમો જાય, જાય હાથથી બાજી;
કાંતો હિંમત હટી જાય છે, તતકાળની તાજી. શું. ૩
મુહુરત જોતાં મનુષ્યનાં, કઈનાં વણસ્યાં છે કામ;
માટે મુહુરત મેલો પડ્યાં, લોને દેવનું નામ. શું. ૪
અડચણો આડી હોય જો, એજ છે અવજોગ;
વારંવાર ન વાંચશો, આપે કરતાં ઉદ્યોગ. શું. ૫
આ કહુંછું અનુભવ થકી, નહિ મિથ્યા મમતથી;
વેહેમ તજો મારા વહાલાઓ, કરો કામ હિંમતથી.શું.૬
કઈક કહે ટાળ્યા નવ ટળે, લખ્યા છઠ્ઠીના લેખ;
તોપણ તે શોધે શુકનને, પુછેછે મીન મેખ. શું. ૭
શોધે શરેદો શીખીને, ચંદ્ર સૂરજ નાડી;
સત્ય અસત્ય શોધ્યા વિના, દંભ રાખેછે દહાડી. શું. ૮
રોગીનો રોગ મટાડવા, શોધો વૈદક સાચું;
જંત્ર ને મંત્ર જુદા ગણી, ડાટો દંભીનું ડાચું. શું. ૯
મૂર્ખ લોકો કરે માનતા, જાણે રોગ ઘટાડે;
દેવી દેવો નથી લાંચીયા, લાંચ લઈને મટાડે. શું. ૧૦
માનતાથી જો મરે નહીં, તો જર વાળા સઉ જીવે;
પૂરી રચાવે પાંચસે, દીપ માળાઓ દીવે. શું. ૧૧
ભ્રમણા ભાગો ભાઈ ભાઈયો, ઉરમાં સમજીને આમ;
ભાવે ભલે પ્રભુને ભજો, કરે પૂરણ કામ. શું. ૧૨

## પદ ૨૯ મું—દેશી ૧ લી.

એવું શુણીને અંગ કહેછે, સાંભળ સુજ્ઞ કુમાર;
વિપ્રતણું અપમાન ન કરિયે, ઉન્મત થઈ કોઈવાર. ૧
રાજ્ય બધું છે વિપ્ર વડે, વિપ્રો રઈયતમાં મુખીયા;
વિપ્રો સાથ વિવાદ કરીને, કોઇ થયા નથી સુખીયા. ૨
રઈયત આ અવસર રાખેછે, વિપ્રોનો વિશ્વાસ;
વિપ્રોને છંછેડીશ તો તું, નિશ્ચે પામીશ નાશ. ૩
સેનાપતિને વશ સેના રહે, કે ન રહે અંતરમાં;
પણ વસ્તી વિપ્રોને વશ છે, સઘળી આ અવસરમાં.૪
રાજકાજના બધા કાયદા, દ્વિજવર બાંધી દે છે;
તેઓની સ્મૃતિયો અનુસારે, અધિપતિ અમલ કરેછે.૫
કોયે અવસરે કારજ અનુકૂળ, મુહૂર્ત મતલબ એછે;
વળી દરેલો સમય ફરે નહિ, એ પણ ફિકર રહેછે. ૬
તે માટે વિપ્રોને પુછી, કારજ સઘળાં કરીએ;
જો વિપ્રો અનુકૂળ હોય તો, વિચાર પાર ઉતરીએ. ૭
એમ કહીને વેનકુંવરને, દ્વિજને પગે નમાવ્યો;
વાત પિતાએ સત્ય કહી એમ, વિચાર અંતર આવ્યો.૮
પછી મુહુરત મોસાળ જવાનું, વેને પૂછી લીધું;

શુભ મુહુરત રવિવારે છે, જોશીએ ઝાહેર કીધું. ૯
ચાર દિવસ આગળથી સેના, સજ કરવાને માંડી:
રસ્તાની સામગ્રી સર્વે, કીધી આળસ છાંડી. ૧૦
સઉને મન આનંદ ઘણો પણ, વેન રહે ઉદાશી:
મનની પીડા મનમાં રાખે, કહે ન ક્યાંઈ પ્રકાશી. ૧૧
જે દીઠું તે નથી વીસરતું, ગુરૂ પુત્રીનું દુઃખ;
દિલગિરિમાં નિશ દિવસ રહે અને, ઉદાસી દીસે મુખ. ૧૨

## પદ ૩૦ મું.—દેશી. ૮ મી.

ગુરૂપુત્રી જે રાંડેલી ફરતી, નથી વેનને વાત વિસરતી;
એકરાંડ્યાથી મનમાંહિ આણ્યું, સર્વેવિધવાનુંસંકટજાણ્યું. ૧
એથી ઉરમાંહિ ધારીયું આવું, ક્યારે પુનરવિવાહ ચલાવું;
કંઇક શેઠ અને શાહુકાર, કંઇક ક્ષત્રી શાણા સરદાર. ૨
એક એક બોલાવી એકાંત, ભાગે સર્વના મનતણી ભ્રાંત;
વેન સઉને બહુ સમજાવે, પુનર્લગ્નના લાભ બતાવે. ૩
સુણી સઉ કહે વેનકુંવર શું, વિપ્રો કરશે પછી અમે કરશું;
વેનેવિપ્રોનેબહુ સમજાવ્યા,એ તો ઉલટાજ હઠપર આવ્યા. ૪
ત્યારે વેને અંતરમાં વિચાર્યું,આમ તો ન બને મારૂં ધાર્યું.
કંઇક રઇયત વિપ્રોથી રૂઠ, વાદ વદવા સામી થઇ ઉઠ. ૫
ત્યારે મારૂં કહેલું મનાય, વિધવાના વિવાહ કરાય;
એવો લાગ તપાસ તપાસે, કેમ વિપ્રોથી વસ્તી ઉદાસે. ૬
એવું માંડ્યું કુસંપનું મૂળ, એથી અંતે તો ઉપજ્યું શૂળ;
વેન સમજુ હતો ઘણોસારો, પણ માણસ જાત બિચારો. ૭
વિધવા દુઃખ દેખીઅકળાયો, નાંખ્યો સહજ સુધારાનોપાયો;
ઇચ્છા ઇશ્વરની હશે એવી, તેથી ઉપજી તેનેમતિ તેવી. ૮
શુભ કરવા એહ તે તો સાચું, પણ તે કામ રહી ગયું કાચું;
જ્યારે હોય જુવાનીનું જોર, ત્યારે આવે ઉતાવળો તોર. ૯
કુદીને કરે સાહસ કામ, કાંતો સુધરે કાં બગડે તમામ;
ધાર્યું કામ પડે કદી પાર, તો વખાણે સરવે સંસાર. ૧૦
નહિ તો નિંદા કરી કહે એમ, બાળ બુદ્ધિ વિના કરે કેમ;
જ્યારે જન હોય જોબનવાન, ત્યારે હિમત હોય જુવાન. ૧૧
વૃદ્ધ વયમાં હિંમત વૃદ્ધ થાય, નહિ સાહસ કામ કરાય;
સારૂં નરસું જે કામ થવાનું, જુવાનીમાં બહુ બનવાનું. ૧૨
શ્રોતા સાંભળજો સઉ શ્રાંત, વળી વેનતણી કહું વાત;
વસ્તી વિપ્રમાં અંટસ ધરવા,વેન તદબીર લાગ્યો કરવા. ૧૩

## પદ ૩૧ મું.—દેશી ૧ લી.

એક સમે શુભ રાજ સભામાં, ધર્મ કથા ગુરૂ વાંચે;
રાજા રાણી રાજકુંવર ત્યાં, પ્રધાન બેઠા પાંચે: ૧.
કહે ગુરૂજી જે રાજાની, પ્રજા કરે પુણ્ય પાપ;
તેમાંથી કાંઇ ભાગ ભોગવે, અધિપતિ આપો આપ. ૨.
માટે પ્રજા વિષે રાજાએ, ધર્મ પ્રવૃતિ કરવી;
અધર્મનો અટકાવ કરીને, હરકત સર્વે હરવી. ૩
એવું શુણતાં તતક્ષણ વેને, પ્રણામ કરીને પુછ્યું;
અહો ગુરૂ મને ઉત્તર આપો, શિષ્ય તમારો હુંછું. ૪
કણબી આદિક કુળની વિધવા, ફરી વિવાહ કરેછે:
વૈષ્ણવ કે શિવ મારગમાં રહી, ધર્મ વિશુદ્ધ ધરેછે. ૫
સારસ્વત બ્રાહ્મણ સમજે છે, જુના અમારા ધારા;
સંધ્યા વંદન શિવપૂજન કરી, ગાયત્રી જપનારા. ૬
પુનર્લગ્ન વિધવાનાં કરતાં, પણ નથી ગણતા પાપ;
તથાપિ તેને ત્રિપદાનો, ઉપદેશ કરો છો આપ. ૭
કિયા કિયા કુળને શાસ્ત્રે, આપીછે આજ્ઞા એવી;
કિયા શાસ્ત્રમાં લેખ લખ્યોછે, કહી શ્રુતિ છે કેવી. ૮
કહે ગુરૂ સઉ વિપ્રતણો, આચાર શાસ્ત્રમાં એક;
ચારે વરણતણા જૂદાછે, વધતો એક વિવેક. ૯
પણ પરણેતરના ધારાતો, શાસ્ત્રે સઉના સરખા;
પુનર્વિવાહ કરેછે તે તો, પાપી પૂરા પરખ્યા. ૧૦
વિવાહ[1] ધર્મ નથી જૂદો, શૂદ્રાદિક કોઈ વરણનો:
એવાને ઉપદેશ કરે તે, મારગ પેટ ભરણનો. ૧૧
અધર્મનો પૈસો આવ્યાથી, ભૂપ પાપમાં ગરક;
એ માટે સઉ એમ કહેજે, રાજને અંતે નરક. ૧૨

## પદ ૩૨ મું.—દેશી ૧૩ મી.

વેને જાણ્યું ભલો આવ્યો લાગરે,
વસ્તી વિપ્રને કરૂં અણુરાગરે;
એવું ધારી બોલ્યો તનખેવરે,
તમે સત્ય કહ્યું ગુરૂ દેવરે. ૧

પુનર્લગ્ન જે લોકો કરેછે રે,
મહા મહા પાપનો ભાર ભરેછેરે:
એનો ભૂપને આવેછે ભાગરે,
એથી હરકતો નૃપને અથાગરે. ૨

કર આવે ક્રોડી રૂપૈયાનોરે,
તોય તરતો ન થાય ખજાનોરે;
નાણાવટીને પેદાશ લગારરે;
તોય પાસે રૂપૈયા અપારરે. ૩

એનું કારણ એજ જણાયરે,
પુનર્લગ્નનું પાપ ભરાયરે;
હમણાં તો હું જઇશ મોસાળરે.
પણ પાછો આવીશ જે કાળરે. ૪

---

૧ પુનર્વિવાહ.

ત્યારે બાંધવા ચાલ્યા અબધરે,
કોઈ કરે નહિ વિધવા સંબંધરે:
સહુને કહેજો સમાચાર આવારે,
નહિ દઈએ પુનર્લગ્ન થાવારે. ૫
એતો તમનેજ સોંપ્યું કામરે,
વાત કરજો પ્રસિદ્ધ તમામરે;
એવું સુણીને ગુરૂજી સિધાવ્યારે,
એતો પોતાતણે ઘેર આવ્યારે. ૬
ગુરૂએ ઊંડો મર્મ ન જાણ્યોરે,
અતિ આનંદ અંતર આણ્યોરે;
તેજ દિવસથી લાગ્યા કહેવારે,
પુનર્લગ્ન થવા નથી દેવારે. ૭
બીજે દિવસ ભૂપાળનો બાળરે,
માતા સાથે સિધાવ્યો મોસાળરે:
સાથે સેના લીધી ચતુરંગીરે,
ગયો દક્ષણ દેશ ઉમંગીરે. ૮
ઘણાં બખ્તર પાખર ખૂબકેરે,
અસ્ત્ર શસ્ત્ર અતિઘણાં ચળકેરે;
સેનામાં વડી નોબતો વાજેરે,
જાણે ગગન વિષે ઘન ગાજેરે. ૯
ફરૂકે પચરંગી નિશાનરે,
જાણે ઓપેછે ઇંદ્રકમાનરે:
હય હહણે ને ચિંકારે હાથીરે,
ભાલા વાળા શોભે સાથે ભાથીરે, ૧૦
વેન પહોંચ્યો મામાના પુરમાંરે;
સહુને આનંદ ઉપજ્યો ઉરમાંરે:
ત્યાં જઈ દિવસ રહ્યા દશબારરે,
સગાં વહાલાંનો મેળવ્યો પ્યારરે. ૧૦
સુનિથા મળી માત પિતાનેરે,
વેન મળીયો મામી મામાનેરે:
પછી ઘેર જવા રજા લીધીરે,
મામે સારી વિદાગિરિ દીધીરે. ૧૨

## પદ ૩૩ મું.—દેશી ૮ મી.

વેન મોસાળથી પાછો વળીયો, પુરજથી પોતાને તે પળીયો;
હેતે હથિયારપકડ્યાંછેહાથે, માતાસુનિથા છે વેનનીસાથે. ૧
એક કોશ રહ્યુ એનું ગામ, અલ્પ દિવસ રહ્યો એવે ઠામ;
ઝુકી રહીછે ત્યાં વનતણીઝાડી, પ્રૌઢ પહાડછેએકઆગાડી.૨
ત્યાંથી સુંદર સરિતા વહે છે, જોગ સાધવા જોગી રહેછે;
આંબા આદિક વૃક્ષની ઓળ, ઉપર પક્ષી કરેછે કલોલ. ૩
લીલાં ઘાસ ત્યાં ગાયો ચરેછે, શિકારી ત્યાં શિકાર કરેછે;
હરણ વાનર રીંછને હાથી, કહેતાં પાર ન આવેકથાથી.૪
સિંહ વાઘ કરે મહા સોર, લીલી ભૂમિ ભાસે ચારે કોર;
છોડ પુષ્પના છે મનગમતા,ભોગીભમરા ઉપરદિસેભમતા.૫
વાયુ શીળોસુગંધીતવહાય, એવું દેખી બોલી સુનિથાય;
પુત્ર અહિં થોડીવાર ઉતરીયે, ફુલ ઝાડનાઝુંડમાં ફરીયે. ૬
વેને માતની વાત પ્રમાણી, ઉતર્યાં રાજકુંવર ને રાણી;
સેનાસઘળીયેવિશ્રામ કીધો,વેન વન જોવાચાલીયોસિધો. ૭
એક અનુચર લીધો ન સાથ, હેતે સાહ્યો સુનિથાનો હાથ;
વનમાંવિચર્યાં માતુશ્રીને તંન, પુષ્પ વીણીવખાણીયુંવન.૮
એવે દૂરથી આવ્યું શુણવામાં, મહા દુઃખથી રૂએકોઈરામાં;
લાગી કૌતક જેવી તે વાત, ત્યારે પુત્ર પ્રત્યે બોલી માત. ૯
અરે પુત્ર આ સાંભળ આપ, કોઈ વનિતા કરેછે વિલાપ;
હશેઅંતરીએ વનમાં તો, હશે જોગણી જક્ષણીકાંતો. ૧૦
માટે આપણેઅહિંથીજ ફરીયે,સેનાસાથેશહેરમાં વિચરીયે:
વેનકહે હુંતોજઈશતેજોવા, રામા કોણ બેઠીછે એ રોવા.૧૧
માયે વેનને બહુ વિધ વાર્યો, તોય વેન તે તરફ પધાર્યો;
મેલું કુંવરને એકલો કેમ, માયે અંતરમાં ધાર્યુંએમ. ૧૨
માટે હેત ઘણું હઈએ ઘાલી, માતા પુત્રની પાછળ ચાલી:
મહા હિંમતરાખીને મનમાં, વેનજાયછે ચાલ્યોતેવનમાં,૧૩

## પદ ૩૪ મું—દેશી ૧૦ મી.

વેન કુંવર વનમાં ગયો, સુનિથા થઈ સાથ:
નદી તટમાં નજરે પડી, એક અબળા અનાથ. વે. ૧
કાષ્ટ ચિતા ખડકી કરી, ત્યાં કીધેલી તેયાર:
બળી મરવાની તે બાઈને, હતીવાર લગાર. વે. ૨
અબળાએ દીઠાં આવતાં, રાણી રાજકુમાર;
શરમાઈ ગઈ મન સુંદરી, છાની રહી તેણીવાર. વે. ૩
રોઈ રોઈ આંખો રાતી થઈ, આંખે ખાડા દેખાય;
શરીરમાં હાડકાં ચામડી, જરીએ લોહી ન જણાય. ૪
ડોળ દેખી એના દેહનું, તરત અહેભવ થાય;
મહાદુઃખનું માર્યું માનવી, મનમાં મરવાને ચહાય. વે. ૫
જોતાંજ રાણીના જીવમાં, દયા ઉપજી અપાર;
અરેરે આવાં પણ દુખીઆં, દીસે દુનિયાંમોઝાર. વે. ૬
રાણીએ ચાંપી રૂદે વિષે, આપી ધીરજ અંગ;
વેનકહે બેહેન બોલ તું, તારા દુઃખનો પ્રસંગ. વે. ૭
બાઈ બોલી મારા દુઃખનું, તમારે શું છે કામ;
જાઓ તમે ચાલ્યાં મારગે, મારૂં લેશો ન નામ. વે. ૮
જે દુઃખ મટવાનો જગતમાં, નથી એકે ઉપાય:
એતો અંતરમાં રાખવું, કહેવાથી શું થાય. વે. ૯

તમથી આ દુઃખ તલ જેટલું, ઓછું કરી ન શકાય;
આકાશ તે જ્યાં તુટી પડે, કીડીથી ન ઝીલાય. વે. ૧૦
દેવ ન દુઃખ ટાળી શકે, માનવી તે કોણ માત્ર;
માટે મારે મરી છુટવું, ગોરાં બાળીને ગાત્ર. વે. ૧૧
જેની ઉપર થાય જગતમાં, કાળો દૈવનો કોપ;
શી કરે મનુષ્ય સહાયતા, થાય અમર અલોપ. વે. ૧૨
કુંવર કહે તું છું આજથી, મારી ધર્મની બેહેન;
આ સુનિથા માતા આપણી, હવે દુઃખી રહે ન. વે. ૧૩
જો તારૂં દુઃખ ન ટાળી શકું, તો તજું જીવ આપ;
નહિ તો મારે માથે માનની, પ્રલેકાળનું પાપ. વે. ૧૪
કાળજું ખોલીને કષ્ટ તું, કર તારૂં પ્રકાશ;
વગર કહ્યે વેદનાતણો, નવ થાય વિનાશ. વે. ૧૫
શરમ કશી જો તું રાખે તો, બ્રહ્મહત્યા હજાર;
નામ ને ઠામ સુધાં નક્કી, તારૂં કર તું ઉચ્ચાર. વે. ૧૬

### દોહરો.

વેનતણાં વચનો સુણી, સ્ત્રી બોલી તે ઠામ;
અરે કુંવરજી હું રહું, સદા તમારે ગામ. ૧

### પદ ૩૫ મું.—દેશી ૧ લી.

અરે કુંવરજી હું રહુંછું આહીં, સદા તમારે ગામ;
છું દિલની દુખીયારી મારૂં, કમળાગૌરી નામ. ૧
જન્મ ધર્યો મેં ભૃગુગોત્રી, ભાર્ગવ બ્રાહ્મણને ઘેર;
સાત વરસની વયે પિતાએ, પરણાવી શુભ પેર. ૨
બીજે વરસ બળિઆને રોગે, સ્વર્ગ ગયો મુજ સ્વામી;
રોતી હતી મુજ માતા, હું પૂરી સમજણ નવ પામી. ૩
સુવાસણીનો સ્વાંગ મને, મારી માએ ન તજાવ્યો;
બહુ લડાવ્યાં લાડ પિતાએ, પ્રેમ વિશેષ જણાવ્યો. ૪
બીજી મારી બેહેનપણી, સાસરિએ જઈ આવે;
સજ્યા હોય શણગાર નિરખતાં તે મારે મનભાવે. ૫
મા મુજને મોકલશો ક્યારે, એમ કહેતી હું જ્યારે;
મારી માની આંખે ખરખર, આંસુ ખરતાં ત્યારે. ૬
સાસુ સસરો સ્વર્ગ ગયાં, ઘર વેચી જમાડી નાત;
હું પીયરમાં રહું અને, નવ સમજુ કશીએ વાત. ૭
માત પિતા ગત થયાં, મને જ્યાં વર્ષ થયાં અગ્યાર;
બાવિશ વર્ષતણો મુજ બાંધવ, રાખે મુજપર પ્યાર. ૮
પેલું મારૂં વેચીને, ભાઈ ને પરણાવી નારી;
મેં જાણ્યું ભોજાઈ આવીને, સેવા કરશે મારી. ૯
પણ ઘર કામ કરાવે ને, ભોજન આપે ભોજાઈ;
સોળ વરસની હું થઈ અને, સમજણી પણ કહેવાઈ. ૧૦
તિરથ જઈ ઉતરાવ્યો મહારો, સુવાસણીનો વેષ;
માથે મુંડો કરતાં અંતર, ઉપજ્યો અતિકલેશ. ૧૧
પાછી આવી ઘેર નિરંતર, છણુ છણુ બળતી છાતી;
વૃદ્ધ બીજી વિધવાઓ સાથે, કથા સાંભળવા જાતી.૧૨
એક સમે સધવા વિધવાના, વિવિધ ધરમ વંચાયા;
તે સાંભળતાં તો તતક્ષણ ત્યાં, કંપી મારી કાયા. ૧૩
કહ્યી વિધવા તે કહ્યા પ્રમાણે, પાળી શકશે પ્રીતે;
સોળ વરસની વયમાં હું કેમ, રહી શકું એ રીતે.૧૪

### પદ ૩૬ મું.—દેશી ૩ જી.

પ્રસન્ન કરવો નિજ પતિને, સધવાનો એજ સ્વધર્મજી;[1]
વિધવાના[2] છે ધર્મ વિશેષ, મુનિજન જાણે મર્મજી. ૧
પલંગ ઉપર વિધવા પોઢે, તો તે પાપી થાયજી;
જો કદી બીજીવાર જમે તો, જરૂર નરકે જાયજી. ૨
સારાં વસ્ત્ર શરીર સજે નહિ, જેમાં કંઈ જરીયાનજી;
નહિ તો વિધવા નારી અંતે, નરકે પડેજ નિદાનજી. ૩
એક દિવસ ઉપવાસ કરે, જો છબે [3]પુરૂષનો છેડોજી;
નહિતો તેનો નર્યો જાણજો, બુડે નરકમાં બેડોજી. ૪
વરકન્યાના વરણનનાં, કદી વિધવા નવ ગાય ગીતજી;
નહિતો વિધવા નારી નરકની, ખાણે પડેજ ખચીતજી.૫
વ્રત ઉપવાસે દેહ દમન કરી, રસ કસ ભોજન તજવુંજી;
આભૂષણ કશુંએ પણ અંગે,સુવરણનું નહિ સજવુંજી. ૬
ધોળાં વસ્ત્ર શરીરે ધરવાં, સન્યાસણીના સરખાંજી;
નહિ તો તેનાં કુળ ઈકોતેર,નરકે જાતાં નરખ્યાંજી. ૭
એ સાંભળતાં અંતરમાં હું, અતિશે થઈ ઉદાશજી;

---

१ स्त्रिभिर्भर्तृवचः कार्यमेषधर्मः परःस्त्रियः ॥
[illegible] ॥
२ निर्णयसिंधौ ॥ विधवाकबरा[illegible]बंधोभर्तृबंधा
यजायतेशिरसोवपनतस्मात्कार्यविधवयासदा॥१॥
एकाहारःसदाकार्योनाद्वितियःकदाचन
मासोपवासंवाकुर्याच्चांद्रायणमथापिवा ॥ २ ॥
पर्यंकशायिनीनारीविधवापातयेत्पतिम् ॥
नाधिरोहेद्नड्वाहंप्राणैःकंठगतैरपि ॥
कंचुकंनपरिदध्याद्वासोनविकृतंवसेत् ॥
तांबुलाभ्यंजनंचैवकांस्यपात्रेचभोजनम् ॥
यतिश्च[illegible]धवाचविवर्जयेत् ॥
३ स्वासन्नसंबंधहीनानरास्पृश्यानकर्हिचित् ॥
शृंगारवार्त्ता[illegible]णांकार्याश्रव्यानवक्वचि[illegible] ॥
न[illegible]ष्वादेश्चधारणं ॥
नधातुसूत्रयुक्सुक्ष्मवस्त्रादेरपिकर्हिचित् ॥

સ્વર્ગે જવાની આશા છોડી, નિશ્ચય થઈ નિરાશજી. ૮
શી રીતે એ સઘળું પાળું હું, બારે વરસે બાળાજી;
આ ભવ બગડ્યો પરભવ બગડ્યો, અરે કરમના કાળાજી.૯
પલંગ તજી જો કરૂં પથારી, શરીર સઘળું દૂખેજી;
જો બેવાર જમું નહિ તો હું, મરૂંજ ભુંડી ભૂખેજી. ૧૦
જરકશીનાં મોળીયાંતણી તો મને, કાંચળીનું મન થાયજી;
પુરૂષતણા છેડા તો રસ્તે, જાતાં અડકી જાયજી. ૧૧
એક ઘડી ભૂખી હું રહી ન શકું, કેમ બને ઉપવાસજી;
ધોળાં વસ્ત્ર શરીર ધરૂં તો, લોક કરે ઉપહાસજી. ૧૨

## પદ ૩૭ મું.—દેશી ૧ લી.

કાળાં પટ ક્ષત્રિણીયો પેહેરે, ભાત વિના વૈસ્યાણી;
બ્રાહ્મણીયો શ્રુતિ વચનો ઉપર, પગ દઈ રેડે પાણી. ૧
કાષ્ટ ચુડો ભાગીને કરમાં, ધરે કનકની ચૂડી;
માંડેલી કરતાં તો શોભે, રાંડેલી કઈ રૂડી. ૨
સગા સંબંધીમાં હોય વિવા, ગમે છે ગાવાં ગીત;
રસ કસ ભોજન લાગે રૂડાં, ખાવાં પડે ખચીત. ૩
કથા શુણી હું સર્વ પ્રકારે, સમજી સાર કથાનો;
સધવા ધરમ સરવથી સેહેલો, વિકટ ધરમ વિધવાનો ૪
સન્યાસીના સરખો સર્વે, વિધવા ઓનો ધર્મ;
મુજ સરખીથી કદી પળે નહિ, મનનો કહુંછું મર્મ. ૫
સન્યાસી તો વનમાં રહીને, પાળે છે સંન્યાસ;
જો સંસારી જનમાં રહેતો, અલ્પ ન ધરવી આશ. ૬
વળી જો સોળ વરસની વયમાં, કોઈ કરે સંન્યાસી;
તો તે જોબનના દહાડામાં, જરૂર જાશે નાશી. ૭
એકલશૃંગી વનમાં વસતા, ત્યાં પણ તે ભૂલાયા;
ભણ્યા ગણ્યા નરને ભૂલાવે, એવી ઈશ્વરી માયા. ૮
તો તે આગળ શી ગણતીમાં, જે અબળા અજ્ઞાની;
ત્યાગતણી વૈરાગતણી, શક્તિ ન મળે સમજ્યાની. ૯
ચિત મારૂં ચિંતાતુર થઈ ને ઘડી ઘડીએ ગભરાય;
એક દિવસ જાવો દુર્લભ તો, જનમારો કેમ જાય. ૧૦
બાળ અવસ્થા એ રીતે મેં, જેમ તેમ કરીને કહાડી;
ભરજોબનના દહાડા ભુંડા, આવ્યા પછી અગાડી. ૧૧
આતો બાળ અવસ્થાનું દુઃખ, મેં ઉચ્ચાર્યું એવું;
હે કુંવરજી હવે કહુંછું, જોબનનું દુઃખ જેવું. ૧૨

### સોરઠો.

કથા પુરાણ પવિત્ર, પરિક્ષિત પાસે શુક કહે;
વરણુન વેન ચરિત્ર, ભાગ ત્રીજો ભાખ્યો ભલો. ૧

---

## ભાગ ૪ થો.

### સોરઠો.

શુક મુનિવર સાક્ષાત, ભાખે ભાવ ભરી કથા;
વેનકુંવરને વાત, કમળા કહે નિજ કષ્ટની. ૧

## પદ ૩૮ મું—દેશી ૧ લી.

બાળાપણું તો રમતાં વીત્યું, ઉપજ્યું જોબન અંગ;
મન મારૂં કબજામાં ન રહે, શરીર થયું નવરંગ. ૧
સરખી વયની મારી સૈયરો, કરે કંથની વાતો;
તે સાંભળતાં વિરહ વધે તે, જીભે કહ્યો નથી જાતો.૨
સંસારી લોકોનાં સુખડાં, જ્યમ જ્યમ જોતી જાઉં;
ત્યમ ત્યમ તન પરિતાપ વધે ને, અંતરમાં અકળાઉં.૩
કોઈ પતિ સાથે પ્રીતે બોલે, તેના જોઈ તમાશા;
એકાંતે જઈ આંસુ પાડું, નાખું બહું નિસાસા. ૪
રોઇ રોઇને આંખો થઇ રાતી, પછી કોઈ કારણ પૂછે;
તો ઉત્તર એવો આપું જે, દષ્ટી દરદ થયું છે. ૫
ઘેલી થાઉં ગભરાટ થકી, ઉત્તર દેઉં તૂતે તૂત;
ભોળા લોકો એમ ભણે જે, એને વળગ્યું ભૂત. ૬
અંતરની ગત ઈશ્વર જાણે, બાકી ન જાણે બીજું;
કોઈનું બોલ્યું ગમે નહિ મને, બોલાવે તો ખીજું. ૭
દિલનાં દુઃખની વાત કહેતાં, જીભ ન ઉપડે મારી;
કહેવાથી કંઈ કષ્ટ મટે નહિ, એમ હું જોઉં વિચારી.૮
કંકુ કેસર કે કસ્તૂરી, જોતાં ઉપજે ઝાળ;
ભર્યું શહેર તે મુજને ભાસે, વન ઉજડ વિકરાળ. ૯
ચંદ્ર ઉગે તો ચિતમાં જાણું, ઉગ્યો આગનો ભડકો;
શુડલા બોલે તે શુણતાં મને, પડે પેટમાં ફડકો. ૧૦
જો પરદેશે હોય પતિતો, કદી સંદેશો કહાવે;
આશાએ આવરદા નિકળે, ધીરજ ચિત ધરાવે. ૧૧
આતો એક ઘડી જાતાં, જુગ તુલ્ય જણાય જરૂર;
કયી રીતે દહાડા કાઢું મારૂં, જોબન જાય ભરપૂર. ૧૨

## પદ ૩૯ મું.—દેશી ૧૪ મી.

મારૂં જોબન જાય ભરપૂર, સંકટ હું તે શી રીતે સાંખું;
રોઈ નેણનું ખોયું મેં નૂર, સંકટ હું તે શી રીતે સાંખું;
દહાડો મોતનો તો હજી દુર,સંકટ હું તે શી રીતે સાંખું ટેક.
દહાડા જાવા દોહલા, કેમ કરી કાઢું માસ;
પલક કલપસમથઈપડે,મને વસ્તીમાં ન ગમે વાસ.સંકટ.૧
કારતક માસ કોડામણો, અંનકુટ ઉચ્છવ થાય;
સ્વામી મુજને સાંભરે,મારૂં અંતર અતિ અકળાય.સંકટ.૨

માગસરે લોક લગન કરે, તોરણ બાંધે દ્વાર;
ઢોલ ઉપર ડંકા પડે, મારે કાળજે તે વાગે માર. સંકટ.૩
પોષ મહિનાની ટાઢડી, અતિ રાતે અંધકાર;
તમરાં બોલે તે સમે, મને ઉપજે અનેક વિચાર. સંકટ.૪
હાંશે બેશી માંહ્યરે, નિરખ્યો નહિ મેં નાથ;
ચતુર કંથને ચોરીમાં, મેંતો હશીને ન આપ્યોહાથ.સંકટ.૫
ફાગણ માસે કંથને, રસિલી છાંટે રંગ;
હશીને બોલે હેતથી, મારૂં એ જોઈ સળગે અંગ. સંકટ. ૬
ચૈતર ચંપો ફૂલિયો, ફૂલ્યાં ગુલાબી ફૂલ;
સંઘરીને ફૂલ શું કરૂં, મારા શરીરમાં ઉપજે શૂળ. સંકટ. ૭
વૈશાખે વન વેડીયાં, આંબે સાખ જણાય;
કોયલડી ટહુકા કરે, મારૂં ભીતર ભેદાઈ જાય. સંકટ. ૮
જેઠે જમીન તપે ઘણી, તપે વિજોગણ તન;
એક તાપ ઉપરતણો, બીજે તાપે તપે મુજ મન.સંકટ.૯
અષાઢે ઘન ચડી આવિયો, મધુરા બોલે મોર;
કુદકા મારે કાળજું, મારૂં જાગે જુવાનીનું જોર. સંકટ. ૧૦
શ્રાવણમાંહિ સુહાગણી, પિયુશું રમે ચોપાટ;
કોટે વળગી કંથને, હેતે હીંચે હીંચોળા ખાટ. સંકટ. ૧૧
ભાદરવો ગાજે ભલો, દિલ દાઝે તે ઠામ;
દશદિશ બોલે દેડકા, એતો દાઝ્યા પર જેમ ડામ.સંકટ. ૧૨
નદીયે હું ન્હાવા ગઈ, છાયા લીલા છોડ;
ચકવા ચકવી ત્યાં દીઠાં, સારા ભાગ્યનાંદીસેસજોડ.સંકટ. ૧૩
અરે નદી ઉતાવળી, પિયુને મળવા જાય;
ઉછરંગેથી ઉછળે, એને હઈડે હરખ ન માય. સંકટ. ૧૪
આસો માસે નોરતાં, ગોરી ગરબા ગાય;
લેરખડીલટકાં કરી,સ્વામી સામું તેજોતી જાય. સંકટ.૧૫
દીવાળીના દહાડલા, સરસ ગણે સઉ કોય;
શણગારાઈ ને સાંચરે, મારે હોળી હૈયામાં હોય. સંકટ.૧૬

## પદ ૪૦ મું—દેશી ૧૫ મી.

બપૈયા તો નિર્લજ થઈને, પિયુ પિયુ એમ ઉચરે;
હુંમુખ પિયુપોકારૂં નહિ પણ, મન તો પિયુ પિયુ પોકારે;
ધિરજ હું તે કેમ ધારૂં, રાણીજાયા રૂદય બળી જાય મારૂં;
મારા દિલની હું દાઝ કેમ કરી ઠારૂં. ૧
મોભ ગયો ને મૂળ ખવાયાં, ખાલી પડયું ખંડેર;
નર ઉપયોગી નઠારૂં લાગે, તેથી ન શોભે શેહેર. ધિરજ. ૨
આ દુનિઆમાં એવીજ મુજને, અણખપની અવતારી;
અપશકની લેખિને અમથી, અડચણની કરનારી. ધિરજ.૩
જેનું અરધું ગળું કપાયું, જરૂર નથી જીવનારૂં;
તરફડીયાં મારે તે કરતાં, તરત મરે તો સારૂં. ધિરજ. ૪
કાળ કસાઈ જગત જંગલમાં, સુખી જીવ સંહારે;
માંસવિનાનાં મુજસરખાં દુઃખી,તેનેતોતેન વિદારે. ધિરજ.૫
સુતાર કરવતથી કાપે તે, દુનિઆના જન દેખે;
ઘણઘણ કોતરીખાય કાઠ તે,પ્રત્યક્ષ કોઈ ન પેખે.ધિરજ.૬
આ દુનિઆનો એવો ધારો, પર પીડા ન વિચારે;
સતી બળતી પોકાર કરેજન,જેમ જેમ એમ ઉચારે. ધિરજ.૭
ચિતામાં બળતાં ચાર ઘડીમાં, આવે દુઃખનો આરો;
મુજદુઃખના મહાસાગરનો હુંક્યાં નદેખું કિનારો. ધિરજ. ૮
અરે અભાગિયાં આ પૃથ્વીમાં, મુજથી સુભાગ્યવંત;
ચાતુરમાસ પછીતોએની, આવે આવરદાનો અંત. ધિરજ.૯
વિવેક હીન વિધાતા છે, દુખીઆને બહુ જીવાડે;
કલોલકરતાં કુમળાં ફૂલને,સ્વલ્પસમયમાંનસાડે. ધિરજ.૧૦
જીવ વિનાની કાયા જેવી, જળ વિણ નદી નઠારી;
પાંજરિયું પોપટવિણ તેવી, નાથવિનાની નારી. ધિરજ. ૧૧
ક્યાં જઈને ફરિયાદ કરૂં, કોણ ચડશે મારી વારે;
કોઈ ન મારીબૂમ સાંભળે,ક્યાંકરૂં દુઃખનો પોકાર.ધિરજ.૧૨

## પદ ૪૧ મું—દેશી ૧ લી.

કઈક દિવસ મેં કષ્ટે કાઢ્યા, ઘડી ન દીઠી સુખની;
પણ વળી શી કહું વાત વરણવી,આજદિવસના દુઃખની. ૧
હેલ ઉપાડી પાણી ભરવા, હું ગઈ આજ દહાડે;
વળતાં મારગ વચમાં મારો, ખરી પડ્યો પગ ખાડે. ૨
પડી જવાથી મુજને વાગ્યું, હેલ હતી તે ભાગી;
રોતી રોતી ઘેર ગઈ, ત્યાં ભાભી લડવા લાગી. ૩
રીસ કરીને ભાભી બોલી, ગાળો દેતી ગાલે;
આ રીતે નિત્ય જાન કીધે, મારા ઘરમાં નહિ ચાલે. ૪
તારા ઘરનો ભમરો ભુંશી, હોળી વાળી મોટી;
હવે આવીને હમેશ મારા, કપાળમાં તું ચોટી. ૫
પરણી તરત ધણીને ખાધો, સસરાનું સુખ ટાળ્યું;
અરે રાંડ અપશકની, તારે પગલે ઊંધું વાળ્યું. ૬
અભાગણી તું કેમ ન મૂઈ, જીવી શું સુખ લેછે;
ઘરનો ધંધો કરતાં તારા, હાથ કેમ દુખે છે. ૭
ખાવાનું તો ખુબ જોઈએ, અને કામ કર્યાનો સાંસો;
મુજ સાથે તું વાદ વદીશ તો, ભાગીશ તારો વાંસો. ૮
ભાભીએ મુજ ભાઈને જુઠી, વાત કહી વિસ્તારી;
તેથી ભાઈ ભરાયો ક્રોધે, મુજને લાતો મારી. ૯
મારી વાત કશી નહિ માની, વહુની માની વાત;
મુજને મારી તેથી ભાભી, રૂદે થઈ રળિઆત. ૧૦
બે પૈસાનું જાન કર્યું છે, આજ ન ખાવા દેવું;
એમ કરીને ભાઈ ગયો, જે ફરીને ન કરે એવું. ૧૧

જમી નથી અને જળ નથી પીધું, લાંઘણ આખો દંન;
રાજ કુંવરજી આજ દિવસ મેં નથીજ ખોટયું અન્ન.૧૨

## પદ ૪૨ મું—દેશી ૭ મી.

ધણીની માનેલી, ધારેલો અર્થ સુધારે;
બીના ગાડુ ઘરમાં ફેરે, કોઈ ન પૂછે ક્યારેરે. ધ. ટેક.
લોકો સર્વ ધણીઆતીનો, પક્ષ કરીને બોલે;
જેને માથે ધણી નહિ, તે નારી તરણાં તોલેરે. ધ. ૧
જે નારીને ધણીએ માની, લોકો તેને માને;
એજ ગણાયે ડહાપણવાળી, એજ વડી ગુણવાનેરે. ધ. ૨
ઘરમાં બહુ બીગાડ કરે કે, ખવરાવી દે ખેત;
તોપણ તેને કોઈ ન કહે જો, હોય ધણીનું હેતરે. ધ. ૩
પીયરીયાંને પધરાવે કે, છત દઈ દે તે છાની;
તોપણ તેને કોઈ ન પૂછે, મરદે જેને માનીરે. ધ. ૪
આળસ આવે તો ધન આપી, કરાવે ઘરનું કાજ;
ધણીતણી ધણિયાણીને તો, સ્વતંત્ર રહું રાજરે. ધ. ૫
પૈસાને ઠેકાણે જો તે ખરો રૂપૈયો ખરચે;
તોપણ વળી તે તકમાં તેની, ચરચા કોઈ ન ચરચેરે. ધ.૬
પ્રથમ પતિનાં વચનો પાળી, વિનય કરી વશ કીધો;
પછી તો જાણે તેણે પતિને, વેચાતો કરી લીધોરે. ધ. ૭
ધણીની માલ મતાની પોતે, માલેક થઈને બેસે;
ધણી વશ તેને ઘરનું બીજું, કોણ હુંકારો કહેશેરે. ધ.૮
રૂપ નહીં કે રંગ નહીં વળી, વિશેષ નહિ ગુણવાળી;
પણ જે પામી માન પતિનું, એજ રૂડી રૂપાળીરે. ધ. ૯
ધણી જેનો ધિક્કાર કરે તો, સઉ લોકો ધિક્કારે;
વાટે ઘાટે જાતાં એનાં, અવગુણ સઉ ઉચ્ચારેરે. ધ. ૧૦
નિર્ધન હોય પણ પતિની પ્રીતે, દિસે સુહાગણ દેવી;
પતિની પ્રીત વિના રાણીપણ,ભમે ભિખારણજેવીરે. ધ.૧૧
ધન્ય જનમ તો ધરણી ઉપર, પતિવાળીજ પ્રિયાનો;
પતિથકી જેજૂદીપડી,ધિક્જન્મ એવીઅબળાનોરે. ધ. ૧૨

## પદ ૪૩ મું—દેશી ૧ લી.

એને ધણીનું ઉપરાળું અને, હું તો છેક અનાથ;
પસ્તાવો પૂરો કરીને મેં, પછી ઘસ્યા બહુ હાથ. ૧
વળી મનમાં વિચાર કર્યો જે, હવે કરૂં હું શુંય;
શી રીતે સુખ મળવાની હવે, હિંમત રાખું હુંય. ૨
હાય દૈવ હું ઘડપણમાં તો, ખૂબ થઈશ ખુવાર;
આ રીતે આ કેમ નિકળશે, ઓશિઆળો અવતાર. ૩
જો આંખોનું નૂર જશે તો, નક્કી મને બહુ નડશે;
આ ભુંડી ભોજાઈના મારે, ઠુંબા ખાવા પડશે. ૪
ઘરનો ધંધો ઘણો કરૂં જેમ, લીધી વેચાતી લુંડી;
છૈયાં છાતી પર રાખું તોય, ભાભી કહેશે ભુંડી. ૫
પારકી જણી તે તો મુજ સાથે, શેની ગણે સગાઈ;
પણ પસ્તાવો પૂરો જે, ભોજાઈને વશ છે ભાઈ. ૬
કુતરાને જેમ કડકો નાંખે, તેમજ દે છે ખાવા;
કષ્ટ સહી સહીને ક્યાં સુધી, કાઢું દહાડા આવા. ૭
દાસીની પેઠ નિશ દહાડો, કામ ભાભીનું કરવું;
અરે બળ્યું આ જીવતર મારૂં, બળ્યું પેટ આ ભરવું. ૮
પહલું પણ મારૂં ખોઈ બેઠી, જવાબ નવ દે ભાઈ;
વિખ ખાવાને પૈસો ન મળે, મનમાં મરૂં મુંઝાઈ. ૯
જો પહલું માગું તો બંધવ, રૂદયે આણે રોષ;
ઉન્હું ખાવાથી મુખ દાઝયું, દઈએ કેને દોષ. ૧૦
માબાપે મને બાળપણામાં, બહૂ લડાવ્યાં લાડ;
આજ મહા દુઃખનાં મુજ માથે, ઝાઝાં ઉગ્યાં ઝાડ. ૧૧
એકે વાત મને નવ ઉકલે, વિવિધ કરૂં વિચાર;
કમળા કહે શુણો કુંવરજી, મુજ દુઃખનો પોકાર. ૧૨

## પદ ૪૪ મું—દેશી ૧૦ મી.

કમળા કહે શુણો કુંવરજી, મારા દુઃખનો પોકાર;
અરેરે અંતર બળી જાયછે, જીભે કરતાં ઉચ્ચાર. ક. ૧
વળતી પછી મેં વિચારીયું, આતો દુખડું અનંત;
મુઆ વિના કદી નહિ મળે, આવા દુઃખનો અંત. ૨
નિશ્ચે કરી હું તો નિકળી, વિચરી વનતણી વાટ;
તિર્થ કાંઠે તન ત્યાગવા, આવી મરવાને માટ. ૩
કાષ્ટ વીણીને ચિતા કરી, મનમાં સમર્યાં મોરાર;
આકાશમાંથી એવે સમે, એવો નિકળ્યો ઉચ્ચાર. ૪
મરીશ નહીં અરે માનવી, હોશે આત્મ હત્યાય;
આ દુઃખથી પણ અતિ ઘણી વળતી વેદના થાય. ૫
કોપ થશે કરતારનો, શિક્ષા કરશે સમર્થ;
માટે તારે મરવા થકી, એકે નહિ સરે અર્થ. ૬
સાંભળતાં એવા શબ્દને, અટકી પ્રગટતાં આગ;
ત્યારે હવે હું તે શું કરૂં એમ પુછ્યું અથાગ. ક. ૭
ઉત્તર એનો મળ્યો નહીં, ત્યારે મેં જાણ્યું એમ;
ભ્રમણાથી ભણકારો સાંભળ્યો, જીવ જખ મારે જેમ.ક. ૮
ઘડીમાં હું જાણું જે ઘટ તજું, વળી ઉપજે વિચાર;
આત્મહત્યા આદર્યાં થકી, પાપ લાગે અપાર. ક. ૯
હઈયું હાલવવાને હું પછી, રોઈ કરીને વિલાપ;
એવામાં તો મુજ આગળે, આવી પહોચીયા આપ.ક.૧૦
કષ્ટે કરી મારૂં કાળજું, બળીને થયું ખાખ;
કાયાના છે આ તો કોયલા. રહીછે અંદર રાખ. ક. ૧૧

માણસનું લોહી પીનારા રાક્ષસ;
જાતીની તેજ જમાત;
એ દુઃખ દેખીને રોવા લાગ્યા તો,
બીજાની શી કહું વાત. અરે. ૫

પૃથ્વી પ્રલય જાણે પળમાં થશે અને,
કાંતો તુટીને પડશે આભ;
અબળા બિચારીના આવા નિસાસાથી,
કોપશે કમળનાભ.[1] અરે. ૬

રાણીની આંખમાં પાણી આવ્યાં અને,
વાણી બોલી સુત સંગ;
વેદના આની તું કરજે નિવારણ,
એ ઉપજ્યો મુજ અંગ. અરે. ૭

રાજકુંવર પણ રોવાને લાગ્યો,
આંસુએ ભીંજાયાં વસ્ત્ર;
હિંમત છુટી અને હાથમાંથી,
સઘળાં પડી ગયાં શસ્ત્ર. અરે. ૮

કહે તો બાઈ તને કોહાર આપું,
કહેતો આપું બધું રાજ;
કોટી ઉપાયે કષ્ટ મટાડું,
પાળું પ્રતિજ્ઞા આજ. અરે. ૯

શું કરૂં રાજાજી રાજ તમારૂં,
શું કરૂં ધન ભંડાર;
સ્વામી વિના એતો સળગતી હોળી,
ઓખાની વાત વિચાર. અરે ૧૦

કુંવર કહે જગમાંહિથી જે કશી,
વસ્તુનો થયો વિનાશ;
તેને સંભારી શોક શો કરવો,
એ મળવાની ન આશ. અરે. ૧૧

નાવમાં બેશી જતાં [2]જળધિમાં,
હાથમાંથી પડ્યું રત્ન;
રોયા પોકાર્યાથી પાછું મળે નહિ,
કોટિ કરે જો પ્રયત્ન. અરે. ૧૨

કમળા કહે પ્રથમથી કહ્યું હતું,
મુજ દુઃખ નહિ મટે વીર;
સમજ્યા વિના શિદ તેં સમ ખાધા,
જા તું તારે મંદિર. અરે. ૧૩

કુંવર કહે હું પ્રતિજ્ઞા તો પાળીશ,
મરીશ બળી તુજ સાથ;
એવું નક્કી કરી માની સ્તુતિ કરી,
હેતે જોડીને હાથ. અરે. ૧૪

---

## પદ ૪૮ મું—દેશી ૧૯ મી.

કુંવરજી કહે છેરે સુનિયા માતા સાંભળોરે,
મનમાં તમે કશો ન કરશો ક્લેશ;
પુર વિષે પધારોરે રાજ રૂડું સાચવોરે,
હું અહિં કરીશ પાવક માંહિ પ્રવેશ. કુંવરજી. ૧
પ્રેમે મુજ પિતાનીરે સેવા કરજો સર્વદારે,
કરવા દેશો નહીં કદી કલપાંત;
મુજ વિજોગે મરશેરે મારો પિતા ઝુરિનેરે,
એ વાતમાં ભાસતી નથી કશી ભ્રાંત. કુંવરજી. ૨
મનમાની મારાથીરે સેવા ન થઈ તાતનીરે,
મુજ પિતા ન પામ્યા સુતનું સુખ;
ઘડપણમાં ગભરાશેરે મને સંભારી મૂજનેરે,
દિલગીર થઈને દિલડામાં પામશે દુખ. કુંવરજી. ૩
જઈ મારા પિતાને કહેજો કથન એટલુંરે,
મારી કસુર હોય તે કરજો માફ;
હું અભાગી એવોરે સેવા ન થઈ તાતનીરે,
ઇશ્વિર આગળ કેવો થશે ઇનસાફ. કુંવરજી. ૪
માતાજી તમારોરે ગુણ મેં નવ માનીઓરે,
સેવા મેં ન કીધી સારી પેર;
નીમકહરામીરે હુંતો થયો આપનોરે,
બાળાપણમાં અજ્ઞાનનું અંધેર. કુંવરજી. ૫
માજી મેં કદાપિરે આજ્ઞા તોડી આપની,
એનો મને પસ્તાવો થાય છે આજ;
માણસના ભવ માંહિરે મેં કશું કીધું નહીંરે,
મારા ઉપર રીઝશે કેમ મહારાજ. કુંવરજી. ૬
મા બાપે ઉછેરીરે કીધી મારી ચાકરીરે,
હઇયા ઉપર લઈને લડાવ્યો હમેશ;
જેણે મને જાણ્યોરે પ્યારો અતિ પ્રાણથીરે,
તેનો બદલો વાળી શક્યો નહિ લેશ. કુંવરજી. ૭
ઘડપણના સુખ માટેરે ઇચ્છે પુત્ર પામવારે,
વળખાં મારે પુત્ર સારૂ નર નાર;
માનતાઓ કરેરે બહુ દેવી દેવનીરે,
પુત્ર વિના જાણે જનમ ધિક્કાર. કુંવરજી. ૮
એવાં માબાપોનેરે મેં રઝળતાં મેલીયારે,
અદષ્ટમાં મારે લખેલું આમ;

---

૧ પ્રભુ. ૨ સમુદ્રમાં.

મારી વતી જઈનેરે માજી મારા બાપનેરે,
કહેજો મારો છે આ છેલ્લોજ પ્રણામ. કુંવરજી. ૯
બાળપણમાં માજીરે તમે મારા ઉપરેરે,
જે જે ભારે કીધા ઉપકાર;
કિંકર થઈ તમારોરે આખો ભવ સેવા કરૂંરે,
તોય તેનો બદલો મળે ન લગાર. કુંવરજી. ૧૦
શંકા સાંખી પોતેરે મને સુખ આપીયુંરે,
સારી વસ્તુ મનેજ આપી સદાય;
હેત જે હૈયેરે વીસાર્યું ન વીસરેરે.
વાણીવડે વર્ણન તેનું ન થાય. કુંવરજી. ૧૧
પિતા વૃદ્ધ સાથેરે ન થઈ છેલી વારતારે,
અંત આવ્યો દેહનો અંતરિયાળ;
રૂદયાની વાતો તેરે રૂદયામાં રહી ગઈરે,
કાયાનો તો આવી પહોચ્યો હવે કાળ. કુંવરજી. ૧૨

**સાખી.**

શુણી સુનિથા દિલગિર થઈ, કહે કથન તે કાળ;
એ શું મુખથી ઉચ્ચર્યો, લાડકવાયા લાલ. ૧

---

### પદ ૪૯ મું—દેશી ૧૪ મી.

મારા લાડકવાયા લાલ, કુંવરજી કેમ હું જીવું;
તારા ગોરા ગમે મને ગાલ, કુંવરજી હું જીવું;
તને દહન થતો દેખી હાલ, કુંવરજી કેમ હું જીવું. ટેક.
અતિ કષ્ટે ઉછેરીઆ, લાડ લડાવ્યાં લાખ;
દહન થાય મુજ દેખતાં, મારૂં રૂદય બળી થાય રાખ. કુંવ. ૧
પશુ પંખી પણ પુત્રપર, દઈએ રાખે હેત;
તો હું જાતે માનવી, રહું સુત વિના કેમ સચેત. કુંવ. ૨
પારધી દેખી પાંશરી, મૃગલી દૂર પળાય;
બચ્ચું પકડી ચાલીયો, ત્યારે મૃગલી કેડે ચાલીજાય. કુંવ. ૩
બચ્ચાં બળતાં શ્વાનનાં, કરે લોક પોકાર;
કુતરી આવી કારમી, પડી બળતી ઝાળ મોઝાર. કુંવ. ૪
વનચર જાતે વાનરી, ગર્ધવી ઘોડી ગાય;
બચ્ચાં માટે બાપડી, મહા સંકટ સાંખે માય. કુંવ. ૫
પ્રાણ તજે પોતાતણો, પણ બચ્ચું ન તજાય;
પર કોઈ આવે પકડવા, માતા મરવાને સામી થાય. કુંવ. ૬
મિત્ર પુત્ર પ્રેમદાતણી, પ્રીતિ સ્વાર્થ સમેત;
વણ સ્વારથ સંસારમાં, હોય માના હઈયાનું હેત. કુંવ. ૭
જો જમ માગે જીવડો, થઈ પ્રત્યક્ષ પ્રમાણ;
તો માતા પેહેલી મરે, પણ પુત્રના રાખે પ્રાણ. કુંવ. ૮
જો કયારે દુષ્કાળમાં, હોય આહાર લગાર;
તો માતા ભૂખી મરે, અને પુત્રને આપે આહાર. કુંવ. ૯
દિલના ડાહ્યા દીકરા, એ શી બોલ્યો વાત;
પુત્ર મુએ સુખમાં જીવે, એવી કોણ [1]ગોઝારી માત. કુંવ. ૧૦
કુપુત્ર કહી માતાતણો, તરત કરે તિરસ્કાર;
તોપણ માના મન વિષે, પુત્ર ઉપર ઉપજે પ્યાર. કુંવ. ૧૧
રાજપાટ રિદ્ધિ બધી, કરૂં તુજપર કુરબાન;
તારા તનડા ઉપરે, મારા સો વાર વારૂં પ્રાણ. કુંવ. ૧૨
વજ્જર જેવી છાતડી, ફટ દઈ ફાટી જાય;
રાજકુંવર જીવતો બળે, સગી માએ તે કેમ સંખાય. કુંવ. ૧૩
સાથેજ મરવું જીવવું, સૌથી સારૂં એહ;
એમ વિચારી ત્રણુજણે, ધાર્યાં બળવા ચિત્તામાં દેહ. કુંવ. ૧૪

**સાખી.**

શુક કહે રાજા સાંભળો, રાખીને અનુરાગ;
વરણન વેન ચરિત્રનો, ભાખ્યો ચોથો ભાગ. ૧

---

## ભાગ ૫ મો.

### પદ ૫૦ મું—દેશી ૨ જી.

હરિની જુઓ અકળમાયા, હરિની જુઓ અકળમાયા;
કળી ન શકે કોઈ ડાહ્યા, હરિની જુઓ અકળ માયા. ટેક.
ત્રણે જણાંએ ત્યાં નદી તટમાં, દેહ ચિત્તામાં ધાર્યાં;
તીરથ ફરતા ત્યાં તતકાળ, પરાશર રૂષિ પધાર્યા. હરિ. ૧
અરે ન મરશો માનવીઓ, એમ કહીને રાખ્યાં વારી;
પછી મરવાનું કારણ પૂછ્યું, ત્યાંબધી વાત ઉચારી. હરિ. ૨
કુંવર કહે મુજ તુટે પ્રતિજ્ઞા, કહો હું જીવું કેમ;
હું કહું એમ કરો હીમતથી, ઉચર્યાં રૂષિજી એમ. હરિ. ૩
પારાશરી સ્મૃતિનો કાઢયો, ત્યાં ચોથો અધ્યાય;
વળી ત્રીસમો [2]શ્લોક બતાવી, અર્થ કહે રૂષિરાય. હરિ. ૪
જતો રહે કે જાય મરી પતિ, કે બાવો બની જાય;
કહે કુંવરજી એ સ્મૃતિ તો, કીધી છે કળિજુગ માટે;
સતજુગની તો મનુસ્મૃતિ છે, કેમ બને એ ઘાટે. હરિ. ૬
આતમઘાત કરી આવી રીતે, ત્રણના જીવ તજી દેવા;
અરે કુંવર એ કરતાં પછી કહીએ કળિજુગ કેવા. હરિ. ૭
પાંચે ભૂત પરસ્પરમાં, પ્રતિભૂત વિષે ભાસે છે;
તેમજ જૂગ ચારે મધ્યે, પ્રતિજુગનાં જુગ વાસેછે. હરિ. ૮

---

૧ ગોહત્યારી.

૨ नष्टेमृतेप्रव्रजिते क्लीबेचपतितेपतौ;
पंचस्वापत्सुनारीणांपतिरन्योविधीयते. ॥३०॥

જ્યાં શાંતિ ત્યાં સતજુગ જાણો, કલેશ તહાં કળિકાળ;
એજ ખરો મારા અક્ષરનો, ભાવારથ ભૂપાળ. હરિ. ૯
પુત્ર પૌત્ર પરિપૂરણ લક્ષ્મી, વળી વય વૃદ્ધ ગણાય;
કળિમાં પણ એવી વિધવાને, સતજુગજાણસદાય. હરિ. ૧૦
વેદ વચન સમ વિધવાનું વ્રત, કળિ જુગમાં કરનારી:
વાસ વસે વૈકુંઠ વિષે વળી, બહુ તેની બલિહારી. હરિ. ૧૧
વિધવા ધર્મ પળી ન શકે તો, સમજી થાવું સધવા;
પુનર્લગ્નમાં પાપ નથી, વળી વિપ્રય ન પામે વધવા. હરિ. ૧૨

## પદ પર મું—દેશી ૧ લી.

કથન સુણીને કમળા કહેછે, સુણો રૂડા રૂષિરાય;
એમ કીધે આ જુગમાં મારી, નિશ્ચે નિંદા થાય. ૧
ઊંચી નાતોમાં કદી એવું, કેમ બને મહારાજ;
કરીએ તો અઘટિત કહેવાયે, ઘટે લોકમાં લાજ. ૨
કહે રૂષિ મનમાં તેં માન્યું, ખચીત એ તો ખોટું:
મરજી આવે તેમ માનીલે, મનનું કારણ મોટું; ૩
ઇંદ્રથકી ઉંચી જ્ઞાતિનો, નર કે સુર નથી કોઈ;
તે તો વિધવાને પરણેછે, જરૂર તે લે જોઈ. ૪
નળ તજી જાતાં દમયંતીનો, ફરી વિવા આદરશે:
વરવાને ઋતુપર્ણ જશે પણ, કોઈ નિંદા નહિ કરશે. ૫
કૌશળ દેશતણો તે રાજા, પવિત્ર કુળ ઋતુપર્ણ;
અયોગ્ય છે એવું નહિ ધારે, એનું અંતઃકરણ. ૬
ભીમક નૃપ વૈદર્ભ દેશનો, દમયંતીનો તાત;
પુનર્લગ્ન પુત્રીનાં લખતાં, નહિ ગણે નીચી વાત. ૭
દશરથના સુત રામચંદ્રજી, ધર્મ ધુરંધર થાશે:
મંદોદરી વિભીષણને, ફરી વરાવશે રહી પાસે. ૮
નાગતણી વિધવા કન્યાને, અર્જુન આપે વરાશે:
એવાં લગ્ન અનેક થશે પણ, કોઈ સંશય નહિ કરશે. ૯
સંસારિક સુખ સ્વપનાંમાં પણ, દીઠું નહીં જે દારા;
તેને ફરી વરતાં નિંદે તે નિર્દય લોક નઠારા. ૧૦
તુજ સરખી બાળક રાંડેલી, જે ફરી ચૉરીએ ચડશે;
તેની નિંદા કરનારા જન, રૈરવ નરકે પડશે. ૧૧
રે કમળા તું ફરી પતિ કરજે, પામીશ સુખ સંતાન;
અતિ પ્રસંન થઇને આપું છું, વળી તુજને વરદાન. ૧૨
પતિવ્રતા વ્રત પાળી થાજે, પાંચ પુત્રની માતા:
એક પુત્રી અવતરશે ને, સંપૂરણ પામીશ શાતા. ૧૩

## પદ પર મું.—દેશી ૩ જી.

જશ તારો જગમાં વિસ્તરશે, ગુણિજન હરખે ગાશેજી;
તારી કથા સાંભળશે તેનાં, પાપ પ્રલય થઈ જાશેજી. ૧
માઘ માસમાં મહિમા મોટો, તારી કથા સુણવાનોજી;
પ્રતિવર્ષે નહિ સુણશે તેનો, વ્યર્થ જનમ જાવાનોજી. ૨
કદી વિધવા સજ્જાપર સૂતિ, કે જમી બીજી વારજી;
તારી કથા સુણવાથી તેનું, પાપ જરૂર જનારજી. ૩
આશિષ દઈ ઋષિરાય ગયા, બદ્રિકાશ્રમને રસ્તેજી;
કુંવરે કોલ દીધો કરથી, હશીને કન્યાને હસ્તેજી. ૪
પતિ રૂડો તુજને પરણાવીશ, ભાગીશ તારી ભૂખજી;
ભલી ભાતે ભોગવજે ભામા, તું સંસારિક સુખજી. ૫
સુનિથાએ સમજાવિ કહ્યું જે, નથી એ કામ નઠારૂંજી;
પાળજે પુત્રિ તું પતિવ્રતા વ્રત, તેથી ભલું થશે તારૂંજી ૬
પાવન ઋષિએ પ્રમાણ કર્યું માટે, તે નથી વેદ વિરૂદ્ધજી:
શ્રૌત પ્રમાણે તું સધવાનો, સાચવજે ધર્મ શુદ્ધજી. ૭
તારા જેવાં થશે બહુ ત્રિવર્ણમાં, નવું થતાં નિંદાશેજી;
જુનું થયા પછી કોઈ નહિ જાણે, કુળની રીતિ કહેવાશેજી ૮
અણગળ પાણી કે દૂધ પીવાનું, ધર્મ ગુરૂ ધિક્કારેજી;
પણ કુળ રીત જો પુનરવિવાહની, તે કરતાં નહિ વારેજી. ૯
વૈધવ્ય ધર્મ પળી ન શકે તો, સધવા ધરમ સાચવવોજી:
ઉભયભ્રષ્ટએજઅધરમમોટો, એ અનુભવ અનુભવવોજી. ૧૦
ધર્મ તો તન મનથી નવ ધારેને, વેષ રાખે વિધવાનોજી;
અકલહીણા જન એને વખાણે, છળ ન તપાસે છાનોજી. ૧૧
લોકની બીક ન રાખીશ બાઈ, દેવ થકી દિલ ડરજેજી;
પુનરવિવાહ પ્રસિદ્ધ ભલે કર, છાનું કુકર્મ ન કરજેજી. ૧૨
એમ શિખામણ દઈ સુનિથાએ, શોક ટાળી કરી શાંતજી;
વેન કહે કશીએ નવ રાખીશ, ભીતરમાં હવે ભ્રાંતજી. ૧૩

## પદ પ૩ મું—દેશી ૨૦ મી.

કમળા કહેછે સુણો કુંવરજી હું, નહિ વરૂં જેને કેનેરે;
મારીજ નાતતણો વર મેળવ, તોજ વરીશ હું તેનેરે. ટેક.
વિદ્યા ભણેલો ને સદગુણવાળો, કાંઇક હશે જો કમાતોરે;
એવા નાતીલાને હું નહિ નિંદુ, કદી કુળે કનિષ્ઠ ગણાતોરે. ક. ૧
કુંવર કહે હું એવો વર મેળવીશ, નિશ્ચે તારીજ નાતેરે;
રે બાઈ કાંઈ ફેર નવ રાખીશ, ઉચાટ તું એ વાતેરે ક. ૨
અરે કુંવરજી મુજ દુખ ભાગે, એવી નથી મને આશારે;
વિપ્ર ન પરણે વિધવાને કદી, દેઇશ ન ખોટા દિલાસારે ક. ૩
સમજ્યા વિના તું શપથ નવ ખાઇશ, જાશે પ્રતિજ્ઞા તારીરે;
જો ક્યાંહી મારૂં નામ લેઇશ તો, થાશે ફજેતી મારીરે. ક. ૪
કાં તો બ્રાહ્મણો ભેળા થઇને, ફેરવશે તારી વાતરે;
કાં તો તુજને ક્રોધ કરીને, ઠપકો દેશે તુજ તાતરે. ક. ૫

અનેક હરકતો છે એ માંહી, નથી બાળકના ખેલરે;
તે માટે તું તારે મારગ જા, મિથ્યા લવરી મેલરે. ક. ૬
જો મુજ ભાઇને જાણ થશે તો, મુજને દેશે ઝેરરે;
કાંતો ઘરમાં કેદ કરીને, વાળશે પાકું વેરરે. ક. ૭
જેમ સહસ્રાર્જુન સાથે દ્વિજ, લડી મુઆ કઈ હામરે;
અરે કુંવરજી ફરી ફરી કહું છું, આ છે એવુંજ કામરે. ક. ૮
કુંવર કહે જો હું તારૂં સગપણ, ન કરૂં નાત મોઝારરે;
સ્ત્રીહત્યા મને બાળહત્યા વળી, હત્યા વિપ્ર હજારરે. ક. ૯
મારે કે મરવાને ઉઠે, બાઈ કદી મુજ બાપરે;
તોપણ વિવા ન કરૂં તો શત, પૂર્વજ માર્યાનું પાપરે. ક. ૧૦
વસ્તી બધી વિપરીત થાય કે, થાય ઉજડ આ દેશરે;
તોય પ્રતિજ્ઞા તજું નહીં હું, છું મનુવંશી નરેશરે. ક. ૧૧
મેરૂ ચળે રવિ પશ્ચિમ ઉગે, સમુદ્ર સુકાઈ જાયરે;
પણ નહિ જાય પ્રતિજ્ઞા મારી, પૃથ્વી પ્રલય જો થાયરે. ક. ૧૨
આઠ માસની અવધી આપી, કરમાં આપ્યો કોલરે;
સુનિથા રાણીનો સુત નહિ જો, વ્યર્થ કરૂં આ બોલરે. ક. ૧૩
સુનિથાએ પણ સર્વ પ્રકારે, પક્કી પ્રતિજ્ઞા કીધીરે;
કન્યાનું મન શાંત કરીને, વાટ શેહેરની લીધીરે. ક. ૧૪

**સાખી.**

શ્રોતા આગળ શાસ્ત્રીએ, કહી કથા ધરી હેત;
કરૂણા રસથી કાળજાં, સઉનાં થયાં અચેત. ૧

---

## પદ ૫૪ મું—દેશી ૧ લી.

કરૂણા રસમય કથાથકી, મન સઉનાં મૂર્છિત લાગ્યાં;
છાતીજ જાણે છેદી નાંખી, બાણ વિરહનાં વાગ્યાં. ૧
સભા બધી શુનકાર થઈ, સઉ ભૂલ્યાં શરીરનું ભાન;
શાસ્ત્રીજી હવે શું કહેછે, તે કોઈ શુણે નહિ કાન. ૨
આંખોમાંથી આંસૂ કેરા, પ્રવાહ લાગ્યા પડવા;
અરર અરર ઉચ્ચાર કરી, કઈ રામા લાગી રડવા. ૩
કઈક મુખે ડસકાં ભરી ભરીને, નાંખે ઊંડા નિસાસા;
કઈ તો નીજ કપડાંને છેડે, લુએ આંખને નાસા. ૪
કઈ તો નાતતણા ધારાનો, કરે અધિક ધિક્કાર;
કષ્ટ શુણી કમળા ગૌરીનું, ઉપજી કૃપા અપાર. ૫
ઉભા હતા તે બેશી ગયા, કઈ સુતા લાંબા થઈને;
કઈક કપોળે કર ધરીને, બેઠા ઓઠીંગણ દઈને. ૬
કઈક કરે પ્રભુની પ્રાર્થના, જાતે ઉચું જોઈને;
અરે પ્રભુ આવું સંકટ તો, કદી ન પડશો કોઈને. ૭
મોરોબા મુર્છા પામીને, રહ રહ રોવા લગ્યા;
કથા બંધ કરી શાસ્ત્રીજીએ, જગાડતાં નહિ જાગ્યા. ૮

બે ઘડી તો બેભાન રહ્યા, પછી ઝબકી જાગ્યા જ્યારે;
કથા પ્રસંગ વળી શાસ્ત્રીને, પુછવા લાગ્યા ત્યારે. ૯
ત્રણ જણાએ નદી તટમાં, બળવા કીધો ઉપાય;
ત્યાર પછી તેનું શું થયું તે, શાસ્ત્રી કહો કથાય. ૧૦
કરૂણારસ અનહદ ઉપજ્યો, શાસ્ત્રી સમજ્યા સાક્ષાત;
પછી શાસ્ત્રીએ પરાશર ઋષિની, વરણવી ફરીને વાત. ૧૧
વળી વિચાર કર્યો જે અતિ, કરૂણારસે કથા અટકશે;
સભાબધી શુનકાર થશે તો, વરણન અધર લટકશે. ૧૨
ખટાસ કરૂણારસ રૂપીથી, દાંત અંબાવા લાગ્યા;
પછી શાસ્ત્રી રસહાસ્ય કથામાં, ઉમેરવા અનુરાગ્યા. ૧૩
હાસ્ય રિપુ કરૂણારસનો છે, ખટાશનો જેમ પાણી;
શ્રોતાનાં આંસૂ સૂકવવા, એવી જુક્તિ આણી. ૧૪

**સાખી.**

શ્રોતાને શાસ્ત્રી કહે, શુણો કથા સાક્ષાત;
એતો વાત અહીં રહી, વરણવું પુરની વાત.

---

## પદ ૫૫ મું—દેશી ૩ જી.

એતો વાત અહીં રહીને હવે, વરણવું પુરની વાતજી;
વિધવા વરવા નહિ દે રાજા, વાત થઈ વિખ્યાતજી. ૧
કણબણ આદિક વિધવા કહેછે, કહો કરીશું ક્યમજી;
મહીપતિએ તો કરવા માંડ્યો, જુઓ આ મોટો જુલમજી. ૨
વિપ્ર વણિકની વિધવાઓનાં, દેખી ન શકીએ દુ:ખજી;
આપણને પણ આજથકી હવે, સંભવશે નહિ સુખજી. ૩
કંથતણી તો કાચીકાયા, રાંડી કઈક રખડશેજી;
રંડાપો આખો ભવ રાખી, લોહી બાળવું પડશેજી. ૪
પુનર્લગ્નમાં પાપ હોય તો, વાત આ એક વિચારોજી;
દઈ ઉપદેશ ને કેમ ન કાઢત, ધર્મ ગુરૂ એ ધારોજી. ૫
ફુંગળીમાં જો દોષ કહ્યોછે, ખરા વૈષ્ણવ નથી ખાતાજી;
મદ્યાદિક મહા પાપ કહ્યુંતો, ચિતમાં તે નથી ચહાતાજી. ૬
અરે અધરમી રાજા તારો, વનમાં થાજો વિનાશજી;
લેવા બેઠો લાખો અબળા, નારીઓના નિશ્વાસજી. ૭
તારી રાંડ મરે ને તું પછી, વાંઢો રહીજો વારૂજી;
કેવું દાઝે કાળજડું તે, તપાસ દુખડું તારૂંજી. ૮
જેણે તુજને આપી દીધી, સલાહ મહાદુખદાઇજી;
તેનાં છૈયાં ઘેર ઘેર જઈને, ભીખ માગજો ભાઈજી. ૯
એમ અનેક વિલાપ કરે ને, આંખે આંસૂ પાડેજી;
એવામાં આપેજ પધાર્યા, નૃપગુરૂ કણબીવાડેજી. ૧૦
ગુરૂને દેખી કણબણ સઉને, રીસ રૂદેમાં વ્યાપીજી;
કહે ગોર તે રાજકુંવરને, દીધી મત્ય કેમ આપીજી. ૧૧

ઓટલાવાળી ચતુરાને માથે, કરવા બેઠા મુંડાઈ;
આ શું સૂઝ્યું ને તેં આશો, ગજબ કર્યો ગોર મુંડાઈ.૧૨

## પદ ૫૬ મું—દેશી ૨૧ મી.

આશો ગજબ કર્યોગોરમુંડા,કર્યાઅંતરનાઘાઉંડા,આશોટેક.
ઘેર અમે ઘરધણીને કહેતાં, અને દક્ષણા આપી;
આજ તું અમને દેવા બેઠો,બળબળતો રંડાપો. આશો. ૧
જમડા ચૂડો ભાગે તો, અમે નવા પહેરતાં ચૂડો;
તેંતો આખા ભવનોભાગ્યો, ભાઈ તું જમથીભુંડો. આશો.૨
કેમ અદેખાઈ તુજને આવી, શાથી ઉપજ્યું ઝેર;
અરે અમારે ને તારે આ, કીયા જનમનાં વેર. આશો. ૩
બ્રાહ્મણીઓ તો ભવ કાઢે તે, ભીખ માગીને ખાય;
અમેગૃહસ્થકેરીગણતીમાં, ભીખ અમે ન મગાય.આશો.૪
સાત દિવસ ભૂખ્યો રહે પણ, કણબી મુખથી નવ માગે;
અન્ન મળે નહિ તો તે અંતે, પ્રાણ પોતાના ત્યાગે. આશો.૫
જા તું હવે અમારી નજરથી, કર તારૂં મ્હો કાળું;
આવીશ નહીં અમારે ફળિયે, તારો છેડો વાળું. આશો.૬
દેશ પતિનો દેશ છોડશું, પછી શું અમને કરશે;
કણ પકવી નૃપના કોઠારો, બ્રાહ્મણીયા જઈભરશે. આશો.૭
શું ઘરડા લોકો ઘેલા જે, કોઈએ ન કર્યું આવું;
છો બ્રાહ્મણીયો સ્વર્ગે જાતી, નથી અમારે જાવું. આશો.૮
ઘરડે ગોરે ઘણી પરણાવી, છેક નથી તે છાનું;
તેંતો આજ નવાઈનું કાઢ્યું, કેઈ પોથીનું પાનું. આશો.૯
ગોર પધારે ધન્ય જાણતાં, કરતાં કંસાર કલવા;
અપશકના તુંહવે આવજે, મડદાં મોક્ષમોકલવા. આશો.૧૦
રાજકુંવરને જઈ તું કહેજે, લેજે નામ અમારૂં;
અબળાનાં અંતર બાળીશ તો,ઉજડવળશે તારૂં. આશો.૧૧
ગુરૂજી તો ગભરાઈ ગયા ને, ઉઠી ચાલ્યા ઘેર;
મનમાંહી પસ્તાયા આતો, થાશે કાળો કેર. આશો. ૧૨
કણબી સઉને કોપ થશે તો, જમાડશે નહિ લાડુ;
વહુદીકરી પરગામ જતાં,નહિ આપેમાગ્યુંગાડું. આશો.૧૩
પાછળથી સઉ કણબણ કહેછે, એજ આપણો શત્રુ;
પીટ્યો ક્યાંથી હવે પામશે, કંકોતરીનું પત્રુ. આશો.૧૪
કઈકે પાછળ કડાકા મોલ્યા, કઈકે દીધી ગાળો;
કઈક કહેજે ભલુંથયું તે, આંગણે આવતો ટાળ્યો.આશો.૧૫

## પદ ૫૭ મું—દેશી ૭ મી.

વસ્તીના લોકે, વિપ્ર સાથે પાડ્યો વાંધો;
કહે કોઈ દ્વિજનું કામ ન કરવું,બધી એવી બાંધીરે. વ. ટેક.
ઘર ઘરથી ભેળા થઈને સઉ, મુખથી બોલ્યા માળી;
પુષ્પ પત્ર દ્વિજને નહિ દઈએ,અમે ગાંઠ એ વાળીરે. વ.૧
કહે સુતાર અમે કોપ્યા તો, [1]ભોગ ભટોના મળશે;
ઘંટીનો ખીલડો ભાગે તો, દાણા શેણે દળશેરે. વ. ૨
ઘાંચી કહે અમે નહિ દઈએ, દીવેલ દીવા સારૂ;
દીવા વિના ઘર દેખાશે જેમ, અપાશરે અંધારૂં રે. વ. ૩
દરજી કહે કોઈ દ્વિજને માટે, થીંગડી એક ન માંડો;
કાંચળી વિના ઉકાંચળી ફરશે,ઋષિ સઘળાની રાંડોરે. વ.૪
વણકણ કહેછે વસ્ત્ર ન દેવાં, એટલે અડચણ મોટી;
ચકલે ચકલે ચીંથરાં વીણી, છો વાળે લંગોટીરે. વ. ૫
કડીઆ કહેછે ઘર પડશે તો, કોણ હવે ચણી દેશે;
હાથે ગેડાં ગોઠવશે, એની રાંડ તગારાં વહેશેરે. વ. ૬
મોચી કહે અમે કોપ્યા તો, ઉડશે એના આટા;
ખરે બપોરે જવું પડે તો, પગે બાંધશે પાટારે. વ. ૭
કહે હજામ હવે બ્રાહ્મણના કદીએ વાળ ન લેવા;
ડાઢાં વધવાથી દેખાશે, બધાય બકરા જેવારે. વ. ૮
કહે લુવાર કરો એવું કે, તરતજ તેઓ થાકે;
લોઢી કે કડછી નહિ દેવી,છો પછી આટો ફાકેરે. વ.૯
કહે ભરવાડ હવે બ્રાહ્મણનાં, નહિ ચારીએ ઢોર;
ભણવું ગણવું ભૂલી ગાયો,ચરાવશે જઈ ગોરરે. વ. ૧૦
કહે કુંભાર ન દેવાં વાસણ, તેથી તરત અકળાશે;
હાથે હાંલાં ઘડશે તો, બ્રાહ્મણ ઓઝા કહેવાશે. વ.૧૧
ઘર ચણવા માટીના ગુણા, દીધાની વાત હવેશી;
માટીખાણે માટી લેવા, જશે ગધેડે બેશીરે. વ. ૧૨
ધોબી કહેછે વસ્ત્ર ન ધોવાં, પછી કકળશે કેવા;
ગોર બધા મેલા ગંધાશે, જતી ઢુંઢિયા જેવારે. વ.૧૩
કોળી કહે અમે બ્રાહ્મણને, ખુણે ખાતર દેશું;
ગૌમુખીને આસનીયાં, સુદ્ધાં જઈ ચોરી લેશુંરે. વ. ૧૪
ભાંડ ભવાયા ચારણ ગાંધ્રવ, એ વળી બોલ્યા એવું;
અમે ફજેત ફજેત કરીને, કરશું જોવા જેવુંરે. વ. ૧૫

## પદ ૫૮ મું—દેશી ૮ મી.

ગુરૂજી ગામમાં જ્યાં જ્યાં જાય, લોકો લડવાને સામા થાય;
ઘણા એવું કહે વાટે ઘાટે, બાંધ્યા પાપ કિયા ભવ માટે.૧
બાળરંડાના લેશો નિસાસા, એમાં શી છે તમારે આશા;
એવાં વચન અંતરમાં ખુંચે, તેથી બહાર જવું નવરૂચે. ૨

[1] હાસ્યરસમાં મશ્કરીના શબ્દો આવે છે. જેમ કે નળાખ્યાનમાં કવિએ લખ્યું છે કે ઇંદ્રાદિક દેવોએ કહ્યું કે "વીરસેન અમારો બાપ."

બેશી ઘરમાંજ કાળ ગુજારે, વળી મનમાંહિ એમ વિચારે;
વેનઆવેમોસાળથી વહેલો, તો હું પાસેજાઉંસઉ પહેલો.૩
આ વિચારતણો બંધ વાળું, મારે માથેથી અપજશ ટાળું;
એમ રાત વિતી ઘડીચાર, પેઠો પુરમાંહિ વેનકુમાર. ૪
શુણ્યા શ્રવણે વાજીત્રના સોર, થયા આકુળવ્યાકુળ ગોર;
પેઠા ધોતિયું પેહેરવા ઘરમાં,સાડી સુંદરીની આવી કરમાં.૫
અંગે પહેરીલીધી એજ ટાણે,બીજાંવસ્ત્રતો ભૂલ્યાઅજાણે;
કુંવર આગળ જઈ ભેટ કરવા, શોધ્યું શ્રીફળઆગળધરવા.૬
હાલો ઉલખો આવ્યો હાથમાંહી,તોય ખબરપડી નહિ કાંહી;
ગયા અસ્વારીમાં અથડાતા, ઘોડાબળદતણી લાતોખાતા.૭
કુંવર જઈને કચેરીમાં બેઠા, ગોર રાજસભા મધ્ય પેઠા;
દૂર દૂર કહે છડીદાર, કઈક હસીને કર્યા ધિક્કાર. ૮
ઉતરી કેડે પડેલી જનોઈ, ઓળખી ન શક્યો જન કોઈ;
અરે વેન હું છું રાજગોર, ઊંચે ઘાંટે પાડ્યો એમ સોર.૯
વેને સાદથીઓળખ્યા જ્યારે, તેને આવવા દો કહ્યું ત્યારે;
અશ્વે લાતથીલુલા બનાવ્યા, એથી ખોડંગતાગોરઆવ્યા.૧૦
ઉલખો મૂકી બોલ્યા ગડબડજી, કહ્યું આછડવાદ કુંવડજી;
ગભરાતા બોલ્યા એવું ગદ્ય,હાસ્યરસની તો ત્યાં વળીહદ્ય.૧૧
વરવો વેશ વિલોકી તે વાર, હસ્યા સર્વ સભા સરદાર;
વેને પાધરો કીધો પ્રણામ,આસનઆપીને ઉચર્યોઆમ.૧૨

## પદ ૫૯ મું—દેશી ૧ લી.

અહો ઋષિજી ભલે પધાર્યા, કરૂં તમારી સેવા;
પાપ નિવારણ ભવજળ તારણ, નથી બીજા તમ જેવા. ૧
બ્રાહ્મણને ભગવાન ગણુંછું, હું બ્રાહ્મણના દાસ;
દ્વિજ મારૂં કલ્યાણ કરે, મને વિપ્રતણો વિશ્વાસ. ૨
અર્ઘ્ય પાદ્ય પંચામૃત લાવી, વિપ્રનું પૂજન કીધું;
અગર ધૂપ આરતી ઉતારી, પાદોદક લઈ પીધું. ૩
વિબુધ બધા મંત્રોને વશછે, તે મંત્રો તમ પાસ;
માટે દેવોથી દ્વિજ મોટા, વદેછે વેદવ્યાસ. ૪
પછી પૂછ્યું જે કેમ પધાર્યા, કહો કાજ સ્વામી તે;
હું બ્રાહ્મણની આજ્ઞા પાળું, પૂજ્ય ગણીને પ્રીતે. ૫
ઋષિજી બોલ્યા રાજકુંવર શુણ, વિધવા લગ્ન વિચાર;
કણબી આદિક કુળનો એતો અસલતણો આચાર. ૬
બંધ પાડતાં બહુ શ્રમ પડશે, પ્રજા પામશે ત્રાસ;
આપણને વળી લાગે અગણિત, અબળાના નિશ્વાસ. ૭
એ લોકોને પાપ નહીં, એનો છે અસલી ચાલ;
માટે તે લોકોના મારગ, હઠાવવો નહિ હાલ. ૮
રાય કહે ઋષિ એ શું બોલ્યા, એ વાતે તો શર્મ;
પાપી મારગ બંધ પાડવો, એ રાજાનો ધર્મ. ૯
જૂના ચાલ મટાડી દેવા, પ્રસિદ્ધ જેમાં પાપ;
પુનર્લગ્નમાં પાપ ન હોતતો, એમ આદરો આપ. ૧૦
પુત્રીના નિસાસા લેશો, તેમાં શો છે માલ;
પ્રથમ તમે તમારે ઘેરથી, નવો ચલાવો ચાલ. ૧૧
ભણે ઋષિઓ ભોળા ભૂપતિ, એ શી વાત ઉચારી;
જો આવું ફરીથી બોલ્યા તો, થશે અકીર્તિ તમારી. ૧૨
પારાશરી સ્મૃતિમાં લખ્યું છે, વિધવાને વરવાનું;
પણ તે શાસ્ત્ર પ્રમાણે સઘળું, કળિયુગમાં કરવાનું. ૧૩
મનનો મમત તજી જોતાં તે, સરસ દિસેછે ધારો;
પણ શું કરીએ ચાલ અમારી, નાતે પડ્યો નઠારો. ૧૪
કહે કુંવરજી કળિયુગમાં વળી, એવા વિપ્રો થાશે;
સ્મૃતિયો નહિ સંભાળે જૂને ચાલે ચાલ્યા જાશે. ૧૫

## પદ ૬૦ મું—દેશી ૮ મી.

જાશે ચાલ્યા જુનેજ કુચાલે, એવા વિપ્રો થશે કળિકાળે;
જમતાં [1]દેખે શ્વપચ કે શ્વાન, નહિ જમવું એવે મેદાન.૧
જમે તો લાગે પાપ જરૂર, એવાં વચનતો નહિ ધરે ઉર;
ભુંડી ભૂમિમાંબેશીને જમશે, ભિક્ષા લેવા સરવમાંભમશે.૨
વિપ્ર મ્લેચ્છની નોકરી કરશે, પુત્રી વેચીનેપૈસા સંઘરશે;
તેનું શાસ્ત્રમાં કેમ લખ્યું છે, તેતો કોઈ કોઈને નહિ પૂછે.૩
કઈક વિધવિધ કરશે વ્યસન, ત્યારે નહિ પૂછે વેદ વચન;
મનની મરજીને મળતું રહેશે, ત્યાં તે વેદવચન આડું દેશે.૪
જમશે બેશીને મદ્યપ જોડે, એવા ચાલતા ચાલ ન તોડે;
બાળ વિધવાને પરણાવાકાળ, કહેશે કેમતુટે જુના ચાલ. ૫
નેષ્ટ હોયજો નાતનો રાહ, કહેશે નાત ગંગાનો પ્રવાહ;
કરશે લગ્ન જો વિધવા નાર, તેને નાતથી કાઢશે બહાર. ૬
નહિ પૂછે કોઈ ભેદ આનો, કેમ બગડે પ્રવાહ ગંગાનો;
મ્લેચ્છ સાથે રમી જાર, તેનો નહિ તુટે નાત આચાર. ૭
સતી વિધવા જો સધવા થાશે, તેથી નાતનો આચાર જાશે;
વિપ્ર કનક ચોરે કોઈ વારે, તેની જોડે ન જમવું ક્યારે. ૮
જમે તો લાગે પાપ અથાહ,નથી તે તુલ્ય વિધવા વિવાહ;
ચોરી કરનારાનાતમાં જમશે, ભુંડા ભ્રષ્ટ પંગતમાંભમશે.૯
એવા નાતોના બંધાશે ધારા, વેદ ધર્મથી વિરૂધ નઠારા;
શાસ્ત્ર ધર્મતો સંતાઈ જાશે, ધારાનાતના ધર્મ ગણાશે.૧૦
એક કહેશે કણિક અભડાય, બીજો કહેશેતેતો ન છોવાય;
અગ્નિ અડક્યોનહીં જેહડામ,તો તે કેળવે કણિકહજામ.૧૧

१ मनुः ॥ चांडालश्चवराहश्च कुक्कुटःश्वातथैवच ॥
रजस्वलाचषंढश्चनेक्षेरन्नश्नतोद्विजान् ॥ १ ॥

ચિવે ચેતી લેશે ચતુરાઈ,
ઠગી નહિ શકે ઠગની ઠગાઈ. નાંનકડીને. ૧૧
ગણી લક્ષ લેશે સારી ગમના,
ભૂત પ્રેતની ભાગશે ભ્રમણા. નાંનકડીને. ૧૨
ધર્મ કર્મ કરે મન ધારી,
સારાં શાસ્ત્ર શિખે સુખકારી. નાંનકડીને. ૧૩
સાચું સ્વર્ગનું સાધન શોધે,
બીજી બેહેનપણીને પ્રબોધે. નાંનકડીને. ૧૪
જેથી જગતમાં શુભ જશ જામે,
પૂરા પ્રેમથી પ્રભુપદ પામે. નાંનકડીને. ૧૫
માત તાતને મન થાય ગમતી,
ભુંડી ભાતે ભમે નહિ ભમતી. નાંનકડીને. ૧૬
આચરણ એવાં ઉત્તમ આવે,
શાણી થઈને સાસરિયું શોભાવે. નાંનકડીને. ૧૭
હેતે હળી મળીને રહે હરખી,
શોભે સતી સીતા સુંદરી સરખી. નાંનકડીને. ૧૮
તાત માતની પ્રીતીને તાજી,
સારા સંસારમાં રાખે સાજી. નાંનકડીને. ૧૯
એતો આદરો વચન અમારૂં,
તે તો અંતે છે હેતુ તમારૂં. નાંનકડીને. ૨૦
સારા શિક્ષક સૌને સુધારે,
વારે વારે વિવેક વધારે. નાંનકડીને. ૨૧
એને આજથી આગના આપો,
સ્થિરતાથી નિશાળમાં સ્થાપો. નાંનકડીને. ૨૨
પુત્રી હોય પોતાને જો પ્યારી,
સારૂં શીખવીને કરો સારી. નાંનકડીને. ૨૩
કથ્યાં કથન સ્વદેશીને કામે;
રૂડી રીતથી દલપતરામે. નાંનકડીને. ૨૪

---

## દોહરો.

પુત્રી ભણવા પાઠવી, પછી કમળા સખી સાથ;
નિશાળ નિરખી આવીને, કહે કંથને ગાથ. ૧

---

## પદ ૧૩૭ મું—દેશી ૪૦ મી.

અમે આજ ગયાંતાં રે; નિરખવા નિશાળે;
તે જુગતી જોતાં રે, તરત ચિંતા ટાળે. ૧
બાળકિયો બેઠીરે, ભલી વિધ ભણતી છે;
કોઈ બીજગણિતનાં રે, ગણિત તો ગણતી છે. ૨
કોઈ નિર્મળ નીતિરે, વિવેક વાંચ છે;
પ્રકરણ તો જેમાંરે, પૂરાં પાંચેછે. ૩
કોઈ લેખણ લઈનેરે, લખવા બેઠીછે;
કોઈ ઊંડે વિચારેરે, પૂરી પેઠીછે. ૪
કોઈ ગરબી ગીતો રે, હરીગુણ ગાતીછે;
કોઈ શિક્ષક પાસેરે, સમજવા જાતીછે. ૫
કોઈ ચતુરપણાથીરે, ચિતર ચિતરતીછે;
કોઈ તો ભલી ભાતેરે, ભરત શુભ ભરતીછે. ૬
કોઈ પ્રશ્નો પૂછેરે, પરસ્પર પ્રીતથી;
કોઈ કવિતા કરતીરે, રૂડી રસ રીતેથી. ૭
કોઈ ખગોળ ગોળોરે, નજરે નિરખે છે;
સઘળી વિધ સમજીરે, હઈડે હરખે છે. ૮
કોઈ ખગોળ શિખેરે, ખરેખરી ખાંતેથી;
કોઈ નકશો નિરખેરે, નચિંત નિરાંતેથી. ૯
કોઈ વાતો વાંચેરે, જુક્તિ બહુ જેમાં છે;
કોઈ પાઠ પઢેછેરે, તવારિખ તેમાં છે. ૧૦
કોઈ કળા કુશળતારે, શિખેછે સજ થઈને;
કોઈ પ્રયોગ બનતારે, જુએછે ત્યાં જઈને. ૧૧
કોઈ તો આંમાંતરરે, કે મનથી માપે છે,
કોઈ પુરૂં ભણીનેરે, પરીક્ષા આપે છે, ૧૨
કોઈ ભણી ગણીનેરે, બીજીને ભણાવે છે;
કોઈ વાદ કરીનેરે, વિચાર જણાવે છે. ૧૩
કોઈ ચંચળ ચતુરારે કે, નાજુક નાની છે;
કોઈતો વિદ્યાનીરે, અધિક અભિમાની છે. ૧૪
કોઈ સદગુણ વાળીરે કે, સમજુ સારી છે;
કોઈ પુત્ર બરાબરરે, પિતાને પ્યારી છે. ૧૫
કોઈ લાયક ગુણનીરે કે, લક્ષણવંતીછે;
કોઈના તન ઉપરરે, કે વસ્ત્ર વસંતી છે. ૧૬
કોઈ સારા ઘરનીરે કે, રંગે રૂડી છે;
કોઈના કરમાંહીરે, ચળકતી ચુડીછે. ૧૭
કોઈ દિલની ડાહીરે, ભલીજ ભણેલી છે;
કોઈ લાડકવાઈ રે કે, કોઈ અલબેલીછે, ૧૮
કોઈ મીઠાબોલીરે, ઉમરમાં મોટી છે;
કોઈને વળી કાનેરે, અમુલ્ય અકોટીછે. ૧૯
કોઈ હેળ સરીખીરે કે, કોમળ વચનીછે;
કોઈ તો મૃગ સરખીરે કે, નિર્મળ નયની છે. ૨૦
કોઈ કેશ સમારીરે કે, વેણી ગુંથીછે;
કોઈતો સમજેછેરે કે, શોભા હુંથીછે. ૨૧
દીકરીઓ જાણેરે કે, છે સૌ દેવ તણી;
ઉપમા શી આપું રે, ઘટિત એથીજ ઘણી. ૨૨

જગદેવ દયાથીરે કે, એવી દીકરીયો;
ધન્ય જનનીરે કે, ઉદરે અવતરીયો. ૨૩
જેના જશ જગમાંરે, વિવિધ વખણાયાછે;
ગુણ દલપતરામેરે, ગણી ગણી ગાયા છે. ૨૪

### દોહરો.

વળતી તે નવરંગીએ, વિચારીને ઉર વાત;
પોતા સરખાં શોધીને, નોંખી બાંધી નાત. ૧

### પદ ૧૩૮ મું—દેશી ૧ લી.

પોતાના સરખાંની સાથે, નોંખી બાંધી નાત;
મન માન્યું પૂરૂં સુખ પામી, કસર નહીં કોઇવાત. ૧
ઈશ્વર કોઈનું અડવું ન રાખે, સૌના પૂરે કોડ;
કમળાના સુતને કન્યા મળી, જડતે જડતી જોડ. ૨
પાદર વણઝારાનું ધાં, સોંઘુ લેવાને માટે;
એક એક ગાડવો ઉપાડી, વળિયાં પાછાં વાટે. ૩
કમળાનો પગ ખાડામાં, ખસતાં આવ્યું અડઅડીયું;
ફૂટયો ગાડવોને ઘૃત સઘળું, પૃથવી ઉપર પડીયું. ૪
ખમા ખમા કહીને ખંખેર્યું, રજે ભરાયું ચીર;
કહે વાલી તુજને કાંઈ વાગ્યું, પુછે નણંદનો વીર. ૫
ઘી ઢળીયું તો ભલા ગઈ, તુજ અંગતણો એ મેલ;
તુજને વાગ્યું નહીં હોય તો, નથી નુકસાન થયેલ. ૬
કહે તો ભાડે ગાડી લાવું, જો ન શકે તું ચાલી;
તુજ કરતાં પૈસા નથી વહાલા, તું પૈસાથી વહાલી. ૭
અરે પ્રિયા જે રળવું ખપવું, વિચરી વાટે ઘાટે;
તે પોતાની સ્ત્રીને માટે, કે છૈયાંને માટે. ૮
એમ કહી ઉમળકાથી, આલિંગન સ્ત્રીને લીધું;
છાતી સાથ દબાવીને વળી, કપોળ ચુંબન કીધું. ૯
સ્મરણ થયું એટલું ફૂટયું હતું, એના એ આ ખાડા;
અરે પ્રભુ એવા પણ મારે, હતા દુઃખના દહાડા. ૧૦
ભાઈ મને માગ્યો નવ દેતો, પૈસો ખાવા બોર;
પિયુ પાસે પૈસો માગું ત્યાં, મુજને આપે મહોર. ૧૧
નૃપનો વૈકુંઠ વાસ થજોજે, મુજને ફરી પરણાવી,
કસાઈવાડામાંથી મુજને, કૃપા કરી છોડાવી. ૧૨

### પદ ૧૩૯ મું—દેશી ૩ જી.

પુત્ર પછી પરણાવા માંડ્યો, કમળાએ બહુ કોડેજી;
સુતને શુભ રીતે શણગારી, બેસાર્યો વર ઘોડેજી. ૧
સરસ કસુંબલ સાડી ઓઢી, મોડ મસ્તકે ઘાલીજી;
કરમાં રામણદીવો લઈને, મંગળ ગાતી ચાલીજી. ૨
વિપ્ર તણી વિધવાઓ બીજી, બળી મુઈ ઈર્ષાએજી;
અળગી રહી આંગળિયો ચાંપે, કરી નજર કમળાએજી. ૩
કમળા ત્યાં મનમાંહી કહેછે, ઝખમારો શંખણિયોજી;
દુઃખ વેઠી દહાડા કાઢોછો, વળી રહી વાંઝણિયોજી. ૪
મારે તો આજ ધન્ય ઘડી, સોનાનો સુરજ ઉગ્યોજી;
પુત્ર હરખથી પરણાવું, પરિપૂર્ણ મનોરથ પૂગ્યોજી. ૫
રાંડો તમે રંડાપો ગાળો, છાણ છાણ બાળો છાતીજી;
ભલે મને આંગળીયો ચીંધો, લેશ નથી હું લજાતીજી. ૬
સુખ મારૂં દેખી ન શકો તો, ભરો આંખોમાં મીઠુંજી;
આ ઈશ્વરે મુજને સુખ આપ્યું, દુખ થોડા દિન દીઠુંજી. ૭
કમળાએ પુત્રો પુત્રીને, પરણાવ્યાં શુભ પેરજી;
વંશતણો વિસ્તાર વધ્યોઅને, થઈરહી લીલાલેહેરજી. ૮
સૌથી સરસ સંસાર ભોગવિયો, ધર્મ સાચવિયો શુદ્ધજી;
શિવ શક્તિનું સેવન કીધું, ન કર્યું વેદ વિરૂદ્ધજી. ૯
આયુષની અવધી પહોંચ્યા પછી, વાસ કર્યો કૈલાસેજી;
શિવ પાસે નવરંગી રહ્યો, કમળા પારવતી પાસેજી, ૧૦
સૌ દેવે સાબાશી આપી, ભલે જનમિયાં ભૂમાંજી.
જન્મ ધર્યાનું સાથક કીધું, પ્રીતિ રાખી પ્રભુમાંજી. ૧૧
જે પદવી રૂષિયો નહિ પામે, કે જગ્ના કરનારાંજી;
તે પદવી નરનારી પામ્યાં, ભલાં સુભાગ્ય તમારાંજી. ૧૨
કળિજુગમાંહી તમારા જેવા, જે ધરશે શુભ ધર્મજી;
તે પણ આ કૈલાસમાં વસશે, કાપી ભૌતિક કર્મજી. ૧૩

### દોહરો.

વેનતણી નિંદા ઘણી, ટેકે કરી તે કાળ;
પાછળ પછી વખાણીઓ, જુઓ જગતનો ચાલ. ૧

### પદ ૧૪૦ મું—દેશી ૨૮ મી.

જુઓ જુઓ જગતનો ચાલ, અવળો એવો છે;
કહે જીવતો જન જે કાળ, કપટી કેવો છે. ટેક
રામ ગયા રૂષિ આશ્રમમાં ત્યાં, મુનિયે કર્યું અપમાનરે;
પાછળથી બહુ પુસ્તક રચીને, ગુણનું કીધું ગાન. અ ૧
રૂષિપત્નીએ રમાપતિને, પૂજ્યા ગણી પવિત્રરે;
રૂષિયે રોષ હૃદયમાં આણ્યો, ચરચ્યું પછી ચરિત્ર. અ ૨
વેન નૃપતિને વિવિધ પ્રકારે, ધર્યાં અધિક ધિક્કારરે;
રાજર્ષિ ન કહ્યા રાજાને, વિશ્વ વિષે તે વાર. અ. ૩

પણ પછીથી મનુએ મનુસ્મૃતિમાં, લખ્યું વધારી લાજરે;
પૂર્વે રાજા વેન થઈ ગયો, રાજર્ષિ [1] મહારાજ. અ. ૪
કામની વશ કામનીઓ વિધવા, દીઠી દેશ મોઝારરે;
કામે ચિતહત થયો કૃપાળુ, વરાવી વિધવા નાર. અ. ૫
એમ મરમમાં મનુએ લખિયું, સમજે શાણા લોકરે;
અણસમજૂ આગ્રહપણાથી, કરે [2] ફજેતી ફોક. અ. ૬
સારૂં કે નરસું પણ ઉલટું, લોક રૂઢીથી લગારરે;
સાંભળીને ભોળાજન ભડકે, તરત કરે તિરસ્કાર. અ. ૭
ઈર્ષા કરીને લડવા ઉઠે, વળી રાખે બહુ વેરરે;
જુલમ કરે જો બની શકે તો, ઝાઝું રાખે ઝેર. અ. ૮
મળતો રહે જગતમાં તેનું, અયોગ્ય કૃત્ય ઢંકાયરે;
જુઓ ન નિંદ્યા, જેહ બેહેનને, પરણ્યો તે પૃથુરાય અ. ૯
પરમાર્થી પુરૂષોના કંઈકે, પળમાં લીધા પ્રાણરે;
આગળ જાતાં વિચારઉપજ્યો, વળતીકર્યાં વખાણ અ. ૧૦
સમજૂએ સમજણમાં લેવા, બાળકના પણ બોલરે;
સાર અસાર વિચાર કરીને તેનો કરવો તોલ. અ. ૧૧
પથરા સાથ પડેલો કયાંઈ પણ, હીરો હોય અમુલ્યરે;
સાધારણ સમજણમાં તેમજ, તત્વ વિચાર અતુલ્ય અ. ૧૨
મોરોબાના મુખ આગળ, શાસ્ત્રીએ કહી કથાયરે;
મોરોબાનિજ મનમાં સમજ્યા, પંડિતનો અભિપ્રાય અ. ૧૩

## પદ ૧૪૧ મું—દેશી ૪૧ મી.

સમજી સર્વકથાનો સાર, મોરોબાયે કર્યો વિચાર;
નિરખી સુતાનું ઝાંખુ મુખ, દિલમાં ઉપજ્યું એને દુઃખ.૧
પછી પોતાના મંદિર માંય, સૌ શાસ્ત્રી બોલાવ્યા ત્યાંય;
પૂછ્યો શાસ્ત્રતણો સિદ્ધાંત, સૌની ભાગી મનની ભ્રાંત. ૨
સૌ શાસ્ત્રીજન બોલ્યા વાણ, પરણે વિધવા [3] શાસ્ત્ર પ્રમાણ;
પણ એવી રૂઢી નથી આજ, હિમત હોય તો કરજો કાજ.૩
પ્યારી પુત્રીના સુખમાટ, હિમત રાખો માથા સાટ;
છો કદી મુજને સંકટ થાય, પણ પુત્રીની પીડા જાય.૪
જો હું પંગતબાર રહીશ, તેની ચિંતા નહીં કરીશ;
શિવની સેવા કરીશ સદાય, તે છે તરવાનો ઉપાય. ૫
વળતી શાસ્ત્રીને કહી વાત, વર શોધી લાવો સાક્ષાત;
વર જો મળે રૂડો વિદ્વાન, કોડે આપું [1] કન્યાદાન. ૬
શાસ્ત્રી કરવા ચાલ્યા શોધ, બહુ વિપ્રોને કીધો બોધ;
માતાને કહે બાયાંબાઇ, કરજો સારે ઘેર સગાઈ. ૭
ઉત્તમ વર સ્વજ્ઞાતિ ગામ, નારાયણ ભાડેછે નામ;
મુનસફ આદિકનો અધિકાર, એને મળેલ વારંવાર. ૮
છે તે હાલ સનંદી વકાલ, તેને વરવાનું મુજ દીલ;
એ વર વરશે તોજવરીશ, નહિતો મહા દુખમાંહીમરીશ.૯
સ્વામીને કહી સઘળી વાત, તે પણ રૂદે થયો રળિયાત;
વરને વિનતિ કરી વિશેષ, દીધો ઉપકારી ઉપદેશ. ૧૦
કીધી તેણે વાત કબૂલ, પછી ત્યાં વેહેચ્યાં ફોફળફૂલ;
સંવત ઓગણિસે બાવીશ, માગશર શુદપાંચમ ગુરૂ દીશ.૧૧
વિધિવત લગ્ન કર્યાં ભલીભાત, જુગતે કરી જમાડી નાત;
જમવા[2] આવ્યા થોડા લોક, બીજા રહ્યા ધરીને શોક. ૧૨
ધન્ય ધન્ય મોરોબા પિતાય, ટાળી પુત્રીની પીડાય;
ચાહિને નવો ચલાવ્યો ચાલ, રહેશે કીર્તિ ઝાઝા કાળ. ૧૩
એમ વખાણે ઝાઝા લોક, કંઈક નિંદા કીધી ફોક;
પુનર્વિવાહોત્તજક નામ, સભા સ્થપાઈ મુંબાઈ ગામ. ૧૪

### દોહરો.

મુખ્ય સભાસદ તેહના, રાવ રૂડા ગોપાળ;
એઓને અર્પણ કર્યું, રચી આખ્યાન રસાળ.

---

## પદ ૧૪૨ મું—દેશી ૨૧ ની.

અર્પણકીધીમેં આપોથી,તેનુનામશુભમુજમહોથી; અર્પણ
પુર મુંબાઇમાં પુનર્વિવાહોત્તજક સભા [3] સ્થપાઈ;
સભાસદો સદ્‌ગૃહસ્થને, શાસ્ત્રી પણ થયાસહાઈ. અર્પણ. ૧
ગુણિજન દ્વિજ ગોપાળરાવજી, ભલ્યા ભલી બુદ્ધિ લાવી;
જેણે અમદાવાદ [4] વિધિ એવીજ સભા ઉપજાવી. અર્પણ. ૨
પૂનાના ચિતપાવન બ્રાહ્મણ, રિગવેદી રાજેશ્રી;
શાખાતો શાકલ્ય અને, શાંડિલ્ય ગોત્ર છાજેશ્રી. અર્પણ ૩

---

૧ राजर्षि प्रवरःपुरा ॥ इतिमनुः રાજર્ષિ એટલે પવિત્ર રાજા. રાવણને, કે કંસને, કે દુર્યોધન જેવા દુષ્ટને રાજર્ષિ કહેવાય નહિ.

૨ આલેલીઓ વગેરેના પણ એજ રીતે પ્રથમ ધિક્કાર કર્યા હતા, પણ પાછળથી વખાણ્યા.

૩ अध्याय १ ॥ कृते तु मानवा धर्मा त्रेतायां गौतमाः स्मृताः ॥ द्वापरे शंख लिखिताः कलौ पाराशर स्मृताः ॥२४॥ इति पाराशर स्मृतौ.

૧ પુનર્લગ્નમાં શાસ્ત્ર પ્રમાણે કેવી રીતે ક્રિયા કરવી તથા કન્યાદાન કોણે દેવું, ઇત્યાદિનો ખુલાસો, "વિધવાવિવાહ" નામનું પુસ્તક અમદાવાદમાં છપાયું છે તેમાં છે.

૨ રા. ગોપાળરાવ હરિ જમવામાં હતા. તથા નૉર્મલ સ્કુલના બધા સ્કૉલરો પણ હતા.

૩ સંવત ૧૯૨૨ માગશર વદ. ૪ સંવત ૧૯૨૨ નવરાતરમાં.

ચિતોપંત જગતમાં ચહાવા, ફરનવીશ કહેવાયા;
બાજીરાવ પેશવા પાસે, કીર્તિ અધિક કમાયા. અર્પણુ. ૪
એના અનુજ હતા હરિભાઉ, બાપુ ગોખલા પાસે;
દશ હજારની જાગીર પામ્યા, પોતાનેજ પ્રયાસે. અર્પણુ. ૫
સુત તેના ગોપાળરાવજી, જન્મ દિવસ કહું જેનો;
અઢારસેં ત્રેવિશ ઈસ્વીશન, ફેબ્રુઆરી તે તેનો. અર્પણુ. ૬
અઢારમી તારીખ ને વાસર, મંગળ મંગળ કારી;
કુળદીપક કરૂણાસાગર, ઉપજ્યોજગમાંઅવતારી. અર્પણુ. ૭
વેદાધ્યયન વિવેકે કીધું, સંસ્કૃતનો લઈ સાર;
ઈંગ્રેજી અભ્યાસ કરી, મેળવ્યું માન અપાર. અર્પણુ. ૮
વીશ વર્ષની વયથી જેણે, કરી નોકરી સરકારી;
ચઢતી ચઢતી પાયરીયે, પછી પામ્યાપદવી ભારી. અર્પણુ. ૮
સ્માલકાજ કોરટમાં આજે. અમદાવાદ મોઝાર;
જેછેસાહિબજજજુવો, પ્રતિમાસસહસ્ર પગાર. અ૦ ૧૦
આ પુસ્તકથી એ સાહેબનું મનરંજન કરી લીધું
અધિક મદદ એણે આપી કવિનું મનરંજન કીધું. અ૦ ૧૧
જ્યાં સુધી આ પુસ્તક જગમાં રહેશે ઠામોઠામ;
ત્યાં સુધી આ ઉદાર નરનું, અવિચળરહેશેનામ. અર્પણુ. ૧૨

**દોહરો.**

આ આખ્યાન સુણ્યાતણું, શ્રુતિફળ કહું સમર્થ;
શ્રોતાજન સુણજો સહુ, વાત ન ગણશો વ્યર્થ. ૧

---

## પદ ૧૪૩ મું—દેશી ૧ લી.

પૃથુરાજાના પૂર્વજ રાજા, વેનતણું આખ્યાન;
જે સાંભળશે તો તેને ફળ સો ગંગાજળ સ્નાન. ૧
પુત્ર વધે પરિવાર વધે વળી, વધે રિદ્ધ ને સિદ્ધ
આયુષ લાંબી ઈશ્વર આપે, વળી આપે નવનીધ. ૨
આ ઉત્તમ સુખકારી કથાનો, મહિમા કહ્યો નવ જાય;
કોટિક બ્રાહ્મણુ ભોજનનું ફળ, આ સાંભળતાં થાય. ૩
નંદતણો વસુદેવતણોકે, દશરથનો મહિમાય;
વેનતણો મહિમા એવો, જેના સુત વૈકુંઠરાય. ૪
મોટા જન મોટાને કુવચન, કહેવા સમર્થ થાય;
વાઘે વાઘ લડે ને વચમાં, છોટા છુંદઈ જાય. ૫
કળિજુગમાં જે વેનતણી, કરશે નિંદા કોઈ પ્રાણી;
પાપે તેની જીભ બળશે, જમડા જાશે તાણી. ૬
વિધવા ધર્મ વરણુવ્યાછે માંહીં, શ્રુતિ સંમતિ સમાન;
વિધવાએ તો અવસ્ય કરીને, આ શુણવું આખ્યાન. ૭
ઓખાહરણુ કુંવારી શુણશે, રાસલીલા પરણેલી.
વિધવાઓતો વેનતણું, આખ્યાન શુણો મન મેલી. ૮
ચૈત્રે ઓખાહરણુ શુણે, ને માઘે વેનચરિત્ર;
માઘવટો ન્હાવાસમ પ્રાણી પળમાં થાય પવિત્ર. ૯
અડસઠ તીરથ ન્હાયાનું ફળ, પરિપૂરણુ તે પામે;
કોટી જન્મનાં પાપ ટળે, તન તાપ વેદના વામે. ૧૦
રોગ દોષને કલેશ ટળે, નવ આવે તરિયો તાવ;
ડાકણુ શાકણુ ભૂત નડે નહીં, નડે નહિ ગ્રહ ભાવ. ૧૧
સ્નેહ સહિત જન જે સાંભળશે, ઉત્તમ આ ઈતિહાસ;
સુખલેશે સંસાર વિષે વળી, વસશે વૈકુંઠ વાસ. ૧૨
જે આ પુસ્તક અંત્રોતર સત, દયાથી દેશે દાન;
તો તેને ફળ દાન કર્યાનું, સુવર્ણ મેરૂ સમાન. ૧૩
પ્રતિમાસે પૂનમને દિવસે, શુણશે સ્નેહ સહિત;
એના ઉપર અખંડ રહેશે, પરમેશ્વરની પ્રીત. ૧૪
વેદ પુરાણુ અને ઉપનિષદ, ખટ શાસ્ત્રનો સાર;
વેન તણું આખ્યાન વખાણ્યું, યથામતિ અનુસાર. ૧૫
ગંગા જમના સરસ્વતી ને સાબ્રમતીને રેવા;
આ શુણશે તેને થઈ ચૂકી, સો તીરથની સેવા. ૧૬
કથા પવિત્ર સમાપ્તિ કરતાં, કહે કવિજન કરજોડ;
શ્રોતાજન સો સ્નેહે બોલો, જયજય શ્રી રણછોડ. ૧૭

---

## પદ ૧૪૪ મું—દેશી ૪૨ મી.

**આરતી.**

જય જય જગકર્તા, જયજય જગકર્તા;
ભગવત તું ભવભર્તા, હરકત સંહર્તા. જયદેવ. જયદેવ ટેક.
પૂરણુ પરમ પરાક્રમી પ્રભુ વિભુ પરમાત્મા;
સકળ કળાધર શ્રીમત, ધીમત ધર્માત્મા. જય દેવ. ૧
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી;
વિમળ મંડળ વિશ્રામી, ધન્ય અચળ ધામી. જય દેવ ૨
તત્વ સકળ ગુણુ તારા, સર્વથકી સારા;
અંતરજામી અમારા, પ્રાણુથકી પ્યારા. જય દેવ. ૩
કરૂણાકર સુખ કારી, ધર્મ બીરૂદ ધારી;
તેં ભવપાર ઉતારી, અગણિત નર નારી. જય દેવ. ૪
જય જય જનમન રંજન, ભંજન ભવ ભ્રાંતિ;
પૂરણુ પુણ્યે પામું, પ્રભુ તુજ પદ પ્રીતિ. જય દેવ. ૫
જય કોટિક જગ કારણ, ધારણુ તું ધરણી;
તું સંકટ જય તારણ, કહું શી શી કરણી જય દેવ. ૬
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ;
સુરનર મુનિવર માગે, ભલી તારી ભક્તિ. જય દેવ. ૭

તું અદભુત ઉપકારી, અકળ કળા તારી;
સકળ ભજે સંસારી, ધ્યાન હૃદે ધારી. જય દેવ. ૮
તુંજ પરમ પિતુ માતા, તું ભગની ભ્રાતા;
વિશ્વેશ્વર વરદાતા, સ્મરણે સુખ શાતા. જય દેવ. ૯
રહું તારા ગુણુ રટવા, મહા સંકટ મટવા;
ઘણાં કુકર્મો ઘટવા, વિપત બધી વટવા. જય દેવ ૧૦
હે હરિ હરકત હરજે, કરૂણા ઘણી કરજે;
અભય કરણુ આદરજે, ઉર અરજી ધરજે. જય દેવ. ૧૧
તું ચૂરણુ ચિત ચિંતા, ભૂધર ભગવંતા;
સર્વ સ્થળ વિલસંતા, ગંભીર ગુણવંતા. જય દેવ. ૧૨
ઠરવા અવિચળ ઠામે, હરિ કરૂણા કામે;
આરતી ઉત્તમ આમે, [1]રચી દલપતરામે. જય દેવ. ૧૩

૧ સંવત ૧૯૨૪ માં વેનચરિત્ર રચ્યું.

## પુનર્વિવાહ વિષે એક મિત્રે પૂછેલા પ્રશ્નના ઉત્તર.

### દોહરા.

બાળ રંડ સ્ત્રી પુરૂષને, બાળે જ્યારે કામ;
સુનીતિનું જળ સીંચીને, વિવેકી લે વિશ્રામ. ૧
હોય નાતનો ખપ અને, પુનર્લગ્ન નહિ ચાલ;
તે કાંતો રતિ સુખ તજે, કે ત્ન્યાતિને હાલ. ૨
પેખીને સુખ પારકું, સમજૂ ન કરે શોક;
કદી વાહન ચોરે નહિ, થાકેલા શુચિ લોક. ૩
કામાગ્નિ કબજે કરે, ઉત્તમ જન તો એજ;
પ્રાપ્ત થાય જે નીતિયે, ભોગ ભોગવે તેજ. ૪
સમજાવે એ પ્રશ્નને, ઉપદેશક જન આમ;
તોજ સમાધાને રહે, દુનિયા દલપતરામ. ૫

વેનચરિત્ર પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૭ મું.

# નામાંકિત જનોવિષે.

## મુંબાઈના પારસીઓની ગરબી.

સન ૧૮૫૭ માં સ્ત્રી બોધ ચોપાનીયાને વાસ્તે રચેલી.
"ઓ અરદેશર તારોને ડંકોરે સૂરત શહેરમાં." એ રાગ.

સુણુ સાહેલી, પૂરણુ જશ પામ્યા મુંબઈના પારસી;
ગાઈએ ગરબી, મુખના ગુણજેમજણાવીઆપેઆરશી.ટેક.
બહુ સુંદર મુંબઈ બંદર છે, વિખ્યાત જગતની અંદર છે;
માંહી પારસીનાં બહુ મંદિર છે, સુણુ સાહેલી. ૧
તે પશ્ચિમ હિંદુસ્તાનતણું, છે શોભીતું સંસ્થાન ઘણું;
વેપારવિષેજેનું મુખ્યપણું, સુણુ સાહેલીપૂરણજશપામ્યા.૨
ઈનસાફ જુવો જ્યાં સારો છે, વિદ્યાનો અધિક વધારોછે;
જ્યાં સરવપ્રકારસુધારોછે, સુણુ સાહેલીપૂરણજશપામ્યા. ૩
જ્યાં લોક વસે સર્વે સુખિયા, દુઃખ દૂર તજે દરદી દુખિયા;
બહુમાનવિત્યાંજેછેમુખિયા,સુણુસાહેલીપૂરણજશપામ્યા. ૪
પારસીઓ પ્રથમ ગણાયાછે, હિંદુ ને તુરક લખાયાછે;
વળી ખ્રીસ્તિખુબવસાયાછે,સુણુસાહેલીપૂરણજશપામ્યા. ૫
ઝાઝા જન જુદી જાત્યોના, વળી નાની મોટી નાત્યોના;
ધંધાધારીભલીભાત્યોના, સુણુ સાહેલી પૂરણજશપામ્યા.૬
નામાંકિત પારસીઓ તેમાં, છે સદગુણીને સમરથ જેમાં;
કશીએકનહિખામીએમાં,સુણુસાહેલીપૂરણજશપામ્યા. ૭
જે મુંબઈ શોભા પામે છે, વિખ્યાત થઈ બહુ ઠામેછે;
તે પારસીઓને નામેછે, સુણુ સાહેલી પૂરણુ જશ પામ્યા.૮
વેપાર વધ્યા દેશો દેશો, સહુ ચીજો આવે સદેશે;
તે પારસીઓને પરવેશે, સુણુ સાહેલી પૂરણુ જશ ગામ્યા.૯
વિદ્યા ને હુનર વધેલાછે, વળી જે રસ્તા સુધરેલાછે;
પારસીયો તેમાં પહેલા છે, સુણુ સાહેલી. ૧૦
વળી ધરમ ધુરંધર ધીરાછે, સરવે વાતે શૂર વીરાછે;
એતો હેમ જડેલા હીરાછે, સુણુ સાહેલી. ૧૧

મુરખને જ્ઞાની કરવામાં, દરદીનાં દરદો હરવામાં;
ઉદારપણું ઉર ધરવામાં, સુણ સાહેલી. ૧૨
બહુ નાત્યોના હિતકારીછે, સમજણ જેની બહુ સારીછે;
પારસીયો પરઉપકારીછે, સુણ સાહેલી. ૧૩
બહુ કુવા તળાવો કીધાછે, રસ્તા પુલ બાંધી દીધાછે;
રચી ધરમશાળા જશ લીધાછે, સુણ સાહેલી. ૧૪
વધતી કીધી વિદ્યાશાળા, વળી દવા મળે દરદોવાળા;
એવા પારસિયો ધરમાળા, સુણ સાહેલી. ૧૫
છે આગેવાન સખાવતમાં, વિખ્યાતી ચીન વિલાયતમાં;
સઘળે શુભકામ સહાયતમાં, સુણ સાહેલી. ૧૬
જે કોઈએ કહીં દેખાડેછે, આ કારજ લાભ પમાડેછે;
તો પારસી પ્રથમ ઉપાડેછે, સુણ સાહેલી. ૧૭
જે કાંઈ જૂની કુળરીતિછે, પણ એમાં હોય અનીતિછે;
તે તરત તજે તજી પ્રીતિછે, સુણ સાહેલી. ૧૮
સુધરાઈ કરવામાં તે સારા, ધરી ધીરજ બાંધે શુભધારા;
મહાભારત કામો કરનારા, સુણ સાહેલી. ૧૯
એણે કાઢી બખિલતા બહારીછે, ઉરમાંહિ ઉદારતા ધારીછે;
તેની હીંમતની બલિહારીછે, સુણ સાહેલી. ૨૦
બહુ લોક સુધરવા બેઠાછે, સુધરાઈના છાંટા પેઠાછે;
એ પારસિઓના એઠાછે, સુણ સાહેલી. ૨૧
નારી જનનાં અજ્ઞાન નઠી, નહિ રહેવાનાં બહુ વર્ષ ટકી;
તે પારસિઓના પુણ્ય થકી, સુણ સાહેલી. ૨૨
અબળા દિલની બેડી તુટી, બહુ મૂર્ખ રહ્યા માથાં કુટી;
સુધરાઈની કિરણો થઈ ફુટી, સુણ સાહેલી. ૨૩
એ ચાલ થશે દેશોદેશે, નાનાં મોટાં સુખ સૌ લેશે;
તે અંતરથી આશિષ દેશે, સુણ સાહેલી. ૨૪
નારીનાં દિલ ઝલકાટ થયાં, બહુ વેહેમ અને અજ્ઞાન ગયાં;
રવિ દેખી કમળ જ્યમ શોભી રહ્યાં, સુણ સાહેલી. ૨૫
એ કામ પ્રભુને પ્યારૂંછે, સૌજનના હકમાં સારૂં છે;
નારીને સુખ દેનારૂંછે, સુણ સાહેલી. ૨૬
આગરબીસાંભળી લઈ એજી, સુણી ખૂબખુશીખુશીથઈ એજી;
દિલમાંથી આશિષ દઈ એજી, સુણ સાહેલી
પૂરણ જશ પામ્યા મુંબઈના પારસી. ૨૭

## ગરબી.

"મા પાવા તે ગઢથી ઉતર્યા, મહાકાળીરે" એ રાગ.

જન ભલા એ ભૂતળ માંય, ધન્ય જનમ ધરિયા;
જે જુલમી જનો જણાય, એ શિદ અવતરિયા. ૧
જેણે કીધાં રૂડાં કામ, ધન્ય જનમ ધરિયા;
ન રહ્યું જો નિશ્ચળ નામ, એ શિદ અવતરિયા. ૨
જેણે સેવ્યાં મા ને બાપ, ધન્ય જનમ ધરિયા;
જેણે સૌના લીધા શાપ, એ શિદ અવતરિયા. ૩
જેણે પાળ્યાં માણસ પાંચ, ધન્ય જનમ ધરિયા;
જેણે લોભે લીધી લાંચ, એ શિદ અવતરિયા. ૪
જેણે ધરી ધર્મની રીત, ધન્ય જનમ ધરિયા;
જેની પાપ ઉપર બહુ પ્રીત, એ શિદ અવતરિયા. ૫
જેણે સૌને કીધાં સુખ, ધન્ય જનમ ધરિયા;
દુનિયાને દીધાં દુઃખ, એ શિદ અવતરિયા. ૬
જેણે દીધો સદૈવ સુબોધ, ધન્ય જનમ ધરિયા;
જેણે કર્યો ગબરીપર ક્રોધ, એ શિદ અવતરિયા. ૭
જેનાં વિધ વિધ થાય વખાણ, ધન્ય જનમ ધરિયા;
જેણે પરના લીધા પ્રાણ, એ શિદ અવતરિયા. ૮
જેણે દયાથી દીધાં દાન, ધન્ય જનમ ધરિયા,
જે નિરલજને નાદાન, એ શિદ અવતરિયા. ૯
જે પ્રજાતણા પ્રતિપાળ, ધન્ય જનમ ધરિયા;
જે ચોર થયા ચંડાળ, એ શિદ અવતરિયા. ૧૦
સતવાદી શાણા શેઠ, ધન્ય જનમ ધરિયા;
જેણે પાપે ભરિયાં પેટ, એ શિદ અવતરિયા. ૧૧
જેની તન મન સારી ટેવ, ધન્ય જનમ ધરિયા;
ન ભજ્યા દલપતનો દેવ, એ શિદ અવતરિયા. ૧૨

## સર જમસેદજીનો રાસડો.

"બેડો બાઈ બડતો તારોરે આબે આઈ પાર ઉતારો."
એ રાગનો.

અરે કોણ આદમી એવોરે, જડે જમશેદજી જેવો. ટેક.
કાયા ધરી પરમારથ કાજે, કીધાં કરોડો કામ;
દેવ બરાબર આ દુનિયામાં, નિશ્ચળ રાખ્યું નામ. અરે. ૧
મુંબઈમંદર મંદિરનો એતો, મોટો ભાગ્યો મોભ;
ભર દરિયે કુવા થંભ ભાગ્યો, હવે થાશે શાથી શોભ. અ. ૨
ઘોર ઘણો થયો વાટે ને ઘાટે, હાટે પડી હડતાળ;
હીંમત હારીને હાય પોકારે, કોણ બૂઢાં કોણ બાળ. અ. ૩
સાંભળી શોક સંતાપ ધરે જન, ભારે ભવન ભવંન;
નાવવાળે શઢ ઊંધા નાંખ્યા, પ્રલયનો જાણી પવંન. અ. ૪
કોરટના કારભારીએ કીધાં, કોરટનાં બંધ કાજ;
ચાર પગાં પણ ચારો ન ચાખે તો, નર કેમ ખાય અનાજ. અ. ૫
એવે સમે જન સર્વને આવી, આંખે આંસુની ધાર;
અહો પ્રભૂ તેં આ શું કીધું, એમ કરે ઉચ્ચાર. અ. ૬
જોતાં જણાયો સૂરજ ઝાંખો, ભાસી ભૂમિ ભયંકાર;
લોક પડ્યા સહુ શોકમાં જાણે, સુનો દિસે સંસાર. અ. ૭

દવાખાનામાં દરદથી દુ:ખિયા, લોક રૂવે લાચાર;
નિશાળ માંહીં નિશાળીઆ રૂવે, યાદ કરી ઉપકાર. અ. ૮
પાંજરા પોળના પ્રાણી પોકારે, એનો ગયો આધાર;
સાહેબ લોકનો ગયો સનેહી, ડાહાપણનો દેનાર. અરે. ૯
કોણ ફીકર હવે લોકની કરશે, હરશે હરકત ત્રાસ;
અંતરનો અભિલાખ ઉચરશે, પરજા કેની પાસ.અ.૧૦
હિંદુસ્તાનનો હતો હિમાયતી પામરનો પ્રતિપાળ;
નેક શાણી સરકારનો સુબો, ડાપણદાર દયાળ. અ. ૧૧
માનવી માતર જેજે જગતમાં, જૂદી જૂદી બધી જાત;
સાંભળતાં શોક સાગરમાં પડી, વારેવારે કહે વાત. અ.૧૨
ખાલી દિસે રતનાગર ખેતર, ઉજડ જેમ આ વાર;
ખરેખરો ખેડુ હતો તે ખોયો,ખરી ખાંતે ખેડનાર.અ.૧૩
સંવત ઓગણિસેં પંદરાનો, ચાલતાં ચૈતર માસ;
ક્યાંથી અભાગણી બારશ આવી,તેં ઉપજાવ્યો ત્રાસ. અ.૧૪
વિજળિયે જઈ વાત પોહોચાડી, ટેકીને ઠામો ઠામ;
સાંભળતાં થયાં સર્વ ઉદાસી,કોઈ કરે નહીં કામ. અ.૧૫
પોણોસો વરસ ઉપર નવ પુરા, માંડીને ગણિયે માસ;
ભૂતળ આયુષ્ય એટલું ભોગવી,વળતી લીધો સ્વર્ગવાસ.અ.૧૬
ધર્મધુરંધર ધીરજ ધારી, પામ્યો પ્રભૂનો પંથ;
જન્મ કથા કવિતાથી જેના, ગુરૂવા બનશે ગ્રંથ. અ. ૧૭
નારી નરો જેના નામને રોશે, પુરો સંભારીને પાડ;
જેને છાંયે જમસેદ ગયા હશે, ઝાઝાં રોશે ઝાડ. અ. ૧૮
ચાહન ચીન વિલાયતમાં જેણે, મેળવ્યું મોટું માન;
વિધવિધના ઉપકાર વખાણે,આખો દેશ ઈરાન. અરે.૧૯
નાઈટનું ઉપનામ અપાયું, બીજું એ બારોનેટ;
જનનો હેતુ મહારાણીયે જાણીને,ભાવે કર્યો ચાંદભેટ. અ.૨૦
એશ તળાવ કુવા પુલ બાંધ્યા, પ્રાણીની હરવા પ્યાસ;
ધીંગી રચાવી ધર્મશાળાઓ, કાંઈ ન રાખી કચાસ.અ.૨૧
સુરત ને નવસારી પુનાના, સજ્જનો પૂરે સાખ;
રૂપૈયા પરઉપકારમાં આપ્યા, લેખે ત્રેવીસલાખ. અ.૨૨
મહાજનનો એતો મોવડી હતો, દેશ કિલ્લાનું કમાડ;
કલ્પતરૂ કળિકાળમાં કહિયે, લોક લડાવણ લાડ.અ.૨૩
મુંબઈ ઈલાકાનાં નસીબ મોટાં, હતી ન કશીયે [1]હાણ;
દૈવના ઘરને બળવે દગે લીધો, પ્રજાનો જીવન પ્રાણ.અ.૨૪
થયો નથી ને થનાર નથી નર, જગમાં જેની જોડ;
સ્વારથને પરમારથનાં જેણે, કીધાં કામ કરોડ. અરે.૨૫
પારસિયો નીજ પરમ પુરૂષનાં, નામ લેશે જે ઠામ;
સ્નેહસહીત સદાય સંભારશે, નિર્મળ જેનું નામ. અ.૨૬
એ મહાપુરૂષને મળવાની મોટી હૈડામાં રહી ગઈ હામ;
ગણી ગણી ગુણ ગ્રંથમાં ગુંથીને,રાખત દલપતરામ. અ.૨૭

૧ સને ૧૮૫૭ ના બળવાથી સારા નસીબે મુંબાઈ ઈલાકામાં કાંઈ નુકસાન થયું નહોતું.

## ધનજી કામાની ગરબી.

"સારૂંસારૂંરે સૂરત શેહેર, મુંબઈ અલબેલી"—એ રાગ.

ધન્ય ધન્ય જે કીધાં કામ, ધનજી કામાએ,
લાખો ઢંકાયા લોક જેના જામાએ. ધન્ય ધન્ય. ટેક.
જેમ પ્રજાને પ્રેમે પોતે, પ્રભુ આપે અન્ન પાનરે;
પણ ન કહેજે હું આપુંછું, દીધાં એમજ દાન. ધ. ૧
દરિદ્રતાથી દુ:ખિયા દીઠા, જે લાજાળા લોકરે,
ખરચી છાની દેઈને ખાવા,સરવ સમાવ્યા શોક. ધન્ય.૨
નિત્ય નિત્ય તેડ્યા નાતીલાને, ઘણાં માન દઈ ઘેરરે;
પરનાતીલાને પણ પોતે, પાળ્યા રૂડી પેર. ધનજી. ૩
સુધારવા સઘળા દેશીને, હઇડે ધારી હામરે;
ખરચ્યાં નાણાં ખૂબ ખરાં વળી,ન કર્યું જાહેરનામ.ધ.૪
ખરચે છે શ્રીમંત ખરા તે, મેળવવાને માનરે;
પણ પ્રભુ પ્રીતે રૂડી રીતે, ખરચ્યું ધારી ધ્યાન. ધ. ૫
ગુણીજન પાસે ગ્રંથ રચાવ્યા, આપ્યાં ગુપત ઈનામરે;
જેથી જનના વ્હેમ વિનાસે, સમજે તત્વ તમામ. ધ. ૬
ધન્ય ધન્ય તેનાં માત પિતાને, ધન્ય એનો અવતારરે;
જેના કુળમાં જનમ ધરીને, ક્રોડ કર્યા ઉપકાર.ધનજી.૭
જનમ્યો તારીખ નવ જુન માસે, અઢારસે અગિયારેરે;
શરીર તજ્યું સન ઓગણસાઠ, તેવીસમી જુન ત્યારે. ધ.૮
સુંદરી જનને સુધારવાને, ભણાવવા ભલી ભાતરે;
ખાંતે નાણાં ખૂબ ખરચવા રાખી રૂચિ દિનરાત.ધનજી.૯
સને અઢારે છત્રીસામાં, હિમત ધરી હજારરે;
ચતુરપણાથી ચીન ચડીને, વિવિધ કર્યા વેપાર. ધ. ૧૦
દાન ઘણાં પરમારથ કીધાં, પ્રભુપર ધારી પ્રીતરે;
સ્નેહ સહિત જન સૌ સંભારે, રાખી એવી રીત.ધ. ૧૧
જુગજુગમાં અવિચળ જશ રહેજો,નિશ્ચળ રહેજો નામરે;
અંતરમાંથી આશિષ આપે,દિન દિન દલપતરામ. ધ. ૧૨

## ગરબો—મુંબાઇના દરજીનો.

"જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા જો."—એ રાગ.

દરજીની અરજી ઈશ્વરજી સાંભળો જો.
તે ન સુણો તો ચાલે તૂતે તૂત જો.

મુંબઈમાં આગળ એવી વેળા હતી જો;
પણ તે સામા ઉઠ્યા માઈના પુત જો. દરજી. ૧
સાહેબ મીસન ઘેરે જાતો સૈ શીવવા જો,
મનુષ ગરિબ નામે વીઠુબામલ્લાર જો,
એક સમે સાહેબે પગાર ન આપીઓ જો;
ચડી ગયા ત્યાંતો મહિના ત્રણ ચાર જો. દરજી. ૨
માગે ધન તો સાહેબ ઉઠે મારવા જો;
એનો નહિ સુજે એકે ઉપાય જો;
ઘેર કરે ઘરવાળી પણ ટટો ઘણો જો;
ખુરદા વિના વટાવીને શું ખાય જો. દરજી. ૩
ક્રોધ કરીને કેહેવા લાગી કામની જો;
એ તારી નોકરીમાં ઉઠી આગજો;
સાહેબને ઘેર છોડ જવાનું શીવવા જો;
માંડીને ફરિયાદી નાણું માગજો. દરજી. ૪
કર જોડી દરજીએ જે જાહેર કર્યું જો;
વંદન કરી કહું છું નથી કરતો વાદ જો;
હવે નહિ આવું હું સાહેબ શીવવા જો;
ફરી કહુંછું જે હું માંડીશ ફરીયાદ જો. દરજી. ૫
મિસને એનસને[1] ચીઠી લખી મોકલી જો;
કીધો તેણે એક દિવસનિશ કેદ જો;
કેહેવત છે તસકર ડડે શાહુકારને જો;
ભાળી લ્યો ભાઈ એવો આતો ભેદ જો. દરજી. ૬
મિસને મોટા માજીસ્ટ્રેટ તરફ લખ્યું જો;
કહું તે નામે કારફીલડ કેહેવાય જો;
એણે પણ ઇનસાફ વિના એવું કહ્યું જો;
જરૂર દરજી બંદીખાને જાય જો. દરજી. ૭
સખત મજૂરી સાથે જૈને જેલેમાં જો;
વેઠયું દુખ વર્સોને વાસા એકવીશ જો;
છેલી વારે જ્યારે ત્યાંથી છૂટીઓ જો;
રાંક ખરો પણ રહી રૂદેમાં રીશ જો. દરજી. ૮
જણ જણ આગળ વાત કરે જ્યાં જાય ત્યાંજો;
રૂડું છે મહારાણીજીનું રાજ જો;
પણ ઉનમત જેવા છે જે જે ઉપરી જો;
એ આવો અન્યાય કરે છે આજ જો. દરજી. ૯
સારા જનને પણ સંકટ આ શહેરમાં જો;
હરકત વેઠે લોક હજારો હાલ જો;
માટે મેહેનત કોઈ કરે પરમારથી જો;
ચોપેથી તે તૂટે નરસી ચાલ જો. દરજી ૧૦

વાત શુણી સરવે જન જાયે વેગળા જો;
ઘોને દર કોણ ઘાલે હેતે હાથ જો;
શામાટે છંછેડે સુતા સિંહને જો;
શત્રુતા કોણ બાંધે સાહેબ સાથ જો. દરજી. ૧૧
આસોશીયેશનવાળા અળગા રહ્યા જો;
કોઇએ પણ એ વાત ધરી નહી કાન જો;
એ તો થાકયો સૌની આગળ આથડી જો;
વળતી એવું કોઇ બોલ્યો ગુણવાન જો. દરજી. ૧૨
પૈસાવાળાને પડખે પૂરા મળે જો;
કાતર ગજવાળા તું હીણકમાઉ જો;
દયા કરીને છેદે દુઃખડાં દીનનાં જો;
ભાસે છે એવો તો ડાક્તર ભાઉ જો. દરજી. ૧૩
ધર્મ દવાખાનાં જેણે ધીંગાં રચ્યાં જો;
પુરણ રાખી પરમારથમાં પ્રીતજો;
આપેછે ઓસડ ગાંઠેથી આપની જો;
નિરધન જનને ઘેર જઇને નિત્ય જો. દરજી. ૧૪
દરજી જન આવે દેશાવર દૂરથી જો;
રહે નહીં રગમાં તેને મહા રોગ જો;
તનની ને મનની જેથી પીડા ટળે જો;
એવો છે જેનો અદકો ઉદ્યોગ જો. દરજી. ૧૫
આ અવસર પરદુખભંજન તો એજ છે જો;
કષ્ટ સહે પોતે પરસંકટ કાજ જો;
સ્વદેશીનું દુખ જોઇ સાંખી શકતો નથી જો;
જે છે જગમાં પરમકૃપાનું જહાજ જો. દરજી. ૧૬
સાંભળીને શુભ જશ દરજી દોડયો ગયો જો;
પ્રેમ સહિત તે પરદુખભંજન પાસ જો;
વિધવિધનાં વિતકની વરણવી વારતા જો;
રૂદન કર્યું વળી નાખીને નિશ્વાસ જો. દરજી. ૧૭
રે પ્રભુ હું મારા દુખને રોતો નથી જો;
પણ આ પેરે સર્વ પ્રજા પીડાય જો;
ભોગ પડે જેને માથે તે ભોગવે જો;
એ દુખથી અંતર મારૂં અકળાય જો. દરજી. ૧૮
ચાહન ધોળે દહાડે ચોરી થાય છે જો;
એવું છે પોલીસનું પણ અંધેર જો;
ચોર અને ચોકીવાળા છે ભાગીઆ જો;
પ્રજા ઘણી પીડા પામે એ પેર જો. દરજી. ૧૯
બહુ જુલમ ચાલે છે તાલમબાજનો જો;
લૂટે ઝુટે ને વળી મારે માર જો;
સાહેદી જુઠી પુરે સરકારમાં જો;
જાહેર લોકો રમે ઘણા જુગારજો. દરજી. ૨૦

૧ સાહેબનું નામ. તે વખતે એ મુંબાઈની પોલીસનો સુપરીનટેંડેંટ હતો.

ફરિયાદી કરીને પણુ કોઇ ફાવે નહીં જો;
જે સાચો જન તે પણ માર્યો જાય જો;
અંધેરી નગરી જેવો ઇનસાફ છે જો:
એનો કરવો કાંઇક હવે ઉપાયજો. દરજી. ૨૧

પોકાર્યો એ રીતે પામર પ્રાણિયો જો:
ભાઉના દિલમાં વસ્યા પછી ભગવાન જો:
સારા શબ્દ કહીં કહીંને શીતળ કર્યો જો;
દુખ હરવાનું દીધું વાચક-દાન જો. દરજી. ૨૨

પ્રેમ સહિત પરદુખભંજન ભાઉ ભણે જો;
ત્રાસ તજી તું ધીરજ મનમાં ધાર જો:
શ્રીહરિની કરૂણાથી સહુ સારૂં થશે જો;
એક હવે કોરટમાં અરજ ઉચારજો. દરજી. ૨૩

નાણું લે ને ખાણું ખા ભાણું ભરી જો;
રૂદિયામાં તું રંચ ફીકર નહિ રાખ જો;
હૈડામાં હીંમત ઝાઝી ધરજે હવે જો;
બીહિશ નહીં બીહિવરાવે લોકો લાખજો. દરજી. ૨૪

કોરટમાં કાગળ અરજીનો આપીયો જો;
તે સાહેબ તરફે થૈ તાણાતાણ જો;
છાપામાં ચરચા ચાલી ચારે દિશે જો;
ગડબડમાં ભાઉએ પાડ્યું ભંગાણ જો. દરજી. ૨૫

સુપરીમ કોરટમાં સાહેબ બે બેસીયા જો;
ચિફ જસ્ટિસ સર વિલિયમ યારડલી એક જો;
સર ચારલસ જાકસન બીજો જાણે સહુ જો;
પુની જડજ વધતો જેનો વિવેક જો. દરજી ૨૬

કીધી બહુ મેહેનત કારશીલડ કારણે જો;
બારિસ્ટર વિલિઅમ હાઉવરડે બેશ જો;
ભાખ્યાં બહુ ભાષણ લાંબાં લાંબાં ભલાં જો;
લખ્યું ઘણું પણ લાભ થયો નહિ લેશજો. દરજી. ૨૭

દરજીએ પણુ બે બારિસ્ટર દાખવ્યા જો;
વિવેકવંતો નામે જે વેસ્ટ્રાફ જો;
રીડ બીજો ને વકીલ વળી ડાલસ થયો જો;
શી રીતે ઉલટો ઉપજે ઇનસાફજો. દરજી. ૨૮

કોરટમાં તે કજીયો જોવા કારણે જો;
ભારે ભારે જનની ભીડ ભરાય જો;
સાહેબ લોકો ને સાહુકારો શહેરના જો;
જથે જથે થૈ જન બહુ જોવા જાય જો. દરજી. ૨૯

સાફ થયો ઇનસાફ રૂડી સરકારમાં જો;
કીધો તો એકવિશ દિન જોને જેહજો;
એક અને પૂરા રૂપૈયા પાંચસે જો;
ખાસો દંડ ભર્યો પામીને ખેદ જો. દરજી. ૩૦

નોખું ખરચ હજારો નાણાંનું થયું જો;
ધારી વળી નાલાયક ન્યાયાધીશ જો;
એ હોદો વિલિયમ ક્રાફરડને આપિયો જો;
દયા ઘણી જેના દિલમાં દિનનીશ જો. દરજી. ૩૧

બેનસની બદલી ફાવી ફારજેટને જો;
પોલીસમાંથી કાઢ્યું જેણે પાપ જો;
પકડ્યા છાના ચોરોને પણ પલકમાં જો;
સુરત ધરી જેમ સમળા પકડે સાપજો. દરજી. ૩૨

અઢારસો ઉપર પંચાવન સન સમે જો;
પચીસમી તારીખ જુન માસ પ્રમાણુ જો;
કોરટમાં તે દિવસે કજીયો ચૂકિયો જો;
જેનું પ્રસર્યું જગત બધામાં જાણુ જો. દરજી. ૩૩

અમલતણા અધિપતિઓ ચેત્યા અંતરે જો;
પછી ન પીડે કોઇ ગરિબના પ્રાણુ જો;
ભલો ભલો એમ ભાખે લોકો ભાઉને જો;
વાટે ઘાટે વિધવિધ કરે વખાણ જો. દરજી. ૩૪

ધન ધન દિલદરિયા દાજીના દીકરા જો;
કુળમાં જાગ્યો અદભૂત કીર્તિ કમાઉજો;
સ્વદેશીને તું સમજે છે સ્નેહી સગાજો;
ભણે ભણે તુજને સહુ લોકો ભાઉજો, દરજી. ૩૫

મુંબઇનાં માણસનું દુખ મોટું ગયું જો;
સર્વ પ્રકારે ટાળ્યો જુલમી શોક જો;
એ ઉપકાર અપાર કર્યો તેં આ સમે જો;
લાખ પળે પણ તે નહિ ભૂલે લોક જો. દરજી. ૩૬

ભલું થજો દિલદાર દયાળુ ભાઉનું જો;
જગમાં એને જશ દેજો જગદીશ જો;
આવાં કામ અનેક કરે આ લોકમાં જો;
આપેછે દલપત એવી આશીષ જો. દરજી. ૩૭

---

## ઉપજાતિ વૃત્ત.

હું દેખતો ઇશ્વર દત્ત આંખે,
તે આંખથી જોઈ શકયો ન ઝાંખે;
હવે વિલોકું ક્ષિતિ ભાગ ક્ષેત્રે,
તે ભાઉ દાજી નરદત્ત નેત્રે. ૩૮

### મુંબાઈના શેઠ નાનાશંકર વિષે ગરબી.

સારંસારરે સુરત શેહેર મુંબાઈ અલબેલી. એ રાગ.

[1]નહાનાશંકરનો સુત, પદ મોટું પામ્યો;
મહિમા જેનો મજબૂત, જગમધ્ય જામ્યો. ટેક.
શુભ કારજમાં સઉ સંભારે, નિર્મળ જેનું નામરે;
મોટાં કારજ જેની મદદથી, પામે શુભ પરિણામ; પ.૧
ગણતરીએ ગણતાં હિંદુમાં, કહેવાયા બહુ ક્રોડરે;
શંકર સુત નહાનાના સરખી, જોતાં ન જડે જોડ. પદ ૨
વિદ્યાની વૃત્તિ કરવામાં, જેના વિવિધ વિચારરે;
એ નરના ઉપકાર થકી અતિ,સુખ પામે સંસાર.પદ. ૩

૧ મુંબાઇના હિંદુઓમાં શ્રીમંત, આબરૂદાર, અને સુધારાનો આગેવાન નામે નાનોશેઠ હતો તેના બાપનું નામ શંકર શેઠ અને માનું નામ ભવાની બાઇ, અને દીકરાનું નામ વિનાયકરાવ હતું. નાનાશેઠે એક મહાદેવનું દેવળ ચણાવ્યું છે તે દેવનું નામ ભવાનીશંકર રાખ્યુંછે, તે દેવળની વરસ ગાંઠની રાતે વરસો વરસ માફક મેળો ભરીને આબરૂદાર ગૃહસ્થોની મિજલસમાં સન ૧૮૫૯ માં મને તેમણે બોલાવ્યો હતો; ત્યારે આ ગરબી રચીને હું લઇ ગયો હતો. તે સભામાં સંભળાવતાં તેમણે મને કહ્યું કે મારાં વખાણ હોય તો મારી આગળ સંભળાવશો નહીં, પણ દેવવિશેની કવિતા કરી લાવ્યા હોતો બોલો; ત્યારે મેં કહ્યું કે હું તો ગણપતિની ગરબી રચી લાવ્યો છું. એમ કહીને આ ગરબી સંભળાવી, અને તેનો અર્થ કહી સમજાવ્યો જે મહાદેવના બે પુત્ર છે; તેમાં મોટાનું નામ કાર્ત્તિકસ્વામી અને નાનાનું નામ ગણપતિ છે; તે ગણપતિ બધા દેવોમાં મોટી પદવી પામ્યા છે; સિદ્ધિ અને બુદ્ધિ એ બે-તેની સ્ત્રીયો છે; અને રિદ્ધિ, તથા વૃદ્ધિ એ બે દાસીઓછે; લક્ષ અને લાભ એ બે પુત્રછે, અને જેના શરીરનો રંગ સુવર્ણિક એટલે સારા રંગનો અથવા સોનાના રંગના જેવો છે; ગરબીનો બીજો અર્થ નાનાશેઠ વિષે લગાડતાં વર્ણ એટલે જાત અને સુવર્ણિક એટલે સોની છે; તે દક્ષિણી સોની હતો. ગણપતિનું બીજુ નામ વિનાયક છે, અને તે મહા માયા; એટલે આદી શક્તિ, જે સર્વ વ્યાપક છે, તેમાં રહેછે; અને બીજા અર્થમાં મહામાયાપુરી એટલે મુંબાઈ શહેર, એ કવિતાના બે અર્થનો ચમત્કાર જોઇને નાનાશેઠ ઘણા પ્રસન્ન થયા હતા.

સિદ્ધિ ને બુદ્ધિ બે સાથે હાજર જેને હોયરે;
લાભ લક્ષ સાથે લાગ્યા, જેની આગળ જાય. પદ. ૪
રિદ્ધિ ને વૃદ્ધિ પણ રહેછે, પ્રીતે જેની પાસરે;
જેના ઉપર રીઝે તેની, અવસ્ય પૂરે આશ; પદ. ૫
ભયભંજન જે જન મન રંજન, ભજે નિરંજન નિત્યરે;
સુંદર વરણ સુવર્ણિક શોભે, પરમાર્થમાં પ્રીત. પદ. ૬
ધન્ય પિતા માતા ધન્ય તેની, ધન્ય એનો અવતાર રે;
વિઘન નિવારણ બુડતાં તારણ, નોધારાં આધાર, પદ. ૭
ભાગ્યવતી જેની માત ભવાની, શંકર જેનો તાતરે;
ભવાની શંકરને ભજનારો, વિશ્વ વિષે વિખ્યાત; પદ. ૮
કુંવરપદે પણ શુભ કરમાળો, પુજે પિતાના પાવરે;
જન સુખદાયક ઉપમા લાયક, રૂડો વિનાયકરાવ; પદ.૯
મહામાયાપુરીમાં એ મહાલે, દિલ દરિયો દાતારરે;
મોટામાં તે મુખ્ય ગણાયો, ભારે ગુણ ભંડાર; પદ.૧૦
કષ્ટક વડા હિંદુ કળિજુગમાં, પોઢીરહેલા પેખરે;
શંકર સુત આ સમે જાગતો, એમ લખાયા લેખ; પદ.૧૧
સહુ રાજા સઉ રાંક વખાણે, જાણે દેશો દેશરે;
થયાંવખાણવિલાયતમાંવળી, વધીએવાતવિશેષ; પદ. ૧૨
શંકર સુત તમે જુગજુગ જીવો. ક્રોડ કરો શુભ કામરે;
અંતરમાંથી આશીષ આપે, દિનદિન દલપરામ; પદ.૧૩

---

### રાવ સાહેબ મહીપતરામ રૂપરામ વિષે.

"સન ૧૮૬૦ માં તેઓ વિલાયત ગયા ત્યારે મી૦ હોપ સાહેબની ફરમાશથી તેમના વિલાયત જવા વિષે મેં નિબંધ રચ્યો હતો, તથા મારા મનની ઉલટથી નીચે લખેલી કવિતા એપ્રિલના "બુદ્ધિપ્રકાશ"માં છાપી હતી."

#### દોહરા.

નાગર સાગર મારગે, મહા મુસાફરી કામ;
તેમાં હિંમત તેં ઘણી રાખી મહીપતરામ. ૧
ગણી ગવાશે ગીતના, ગુણ તુંજ ગામો ગામ;
રાજેશ્રીની રીત તેં, રાખી મહીપતરામ. ૨
કથનીથી તો સૌ કથે, કરવું દુષ્કર કામ;
કથા અચળ આ કાળ તેં, રાખી મહીપતરામ. ૩
બુદ્ધિહીણા બહુ બક્યા, ઠાલા ઠામો ઠામ;
દિલમાં તેં નહિ દિલગીરી, રાખી મહીપતરામ. ૪
સારામાં સારો થશે, પણ એનો પરિણામ;
દોલત તેં આ દેશની, રાખી મહીપતરામ. ૫

વિલાયતી વ્યાપારથી, દોઢા મળશે દામ;
લાજ હજાર બજારની, રાખી મહીપતરામ. ૬
જશ મળશે આ જગતમાં, નિશ્ચળ રહેશે નામ;
વખાણવાની વાત તેં, રાખી મહીપતરામ. ૭
અંતર આશીષ આપશે, તુજને લોક તમામ;
આબાદી આ દેશની, રાખી મહીપતરામ. ૮
સુખા કરશે સૌ તને, સ્નેહ સહિત સલામ;
શોભા હિંદુ સર્વની, રાખી મહીપતરામ. ૯
કરવા નીકળ્યો કોડથી, આ અવસરમાં આમ;
પકડી વાત પ્રમાણ તે, રાખી મહીપતરામ. ૧૦
નાગર નર હારે નહીં, હારે હોય હજામ;
કહેવત તેં સાચી કરી, રાખી મહીપતરામ. ૧૧
હરકતમાં બરકત હશે, વળતી થશે વિરામ;
એવી આશા અંતરે, રાખી મહીપતરામ. ૧૨
ભણ્યો ગણ્યો તે તું ભલે, ભલે જાણ્યો જાણનારી;
હિંદુનો શત્રુ હણ્યો, દુષ્ટચાલ દુઃખ કારી. ૧૩
બકે છેક તે છો બકે, તુચ્છ અકલની ટેવ;
જતાં હશે તેમજ જશે, નીર નેવનાં નેવ. ૧૪
સમાધાન સઘળું થશે, નક્કી થશે નિરાંત;
વાતો થાશે વાંચવાં, દેવાશે દષ્ટાંત. ૧૫

---

## કવિત.

વિચરી વિલાયતમાં લાયક વિલોક્યા લોક,
વિલોક્યાં વિશાળ લક્ષ્મીવાળાં વળી ગામને;
મેળવ્યું વિશેષ જ્ઞાન મેળવ્યું વિશેષ માન,
મેળવ્યું વિશેષ દેશ હિતકારી કામને;
જાણીતો નહતો પંથ, જોઈને જાણીતો થયો,
જાણીતો થઇને કીધા જાણીતા તમામને;
મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૧
સંભારી સંભારી ભારી ભારી શુભકારી કામ,
સંભારી સંભારી થૈ આભારી એના નામને;
વખાણી વખાણી હર્ખ આણી રાય રાણી સુધાં,
વદશે સુવાણી શાણી જાણી એની હામને;
પરઉપકારી કામ કારી કષ્ટ નષ્ટકારી,
કહી નરનારી ધારી ધારી જોશે ધામને;
મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહાપતિ મહીપતરામને. ૨

---

## "ઓ નથી આવ્યોરે" એ રાગ.

મુખે બોલીઆ મહીપતરામ, સુણો હોપ શાણારે;
તમે બોલ્યા તે સત્ય તમામ, સુણો હોપ શાણારે.
માટે કરવા સ્વદેશ કલ્યાણ, સુણો હોપ શાણારે;
પ્રીતે અરપું હું તન ધન પ્રાણ, સુણો હોપ શાણારે. ૧
મારા હૈયામાં છે ઘણી હામ, સુણો હોપ શાણારે;
કરૂં દેશ હિતે કાંઈ કામ, સુણો હોપ શાણારે.
જુદ્ધમાં દેશ અર્થે હું જાઉં, સુણો હોપ શાણારે. ૨
દીસે જો મુજ દેશ બચાવ, સુણો હોપ શાણારે;
શુળીએ ચઢું સાચે ભાવ, સુણો હોપ શાણારે.
દેશઅર્થે પડે મારો દેહ, સુણો હોપ શાણારે;
જાણું જન્મ સફળ થયો એહ, સુણો હોપ શાણારે. ૩
જનમ્યો તે જરૂર મરેજ, સુણો હોપ શાણારે;
દેશ અર્થ મરે ભલો એજ, સુણો હોપ શાણારે.
દેશ માટે મુઆ કોઈ દામ, સુણો હોપ શાણારે;
તેનાં નિશ્ચળ રહી ગયાં નામ, સુણો હોપ શાણારે. ૪
ધન્ય ધન્ય તેનાં માત તાત, સુણો હોપ શાણારે;
સ્નેહે સંભારે સૌ જનજાત, સુણો હોપ શાણારે.
દિલે દેશની દાઝ ન હોય, સુણો હોપ શાણારે;
કહે તેને મરદ નહિ કોય, સુણો હોપ શાણારે. ૫
લોક દેશના જ્યારે લુટાય, સુણો હોપ શાણારે;
ઘર ખૂણે જે જઈને ઘલાય, સુણો હોપ શાણારે.
એના જીવતરમાં ઉઠી આગ, સુણો હોપ શાણારે;
અતિજાણું છું એનાંઅભાગ્ય, સુણો હોપ શાણારે. ૬
જેણે દેહ ધરી દેશમાંઈ, સુણો હોપ શાણારે;
દેશ કાજે કર્યું નહિ કાંઈ, સુણો હોપ શાણારે.
જનમ્યો હોત પથ્થર જાત, સુણો હોપ શાણારે;
ઈમારત માંહી ઉપયોગ થાત, સુણો હોપ શાણારે. ૭
દેશ અરથે હું આતુર થાઉં, સુણો હોપ શાણારે;
આમ જ્યાં મોકલો ત્યાં જાઉં, સુણો હોપ શાણારે.
આવી પડશે જો પીડા અપાર, સુણો હોપ શાણારે;
સ્વદેશાર્થે સહન કરનાર, સુણો હોપ શાણારે. ૮
પેખું ઇંગ્લાંડ પ્રીત સહિત, સુણો હોપ શાણારે;
નાર્મલ સ્કૂલની જોઉં રીત, સુણો હોપ શાણારે.
અને મેળવું એ વિષે જ્ઞાન, સુણો હોપ શાણારે;
રૂડી રીતથી રાખીને ધ્યાન, સુણો હોપ શાણારે. ૯
પછી આવીને આ દેશ માંહી, સુણો હોપ શાણારે;
એવી રીત ચલાવું હું આંહી, સુણો હોપ શાણારે.

કહું તે પથે જાવા પહેલ, સુણો હોપ શાણારે;
હોંશી હિંદને તો થશે સહેલ, સુણો હોપ શાણારે. ૧૦
ગોળો તડકે તપ્યો જેમ હોય, સુણો હોપ શાણારે;
ઝાઝા જન ઇચ્છે ઝાલવા સોય, સુણો હોપ શાણારે.
પહેલાં ઘણી પીડા પમાય, સુણો હોપ શાણારે;
એક એક પછી ઓછી થાય, સુણો હોપ શાણારે. ૧૧
એમ મુલક યુરોપ મોઝાર, સુણો હોપ શાણારે;
જાશે હિંદુ સુખે જે જનાર, સુણો હોપ શાણારે.
પણ પ્રિય જનને હું પુછીશ, સુણો હોપ શાણારે;
પછી આપને આવી કહીશ, સુણો હોપ શાણારે. ૧૨

## બેડો બાઈ બુડતો તારોરે. એ રાગ.

મોટાં કામ મહીપતરામેરે, કર્યાં ઠરીને બહુ ઠામે. એ ટેક.
જાણીતા સુરત શેહેરમાં જનમ્યો, રાખવા નિશ્ચળ નામ;
નાગર વડનગરા તણી નાતે, તાત તેનો રૂપરામ. મો. ૧
બાળપણે ગુજરાતી ભણ્યો, કર્યો ઇંગ્રેજીનો અભ્યાસ:
પરહેજગાર સભાનો પ્રમુખ થઈ, પત્ર રચ્યું પ્રતિમાસ. મો. ૨
કોલેજમાં વળી અભ્યાસ કરવા, મુંબાઈમાં કર્યો વાસ;
અઠવાડિયાનું પત્ર પ્રગટ કર્યું, ત્યાં પણ સત્યપ્રકાશ. મો. ૩
સારી હિંદુની બુદ્ધિવર્ધક સભા, એનો થયો આગેવાન;
ભાષણ તેમાં ભલાં ભલાં ભાખી, દેતો ભલું જ્ઞાનદાન. મો. ૪
સાહેબ હોપે નિશાળોને માટે, પુસ્તક રચિયાં રસાળ;
તે કામમાં પણ મહીપતરામે, કીધી મદદ તેહ કાળ. મો. ૫
વિદ્યાઅભ્યાસ વિલાયતમાં, કેમ ચાલે તે જોવાને રીત;
કીધો પ્રવાસ વિલાયતમાં, નિજ દેશનું કરવાને હિત. મો. ૬
સંકટ સાંખ્યાં સ્વદેશને અર્થે, ધીરજ ધારી અપાર;
વરસ હજાર જતાં નહિ વિસરે, એવો એનો ઉપકાર. મો. ૭
ટ્રેનીંગ કોલેજનું કામ કીધું, પુસ્તક રચિયાં પવિત્ર;
સર્વનું સારૂં સદા ઇચ્છનારો, માણસ માત્રનો મિત્ર. મો. ૮
સોસાઈટી ગુજરાતી ભાષાની, તેનો કીધો કારભાર;
વરસ થોડામાં વિશેષ વધાર્યો, તેનો ભલો ભંડાર. મો. ૯
પુસ્તકશાળાઓ કન્યાશાળાઓ, એવી શાળાઓ અનેક;
કામ સુધારા તણાં તે કરતો, હાથમાં લઈ ને હરેક. મો. ૧૦
શહેરતણી સુધરાઈ ખાતામાં, એ ગણાયો આગેવાન;
સાહેબ લોક સલાહ પુછે, બહુ જાણીને બુદ્ધિમાન. મો. ૧૧
સ્નેહ સહિત વળી જેણે થાપ્યો, પ્રાર્થનાનો સમાજ;
હું ગણીને કેટલાંક ગણાવું, એવાં એવાં શુભ આજ. મો. ૧૨
ઈસવી અઢારસેં એકાણુંનામાં, તારીખ ત્રીશ મે માસ;
ઓગણ સાઠ વરસ વય થતાં, તે પહોંચ્યો પ્રભુપાસ. મો. ૧૩
થઈગયા કંઈક ને થાશે ઘણા, પણ નહી થાય મહીપતરામ;
તેણે કર્યાં એવી રીતેથી કરશે, કોણ એવાં ભલાં કામ? મો. ૧૪
ઓ પ્રભુ સૌ થકી ઉત્તમ આપજે, ઠરવાને એને ઠામ;
આ દુનિયામાંથી એના જવાથી, છે દીલગીર દલપતરામ. મો. ૧૫

## મુંબાઈના સર નાઈટ મંગળદાસ નથુભાઈ વિષે.

"વિલાયતમાં વિશેષ અભ્યાસ કરવા સારૂં કોઈ હિંદુ જાય તેને ત્યાં ત્રણ વરસ સુધી દરસાલ રૂ ૮૦૦) ખરચીના મળે, તે સારૂ રૂ ૨૦૦૦૦) શેઠે સરકારમાં મૂકયા, તે વિષે સન ૧૮૬૨ ના એપ્રિલના બુદ્ધિપ્રકાશમાં છાપેલી કવિતા."

### દોહરા.

મંગળ કરવા મનુષ્યનું, ઇચ્છે મંગળદાસ;
તેનું મહામંગળ થવા, ઈશ્વર પૂરે આશ. ૧
નીર રાખ્યું નિજ નામનું, કીધું મંગળ કામ;
ધન્ય તેનાં માતા પિતા, ધાર્યું મંગળ નામ. ૨
જશ તારો આ જગતમાં, પૂરણ થયો પ્રકાશ:
કામ અધિક જે તેં કર્યું, મંગળ મંગળદાસ. ૩
અડચણ મોટી આ સમે, નિશ્ચે થાશે નાશ;
તે પુણ્યથી તારૂં થશે, મંગળ મંગળદાસ. ૪
બેવકૂફ બકવા કરી, ઘણું ખાય છે ઘાસ:
આતો કામ અગત્યનું, મંગળ મંગળદાસ. ૫
તારા સારા કામમાં, કશી નહીં કચાશ;
જગકર્તા તારૂં કરે, મંગળ મંગળદાસ. ૬
ગુણ તારાથી જ્ઞાનનો, અધિક થશે ઉજાસ;
તેથી થશે તમામનું, મંગળ મંગળદાસ. ૭
ઘણા દિવસથી આ ઘણી, હતી અમારી આશ;
તેતો તેં પૂરી કરી, મંગળ મંગળદાસ. ૮
ભગવાને સોંપ્યા ભલે, પૈસા તારી પાસ;
તેથી મોટું તેં કર્યું, મંગળ મંગળદાસ. ૯
લાયક વિદ્વદ્ લોકને, ભલો થશે અભ્યાસ:
દેશીજનનું દેખશું, મંગળ મંગળદાસ. ૧૦
તે જનનીને ધન્ય છે, ઉદર ધર્યો નવ માસ;
માત પિતાનું તેં કર્યું, મંગળ મંગળદાસ. ૧૧
તુજથી સૌ સારૂં થશે, વિશેષ છે વિશ્વાસ;
તું સૌનું કરનાર છે, મંગળ મંગળદાસ. ૧૨
છુપી છુપીને છો કરે, અજ્ઞાની ઉપહાસ;
અંતે આશિષથી થશે, મંગળ મંગળદાસ. ૧૩

દિલ સાચે દલપત કહે, વસો અચળ સુખવાસ;
ત્રિલોકમાં તારૂં થજો, મંગળ મંગળદાસ. ૧૪

---

## નગર શેઠ પ્રેમાભાઈ વિષે.

"કાળુપુર દરવાજાથી ઉત્તરમાં નવો દરવાજો મૂક્યો, તેનું નામ પ્રેમ દરવાજો પાડ્યું; તે બાબત તા૦ ૨૧ મી ડીસેંબર સન ૧૮૬૩ ને રોજ સભામાં બોલવા સારૂ કલેક્ટર સાહેબની ફરમાશથી રચેલી કવિતા."

### દોહરા.

નભમાં છે ધ્રુવ નામથી, જ્યમ તારો વિખ્યાત;
તેમજ થશે તમામ સ્થળ, પ્રેમ પોળ પ્રખ્યાત. ૧
પશ્ચિમ દિશ આ પુરતણું, માંડેલું નિજ મુખ;
પણ પૂરવ દિશ આજથી, થાપ્યું સમજી સુખ. ૨
માણક બુરજો જેમછે, ચહાવો માણક ચોક;
જાર્ડિન રસ્તો જાણીને, લાયક ગણશે લોક. ૩
પૂરણ શોભા પેખતાં, પૂર્ણ ઉપજશે પ્રેમ;
પ્રેમ પોળ સુપ્રસિદ્ધ થશે, અર્થ સહિત પણ એમ. ૪
અમરે* અર્થ સહિત ધર્યું, નિશ્ચય અમૃત નામ;
તેમજ પ્રેમાભાઈ પર, પામે પ્રેમ તમામ. ૫
જન સઘળાનું જાર્ડિને, કર્યું સ્નેહનું કામ;
તે માટે રસ્તાતણું, જાર્ડિન રાખ્યું નામ. ૬
દીસે પશ્ચિમ દેશમાં, પ્રસિદ્ધ પ્રેમાભાઈ;
તે માટે તે પોળ પણ, તેને નામ ગણાઈ. ૭
વળી જેણે આ વર્ષમાં, આપી સસ્તું અન્ન;
ગરીબ જે આ ગામના, જીવાડ્યા બહુ જંન. ૮
સરકારે સર્વોપરી એજ ગણ્યો આવાર;
કૌંસિલનો મેંબર કર્યો, આપી કીર્તિ અપાર. ૯

### ચંદ્રાવળા છંદ.

હેમાભાઈ સુત પ્રેમાભાઈની પ્રસરી કીર્ત્તિ અપાર;
કૌંસિલનો અધિકારી કીધા, સરસ ગણી સરકાર.
સરસ ગણી સરકારે થાપ્યો, એ મોટો અધિકારજ આપ્યો;
નગરશેઠ કુળવાત નવાઇની,હેમાભાઈ સુત પ્રેમાભાઈની.૧૦

[1]જગતશેઠને કુળ નથી જાણ્યો, કદી આવો અધિકાર;
જે સારા ધારા કરી આપે, કરે તેમ સરકાર;
કરે તેમ સરકાર મુલકમાં, હદ પરમાણે ચાલે હકમાં
ઉત્તમ એઅધિકારજઆણ્યો,જગતશેઠનેકુળનથીજાણ્યો.૧૧
શાંતિદાસ શ્રેષ્ટ પદ પામ્યા, પાદશાહની પાસ;
પણ આવો અધિકાર મળ્યાની, એને ન હતી આશ;
એને ન હતી આશા અંતર, તે કુળ પુરૂષ થયા તદનંતર;
જશબીજી રીતના તો જામ્યા, શાંતિદાસ શ્રેષ્ટપદ પામ્યા. ૧૨
શાંતિદાસની છઠ્ઠી પેહેડી, પ્રેમાભાઈ સપૂત;
સાત ગણી કીર્ત્તિ સંપડાવી, મહીમા કરી મજબુત.
મહીમા કરીમજબુત વડાઈ, ચૌદગણી થઈ કુળની ચડાઈ;
મહા સરસ શોભાવી મેડી, શાંતિદાસની છઠ્ઠી પહેડી.૧૩

### દોહરો.

શાંતી, લક્ષ્મી, ખુશાલ, વળી, વખત, હેમ, ને પ્રેમ;
નગરશેઠની ગાદીપર, ઉપજ્યા પુરૂષો એમ. ૧૪

### ચંદ્રાવળા છંદ.

પૈસાથી એ પદ ન પમાયે, કુશાગ્ર બુદ્ધિ કામ;
પશ્ચિમની હદના પુરૂષો જે, તે ગણી જોઇ તમામ;
તે ગણીજોઇતમામતપાસી, ખુશાલસુતસુતસુતમતિખાસી;
સાગરમાં નહીં સમાયે, પૈસાથી એ પદ ન પમાયે. ૧૫
નગરશેઠ તો રાજનગરના, તોલ નગર તળ માંહિ;
આ અધિકારીની અસર થશે તે, મુલકસકળથળ માંહિ.
મુલકસકળથળમાંહિમનાશે, જગતશેઠથી અધિકજણાશે;
નિયમબાંધશેઅગણિતનરના, નગરશેઠતો રાજનગરના. ૧૬
કુળનો દીવો બહુ દિન જીવો, પ્રેમાભાઈ સપૂત;
આથકી પણ ઉત્તમ પદ પામ્યો, જામોજશ સંજુક્ત.
જામો જશ સંજુક્ત જગતમાં,આગેવાની કરોઅગત્યમા;
પ્રજાતણો પ્રીતિ રસપીવો, કુળનો દીવો બહુદિનજીવો. ૧૭
અગણિત અલખત ઇશ્વર આપે, કરે કુશળ કલ્યાણ;
પુત્ર પૌત્ર પરિવાર વધે વળી, લાખગણો લ્યો લાણ.
લાખગણીલ્યોલહાણજસારી,અદકી એ આશીષઅમારી;
કષ્ટસરવકરૂણાકરકાપે, અગણિત અલખત ઇશ્વરઆપે.૧૮
એ રસ્તો ને એ દરવાજો, થાજો જગમાં સ્થિર;
સદૈવ રહેજો સાજો તાજો, ગણાજો ગુણ ગંભીર;
ગણાજો ગુણ ગંભીર અતીશે, દોલતનાં ગાડાં દિનનિશે;
ભારે તેની ભીડ ભરાજો, એ રસ્તોને એ દરવાજો. ૧૯

---

૧ અમદાવાદ વસાવ્યું ત્યારે મુહૂર્ત્તમાં ગણેશ બારી, માણક બુરજ અને રાજમહેલનું ભદ્ર શહેરના પશ્ચિમ ભાગમાં સ્થાપ્યું, તેથી શહેરનું મુખ પશ્ચિમ તરફ ગણાતું હતું. * છે.

૧ તે નર્શીશાબાદમાં છે.

પૃથ્વી માંહિ પ્રસિદ્ધિ પામે, ઠામે ઠામે ઠીક;
હેમમણિ માણકની હેડ્યો, આવે નિત્ય અધિક;
આવે નિત્ય અધિક અલેખે, દુનિયાજન આનંદે દેખે;
દીધીઆશિષ દલપતરામે, પૃથ્વીમાંહિ પ્રસિદ્ધિ પામે. ૨૦

### રાવબાહાદુર જગજીવનદાસ ખુશાલદાસ વિષે.

"તા૦ ૮ મી જુન સને ૧૮૬૭ ને રોજ તેમની સુરત બદલી થવાથી તેમને માન આપવા સારૂ નગરશેઠ પ્રેમાભાઈને બંગલે સભા મળી હતી, તે વખતે કહેલી કવિતા શેઠની ફરમાશથી."

**દોહરો.**

પરમ પ્રમાણિક પુરૂષની, ભલી વિધ કરીએ ભેટ;
દેખો અમદાવાદમાં, ડિપ્યુટિ માજીસ્ટ્રેટ. ૧

**સવૈયા એકત્રીસા.**

ડિપ્યુટિ માજીસ્ટ્રેટતણો અતિ, ઉત્તમમેળવીને અધિકાર;
વસતાં અમદાવાદ વિષે, પ્રગટયોજ પ્રજાજનનો બહુ પ્યાર;
અલ્પસમયમાં અધિક કર્યો, પરિપૂર્ણ પ્રતાપિકકીર્તિપ્રકાશ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિ જશ લીધો જગજીવનદાસ.૨
બાળક વૃદ્ધ ગરીબ તવંગર,તેં નિરખ્યા સૌને સમતુલ્ય;
ન્યાયવિષે મન સર્વતણાં બહુ, એગુણતોતુજમાંહિઅમુલ્ય;
કોઈતણા મનમાં કશી રીતથી,તેં કદી ઉપજાવ્યોનહિત્રાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિજશલીધો જગજીવનદાસ.૩
સત્યપણું તુજમાં પરિપૂરણ, જેમ સમુદ્ર વિષે જળ પૂર;
સ્નેહધરી સુધરાઈ વિષે, અહોનિશ ઉમંગ ધર્યોઅતિઉર;
યોગ્યરીત ઉપયોગકર્યો, કરી ઇંગ્લિશ વિદ્યાનો અભ્યાસ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિ જશ લીધો જગજીવનદાસ.૪
જે શુભકાજતણો જ્યાં આદર,આપતણું ત્યાં હોય જ નામ;
ફાર્બસફંડ સભા સુધરાઈની,એવાં કંઇક લીધાં શિર કામ;
શાંત સ્વભાવથકી સમજાવવું,મુખમાં ખુબ ભરેલ મિઠાશ;
ગુણવંતી ગુજરાતવિષે, અતિજશ લીધો જગજીવનદાસ. ૫
સાચો તું પરનારી સહોદર, ગંભિરતા ગુણમાં ગરકાવ;
શુદ્ધવિચાર સ્વધર્મ વિષે, કદી ધર્મવિરૂદ્ધ બન્યો ન બનાવ;
સારૂ અદલ ઈનસાફવિષે,કરીએ કદી દીઠી નહિંજ કચાશ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિજશ લીધો જગજીવનદાસ. ૬
ભામનિ કૈંક ભુખે મરતી, પતિએ કરી ક્રોધ કરી પરિત્યાગ;
આપતણો અધિકારથતાં,તે ભામનિનાં ઉઘડયાં બહુ ભાગ્ય,
આશિષ એવી અનેક વદે,જેનારી બિચારી રહી ન નિરાશ;
ગુણવંતીગુજરાત વિષે, અતિજશ લીધો જગજીવનદાસ. ૭
જે નિરજીવન અબળાને, જગમાંહિ દીધું તેં જીવતદાન;
નામ ભલેજ ધર્યું જગજીવન, નામ ધર્યું તેને છે માન;
જીવક આશ નિરાશ ન જાયે, પતિવ્રતા પહોંચી તુજપાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિજશ લીધોજગજીવનદાસ. ૮
રાજનગરની રૈયતને કદી, નિમિશ નહીં વિસરે તુજ નામ;
ખુશાલદાસ તણા ખુદ પુત્ર, નિરાશ્રિત લોકતણા વિશ્રામ;
ક્ષત્રીવંશ વિષે ક્ષિતિમાં, તુજથીજ થયોઅધિકોજઉજાસ;
ગુણવંતી ગુજરાત વિષે, અતિજશલીધો જગજીવનદાસ. ૯
જો ગુણ વરણન વરણવીને કહું, તો બનશે વધતો વિસ્તાર;
ગુણ વરણનનો ગ્રંથ બને, સંક્ષેપ કરી ઉચર્યોઅહિં સાર;
આ ગુણતાં સહુનાઉરમાંહિ,ભલોજ થશે ગુણનો આભાસ;
ગુણવંતી ગુજરાત વિષે,અતિજશલીધો જગજીવનદાસ. ૧૦
જ્યાં વિચરો ત્યાં એજ રીતે જશ, મેળવજો સારૂં સનમાન;
વળી વસજો સકુટુંબ સુખી,વધજો વિસતાર તથા ધનધાન;
આશિષ એ દલપત્તતણી, મનમાં ધરજો સ્મરજો દર માસ;
ગુણવંતીગુજરાત વિષે,અતિ જશલીધો જગજીવનદાસ. ૧૧

**દોહરો.**

જશ લીધો બહુ જગતમાં, સર્વ કહે સાબાશ;
ઉત્તમ ધન તો એજ છે, જન જગજીવનદાસ. ૧૨
જ્યાં વિચરો ત્યાં જગતમાં જશ આપે જગદીશ;
સર્વ સભાસદ સ્નેહથી, આપે એ આશીષ. ૧૩

---

### ડાકટર વાયલી સાહેબ વિષે.

"તા૦ ૯ મી ડિસેંબર સને ૧૮૬૭ ને રોજ તેમને માન આપવા સારૂં હિમાભાઈઈન્સ્ટીટયુટમાં સભા મળેલી તેમાં કહેલી કવિતા; સભાની ફરમાશથી.

**દોહરો.**

સંભારી સદગુણ સદા, અહોનિશ કરશે યાદ;
એવું આપે આદર્યું, આવી અમદાવાદ. ૧

**હરિગીત છંદ.**

તેં આવી અમદાવાદમાં, બહુ મોટી કિરતી મેળવી;
સુધરાઈ ખાતાં તેં સુધાર્યા, ભાવથી દિલ ભેળવી;
તુજ હાથ અડતાં હઠે વ્યાધી, કોઇ રહે નહિ કાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાક્ટર વાયલી. ૨
સહુ સાથ કીધો સ્નેહ તેં. સાબાશી લીધી સો ગણી;
ગણતાં ન આવે અંત કદી, ગુણ સર્વ કહીએ જો ગણી;
કરી માણસોની મટાડી, મોટી પીડા મનમાંયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાકટર વાયલી. ૩

જો લક્ષ્મી ખરચે લાખ લોપણ, રોગ લેશ ટળે નહીં;
જે રોગનો ઉપાય એકે મુલક માંહિ મળે નહીં;
તેં રોગ તેવા ટાળિયા બહુ, પણ ન માગી પાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાક્ટર વાયલી. ૪
તેં પેટમાંથી પથરીઓ કાઢી, ઘણી હિકમત કરી;
કંઇ પ્રાણ રાખ્યા પ્રાણીના, ખુદ આદરી મહેનત ખરી;
ઉપકારી સારી એવી તારી, ખરિ દવા દેખાયલી;
આ શહેરના જન સૌ કહે, વાહ વાહ ડાક્ટર વાયલી. ૫
તુજથી જુદા પડતાં ઘણા જન, અધિકએમ ઉદાસ છે;
વળી ફરી તરત હરિ મેળવે, એવી સરવને આશ છે;
ધનવંતરીસમ ધન્ય તુજ, સર્વત્ર છાપ છપાયલી;
આ શહેરના જન સૌ કહે વાહ વાહ ડાક્ટર વાયલી. ૬

### દોહરો.

સહુ જન માગે સ્નેહથી, પરમેશ્વરની પાસ;
જ્યાં વિચરો ત્યાં જગપતિ, પુરે આપની આશ. ૭

### પ્રમાણિકાછંદ.

નહોત વૈદ વાયલી, કદી મટું ન કાયલી;
પીંડા રૂપૈયે પાયલી, મટે ન આંખમાંયલી. ૮

---

## ઈડરના મહારાજા જુવાનસિંહજી વિષે.

"તારીખ ૧૬ મી જાનેવારી સન ૧૮૬૮ ને રોજ તેમને સરકારે સ્ટાર ઓફ ઇંડિયાનો ઇલિકાબ આપ્યો; તે વખતે ઇડરમાં મોટી સભા ભરાઈ હતી, અને મને અમદાવાદથી તેડાવ્યો હતો; તેમાં કહેલી કવિતા.

### દોહરો.

અંતરથી આશિષ કહું, ધર ઇડર સરદાર,
કોટિ ગણી તુજ પર કરે, કરૂણા જગકરતાર. ૧

### મોતીદામ છંદ.

કરે કરૂણા જગનો કરતાર,
ભરપૂર અખૂટ ભંડાર;
સમૃદ્ધિ વધે સુરનાથ સમાન,
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૨
દશે દિશમાં કિરતી દરશાય,
ગણી ગુણીને ગુણ ગ્રંથ રચાય;
દયા ધરીને નિત્ય દો બહુ દાન;
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૩
વસે મુખ માંહિ સરસ્વતી વાસ,
અધિક વધે રાજ્ય ઉજાસ;
રહે ધરણીધરનું દિલ ધ્યાન,
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૪
વધે વસુધા તુજ વંશ વિશેષ,
વધે દિન દિન વળી તુજ દેશ;
નચિંત ચઢે નવખંડ નિશાન,
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૫
પ્રજાજનનો તુજ ઉપર પ્રેમ,
વધે જળ જંતુતણો જળ જેમ;
મળે મણિ માણક પૂર મકાન,
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૬
અતિ બળવંત બને તુજ અંગ,
અહોનિશ એમ વધેજ ઉમંગ;
પિયો વળી કૃષ્ણ કથારસપાન,
જીવો જગમાં નૃપ સિંહજુવાન. ૭
મળે ગુણવંત ઘણા ગજરાજ,
મળે સરવે સુખનો બહુ સાજ;
ગુણી જન લોક કરે ગુણવાન,
જીવો જગમાં નૃપ સિંહ જુવાન. ૮
નવે નિધિ દે તુજને દિનનાથ,
હજાર ગણો જશ હો તુજ હાથ;
છએ રસની તુજ મંદિર છત્ત,
પ્રતિદિન આશિષ દે દલપત્ત. ૯

### છપ્પો.

આદી નંબર આજ, રાજ મહિકાંઠા અંદર;
આદી નંબર આજ, ગુજરધરમાં, કુળ સુંદર;
આદી નંબર આજ, રાજવિદ્યા અભ્યાસી;
આદી નંબર આજ, બુદ્ધિબળ પરમ પ્રકાશી;
વળી અંગ્રેજી ઇનસાફમાં, આદી નંબર આજ છે;
નંબર આદી સુધરેલ નૃપ, જુવાનસિંહ મહારાજ છે.૧૦

---

એ શિવાય નીતિની કવિતા પણ મેં ઘણી સંભળાવી હતી તેથી મહારાજા સાહેબે ખુશી થઈને દરસાલ સો રૂપિઆના વર્ષાસનનો લેખ ચાલતો કરી આપ્યો.

---

## મિસ મેરી કાર્પેંટર વિષે.

"તા૦ ૩૧ મી ડીસેંબર સને ૧૮૬૯ ને રોજ હીમાભાઈ ઈન્સ્ટીટયુટમાં સભા ભરાઈ હતી, અને

તેણે ભાષણ કર્યું હતું તે વખતે કહેલી કવિતા;" સભાની ફરમાશથી.

### દોહરો.

ઈશ્વરની આજ્ઞાથકી, આવી દેવી એક;
હિત ચહી હિંદુસ્તાનનું; કરે ઉપાય અનેક. ૧

### હરિગીત છંદ.

ઉતરી દિસે આકાશથી, કોઇ, દેવી જેવી દીસતી;
અબળા સરવ આ દેશનીતું, અધિક હિત ઉર ઇચ્છતી;
અદ્ભુત ગત્યે ઉડી વળી જેમ, પાંખવાળી પંખણી;
કળરવથી કરતી કાન જાગૃત, હરખતી જેમ હંસણી. ૨
મુંબઇ અને મદ્રાસમાં, બંગાળમાં પણ બહુ ફરી;
ભલ ભલાં ભાષણ ભાખીને, અદ્ભુત પ્રકાર અસર કરી;
ગુજરાતમાં ચોફેર ફરતી, આવી અમદાવાદમાં:
જન મન ઘણા રંજન કર્યાં, શુભ સરસ્વતીના સ્વાદમાં. ૩
અતિ અજબ જેવી વાત મુખથી, બહુ પ્રકારે બોલતી;
ભલપણતણો ભંડાર ભલી વિધ, ખૂબ છૂએ ખોલતી,
રમણીક રોપા રોપિયા, શુભ સુખકરણ સુધરાઇના;
આ જગતમાં એથી અચળ જશ, બહુ વધ્યા તે બાઇના.૪
કોઈ મરદ શી મરદામિ કરશે, ખચિત આળસ ખોઈને;
નર હ્રદય હબકી જાય, જેની જરૂર હિંમત જોઈને;
ઈતિહાસ હિંદુસ્તાનનો, આ સમયનો આલેખતાં;
શુભ કૃત્ય કાર્પેંટરતણું, તે નજર પડશે પેખતાં. ૫
રહિ સ્વાર્થ પણ પરમાર્થ માટે ઘુમતી રહે છે ઘણી;
મરદો તમે મહેનત જુઓ, મિસ મેરી કાર્પેંટરતણી.
બળ જોઈ અબળા જાતિનું, ઉરમાં પુરૂષપણું આણવું
અભિમાન આણી સ્વદેશનું, જે કૃત્ય છે તે જાણવું. ૬
નીપજે શિક્ષક નારીઓ એવા ઉપાયો આદરો;
વનિતા વિષે આ વારમાં, વિદ્યાતણી વૃદ્ધિ કરો;
કરશો સરસ જો કયારડા, તો પાક ઉમદા દેખશો;
તેમજ નિવડશે નારીઓ તો પ્રજા ઉમદી પેખશો; ૭
સહવાસ સાહેબ લોકનો, જે પુરૂષ પોતે પામિયા;
ચિત પામિયા સુવિચાર ને વળી, વ્હેમ તેના વામિયા;
તે રીત લાયક લેડિનો, સહવાસ સુંદરીને થશે;
ત્યારેજ નારી તમામના, જડ મૂળથી વહેમો જશે. ૮
આ દેવરે આ દેશમાં કોઇ, "જોર્જ [1]પિબડિ જાગશે;
જે દેશીયોની દરિદ્રતાના, દુઃખનો ભય ભાગશે;
કાંતો કૃપા કરી સર્વને તું, આપ હિંમત ઉરમાં;
દર કાંકરેકરી પાળ બાંધિ, પ્રજાના હિત પૂરમાં. ૯

### દોહરા.

પ્રભુ પૂરૂં કરજે બધું, કાર્પેંટરનું કામ;
આશા રાખે એટલી, દિલમાં દલપતરામ. ૧૦
બહુ જોગી ને જોગણો, ફરે થઈ ફકડંડ;
જોગણ કાર્પેંટર જુઓ, પર ઉપકારી અખંડ. ૧૧

મિસ મેરી કાર્પેંટર સાહેબે ઉપલી કવિતાનો ઉત્તર મુંબઈ જઈને લખી મોકલ્યો તે નીચે પ્રમાણે.

*Bombay, January 13, 1870.*

Miss Carpenter begs to present her best thanks to Mr. Dulpatram for his beautiful poem, of which she has now received a translation Miss C. is much gratified that her labours are so kindly appreciated, and is sure that her friends in England, will be so also.--She will rejoice if her example stimulates other to labour for the advancement of Hindu women, and especially native gentlemen to place their own ladies in their proper position.

---

## દફતરદાર દાજીભાઇ સુંદરલાલ વિષે.

" તા૦ ૨ જી માર્ચ સન ૧૮૭૦ ને રોજ તેમને માનપત્ર આપ્યું, તે વખતે સભામાં ભાષણ કરીને કહેલો સવૈયો નીચે પ્રમાણે, કલેકટર સાહેબની ફરમાશથી."

### ઈંદ્રવિજય છંદ.

કોણ પ્રધાન કરી શકશે કદી રાય અને વળી રૈયત રાજી;
તે ગુણ તો તુજમાં સવિવેક, હરેક મનુષ્ય કહે મુખ હાજી;
કોઇથી સર્વ કહ્યા નવ જાય, રહ્યા ગુજરાત વિષે ગુણ ગાજી;
રાવબહાદુર રંગ તને બહુ, સુંદરલાલતણા સુત દાજી. ૧

---

## મી૦ કરસનદાસ મુળજી [1]વિષે.

" તા૦ ૨૮ મી ઑગસ્ટ ઇ૦ સ૦ ૧૮૭૧ ને રોજ ગુજરી ગયા તે બાબત બુદ્ધિપ્રકાશમાં છાપેલી કવિતા. "

---

૧ એ નામનો એક સાહેબ વિલાયતમાં થઇ ગયો કે જેણે લાખો રૂપીઆ પરમાર્થમાં આપ્યા છે.

૧ આનું જન્મ ચરિત્ર રાવ૦ સા. મહીપતરામ રૂપરામે રચ્યું છે.

### દોહરા.

રે શાણા સરદાર તું, ગયો પ્રભુની પાસ;
પણ નિશ્ચળ અહીં નામના, કીધી કરસનદાસ. ૧
પદવી ઉત્તમ પામિયો, કરી ઉત્તમ અભ્યાસ;
સુધરેલો સૌથી સરસ, કહીએ કરસનદાસ. ૨
મોટો અનુભવ મેળવ્યો, કરી પરદેશ પ્રવાસ;
વડી વિખ્યાતી વિશ્વમાં, કીધી કરસનદાસ. ૩
સુખ દુખ સાંપડવાતણો, તેં નહિ રાખ્યો ત્રાસ;
સ્વદેશની શુભ વાંચ્છના, કીધી કરસનદાસ. ૪
ખાધું રીત ખરાબથી, ઘણા જનોએ ઘાસ;
અંતે જગમાં જીત તેં, કીધી કરસનદાસ. ૫
થોડા દિન સ્થિરતા કરી, વસ્યો વિશ્વમાં વાસ;
કામ ભલાં આ ઠામ તેં, કીધાં કરસનદાસ. ૬
વશી કાઠિયાવાડમાં, કીર્તિ કરી પ્રકાશ;
કુળ અજવાળણ કર્મ તેં કીધું કરસનદાસ. ૭
બડો બહાદુર બહુ ભલો, સૌમાં કર્યો સમાસ;
લાખેણો જશ લૈ ગયો, કપોળ કરસનદાસ. ૮
કોઈ તારા કામમાં, કશીએ નહીં કચાશ;
વખાણ તારાં વિશ્વ સૌ કરશે કરસનદાસ. ૯
કીર્તિ વધીને કૈકની, વળતી થાય વિનાશ;
પાયા તેં પાતાળમાં કીધા કરસનદાસ. ૧૦
કપોળ કુળના કોહિનુર, તુજ જશતણો ઉજાસ;
ગણી અમુલ્ય ગવરનરે, દાખ્યો કરસનદાસ. ૧૧
વીરા તારા વચનની, મહા અમુલ્ય મિઠાશ;
રહી ગઈ દલપતરામના, દિલમાં કરસનદાસ. ૧૨

---

### રાવ બહાદુર બેચરદાસ અંબાઇદાસ વિષે.

"તા૦ ૨૬ મી એપ્રિલ સને ૧૮૭૨ રોજ તેમને રાવબહાદુરનો ઇલકાબ આપવા સારૂ કલેકટર સાહેબને બંગલે સભા ભરાઈ હતી, તે વખતે કલેકટર સાહેબની ફરમાશથી કહેલી કવિતા.

### દોહરો.

ખાનદાન કુળના ખરા, દીપક બેચરદાસ;
કુળ કણબી શુભ કડવા, અમદાવાદ નિવાસ. ૧

### ઝુલણા છંદ.

આદ્ય ઉંઝાથકી અહમદાવાદમાં,
આવિયા આપના બાપ દાદા;
સાતસેં વર્ષની વિગત સરવે મળી.
રાખતા માનથી રાય જાદા;
પટલ પાંચતણા પ્રૌઢ પરિવારમાં.
જગતમાં કૈક કુળ દીપ જાગ્યા;
વતનદારી કરી કઇક વેપારી પણ,
કૈક ખેતી વિષે ખૂબ લાગ્યા. ૨
છાવણીમાં તથા શહેર દોકાન બહુ,
દેશમાં કીધી અંબાઇદાસે;
લશ્કરી નામની છાપ લોકે કહી,
ભૂમિમાં નામ બહુ ઠામ ભાસે,
તેતણા પુત્ર તો દાસ બેચર થયા,
વિશ્વના વાસિ લોકો વખાણે;
વિત્ત બહુ વાવરી કામ મોટાં કર્યાં,
જરૂર આ જગતમાં લોક જાણે. ૩
ધર્મશાળા ભલી અધિક ધન વાવરી,
પૂર્વ દિશાએ પુર બહાર કીધી;
રોગશાંતિકશાળા રૂપાળી રચી,
લોકમાં કીર્ત્તિ ઘર્ણી તેથી લીધી;
નારી શિક્ષકની નીશાળને કારણે,
સોગણા સોગણી દામ દીધા;
એટલા દામ કાલેજને કારણે,
કોડથી આજ બખશીશ કીધા. ૪
સ્થાપી શાળા સુગિર્વાણ વાણીતણી,
તેતણી વાત પણ છેજ તાજી;
અન્નદાતા થઇ અન્ન આપ્યાં ઘણાં,
રાંકને તો કર્યાં ખૂબ રાજી;
કરજદારો ઘણી ગરજથી કરગર્યાં,
અરજ સુણી કૈકનાં કરજ કાપ્યાં;
પોળ વાશી નવી ઓળ ઘરની રચી,
ભાડું લૈ અલ્પ ઘરબાર આપ્યાં. ૫
કૈડવા કણબીની નાત સરવે મળી,
નેહથી નાત શેઠાઈ દીધી;
વાવર્યું વિત્ત પેદા કરી આપથી,
આપથી આબરૂ બહુજ કીધી;
દાન દેવાતણા ઉતરી મેદાનમાં,
જય કરી જગતમાં સુજશ થાપ્યો;
જાણી તે વાત મહારાણી વિકટોરિયા,
રાવબહાદુર ઇલકાબ આપ્યો. ૬
અધિક પેદા કરી અધિક ધન વાવરો,
આથકી [1]અધિક વળી માન પામો;

---

૧ પછી સી. એસ. આઇ. નો ઇલકાબ મળ્યો છે.

કોટિધા જગતકર્તાર કરૂણા કરો,
પુત્ર પરિવાર વિસ્તાર જામો;
દામ હૈયે ધરી કામ આવાં કરો,
નામ પ્રખ્યાત રહો ઠામ ઠામે;
બહાદુર બેચરદાસ જીવો ઘણું,
દીર્ઘ આશીષ દલપતરામે. ૭

### સોરઠો.

બહાદુર બેચરદાસ, પામી સૌનો પ્રેમ રસ,
વર્શી કડવા કુળ વાસ, મીઠો થયો મનુષ્યને. ૮

---

### લીંબડીના મહારાણા જશવંત સંગજી વિષે.

"રાજકુમાર કાલેજમાં વિદ્યાભ્યાસ કરી પહેલો નંબર ધરાવીને સંવત ૧૯૩૦ ના વૈશાખ વદી ૧૧ ભોમવારને લગને કચ્છના જાડેજા કુળની બે કન્યાઓ સાથે લગ્ન કર્યું. ત્યારે મને કંકોતરી તથા બીજો કાગળ લખીને ઘણા આગ્રહથી લીમડી તેડાવ્યો હતો. ત્યારે હિંદુસ્તાની ભાષામાં આ નીચે લખેલી કવિતા મેં કહી હતી."

### कवित.

जनक पुरिमें तोरी धनक धनकधारी,
कनकसी कन्या सीता सितापति पायो है;
द्रुपदके देश, देश देशके नरेश मिले,
वामे गुडाकेश मच्छ वेधी वामा ल्यायो है.
जादवके[1] देश मकवान जसवंतसिंह,
कल्मके इल्मर्मे पूरन पंकायो है;
सब राजके कुमारमे पहिलो पद पाइ,
जाद[illegible] जुग्म कन्या चाहन चहायो है. १

### दोहा.

मत्स वेध धनुवध पुनि, सहजकाज यह सोइ;
कल्म इल्मके काममे, बरस लगत इक दोइ;

### પછી તેઓ વિલાયત જઇ આવ્યા વિષે.

#### મનહર છંદ.

પહેલો નંબર પાઠશાળા વિષે પામ્યા પછી,
પહેલે નંબરે તે વિલાયત પધારિયા;
રાજ અધિકાર પામી રાજ નીતિતણી રીતિ,
પૂરણ જણાવી જશ પૂરણ વધારિયા;
પ્રીતે પ્રજા પાળી વિદ્યાવાળી કરીને સંભાળી,
ખામી ઘણી ટાળી જનો સ્નેહથી સુધારિયા;
કહે દલપતરામ કરી સારાં સારાં કામ;
ધન્ય જશવંત ધરણીમાં જશ ધારિયા, ૩

૧ રાજકોટમાં.

---

### ક૦ નર્મદાશંકરના સરસ્વતી મંદિર વિષે.

સંવત ૧૯૩૦ ના કાર્તક શુદ ૧ ને દિવસે હું ખાનગી કામે સુરત ગયો હતો તે દિવસે કવિએ પોતાના મંદિર પાસે સભા ભરી હતી. તેમાં કવિતા બોલવાનું નિમંત્રણ માનપૂર્વક મને કર્યું હતું. ત્યાં મેં કેટલીએક નીતિ સંબંધી કવિતા સંભળાવીને આ નીચે લખેલી કવિતા કહી હતી. તેમાં એક અર્થમાં દેવની સભાનું વર્ણન છે અને બીજા અર્થમાં સભામાં બીરાજેલા ગૃહસ્થોનાં નામ આવે છે.

### દોહરો.

સ્મરૂ મંગળા ચરણમાં, પ્રભુ મંગળ કરનાર;
મંગળકારી દિવસ શુભ, વર્ણીછે મંગળવાર. ૧
શ્વેતશંકર [1]સુતને નમી, માગું તેની પાસ;
લાલશંકર સુતની સદા, ઇશ્વિર પુરે આશ. ૨

### પદ.

"નાથ કૈસે ગજકો બંધ છોડાયો."—એ રાગનું.

સરસ્વતિ મંદિર છે આજ સારૂં,
જોતાં મુદિત થયું મન મારૂં; સરસ્વતિ. ટેક.
જ્યાં જગજીવન[2] જગત વિદિત છે,
ચતુર અને નામ ચારૂં;
આજ સરસ્વતિ મંદિર સમિપથી,
એનું સ્વરૂપ નથી ન્યારૂં. સરસ્વતિ ૧
બ્રહ્મ સભા આ સભામાં ભળી છે,
બ્રહ્મા તે પ્રત્યક્ષ લેખો;
જે શંકર [3]પાંડુરંગ બીરાજે છે,
દુર્ગા[4] સહિત વળી દેખો. સરસ્વતિ ૨

૧ શંકર શરીરે ધોળા છે તેના પુત્ર ગણપતિ. એમાં પરિકરાલંકાર છે.
૨ વિષ્ણુ અથવા જગજીવનદાસ ખુશાળદાસ.
૩ શ્વેતરંગના શંકર અથવા શંકર પાંડુરંગ.
૪ દુર્ગારામ મેહેતાજી.

આ વર્ષ માંહિ આ સર્વના ઉરની,
ઉમેદ [1]રામ કરે પૂર્ણ;
ધીરજ [2]લાલ વદન પ્રમુદિત કરી,
ચિંતા કરે સૌની ચૂર્ણ. સરસ્વતિ. ૩
[3]મુકુંદરાય વળી નામ છે જેનું,
તે થજો સૌને પ્રસંન;
[4]કે ખુશ રોજ રહે સઉ સજ્જન,
આજ દિવસ ધન્ય ધન્ય. સરસ્વતિ. ૪
કવિ [5]નરમદે અતિ સ્નેહથી સ્થાપિત,
સુરત શેહેર મોઝાર;
તે મંદિરની સમિપમાં આ અવસર,
શોભે સભા છે શ્રીકાર. સરસ્વતિ. ૫
ઓગણીસેં અને ત્રીશમું આજે,
વિક્રમનું બેઠું વર્ષ;
દલપતરામ કહે દુનિયામાં,
ઉપજાવજો અતિ હર્ષ. સરસ્વતિ. ૬

**દોહરો.**

સંવત ઓગણીસેં અને, આજ ત્રીશમું વર્ષ;
સૌને સુખકારી થજો, હૈડે વધજો હર્ષ.

**છપ્પો. ૧૯૩૦ ના આંકડાનો અર્થ.**

પૂર્વે ચિદ આકાશ, શુન્ય રૂપે સર્વ સ્થળ;
તેથી ઉપજ્યા ત્રિગુણ, ત્રિલોકી થૈ વર્ણી તે પળ;
ભરતાદિક નવખંડ, ભુતળે ઉપજ્યા ભાળો;
તે સૌ એક સ્વરૂપ, સમજીને સંશય ટાળો.
એ સમજણ કેરી સૂચના, ઓગણિસેં ને ત્રીશમાં;
સમજુ જન મનમાં સમજજે, ભેદ ભર્યો ભૂલીશમાં.૮

---

## રાવ બહાદુર ભોળાનાથ સારાભાઈ વિષે.

"તા૦ ૨૭ મી માર્ચ સન ૧૮૭૫ ને રોજ તેમને રાવ બહાદુરનો ઇલકાબ આપવા સારૂ કલેકટર સાહેબને બંગલે સભા ભરાઈ હતી તે વખતે કલેક્ટર સાહેબની ફરમાશથી કહેલી કવિતા."

**મનહર છંદ.**

રાવ બહાદુરતણું પદ રૂડી રીતે લીધું;
કીધું કમજોર ગેબી વેરી વિકરાળનું.
શીપારશ શા હીસાબે પક્ષપાત પણ હાર્યો;
જરીએ ન ચાલ્યું જોર, લોભની જંજાળનું;
સુવિચાર રૂપી શસ્ત્ર સજીને સંગ્રામ સજ્યો;
સંભાળ્યું સદૈવ કામ આપની સંભાળનું;
સારાભાઈના સપૂત ભલા ભાઈ ભોળાનાથ;
પૂરા શૂરાપણે માન પામ્યા મહિપાળનું. ૧

**શિખરિણી વૃત્ત.**

ધનુર્વિદ્યાધારી, સરસ જન શૂરા બહુ થયા;
પડે ગેબી ગોળા, તરત પણ ત્યાં તે ડરી ગયા.
ભલા ભોળાનાથે, અધિક કરી કીર્ત્તિ અવિચળા;
કૃપાચાર્યે ક્યારે, શિખવી [1]સ્વરવેધી શુભ કળા. ૨

**દોહરા.**

નિર્મળ કોરટ ન્યાયની, પરમ તીર્થ પ્રખ્યાત;
કર્મ મુક્ત ઋણ મુક્ત જ્યાં, જુઓ થાય જન જાત. ૩
તીર્થાધીશો કૈંક તે, નીચાં કરાવે નેણ;
ભોળાનાથે સ્વજન મુખ, [2]ઉંચાં કર્યાં સુખ દેણ. ૪

## ૨૧. બા. ભોળાનાથ સ્ત્રી વિદ્યાલય વિષે.

તા. ૧૫-૨-૯૬ ને શનિવારે ગવર્નર સાહેબ લૉર્ડસેંડહર્સ્ટ સાહેબે તે મકાન ખુલ્લું મુકયું તે વખતે કહેલી કવિતા.

**દોહરા.**

વનિતાઓ વિદ્યા ભણે, સમજે તેનો સાર;
ઉપજે પ્રજા પ્રવીણ તો, સુધરે આ સંસાર. ૧

**હરિગીત છંદ.**

સંસારની સ્થિતિ સુધરવાને, નારી સારીસુધારવી,
તે સુધરવા સ્ત્રી જાતિમાં, વિદ્યા વિશેષ વધારવી;
એવાજ શુભ ઉપયોગ માટે, ધર્મનું આ ધામ છે;
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામછે. ૨

---

૧ ઉમેદરામ આણંદરામ. ૨ ધીર પુરૂષથી જન્મેલા સૌના મુખ રાતાં કરીને અને બીજા અર્થમાં ધીરજલાલ નામ. ૩ વિષ્ણુ અથવા મુકુંદરાય મણિરાય. ૪ કેખુશરો હોરમજજી. ૫ માણસ માત્રમાં કંઇ ખામી તો હોય છે તે સામું ન જોતાં ગુણનું ગ્રહણ કરવું એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હીમત બહાદુર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી.

૧ શબ્દ વેધી. ૨ સ્વદેશીઓ કેવી નીમકહલાલીથી સરકારી નોકરી કરે છે; તે દેખાડી આપીને દેશીઓનાં મુખ ઉંચા કર્યાં.

પુસ્તક તણો સંગ્રહ તથા, શુભ વસ્તુનો સંગ્રહથશે,
વનિતા વિવેકે વાંચશે, અજ્ઞાનતા તેથી જશે;
આ દેશની ઉન્નતિ થવાનું, એહ ઉત્તમ કામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૩
સુખ કલ્પવૃક્ષ ઉછેરવાને, પ્રથમ આ ક્યારો કર્યો,
શુભ સેંડહર્સ્ટ ગવર્નરે, નિજ કરવડે અંકુર ધર્યો;
વધી વૃક્ષ તે મોટો થશે, ગુણ લક્ષનો વિશ્રામછે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૪
ગુણવતી પૂરૂં જ્ઞાન પામે, બાળકો તેવાં બને,
શિશુપણથી પામે સદ્‌ગુણો, રહી રોજ નિજ માતાકને;
ઉત્તમ અધમ તે અવની સરખો, પાકનો પરિણામછે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૫
જેવાં સુતરૂ તેવાં ફળો, દુનિયાની અંદર દેખીએ,
જેવી નદી તેવાંજ મત્સો, લક્ષ ધરીને લેખીએ;
જેવી સુવનિતા તનુજ તેવાં, નિયમ ઈશ્વરી આમછે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામછે. ૬
હીરા મણિ માણુક તણી, આતો અનુપમ ખાણછે,
ચિંતામણિ કે કામધેનુ, પુર્ણ તેહ પ્રમાણ છે;
વિદ્યા સ્વરૂપી વેલડી, તેમાંજ વસ્તુ તમામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૭
શુભ સ્વર્ગ વાસ કર્યો ભલો, કહું ભાઈ તે કેવા હતા,
વિદ્યાની વૃદ્ધિ દેખીને દિલ રાજીરાજી તે થતા:
જેનાં રચેલાં પુસ્તકો, વંચાય ગામો ગામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૮
આ જ્ઞાનશાળા આ વિશાળા, જશભરી થઈ જામજો,
પ્રભુને પ્રતાપે અતિ અમાપે, જ્ઞાન ગોરી પામજો;
ગુણ છે ઘણાજી રહો તાજી, રાજી દલપતરામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૯

**દોહરો.**

રૂડું શ્રી મહારાણીનું, રહો અચળ આ રાજ;
રચાય જેના રાજમાં, આવાં ઉત્તમ કાજ. ૧૦

---

## અહિંના જડજ ટાગોર સત્યેંદ્રનાથ સાહેબ બાબત.

એ સાહેબ સને ૧૮૭૬ ના એપ્રિલમાં અહિંની અદાલતના જડજના હોદા ઉપર આવેલા તેમનું કુટુંબ હાલ વિલાયતમાં હોવાથી તેઓ એ વરસની રજા લઇને વિલાયત સિધાવ્યા. તેમની મુલાકાત કરવા સારૂ સને ૧૮૭૮ ના સપ્ટેમ્બરની તા૦ ૧૩ શુક્રવારના રાતના આઠ વાગતાં નગરશેઠ પ્રેમાભાઈને બંગલે સારાં સારાં માણસોની એક મીજલસ ભરી હતી. તે સભાની ફરમાશથી રચેલી કવિતા.

**દોહરો.**

રાજકાજ વિદ્યા વિનય, પ્રવાસ શૌર્ય સજોર;
એવા કુળને અવનિમાં, ઠીક કહે [1]ઠાકોર. ૧

**સવૈયા એકત્રીસા.**

કુળ ઉત્તમ કલકત્તા મધ્યે, દ્વીજ જાતિમાં લઇ અવતાર;
નાટક એક નવીન રચ્યું, વિગતે જેણે વેણીસંહાર;
નારાયણ ભટ નામ અનુપમ, ઉત્તમ કુળ વેલો અંકોર;
સત્ય કહું સત્યેંદ્રનાથ કુળ, ઠીક કહે જન સૌ ઠાકોર. ૨
એથકી અઠ્ઠાવીશમી પેઢી, થયા [2]દ્વારિકાનાથ પ્રસિદ્ધ,
જેણે જઈ વિલાયતમાં, નિજ વેહેમ વિદારણ કારણ કીધ;
સ્વદેશના માણસના મનનું, ઘટાડવા અંધારૂં ઘોર, સત્ય.૩
પુત્ર દ્વારિકાનાથતણા, દેવેંદ્રનાથ દશદિશ વિખ્યાત;
આદિ બ્રહ્મસમાજતણા, આચાર્યપદે શોભ્યા સાક્ષાત;
રાજારામમોહનરાયે જે, પંથ રચ્યો રાખ્યો ટાગોર. સત્ય.૪
પુત્ર થયા દેવેંદ્રનાથના, શાણા સદ્‌ગુણવાળા સાત;
તેમાંના સત્યેંદ્રનાથ નર, ભણ્યા વિલાયત જઈ ભલીભાત.
સિવિલ સર્વિસતણી પરીક્ષા,આપીનેઆવ્યાઆ ઠોર;સત્ય.૫
ઇસવી અઢારસેં ચોસઠમાં, હરખે આવ્યા હિંદુસ્તાન;
કલેક્ટરી ખાતામાં કીધી, નોકરી મોટું પામ્યા માન;
ભારતવર્ષતણાબહુ ભાગો, નિરખ્યાચાહીચતુર શિરમોર;સ.૬
અઢારસેં છોતેરતણી, ઈસવી સાલે વળી અમદાવાદ;
જજજતણા અધિકારે આવ્યા,સૌને સરસ ચખાડયો સ્વાદ.
સ્નેહાકર્પણથી સૌનાં મન, તાણી લીધાં સીધાં દોર; સત્ય. ૭
માયાળુ મનનાને ન્યાયી, ગુણ જોતાં દીસે ગંભીર;
સ્વધર્મ ઉપર સ્નેહ ઘણો, અભિમાન રહિત ઉદાર અમીર.
એવા ઉત્તમ ગુણથી આપે, પામ્યા સૌજનમાંજશજોર;સ.૮
સંસ્કૃતનો અભ્યાસ સદા, કુળ પરંપરાનો રૂડી રીત;
રાખ્યો તે સત્યેંદ્રનાથ નર, પૂરણ મનમાં રાખી પ્રીત;
પ્રેમવળી પરમેશ્વર પદ પર, પવિત્રમનથી આઠે પહોર;સત્ય. ૯

**વસંતતિલકા છંદ.**

જો કેળવાય જન થાય સ્વદેશી કેવા,
દષ્ટાંત તેનું જન મધ્ય સદૈવ દેવા;
ન્યાયી અને નિરભિમાની જુઓ નિહાળી,
સત્યેંદ્રનાથ સરદાર સુભાગ્યશાળી. ૧૦

---

૧ તેનો અપભ્રંશ ટાગોર. ૨ તેમની મોટી છબી કલકત્તાના ટાઉનહોલમાં સરકારે મુકી છે.

### દોહરા.

નહીં ન્યાયને હાથ પગ, જ્યાં ત્યાં ગબડી જાય;
અરે અદાલત એ થકી, દીવાની કહેવાય. ૧૧
હતી અદાલત અસલ જે, દિવાની નામ ગણાઈ;
તે [1]સત્યેંદ્ર સમાગમે, દુનિયા કહે થઈ ડાહી. ૧૨
વિચરો છો જી વિલાયતે, કુટુંબ મળવા કાજ;
સહિત કુટુંબ સદા સુખી, રાખે શ્રી મહારાજ. ૧૩
વળી વેહેલા આવી અહીં, કરજો રૂડાં કામ;
આશિષ આપે એટલી, દિલથી દલપતરામ. ૧૪

---

## ભાવનગરની ગરબી.

"પાટણનાં પહોળાં પાટીઆં, ગાગર ઘુમેરે," એ રાગ.

ગુણવંતી ગોહિલવાડ છે, ભાવ ભેર ભાળો રે;
જ્યાં ઝાઝાં રસકસ ઝાડ છે, ભાવ ભેર ભાળો રે. ૧
નદીઓનાં નિર્મળ નીર છે, ભાવ ભેર ભાળો રે;
સરોવર સારાં ગંભીર છે, ભાવ ભેર ભાળો રે. ૨
ઉત્તમ તીર્થો અગણિત છે, ભાવ ભેર ભાળો રે;
ગિરિ શત્રુંજય શોભિત છે, ભાવ ભેર ભાળો રે. ૩
ગુણિયલ રૂડાં બહુ ગામ છે, ભાવ ભેર ભાળો રે;
રૂડી રચના ઠામો ઠામ છે, ભાવ ભેર ભાળો રે. ૪
પણ ભાવનગર સૌથી ભલું, ભાવ ભેર ભાળો રે;
એના જેવું એ એકલું, ભાવ ભેર ભાળો રે. ૫
જ્યાં ગાદી ગોહિલ વંશની, ભાવ ભેર ભાળો રે;
પુરી ઇંદ્રપુરીના અંશની, ભાવ ભેર ભાળો રે. ૬
જ્યાં પરમેશ્વરની મહેર છે, ભાવ ભેર ભાળો રે;
લક્ષ્મીની લીલા લેહેર છે, ભાવ ભેર ભાળો રે. ૭
તખતે ત્યાં તો [2]તખતેશ છે, ભાવ ભેર ભાળો રે;
જે વિદ્યાવંત વિશેષ છે, ભાવ ભેર ભાળો રે. ૮
ચૌટાં ને રૂડા ચોક છે, ભાવ ભેર ભાળો રે;
જ્યાં લખેશરી બહુ લોક છે, ભાવ ભેર ભાળો રે. ૯
દીપતાં બહુ દેવસ્થાન છે, ભાવ ભેર ભાળો રે;
વળી વિપ્ર ઘણા વિદ્વાન છે, ભાવ ભેર ભાળો રે. ૧૦
બહુ બંગલા ને વળી બાગ છે, ભાવ ભેર ભાળો રે;
એની રચના રૂડી અથાગ છે, ભાવ ભેર ભાળો રે. ૧૧
વળી બંદર છે બહુ શોભતું, ભાવ ભેર ભાળો રે;
જન મન જેવાને લોભતું, ભાવ ભેર ભાળો રે. ૧૨
રતનાગરની રિધ સિધ છે, ભાવ ભેર ભાળો રે;
વેપાર ઘણા વિધવિધ છે, ભાવ ભેર ભાળો રે. ૧૩
ત્યાં સુખીઆ લોક સદાય છે, ભાવ ભેર ભાળો રે;
નિત્ય આનંદ ઓછવ થાય છે, ભાવ ભેર ભાળો રે. ૧૪
બહુ દિવસ દિસે છે ઉજળા, ભાવ ભેર ભાળો રે;
કરે પરમેશ્વર ચડતી કળા, ભાવ ભેર ભાળો રે. ૧૫
તખતેશને વસ્તી તમામની, ભાવ ભેર ભાળો રે;
રૂઢી આશિષ દલપતરામની, ભાવ ભેર ભાળો રે. ૧૬

## નવી દુનિયા વિષે.

### અદ્ભુતરસ.

### દોહરો.

દીસે આ દુનિયા નવી, નવું નવું સો ઠામ;
કોણ મને લાવ્યું અહીં, દાખે દલપતરામ. ૧

### ભુજંગી છંદ.

અરે આજ આંહી મને કોણ લાવ્યું,
નવું વિશ્વ શું ઇશ્વરે આ વસાવ્યું;
ગયું ક્યાં હતું જેહ જૂની પ્રજાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૨
બન્યા બાગને બંગલા ઠામ ઠામ,
નહીં જ્યાં હતું નીર મીઠાનું નામ;
નહીં દીસતું ઝાડનું એક ડાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૩
વિમાનો સમાં વાહનો ક્યાંથિ આવ્યાં,
બહુ શોભિતાં એહ કોણે બનાવ્યાં;
તુટ્યું જ્ઞાન ભંડારનું કેમ તાળું,:
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૪
વિના બેલ અશ્વે રથો એહ થોડે,
જતાં આવતાં વાટમાં એહ જોડે;
ન ચાલી શકે કોઇ પ્રાણી પગાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૫
નહીં સાંભળેલી કદી ક્યાંઈ કાને,
કળાયો વધી સ્વર્ગવાસી સમાને;
પડે દ્રષ્ટિ સૌ રૂપવાળું, રૂપાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૬
હતાં જે સ્થળે છાપરાં છેક છોટાં,
દિસે છે તહાં મંદિરો આજ મોટાં;

---

૧ બીજો અર્થ એવો છે કે સત્યવાન ઇંદ્ર એટલે રાજા અંગ્રેજ સરકારના સમાગમથી અદાલત ડાહી થઈ છે. ૨ તા૦ ૫ મી એપ્રિલ સન ૧૮૭૮ ને રોજ તેમને સ્વતંત્ર રાજ્યાધિકાર મળ્યો.

ખરૂ આ હશે કે હશે સ્વમ ઠાલું,
અરે સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૭
હશે સ્વર્ગ કે આ હશે મૃત્યુ લોક,
હશે સત્ય કે આ હશે સર્વ ફોક;
અરે એહ સંદેહને કેમ ટાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૮
જુદાં વસ્ત્ર દીસે જુદાં ખાનપાન,
જુદી જાત વાજાં જુદાં ગાન તાન;
નકી સર્વ જૂનાથિ દિસે નિરાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૯
દિસે ધર્મ જૂદા જૂદા કર્મ કારી,
નવું રાજ દિસે નવા કારભારી;
બળિષ્ટે હતું તે દિસે નિર્બળાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૧૦
હતા ચોર લોકો હતા જ્યાં લુટારા,
તહાં તો દિસે છે ઘણા લોકસારા,
દુખાળું હતું સ્થાન તે છે રૂપાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૧૧
વધેલી દિસે છે બહુ સ્થાન વસ્તી,
સુખી સંભવે છે પ્રજા તે સમસ્તી;
રસોહીન થાને થયું છે રસાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૧૨
અરે આ નવી સૃષ્ટિમાં આવવાથી,
ફર્યો દેહનો રંગ જૂદી હવાથી;
થયું શ્વેત માથું હતું જેહ કાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૧૩
હતા જે જનો વૃદ્ધ તે ક્યાં સિધાવ્યા,
કયા દેશમાંથી નવા એહ આવ્યા;
ગયું ક્યાં જનોનું હતું જેહ જાળું,
અહો સૃષ્ટિ આતો નવી હું નિહાળું. ૧૪

### દોહરો.

દુઃખ ભરેલો દેશ આ, હતોજ હિંદુસ્તાન;
મહારાણીના રાજથી, શોભે સ્વર્ગ સમાન. ૧૫

---

## કાળના વેગ વિષે.

### ભુજંગી.

જુઓ વીજળી થાય આકાશ જેમ,
તરી દૃષ્ટિયે જાય તત્કાલ તેમ;
ચટાચટ્ટ ચોંપેથી તું ચાલનારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૧
વહ્યો જાય જોરે નદીનો પ્રવાહ,
અહો વારિનો વેગ દીસે અથાહ;
ધર્યો તેં જવાનો ખરો એજ ધારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૨
હતો બાળ હું જ્યાં પિતાને નિવાસે,
પિવા માગતો દુધ માતાનિ પાસે;
નથી વીસર્યો ક્યાં ગયો તેહ વારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૩
ખરી ખાંતથી બાળમાં ખેલતો હું,
તડીને દડીને પગે ઠેલતો હું;
નથી વીસર્યો તે સમેના વિચારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૪
નદીયે તળાવે જતા બાળ નાવા,
જઇ મંડતા ડુબકી ખૂબ ખાવા,
નથી વીસર્યો તે નદીનો કિનારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૫
નિશાળે જઈ શીખતો સોલ આંક,
પિટે ખૂબ પંડયો પડે કાંઈ વાંક;
દુખે છે હજુ તો મને તેહ મારો,
અરે કાળ ઉતાવળો વેગ તારો. ૬
નહી જાણતો અન્ન આ ક્યાંથી આવે,
નહી જાણતો કોણ વસ્ત્રો બનાવે;
પિતાની કમાણીથિ થાવા ગુજારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો. ૭
નહીં કાંઇ ચિંતા હતી ચિત્તમાંય,
ભલે હોય દુષ્કાળ સૂકાળ ત્યાંય;
અહો ક્યાં ગયો તે સમો સૌથિ સારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો. ૮
પછી માતતાતે કર્યું લગ્ન મારૂં,
અરે એ સમે તો મને લાગ્યુ સારૂં;
નહીં જાણ્યું મેં આ સમો છે જનારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો. ૯
કમાયો ધમાયો કિધાં ખાનપાન,
વહી તે ગયાં વર્ષ સ્વપ્ના સમાન;
ગયો કોઇ તો દીન સારો નઠારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો. ૧૦
અરે વર્ષ સત્યોતરૂં એમ આવ્યું,
પડ્યા દાંત સ્વર્ગે કળત્રે સિધાવ્યું;

થયા દૂબળા દેહના કામદારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો.　　૧૧
છતે આજ છે પાંચ જે પુત્ર મારા,
અમે વીતશું તેમ તે વીતનારા;
ગણાશે ગુણી જે થશે કીર્ત્તિકારી,
અરે કાળ ઊતાવળો વેગ તારો.　　૧૨
નથી મેં પ્રભુની પુરી ભક્તિ કીધી,
નથી કામ સારાં કરી કીર્તિ લીધી;
તથાપિ મને તારશે તારનારો,
અરે કાળ ઊતાવળો વેગ તારો.　　૧૩

**દોહરા.**

આગળથી અઘરો દિસે, ચડવો ડુંગર જેમ;
ચડ્યા પછી છોટો દિસે, ઊગ્યો ડુંગર એમ.　　૧૪
આદિ અંત વિણ બેય છે, કાલ અને આકાશ;
તથા નિયંતા તેહનો, ઇશ્વર છે અવિનાશ.　　૧૫
તૃષ્ણા તલમાત્રે નથી, પણ એ અધુરાં કામ;
પ્રભુ ભક્તિ પરમાર્થ તે, દાખે દલપતરામ.　　૧૬
આ અવનીમાં ફરિ ફરિ, થાય* જન્મને + નાશ;
તો જનનો જશ જગતમાં, વસશે ક્યાં સ્થિર વાસ.૧૭

---

સને ૧૮૮૪ ના ડીસેંબર માસમાં ગવરનર જનરલ રિપન સાહેબ અમદાવાદ પધાર્યાં ત્યારે કહેલી કવિતા.

**હરિગીત છંદ.**

જેજે ગવર્નર જનરલો અહિં આવિયા વળી આવશે,
પણ કોણ કે'વાશે ભલો, જે રિપનને વિસરાવશે;
રિપને અધિક ઓપાવિયું મહારાણિજીના રાજને,
સઉ સજ્જનો મળિમાન આપો તે રિપન મહારાજને.૧
શુભ ભાગ્ય ભારત ભૂમિનાં તે જરૂર જાગ્યાં જ્યાહરે;
અધિકાર લઇને આવીયા શુભ રિપન સાહેબ તાહરે;
આ દેશ હિત ઉત્તમ કર્યાં છે કોટિ કોટિ કાજને,
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહારાજને. ૨
આ દેશના વ્યાપારને એણે ઉતેજન આપિયું,
ઓછો કરી લુણ કર અને સઉ કષ્ટ મોટું કાપિયું,
આનંદ ઉપજ્યો એ થકી જન ઘેર ઘેર ઘણાજને,
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહાજને.૩
કલ્યાણ કરવા દેશનું વિદ્યાતણી વૃદ્ધિ કરી,
કાબુલ તણો કજીયો પતાવી પ્રજાની પીડા હરી;
હક આપી એણે હોલવી આ દેશિજનની દાજને,
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહારાજને.૪
સ્થાનિક સ્વરાજ્ય તણો ઠરાવ કર્યો ભલો આ દેશમાં,
એથી અધિક સંભારશે જન હરખઢી હમેશમાં;
શોભાવિયો એણે સરસ સઉ આજ રાજ સમાજને,
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહારાજને.૫
તજિ પક્ષપાતની વાતને નિષ્પક્ષપાત ધર્યો ઘણો,
ઇનસાફ આપ્યો એકસમ દેશી અને ગોરા તણો;
દિનનીશ સૌ આશીષ દે છે જે ગરીબ નિવાજને,
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહારાજને. ૬
કારીગરો કારીગરી આ દેશમાં અધિકી કરે,
એવો ઉપાય વળી કર્યો તે રિપન રાય ગવર્નરે;
આ સમયમાં એ લઇ જશે જશ પુર્ણ શ્રેષ્ટ જહાજને;
સઉ સજ્જનો મળી માન આપો તે રિપન મહારાજને.૭
સઉ સાથ જોડી હાથને જગનાથને નમિ માગજો,
કલ્યાણ કરજો રિપનનું સંકષ્ટ સરવે ભાગજો;
ભવમાં અમે નહીં ભૂલીએ તે રિપન કેરા કામને,
દિલમાંથી વીસરશે નહીં દીનનીશ દલપતરામને.　　૮

---

## ધી ઇમ્પીરિયલ ઇન્સ્ટીટયુટ વિષે કવિતા.

### ( સન ૧૮૯૩ માં લંડનમાં ઉઘડ્યું તે. )

આ કવિતા એજ વરસમાં ઓનરેબલ મી. મંચેરજી મેહેરવાનજી ભાવનગરી એમ. પી. સી. આઈ. ઈ. ની મારફતે તે ખાતાના પ્રેસિડન્ટ મેહેરબાન પ્રિન્સ ઓફ વેલ્સ સાહેબ તરફ મોકલી હતી.

**ઝુલણા છંદ.**

રાણી વિજયા તણા વિજયના થંભનું,
અલ્પ વરણન કરૂં હરખ આણી;
સ્નેહથી સદ્દવેણો સ્મરણ તેનાં કરૂં,
જગતની માત સાક્ષાત જાણી.　　૧

**સંગ્રહસ્થાન સ્થાપવાનું કારણ.**

ઇસ્વિ અઢાર સત્યાશિની સાલમાં,
વીશમો દિવસ જુન માસ જાણો;
રાજ પદવી મહારાણિ પામ્યા પછી,
વર્ષ પંચાસ પૂરાં પ્રમાણો.　　૨
જુબિલિનો દિવસ યુરોપિયન જન ગણે,
જે સમે તેહ નજદીક આવ્યો;

---

* ઉત્પત્તિ. + પ્રલય.

હરખ દીવાળિથી દશ ગણો દિલ વધ્યો,
રાજ હિતકારિને હૃદય ભાવ્યો. ૩
ભાગ્યશાળી ભલો થાય જે ભૂપતી,
તેજ પંચાસમું વર્ષ પેખે,
એ થકી અધિક વળિ ભાગ્ય જો ઊઘડે;
દહિએ વંશ વિસ્તાર દેખે. ૪
પાટવી પુત્ર મહારાણિનાએ તહીં,
પ્રથમ નવ માસથી મન વિચારી;
સ્મરણ રહેવા જનેતા તણી જુબિલિનું,
વાત ભલિ ભાત આપે ઉચારી. ૫
માત કે તાતનું નામ નિશ્ચળ થવા,
પુત્ર જે પ્રેમ પરિપૂર્ણ રાખે;
એજ સત પુત્રને એજ કુળનો દિવો,
એમ ભૂતળતણા લોક ભાખે. ૬
પ્રિન્સ ઍાલ્બર્ટ તાતે કરી જે હતી,
શુભ પ્રદર્શન તણી રીત સારી;
સંગ્રહસ્થાન સજવાનિ ઇચ્છા કરી,
ધ્યાનમાં એજ અનુકરણ ધારી.
તાતના ચિત્તમાં એવિ ઇચ્છા હતી,
થાય વેપારનો બહુ વધારો;
વળિ કળા કુશળતા વૃદ્ધિ પામે ઘણી,
સર્વથા થાય તેમાં સુધારો. ૮
એથિ એકાવનામાં પ્રદર્શન કર્યું,
તોય ઇચ્છા રહી ગઇ અધૂરી;
સ્થાપિએ સંગ્રહસ્થાન આ હામતો,
પિતૃની ધારણા થાય પૂરી. ૯

## ઇન્સ્ટીટયુટનો આરંભ.

જાણિને એમ તે વાત જાહેર કરી,
સ્થાપવા સંગ્રહસ્થાન સારૂં,
ફાયદા તેથિ જે થાય તેપણ કહ્યા,
સાંભળી સર્વને લાગ્યું પ્યારૂં. ૧૦
પુંજિ તેની રહે*પંચના હાથમાં,
પાટવી કુંવર તે પ્રમુખ થાય;
નિયમ એવો લખી રાખીયો ત્યારથી,
રાખવી રીત એવી સદાય. ૧૧
વીશ જનની સભા સ્થાપિ મંત્રી થવા,
પ્રમુખ તો પાટવી સુત સુભાગી;
દેશ ઝાઝા મહારાણિના રાજમાં,
ત્યાંથી શ્રીમંતની મદદ માગી. ૧૨
ભરતખંડાદિ બત્રીશ સંસ્થાનથી,
આપવા લાગિયા નાણું એમાં,
એકતાળીશ તો લાખ રૂપિયા થયા,
ભાગ ચોથે ભરતખંડ તેમાં. ૧૩
દેવની છે દયા જે મહારાણિને,
તેહના નામથી જે ચહાય;
વસ્તુઓ સર્વ એ ઠામ આવી મળે,
દ્રવ્યના ગંજના ગંજ થાય. ૧૪

## ખાત મુહૂર્ત્ત વિષે.

ખાત મુહૂર્ત કરવા મહારાણિને,
સૌ સભાસદ મળી અરજ કીધી;
સર્વના હિત તણું કામ સમજી ભલું,
ધ્યાનમાં વાત તે ધારિ લીધી. ૧૫
ચોથી જૂલાઇ સત્યાશિની સાલનો,
વખત વિદ્વાન લોકો વખાણે;
માંડવો સરસ મોટો રચાવી ભરી,
*અયુત જનની સભા એહ ટાણે. ૧૬
હાકમો પણ ઘણા તત્ર હાજર હતા,
કૈંક શિરપાઘ કે ટોપિવાળા;
જેમ માણિક મણી સહિત શોભે ભલી,
તે સભા સર્વ મોતીનિ માળા. ૧૭
દેશ યૂરોપના કૈંકતો ડ્યુક હતા,
કૈંક હિંદૂ હતા રાવ રાણા;
કૈંક તુરકો હતા તે સમે ત્યાં કને,
સાહેબીદાર સરદાર શાણા. ૧૮
કચ્છપતિ રાવ ખેંગાર નિજ ભ્રાત સહ,
કુચ બિહારેશ રાણી ને રાણો;
મોરબીના વસુધાધિપતિ વાઘજી,
લીંબડી નાથ જશવંત જાણો. ૧૯
ભૂપ ભગવંત ભલુ નામ ગોંડળ ધણી,
કે. સિ. આઇ. ઇ. ઇલિકાબ છાજે;
તેમ રાજા કપુરથળ તણા ત્યાં હતા,
અવર દીવાન નીજામના જે. ૨૦
જેહના પૂર્વજોએ પરાક્રમ કરી,
સ્થાપિયાં રાજ સહુ શત્રુ મારી;

* ટ્રસ્ટી.

* દશ હજાર.

પાદશાહોનિ સરદારિ સારી કરી,
આજ રાણિનિ સરદારિ ધારી. ૨૧
તે તથા અન્ય શ્રીમંત જન પણ ઘણા,
સર્વના વદનપર હરખ ઝળકે,
શાણિ મહારાણિ શોભે ભલાં તે વિષે,
જેમ તારા વિષે ચંદ્ર ચળકે. ૨૨
પ્રિન્સ ઑફ વેલ્સ ભાષણ ભલું ત્યાં કર્યું,
વચન ઉચ્ચારિયાં અમૃત જેવાં;
સંગ્રહસ્થાન તરફથી ફળો જે થશે,
તે કહ્યાં તરત સમજાય તેવાં. ૨૩
તે સભામાં સભાસદ જનો જે હતા,
બહુ ખુશી સૌ મળીને બતાવી;
મેઘ ગર્જન સુણી જે રિતે મોર સહુ,
ટહુક ટહુકા કરે હરખ લાવી. ૨૪
માનિ ઉપકાર મહારાણિએ તે પછી,
ખૂશિ થઈ ખાત મુહૂર્ત્ત કીધું;
જાણિએ દેશમાં ઝાઝી દોલત થવા,
દેવિએ તેહ વરદાન દીધું. ૨૫
વાગિયાં સરસ વાજિત્ર મધુર સ્વરે,
જાણિએ અવનિ તે ગાજિ ઊઠી;
કે ભલી સૃષ્ટિમાં વૃષ્ટિ ધનની થવા,
ગર્જના ત્યાં કરે તેહ ત્રઠી. ૨૬

## તે મહેલ વિષે.

ખૂબ ત્યાંતો થયો મહેલ ખટ વર્ષમાં,
રૂપિયા લાખ છત્રીશ ખર્ચ્યાં;
જાય જોવા જનો થાય દેખી ખુશી,
દેશ પરદેશમાં ચાલિ ચર્ચા. ૨૭
એહ સમ શોભિતો આ સમે ક્યાંઈ પણ,
મેદિનીમાં નથી મ્હેલ મોટો;
જેહની આગળે તાજબીબી તણો,
લેખતાં લાગશે છેક છોટો. ૨૮
મુલક પ્રત્યેકની વસ્તુઓ મૂકવા,
ખંડ જૂદા કર્યા ખૂબ સારા;
જાણિએ માલ જૂદા જુદા મૂકવા,
નિર્મિયા તેહ ભંડાર ન્યારા. ૨૯
ત્રણ મિનારા દિસે તેથિ તે મહેલતો,
ચંડિના ત્રિશુળની તુલ્ય આપ્યો;
અજિતને જીતનારી મહારાણિએ,
જાણિએ એહ જયથંભ રોપ્યો. ૩૦
કે શું ! પર્વત મહારાણિની કીર્તિનો,
તેહનાં શિખર ત્રણ આ દિસે છે;
ધાતુઓ ઔષધિ, પક્ષિ, પશુ પણ બહુ,
વિવિધ તે શૈલ્ય માંહી વસે છે. ૩૧
મહેલમાં માળ ત્રણ જોઇ કોઈ કહે,
લક્ષમાં વિશ્વનો ઘાટ લીધો;
પેખિ પાતાળને, પૃથ્વિ, આકાશને,
તેહ ત્રણ ભુવન આકાર કીધો. ૩૨
લૉર્ડ *હરસેલ હિંદુ તણા સ્થાનમાં,
આવીને વાત તે સૌ ઉચારી;
રાજકર્ત્તા તથા સુજ્ઞ બીજા જને,
મોકલી આપવા વસ્તુ ધારી. ૩૩
તેમ ઉપમંત્રિ સોમર્સ વાઇનને,
મોકલ્યો વળિ બિજા મુલક માંહી;
તરત તેણે જઈ વાત જાહેર કરી,
શ્રમ થયો સુફળ તેનો ય ત્યાંહી. ૩૪

## ઓરીયંટલ સ્ટડીની સ્કુલ વિષે.

સંગ્રહસ્થાનની એક શાખા વળી,
નેઊની સાલ થાતાંજ થાપી;
વિવિધ ભાષા ભણે દેશપરદેશની;
એવિ કૉલેજ પૂરી પ્રતાપી. ૩૫
મેક્સમ્યૂલર મહા પંડિતે તે સમે,
કીધું ભાષણ અતી અસરકારી;
દેવતાનો ગુરૂ જેમ બૃહસ્પતી,
શીખવે દેવને રીત સારી. ૩૬

## દેશ દેશની વસ્તુઓ વિષે.

હિંદુના સ્થાનની અન્ય સંસ્થાનની,
કુદરતી અધિક પેદાશ કેવી;
વિવિધ વેપાર, વિદ્યા, કળા, કુશળતા,
ખેતિવાડીની પણ ખૂબ એવી. ૩૭
દેશ પરદેશની વસ્તુ મંગાવિ બહુ,
કાઠને કાચની પણ કરેલી;
વસ્ત્ર વિવિધ તણાં સુત્ર ને ઊનનાં,
ધાતુની વસ્તુઓ પણ ધરેલી. ૩૮
હાથિના દાંતનું પક્ષિનાં પીંછનું,
પશુ તણાં ચામનું કામ કીધું;

* સને ૧૮૮૮ માં.

મૂળમાં મૂલતો છેક છે છોટું પણ,
મોટું ચતુરાઈથી મૂલ્ય લીધું. ૩૯
પુરૂષ નારીતણાં પૂતળાં પેખીએ,
હોય જન જાતિ પ્રત્યક્ષ જેવાં;
પક્ષિ, પશુ આદિ પણ પ્રાણિયો પારવિણ,
ઊડતાં બોલતાં હોય એવાં. ૪૦
જિવ ન ઘલાય તેમાંહી જન કોઈથી,
એટલી એક દેખાય ખામી;
સૃષ્ટિ સૌંદર્ય સર્જેલ શાણાજને,
જન જૂએ પૂર્ણ આશ્ચર્ય પામી. ૪૧
જગત કર્ત્તાર પ્રભુએ જ જન ઊપરે,
કોટિગણી આજ કરૂણા જ કીધી;
જે કળા આપની અકળ કહેવાય છે,
તેહશું કાંઇ બક્ષીશ દીધી. ૪૨
જંત્ર જુદાં જુદી જાતનાં પણ જુઓ,
કાંઈ ન કળાય એવાં કરેલાં;
જન તણી બુદ્ધિના એહ નમુના ભલા,
લાવિ ભંડાર માંહી ભરેલા. ૪૩
વિવિધ વાજિત્રની પેટીઓ પેખિએ,
જેહમાં રાગ મનરંજ ઊઠે;
સાત સુર સહિતની મધુરતા સાંભળી,
સ્વર્ગના વાસી પણ સદ્ય ત્રૂઠે. ૪૪
વાયને અગ્નિ વળિ સૂર્યને વીજળી,
હિંદુઓ દેવ ગણિ નિત્ય પૂજે;
મનુષને વશ થઈ તેહ મજુરી કરે,
જેહને જેહવું કામ સૂજે. ૪૫
ત્રાણુની સાલ મે માસમાં સ્થાન તે,
ખાંતથી રાણિજી ખુલ્લું કરશે;
વિવિધ વસ્તુરૂપી પાત્ર નાટક તણો,
તેહ પડદો ધિમે દૂર ધરશે. ૪૬
દેશિ પરદેશિ બહુ રાયને રંક પણ,
દેખશે દૃષ્ટિએ તે તમાસો;
નિરખિને હરખશે નિરખનારા જનો,
ખૂબ નાટક તણો ખેલ ખાસો. ૪૭

## બુદ્ધિ કેળવવા વિષે.

ઇશ્વરે બુદ્ધિજન સર્વને આપિ પણ,
કેળવ્યાથી જુઓ થાય કેવી;
કળિ શકે કોય નહિ નિરખતાં મનહરે,
ઊપજાવે ઘણી વસ્તુ એવી. ૪૮
ભૂમિમાં વસ્તુના અધિક ભંડાર છે,
શોધતાં શોધતાં હાથ લાગે;
જંત્ર આદીકની જુક્તિયો પણ ઘણી,
તર્ક શક્તિ વધે તો જ જાગે. ૪૯
જો રસાયન ક્રિયા નવનવી કરિ જુએ;
લક્ષધા તે થકી લાભ થાય;
ઔષધો એમ અજમાવિને જો જુએ,
તે થકી તન તણા રોગ જાય. ૫૦
માનવીઓ વિના કોઇ પણ પ્રાણિને,
ઇશ્વરે બુદ્ધિ એવી ન આપી;
એમ થકી પ્રાણિયો સર્વની ઊપરે,
માણસોએ અમલદારી સ્થાપી. ૫૧
પૃથ્વિના પડ વિષે શ્રેષ્ટ સાગર વિષે,
ઊડિ આકાશમાં મનુષ જાય;
સિંહને હાથિ સરખા પશુ વશ કરે,
જેહનું જોર અતિશે જણાય. ૫૨
ગ્રહ ઉપગ્રહતણી કેમ ગતિ થાય છે,
જંત્ર તે નિરખતાં જ્ઞાન જાગે;
બલુનમાં બેસિ આકાશમાં જાય જન,
નિરખતાં અધિક આશ્ચર્ય લાગે. ૫૩
પલકમાં પત્ર બહુ છાપિ વાળે ગણે,
છે તહીં જઇ જુઓ છાપખાનાં;
ચિત્ત હરનાર કરનાર અચરજ અતી,
એ સ્થળે છે વળી અધિક વાનાં. ૫૪
વસ્ત્રવિણ જેહ વનમાંહિ વસ્તા હતા,
જે હતા જંગલી પ્રાણિ જેવા;
તે જનો તત્વ શોધક તથા તિવ્રમતિ,
કેળવાઈ થયા આજ કેવા. ૫૫
અધિક અભ્યાસથી શું નહીં કરી શકે,
અકલનો અંત કહિએ ન આવે;
કરિ શકે કોઇ દિન મનુષ ગ્રહમાં ગતિ,
બુદ્ધિથી એવિ જુક્તિ બનાવે. ૫૬
માનવી માત્ર અભ્યાસ જો આદરે,
હામ હૈયે ધરે કામ કરવા;
તો સરે અર્થ સામર્થ્ય સૌ મેળવે,
બુદ્ધિનો સાર ભંડાર ભરવા. ૫૭

## જુબીલીનો મહિમા.

કૈસરે હિંદની બાળિ જુબિલી ભલે,
સ્મરણ માટે થયું કામ સારૂં;

સ્થાપિયું સંગ્રહસ્થાન ઈંગ્લાંડમાં,
ધન તથા બુદ્ધિનું ધામ ધારૂં. ૫૮
શ્રેષ્ટ કારીગરેકરિ કારીગરી,
વસ્તુઓ વિવિધ તેમાં વસાવી;
નેત્રથી નિરખતાં અચરતી ઊપજે,
ઇંદ્રના લોકથી એશું આવી. ૫૯
શોધી જન એવી કારીગરી શીખશે,
વિવિધ વસ્તૂતણી વૃદ્ધિ થાશે;
સુખ ઘણું તેથી સંસારી જન પામશે,
સૃષ્ટિમાં અધિક શોભા જણાશે. ૬૦

## એક બીજાની મદદ વિષે.

એક જણથી કશી જણશ નહિ નીપજે,
જોઇએ મદદ બીજા જનોની;
કોઇ લુહાર, સુતાર, કુંભાર વળિ,
કોઈ સઈ, સાળવી, કોઇ સોની. ૬૧
ઘાટ ગાડી તણો એક સારો ઘડે,
અન્ય ઓજાર એનાં બનાવે;
એમ અન્યોન્યની મદદથી માનવી,
ફાવતાં કામમાં આપ ફાવે. ૬૨
લાખ દીવા લઈ એકઠા કીજીએ,
પ્રૌઢ જ્યોતિ થઇને પ્રકાશે;
તેમ ઝાઝાં મનુષ્યોનિ બુદ્ધિ મળે,
ભાળતાં તેહ અદ્ભૂત ભાસે. ૬૩
સંપ જો હોય તો સર્વ સુખ પામીએ,
જામીએ સર્વ શ્રીમંત થઇને;
સંપ જો જાય તો જંપ જનને નહીં,
લડી મરે હાથ હથિયાર લઇને. ૬૪

## એ સંગ્રહસ્થાનનો મહિમા.

સર્વ શુભ કામનું ધામ આતો થયું,
નામ મહારાણિનું અમર રહેશે;
રે કળા કુશળતાકરિ વૃદ્ધિ કરો,
લોકને એમ એમ ઉપદેશ દેશે. ૬૫
જ્યાં લગી અમર છે નામ આ જગતમાં,
ત્યાં લગી જીવતું તેહ જાણો;
નામ જે જનતણું નાશ પામી ગયું,
તે નકી નાશ પામ્યો પ્રમાણો. ૬૬
જન્મિ આ ઠામમાં કામ સારૂં કરી,
જે જને અમર નહિ નામ રાખ્યું;
આકના તૂરની તુલ્ય ઉડી ગયો,
રત્ન તન રાખમાં રોળિ નાંખ્યું. ૬૭
આ શુભ સ્થાનથી જાણશે સૌ જનો,
થાય દર વર્ષમાં શોધ કેવો;
આ મહારાણિના રાજમાંહીં થયો,
વીજળી આદિનો શોધ એવો. ૬૮
શિલ્પ અભ્યાસના શુદ્ધ ઇતિહાસમાં,
આ સમયના સુઇતિહાસ થાશે;
ચળકતા કીર્તિ રસ સહિત રૂશાઇથી,
લેખ તે લાયકીથી લખાશે. ૬૯
રાજના સર્વ સંસ્થાનના લોકને,
લક્ષધા આ થકી લાભ થાશે;
વિવિધ ઉદ્યોગ હુન્નર કળા,
અધિકને અધિક થાતાં જણાશે. ૭૦
સંગ્રહસ્થાન આ આજ સર્વોપરી,
અન્ય ઠામે નથી કયાંઇ એવું;
સર્વ દુનિયા દિઠી જો જુએ એહ જઇ,
સત્ય છે જાણજો સ્વર્ગ જેવું. ૭૧
જન્મ ગયા ધરી એહ જોયું નહી,
જન્મતો જાણવો અફળ એનો;
જોયું નહીં એહતો કાંઇ જોયું નહીં,
તુચ્છ અવતાર પશુ તુલ્ય તેનો. ૭૨

## તીર્થ વિષે.

ધર્મની કર્મની બુદ્ધિ ઝાઝી ધરે,
જન વસે એહવા જેહ ઠામે;
તીર્થનું સ્થળ ભલું તેહ કહેવાય છે,
જ્યાં જઇ જન બહુ બુદ્ધિ પામે. ૭૩
ધર્મ બુદ્ધિથી સુખતો મળે સ્વર્ગમાં,
કર્મ બુદ્ધિથી સંસાર સુખિયો;
ધર્મ કે કર્મની કાંઇ બુદ્ધિ નહીં,
દેહ દેહાંત દેખાય દુખિયો. ૭૪

## મહારાણીજીના ગુણ વિષે.

જે મહારાણીના રાજ્યથી રાજમાં,
વિવિધ વિદ્યા વૃદ્ધિ પામી;
સંપ ને જંપ પણ જામિયો જન વિષે,
સુખ તથા સરસ સંપત્તિ જામી. ૭૫

ભાગ્યશાળી ભલી બુદ્ધિવાળી વળી,
દીન ઉપર દિસે દિલ દયાળી;
બાપનો વંશ ને આપના સ્વામિનો,
વંશ ઉજાળવાવાળી ભાળિ. ૭૬
દષ્ટિ દુર્બીન કે સૂક્ષ્મદર્શક સમી,
સાંભળે દૂરથી શ્રવણ એવા;
છાનું નહિ જેક નિજ રાજમાં રંચપણ,
જાણી લે જનતણા સુગુણ જેવા. ૭૭
કોણ ધનવાન છે કોણ વિદ્વાન છે,
લક્ષમાં વાત તે ધારી લે છે;
માન લાયક દિસે જેવું જે માનવી,
તેવું તેને ભલું માન દે છે. ૭૮
તે મહારાણિનું રાજ રહેજો સદા,
માગીએ શીશ નામી ઇશ પાસે;
દિલ ધરી હર્ષ ઉત્કર્ષ દલપત કહે,
છંદ આ સુજનનાં વૃંદ ગાશે.

### દોહરા.

દેહ વૃદ્ધ વળિ દામ નહિ, દષ્ટિ કરે નહિ કામ;
સ્વદેશ રહી શ્રવણે કરી, દેખે દલપતરામ. ૮૦
રહી દૂર મહારાણીએ, જોયા મુજ ગુણ જેમ;
આપ્યું પદ સી. આઈ. ઈ. ગાઉં તેના ગુણ તેમ. ૮૧

---

આ કવિતા સન ૧૮૯૩ ના એપ્રીલ માસમાં ગોંડળના મહારાજા તથા મહારાણીને સંભળાવી હતી. જે સાંભળીને તેઓ બહુ રાજી થયાં હતાં.

## આવા બાઇ નરસીસ હોમ વિષે ગરબી.

### સારૂં સારૂંરે સુરત શહેર મુંબઈ અલબેલી એ રાગ.

અબળાઓ ઉપર આજ, કોણ કૃપા આણે;
એના કષ્ટ નિવારણ કાજ, ન મળે સ્ત્રી નાણે. ટેક
નર વૈદ્યો તો ઘણાય નિરખ્યા, દરિયા ઠામો ઠામરે;
નારી વૈદ્ય ન નજરેનિરખી, જોયાં ગામોગામ. કોણ.૧
વનિતા ને વ્યાધી ઉપજે તો, પડી પડી પીડાયરે,
પુરૂષો પાસે દુખ પોતાનું, સુણાવતાં શરમાય. કો. ૨
પશુઓની પીડા હરનારા, વૈદો દિસે વિશેષરે;
પણ કામનિયો માટે કોઇ, લક્ષ ન આપે લેશ. કો. ૩
સ્વારથિઆ સૌ પુરૂષ થયા કે, ભુલ્યા સ્ત્રિયોનું ભાનરે;
વનિતા વૈદ્ય થવાને માટે, સ્થાપ્યું નહી સંસ્થાન. કો. ૪
મહેરવાનજી ભાવનગરીનાં, પુત્રી આવાં બાઇરે,
બેહેસ્ત નશીન *થયાં તે બાઈ, નામ રહ્યુંજગમાંઇ.કો.૫
ભાઇ ભલા મનચેરજી જેના, કીધું તેણે કામ,
વહાલી બ્હેન તણું મુંબઇમાં નિશ્ચળ રાખ્યુંનામ.કો.૬
ગ્રાંટ મેડિકલ કાલેજ પાસે, કરાવ્યું એક મકાનરે,
વનિતાઓને વૈદક કેરૂં, દેવા વિદ્યા દાન. કો. ૭
સારી રકમ ગણીને સોંપી, આપે થઇ ઉદારરે,
ખરેખરૂં ઉપયોગી ખાતું, સંભાળે સરકાર. કો. ૮
લૉર્ડ રે ને તેની લેડી, પરમારથપર પ્રીતરે,
ખાત મુહૂર્ત કર્યું ખાંતેથી તેણે રૂડી રીત. કો. ૯
લૉર્ડ હેરીસ લેડી સાથે, તેણે વળી તે ઠામરે,
વાસ્તુક્રિયા વિવેકે કીધી, સમજી સારૂં કામ. કો. ૧૦
ભાઇ હોતો એવા હોજો, સાચો જેનો સ્નેહરે,
રોઇ અમસ્તાં આંસુ પાડે ઉત્તમ હેત ન એહ. કો. ૧૧
રોગ રહીત શરીર હોય જો, તો ખોરાક ખવાયરે,
માટે દાન દવાનું ઉત્તમ વિશ્વ વિષે વખણાય, કો. ૧૨
આતો રૂડું બીજ રોપિયું પહેલ કર્યાની પેરરે.
તરૂ ઉગી ફળ ફુલો તેનાં, ફેલાશે ચોમેર. કો. ૧૩
જેનું નામ જગતમાં ન રહ્યું કર્યો ન પર ઉપકારરે,
તો તેનો પશુ પખી જેવો, અફળ થયો અવતાર. કો. ૧૪
કૈસરેહીંદ મહારાણીનો કહીએ જયજયકારરે,
જેના રાજથી જનો કરે છે, આવાં કામ અપાર. કો. ૧૫
ઓ ઇશ્વર તું ઉદાર જનને, દેજે ઝાઝા દામરે,
જેથી દુખીયા જન સુખ પામે, દાખે દલપતરામ. કો. ૧૬

### દોહરો.

મિસ્તર તે મંચેરજી, ખાનદાન ગુણવાન,
મેંબર પાર્લેમેન્ટના, થઈને પામ્યા માન. ૧૭

---

## આયુષ ઘટવા વિષે ગરબી.

જો તું આયુષ વહિ જાય છે રે, જીવ જો તું આયુષ વહિ જાય છે, ગાફલાઇ તારી ગણાય છે રે. જીવ—એ ટેક.

દિવસો દિવસે જળ ઘટિ જાતાં,
સરોવર જેમ સુકાય છેરે. જીવ. ૧
જે કામ કરવા જનમ ધર્યો તેં,
તે કામ તો ક્યાં કરાયછેરે. જીવ. ૨
કેટલું ગયું ને કેટલું બાકી,
તે તુજથી ક્યાં દેખાય છેરે. જીવ. ૩

---

* તા. ૨૩–૧૧–૮૮.

ધનની લાલચમાં લપટાયો,
કામ કામ તું તો ઠગાય છેરે.　　જીવ. ૪
મોટા મોટા મનસૂબા મનના,
ઉપજી ઉપજી શમાય છેરે.　　જીવ. ૫
અંતે મુડી તારા કામમાં આવે,
કહે એવું કમાય છે રે.　　જીવ. ૬
સંસારનું સુખ ઝાંઝવાં જેવું,
લેવા દોડી દુઃખી થાય છે રે.　　જીવ. ૭
મહાપદ્મ જેટલું ધન લેવું,
ચિત્તમાં એમ ચહાય છે રે.　　જીવ. ૮
પર ઉપકારી કામ ન કીધું,
પાપના બંધ બંધાય છે રે.　　જીવ. ૯
પરમેશ્વરમાં પ્રીત કરીને,
ક્યાં તે ભાવથી ભજાય છે રે.　　જીવ. ૧૦
બાળાપણું ગયું ગઇ જુવાની,
જરાની છાવણીમાં છવાય છે રે.　　જીવ. ૧૧
દલપત કહે દુનિયાના,
સુખથી મુખ મલકાય છે રે.　　જીવ. ૧૨

---

મુંબઇના નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબ રાજકોટ રાજકુમાર કૉલેજમાં પધારવાના હતા તે વખતે ગાવાની કવિતા તે કોલેજમાં ભણતા રાજકુમારોના લખવાથી કરી મોકલી. તા. ૨-૯-૮૬.

### દોહરો.

રાજકુંવર કૉલેજમાં, ધન્ય ધન્ય દિન આજ;
પ્રીત સહીત પધારિયા, મુંબૈના મહારાજ.　　૧

### હરિગીત છંદ.

મુંબઈ ઇલાકા મધ્ય જેનો, અમલ અતિ વખણાયછે,
દુર્જન દિલે દુખાય, સજ્જન સર્વ રાજી થાય છે;
નિર્ભ્રાંત શાંત સ્વભાવથી, નિજ જશ ઘણા વિસ્તારીયા,
તે લૉર્ડ રે મહારાજ, આજ સુરાજકોટ પધારિયા, ૨
મેળાપ કરવા આપ, સૌની સાથ ઉર ઇચ્છા ધરે,
અતડો રહે નહીં એહ, સાચો સ્નેહ સૌ સાથે ધરે,
દેશી જનોને હળિમળિને, સદ્ગુણે શણગારિયા;
તે લૉર્ડ રે મહારાજ આજ સુરાજકોટ પધારિયા. ૩
અત્યંત બુદ્ધિમંત, સદ્ગુણવંત તે સરદાર છે,
દિલછે વિશેષ દયાળ, જનને પાળવા પર પ્યાર છે;
ધારા સુધારાના ધરીધરિ ધ્યાન માંહી સુધારિયા,
તે લૉર્ડ રે મહારાજ, આજ સુરાજકોટ પધારિયા. ૪
સુખકારિ સદ આચારિ છે, હિતકારિ હિંદુસ્તાનનો,
સાચા અસાચા ઓળખે, નથિ કાંઈ કાચા કાનનો;
જેના થકી દિલમાં ડરે, જૂઠા ઠગો જૂઆરિયા,
તે લૉર્ડ રે મહારાજ, આજ સુરાજકોટ પધારિયા. ૫
નથી ગવરનરપદ ગર્વ મન, જન સર્વ સાથે સ્નેહ છે,
શુભ રાજનીતિ રીતિપર પણ પ્રીત વાળો તેહ છે;
સંભારશે જન જેમ સાહેબ રિપનને સંભારિયા,
તે લૉર્ડ રે મહારાજ, આજ સુરાજકોટ પધારિયા. ૬
કરિને પ્રવેશ વિશેષ સોરઠ દેશને સંભારશે,
છે આપ ઉર નિષ્પાપ, તે સંતાપ સૌના ટાળશે;
ઉછરંગ રંગ તરંગ, અંગોઅંગ અધિક વધારિયા,
તે લૉર્ડરે મહારાજ આજ સુરાજકોટ પધારિયા. ૭
ઈશ્વર સમીપે અરજ કરીને નિત્ય ચરણે લાગિએ,
આવાજ અધિપતિ આપજે, વરદાન એવું માગિએ;
જેણે સુલોક હિતાર્થ ગણિ, પરમાર્થ માર્ગ પસારિયા.
તે લૉર્ડ રે મહારાજ આજ સુરાજકોટ પધારિયા. ૮
આ પાઠ છંદો આડનો છે ઠાઠ તેનો ઠીક છે,
એમાં કહ્યા ગુણ અલ્પ પણ એથી ઘણાજ અધીક છે;
નૃપ કુંવરની કૉલેજના અભ્યાસીએ ઉચ્ચારિયા,
તે લૉર્ડ રે મહારાજ આજ સુરાજકોટ પધારિયા. ૯

---

મુંબઈના નામદાર ગવર્નર સાહેબ લૉર્ડ રે સાહેબ અમદાવાદ પધાર્યાં તે સમયે કરેલી કવિતા.

તા. ૧૬ ડીસેંબર ૧૮૮૭

### દોહરો.

લાયક લૉરડ રે તમે, છો ભલપણ ભંડાર;
ગુણ જાણી મહારાણીએ, આપ્યો શુભ અધિકાર. ૧

### હરિગીત છંદ.

મહારાણીએ ગુણ જાણીને, અધિકાર ઉત્તમ આપિયો,
મુંબઇ ઇલાકાનો ગવર્નર, થંભ ગણીને થાપિયો;
અતિ આપના ઉત્કર્ષ ગુણ ઉચ્ચાર શું કરીએ અહો,
ઇશ્વિર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૨
ત્રણ કોટિ સંખ્યા મોટી જનના નૃપ નિયંતા આપછો,
વિદ્વાન છો ગુણ જાણછો, નિર્મળ મતી નિષ્પાપ છો;
જે દીન તમ આધીન છે તેપર દયા દિલમાં અહો;
ઇશ્વિર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૩
મહારાણીના પ્રતિનિધિ થઇ, શ્રીનગરમાં આવ્યા તમે,
તે આપના મેળાપથી આનંદ બહુ પામ્યા અમે;
દેયે અમે જે માન તે ધરિ ધ્યાન સ્વીકારી લહો,

ઇશ્વર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૪
આ દેશિ જનના આ સમે, સુખ દુઃખના આધારછો,
માતા પિતા સમસ્નેહથી સંભાળના કરનાર છો;
હિત હોય હિંદુસ્તાનનું તે કરી કૃપા અમને કહો,
ઇશ્વર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૬
અધિકાર ઉમદા ભોગવી અનુભવ કર્યો છે અતિઘણો,
મન મર્મ જાણોછો તમે શુભ રાજની નીતિ તણો;
ચિત ચાહોછો સૌનું ભલું પ્રભુ પણ તમારૂં ચિતચહો;
ઇશ્વિર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૬
જે થૈ ગયાં તે રાજમાં સંકટ અધિક સાંખ્યાં અમે,
સંભારતાં તે સંકટો કાયા અમારી કમકમે;
પ્રભુ પાસ એવું માગિએ એવો અમલ કદીએ ન હો,
ઇશ્વિર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૭
પ્રભુની દયાથી દેશમાં ઇંગ્લીશનાં પગલાં થયાં,
રૂડું સ્થાપ્યું રાજ્ય ન્યાયી સંકટો સરવે ગયાં,
દુઃખ દહન કીધાં દેશનાં અશેષ દુઃખ તે મમ દહો.
ઇશ્વિર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૮
અવગુણ અમારા હોય તે નિજ અંતરે ધરશો નહીં;
કદી કુ પ્રજા તો થાય પણ માતા કુમાતા નહીં કહીં;
જો ભૂલ ભાસે કાંઈ તો સરવે ક્ષમા ધરીને સહો,
ઇશ્વર કૃપાથી આપ લારડ રે સદા સુખમાં રહો. ૯

**દોહરો.**

સુખી થજો જ્યાં જાઓ ત્યાં, સદા કુટુંબ સહીતઃ
પરિપૂરણ તમપર હજો, પરમેશ્વરની પ્રીત.

## સર. ટી. સી. હોપ સાહેબ અમદાવાદ પધારેલા તે વખતે કહેલી કવિતા. તા. ૬–૧–૮૮

**દોહરો.**

વિદ્યાથી સુખ સંપદા, સૌ પામે સંસાર;
સાહેબ હોપે શુભ કર્યો, વિદ્યાનો વિસ્તાર. ૧

**હરિગીત છંદ.**

વિદ્યાનું ખાતું વધારિ ખૂબ સુધારિયું બહુ સ્નેહથી,
રૂડાં રૂડાં પુસ્તક રચ્યાં જન જ્ઞાન પામે જેહથી;
તે પુસ્તકો આ દેશની ભાષાતણો શણગાર છે,
ગુજરાત ઉપર અપાર ટી. સી. હોપના ઉપકાર છે. ૨
ગુજરાતીને અંગ્રેજી કરી કૉલેજ અમદાવાદમાં,
છે વાત તે વિખ્યાત વળિ દિન રાત રહેશે યાદમાં;
જેનાં કરેલાં કામ ઉત્તમ આમ ઠારોઠાર છે. ગુ૦ ૩
સંસ્થાન અમદાવાદ સૂરત કાઠિઆવાડે વળી,
શું અત્ર કે શું તત્ર પણ સર્વત્ર સાબાશી મળી;
જાણ્યો વખાણ્યો સૌ જને શાણો ભલો સરદાર છે. ગુ૦ ૪
વળિ થૈ કલેકટર જ્યાં ગયા ત્યાં શહેર સુધારો કર્યો,
આ દેશિજનથી હળિમળિને સ્નેહ સંપૂરણ ભર્યો,
દિલદાર કદરદાર તે ભલપણતણો ભંડાર છે. ગુ૦ ૫
મુંબાઇ વિષે જઇ ગવર્નરના તેહ સેક્રેટરી થયા,
વળિ એ થકી અધિકાર ઊંચો પામી કલકત્તે ગયા;
આ ખંડમાં ચોખ્ખૂ ટ જેના જશતણો વિસ્તાર છે. ગુ૦ ૬
માયાળુ દીલ દયાળુ અતી મમતાળુ મનના છે સહી,
જેને ગણ્યો પોતાતણો તેને પછી ભૂલે નહી;
આ દેશનું કરવા ભલું તે તો સદા તૈયાર છે. ગુ૦ ૭
એવા અધિક ઉત્કર્ષ ગુણ બહુ વર્ષ લગી નહિ વીસરે,
જન સકળ ભારતવર્ષના ધરિ હર્ષ એવું ઉચ્ચરે;
જન જાતિના હિતકારી જેના ચિત્તમાંહિ વિચાર છે. ગુ. ૮
નિર્ધન તથા ધનવાન સૌની સાથ જેને સ્નેહ છે,
માતા પિતા કે મિત્ર સાચો હોય તેવા તેહ છે;
સુખકારી સંકટહારી સારી સલાહના દેનાર છે, ગુ૦ ૯

**દોહરો.**

ઉપકારી એવો ભલો ગણતાં શ્રેષ્ઠ ગણાય;
જ્યાં જાઓ ત્યાં સુખિયજો, કુટુંબ સહિત સદાય.૧૦
નહીં ભૂલે આ દેશને જ્યાં તે જશે યુરોપ:
સૌ આપણ સંભારશું થિઓડોર સર હોપ, ૧૧
હોપ નામ આશાતણું, સજ્જન સુણો તમામ;
દેશી ભાષામાં કહું, સાહેબ આશારામ.* ૧૨

## તા. ૭–૩–૮૮ ને રોજ ખાનબહાદુર નવરોજી પેસ્તનજીને ખાનબહાદુરનો ખિતાબ આપવાને શેઠ હઠીસીંગની વાડીમાં મી. જી. બી. રીડ સાહેબે દરબાર ભર્યો હતો તે વખતે ગાએલી કવિતા. ગુજરાત ગેઝેટ તા. ૮–૩–૮૮ રોજના પત્રમાં છપાયલી તે.

**દોહરો.**

જન્મ ધર્યાનું જગતમાં, જાણો શુભ ફળ જેહ;
કરે લોક હિત કામ શુભ, તન મન ધનથી તેહ. ૧

**ઝુલણા છંદ.**

તનથકી મનથકી કોઈ તો ધનથકી,
લોક હિત કરવા મથે છે,

*આશા+આરામ=આશાનો બાગ.

કોઈતો શસ્ત્ર ધરિ દેશ રક્ષણ કરે,
કોઇ ધન ખર્ચિને ધર્મ ખાતાં કરે,
જેથી સંસારિજન સુખ પામે,
કોઇતો હામથી કામ એવાં કરે,
દેશમાં જેથી ઉદ્યોગ જામે. ૨
દેશના સુખ થકી દેશ પતિ સુખ લહે,
દેશ પતિને સુખે દેશ સુખીયો,
ગર્ભ દુખી હોયતો ગાયને દુઃખ છે,
ગાયને દુઃખતો ગર્ભ દુખીયો. ૩
એકનું હિત કરે બેયનું થાય છે,
એમ દિલદાર સરકાર જાણે,
તેથિ હિતકારિ જન હોય જે તેહને,
આપવા માન મનમાંહિ આણે. ૪
પુત્ર પેસ્તન તણા શેઠ નવરોજજી,
દેશ હિતકારિ કામો કરે છે;
કેમ વેપાર આ દેશમાં બહુ વધે,
ચિંતવન ચિત્ત તેનું ધરે છે. ૫
પ્રાંત પશ્ચિમ વિષે રેલવે જે થઇ,
શેઠ નવરોજજી છે સહાયી;
કંપની તરફથી શાણિ સરકારથી,
તેથિ સાબાશિ તેને લખાઇ. ૬
નિમક વ્યાવાર સરકારની વતિ કર્યો,
દિલ્હીને આગરા દેશ સુધી;
કેક સરદાર સાહેબ રાજી કર્યા,
ઇશ્વિરે આપિ એવી સુબુદ્ધિ. ૭
જઇ વિલાયત વિષે બેતિ કારણ હળો,
ખરિદ કરી લોહનાં આંહિ લાવ્યા,
ખેડુતોને ખરી ખાંતથી આપીને,
અધિક ઉપયોગ એના કરાવ્યા. ૮
બુદ્ધિ વધવા ઘણી વૃદ્ધિ વિદ્યાતણી,
ચાહના રાખિ છે ખુબ ચિત્તે;
ધર્મનિજ ધરિને સુધરવા નારિને,
ફંડ ઉભું કર્યું રૂડિ રીતે. ૯
ન્યાતને કાજ ધન વીશહજાર દઇ,
ધર્મનું સ્થાન અગ્યારિ કીધી;
સાલશાઈ ધરી સ્નેહ સૌથી કરી,
લાયકીથી ભલી કીર્ત્તિ લીધી. ૧૦
ગુપ્ત દેછે ઘણાં દાન જન ગરિબને;
રાખી મનમાં ઘણી મેહેરબાની,
થાય છે વાત વિખ્યાતતો વિશ્વમાં,
છેક રહેતી નથી તેહ છાની. ૧૧
સત્યવાદી તથા શૂર મશહૂર છે,
હામ રાખી કર્યા કામ મોટાં;
દેશ પરદેશમાં નામ પ્રખ્યાત છે,
લેશ ગમતાં નથી કામ ખોટાં. ૧૨
સ્વાર્થની સાથ પરમાર્થ કામો કર્યા,
જશ ઘણો તેથિ જગમાંહિ વ્યાપ્યો,
શાણિ મહારાણિએ ગુણ ઉરે આણીને,
જાણીને યોગ્ય ઇલિકાબ આપ્યો. ૧૩
રોજને રોજ નવરોજજી શેઠપર,
ખલક ખાવિંદ ખુબ ખૂશ રહેજો,
ખાનબહાદૂરનું નુર વધજો વળી,
દૂરકરિ દુઃખ સુખસર્વ દેજો. ૧૪
નાતમાં તેમ પરનાતમાં તેમના,
કીર્તિના થંભ બહુ ઠામ થાજો,
પુણ્યશાળી તણાં નામ પ્રખ્યાત છે,
તેહની પંક્તિમાં તે ગણાજો. ૧૫
હામને ઠામ બહુ દામ વધજો વળી;
સ્વાર્થની સાથ પરમાર્થ કરજો;
ખૂબ આયુષ્ય આ ખલકમાં દે ખુદા,
એહ આશીષ નિજ શીશ ધરજો. ૧૬

## મી. દાદાભાઇ નવરોજજી વિષે. મુંબઇ મોકલી તા. ૧૦-૧૨-૯૩

### દોહરો.

દીધા દાદાભાઈને, અતિ ઉત્તમ અધિકાર;
એ તો બક્ષિસ આપની, અહો જગત કર્તાર. ૧

### હરિગીત છંદ.

હે જગતના કરતાર, અતિ ઉપકાર, તારો માનિએ,
પદ શ્રેષ્ટ દાદાભાઈ પામ્યા, તારિ મેહેરબાનિએ;
જગ્યા સભાસદની નથી, એથી બિજી અધિકાઇની,
કરજે પ્રભુ ચડતી કળા, દરરોજ દાદાભાઈની. ૨
જન સર્વના જે છે હિતસ્વી, નાતના પરનાતના,
પ્રિયકર પ્રજા રાજાતણા; વાકેફ સર્વે વાતના;
પામ્યા સુપાર્લામેન્ટ પદ, એ વાત આજ નવાઇની,
કરજે પ્રભુ ચડતી કળા, દરરોજ દાદાભાઇની. ૩
છે પારસી પણ, આરશી સમ, સત્યવાદી છે સદા,
વિદ્વાન છે ગુણવાન છે, અભિમાન ઉર ન ધરે કદા;
સૌ સાથ રાખે રીત રૂડી, મન વિષે મિત્રાઇની,
કરજે પ્રભુ ચડતી કળા, દરરોજ દાદાભાઇની. ૪

ઉત્કર્ષ સૌને હર્ષ દાયક, વર્ષ આ કહેવાય છે,
ઇસ્વી અઢારે શતક ઉપર, ત્રાણુંમું બોલાય છે;
તારીખ સાતમી સરસ સૌથી, જાણશું જુલાઈની,
કરજો પ્રભુ ચઢતી કળા, દરરોજ દાદાભાઈની. ૫
ભલિભાત વિદ્યાભ્યાસ કરી, પોતાની બુદ્ધિ કેળવી,
વિચરી વિલાયતમાં વળી, સાબાશિ સારી મેળવી;
બહુ માન પામ્યા તોય તે, બોલે ન વાત બડાઈની,
કરજો પ્રભુ ચઢતી કળા, દરરોજ દાદાભાઈની. ૬
હીમાયતી છે હિંદનો, નીતીનિ રીતી જાણુ છે,
શૂરો મનોરથ સાધવા; પૂરો પ્રવીણ પ્રમાણુ છે;
જેને જણાય મહેરબાની, બહુજ વિદ્યા બાઈની,
કરજો પ્રભુ ચઢતી કળા, દરરોજ દાદાભાઈની. ૭
ભલ ભાગ્ય ભારતભૂમિનાં, તે અધિક આજ થયાં ઉદે,
ગાજી રહ્યો ભૂગોળ ને, રાજી થયાં સૌનાં રૂદે;
લખિ રાખવા લાયક થઈ છે, સિદ્ધિ આ સરસાઇની,
કરજો પ્રભુ ચઢતી કળા, દરરોજ દાદાભાઈની. ૮
ધરિ હામ કરિ શુભ કામ, હામે હામ કીધી નામના,
ગુણુ ગાય છે ખુશ થાય છે, ગુણિ લોક ગામે ગામના;
સૌના સગાસમ તેહ છે, જરિએ ન રીત જુદાઇની,
કરજો પ્રભુ ચઢતી કળા, દરરોજ દાદાભાઈની. ૯

**કવિત.**

જેમ દિગવિજય કરીને આવે સ્વદેશમાં,
એમ દાદાભાઈ પાછા સ્વદેશમાં આવિયા;
ત્રાણુંના ડીસંબરની તારીખ ત્રીજીને દિને,
મુંબાઇના લોકે મોટા હરખે વધાવિયા;
ધન માલથકી જેની ધારીએ કીંમત મોટી
એવા ભલા જશના જહાજ ભરી લાવિયા;
કહે દલપતરામ સદા જીવો સુખી રહો,
હિંદુસ્તાન વાસિયોને બહુ હરખાવિયા. ૧૦

**દોહરો.**

દિન દિન દાદાભાઇનો, વધે હરખને હામ;
આશિષ આપે એટલી, દિલથી દલપતરામ. ૧૧

## તા. ૮-૧૦-૯૫ ને રોજ ખાનબહાદુર જહાંગીરજી પેસ્તનજી ને ખાનબહાદુરનો ખિતાબ મળ્યો તે વિષે—

**હરિગીત છંદ.**

આ વખ્ત અમદાવાદમાં જે પારસી પંચાત છે,
છે આપ આગેવાન સૌના વળી બહુ વિખ્યાત છે;
સૌ મનુષ સાથે મિત્રતા ગુણવંત મન ગંભીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા, જશ પામિયા જહાંગીરજી. ૧
વળી બહુ વફાદારી કરી સારી રીતે સરકારની,
શુભ રીત રાખી મન વિષે અતિ ગુમ પરઉપકારની;
નિજ ધર્મમાં ધન વાવર્યું ધરીને ભલી મન ધીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા, જશ પામીયા જહાંગીરજી. ૨
છે ખાનદાન ખરા વળી ગુણવાન છે ગુણુ જાણુ છે,
આ શેહેર અમદાવાદ મધ્યે પારસીકુળભાણુ છે;
કામો ભલાં ઉમદા કર્યા તે રાખી નિજ મન સ્થીરજી,
સત્પુત્ર પેસ્તનજી તણા, જશ પામિયા જહાંગીરજી. ૩
બે હાથ, બે પગ, આંખ બે મળી કામ જે રીતે કરે,
નવરોજજી ભાઇની સાથે કામ રૂડાં આદરે;
સૌ જન તણું હિત થાય એવી બહુ કરી તદબીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા, જશ પામિયા જહાંગીરજી. ૪
લઈ કંટરાકટ ભલ ભલા બહુ લોકનું પણ હિત કર્યું,
વિદ્યાની વૃદ્ધિમાંહી પણ છે ચિત્ત પોતે તો ધર્યું;
દુખિ લોકનાં દુખ કાપવામાં આપ છે શુરવીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા જશ પામિયા જહાંગીરજી. ૫
સાહેબ લોકો સાથ બાંધ્યો બહુ પ્રકારે સ્નેહજી,
મેળાપિ ગુણુ માણસ વિષે ઉમદા અતિ છે એહજી,
ભૂખ્યાંને ભોજન આપીયું તરસ્યાંને પાયુ નીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા જશ પામિયા જહાંગીરજી. ૬
મહારાણીજી વિકટોરિયાએ જરૂર તે ગુણુ જાણીયો,
ઇલકાબ ઉમદા આપવા અભિપ્રાય ઉરમાં આણીયો;
ઇલિકાબ આપ્યો ખાનબહાદુર જોગ્ય જેહ અમીજી,
સત્પુત્ર પેસ્તનજીતણા જશ પામિયા જહાંગીરજી. ૭
નિમક અફીણનો લૈ ઇજારો કામ શુભ રીતે કર્યું;
સરકારનું ને પ્રજા જનનું જે વિષે છે હિત ખરૂં;
સુખ પામજો કુટુંબ સઘળું સુખિ રહોજ શરીરજી,
સત્પુત્ર પેસ્તનજીતણા જશ પામિયા જહાંગીરજી. ૮

**દોહરો.**

મહારાણી વિક્ટોરિયા, જે છે ગુણનાં જાણ;
તે જગમાં જીવો ઘણું, પામો ખૂબ વખાણ. ૯
સાહેબ રીડ સ્વહસ્તથી, આવાં અનેક કામ;
કરજો અને સુખી થજો, દાખે દલપતરામ. ૧૦

**નામાંકિત જનોવિષે સમાપ્ત.**

## પ્રકરણ ૮ મું.

# હોપ વાચનમાળામાંની કવિતાઓ.

હોપ વાચનમાળામાં આવેલી કવિતાઓ દલપત કાવ્યમાં ઉમેરવા માટે કેળવણી ખાતાના વડા મે. ડીરેકટર સાહેબની પરવાનગી માગવામાં આવી હતી જે તેઓ સાહેબે આપવાથી હોપ માળાની ૧૮૫૯ વાળી પહેલીજ આવૃત્તિમાંથી આ કવિતાઓ લીધી છે.

## બીજી ચોપડી.

### સમજીને વાચવાવિષે.

#### ચોપાઈ.

સારી ચોપડીઓ શોભાય, હૈયું તે દેખી હરખાય;
જીવ ઘાલીને વાંચે જેમ, તેમાં સમજણ આવે તેમ;
વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર.૧

### પાડાવિષે કવિતા.

#### ચોપાઈ.

વાડામાંથી પાડું એક, છુટું થઈને નાઠું છેક;
મન માન્યું ચરવાને ઘાસ, વનમાં જઈને કીધો વાસ.
વળતી વાઘે લીધા પ્રાણ, એવું દુઃખીઉં થયું અજાણ;
ચિત્તમાં છુટું થાવા જાય, તેની એજ અવસ્થા થાય.

### નિશાળીઆને શિખામણ.

#### દોહરા.

નિત્યે જવું નિશાળમાં, ભણવું ચોડી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી, રૂડી રાખી રીત.
રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નિસરી, જવું પાંશરૂં ઘેર.

### ગાયની કવિતા.

#### દોહરા.

ગુણ અગણિત છે ગાયમાં, સુખદાતા કહેવાય;
દે છે તે દહીં દુધ ઘી, ખાંતે સૌ જન ખાય.
પશુ પંખી નર નારને, જુઓ જન્મતી વાર;
ચાહ્યું કરી ઘી દુધ છે, એજ પ્રાણ આધાર.

### જુઠ ને સાચવિષે.

#### દોહરા.

જુઠું બોલે જે કદી, પાપી પુરો થાય;
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.
સાચામાં સુખ છે ઘણું, સાચે સૌનો સ્નેહ;
સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ.

### કાગડાવિષે.

#### દોહરા.

બેહો માળો બાંધવા, ભાળ્યો કાળો કાગ;
બે પંખાળો બોલતો, નહીં રૂપાળો રાગ.
કોય લઈને કાંકરો, ચાંપે હણવા ચાય;
ચિતમાં ચેતી ચતુર તે, જલદી ઉડી જાય.

### ઊંદરવિષે.

#### ચોપાઈ.

વધ્યા ઉંદર હારોહાર, પકડ્યા પણ નહીં આવ્યો પાર;
રાતે તો માંડે રંજાડ, ધડબડ જાણે આવી ધાડ.
ખાસાં કપડાં કરડી ખાય, દીવાની દીવટ લઈ જાય;
એનો એકે નહિ ઉપાય, મની મળે તો મહાસુખ થાય.

### ચોરીવિષે.

#### દોહરા.

જે નર ચોરી જઈ કરે, સમજી તેમાં સુખ;
પાછળથી પસ્તાય છે, દેખે જ્યારે દુખ.
ચોરી ચાહન થાય છે, જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે મહીપતિ, છેક ફજેતી થાય.
ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર.

### ઇશ્વરનો મહિમા.

#### ચોપાઈ.

જુઓ ભાઈઓ, મોટાં ઝાડ, તેમાં સૌથી ઉંચો તાડ;
આમલી આંબો કોઠી કોય, જો તેનાં ફળ જુદાં હોય.૧
જે આ જગનો છે કરનાર, સુરજ તારા સરજનહાર;
એજ અમારો મોટો દેવ, તેને ભજવા ધરીએ ટેવ. ૨

## ત્રીજી ચોપડી.

### ગાળાગાળીવિષે.

#### દોહરા.

ભુંડા ભુંડું ભાખતાં, ખોટી ગાળો ખાય;
મોટા એવા મુરખનો, જગમાંથી જશ જાય. ૧
ભુંડું બોલે જે ઘણી, ગાળો દે ને ખાય;
મુરખ એને જાણવો, તે બહુ દુખિયો થાય. ૨
જે બાળક કે બાળકી, બોલે જેવો બોલ;
નકી થશે નર નારમાં, તેનો તેવો તોલ. ૩

કીડી કણ સંગ્રહ કરે, જુઓ જનાવર જાત;
વસે વળી સંપે સદા, સર્વ મળી સંઘાત. ૪

## પોપટવિષે.

### દોહરા.

પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ;
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ. ૧
કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો, ધારે ધર્ણીની ધાક. ૨
મીઠું બોલે મનુષ્યને, ઉપજે હેત અથાગ;
પોપટ પાળે પ્રીતથી, કોય ન પાળે કાગ. ૩

## ચોખાઈવિષે.

### દોહરા.

ચોખી ચીજો રાખવી, ચોખાં પેહેરો ચીર;
ચોખાં ઘર ને ચોક પણ, ચોખે સુખી શરીર. ૧
મધપુડો રૂડો રચે, માખી રાખી માપ;
ડાઘાડુઘી નવ દેખીએ, ખરેખરી શુધ ખાપ. ૨
ચોખે ચિત રાજી રહે, વળે શરીરનું વાન;
ચોખે સજ્જન ચારમાં, મળે મનુષને માન. ૩

## મેહેનતવિષે.

### દોહરા.

પીવા ખાવા પેહેરવા, અને ઓઢવા અંગ;
મળે મેહેનતમાં થકી, રાતા પીળા રંગ.
ધરતીમાંથી ધાન્ય તો, થોકે થોક થાય;
ખાંતે જો ખેડે નહીં, ખાવાનું શું ખાય?
આપણને સૌ ઈશ્વરે, આપ્યા છે ઉપાય;
પણ બળતણ વાસણ વિના, શી રીતે રંધાય?
તે તો તું તૈયાર કર, કાં કરી આપે કોય?
તારે તારા અર્થનું, હાલ વખત જે હોય.
નથી લટકતાં લુગડાં, તે ઝાડે તૈયાર;
વાવી કાંતે જો વણે, થાય સરસ સણગાર;
માટે મેહેનત જો કરે, ઘેર રહી પર ઘેર;
ચાકરી કરતાં આખરી, પામે રૂડી પેર.

## સાચવિષે.

### દોહરા.

સહીએ સંકટ સર્વ પણ, કહીએ સાચી વાત;
લઈએ સુખ પરલોકમાં, રહીએ સુખી દિનરાત.
સાચું તે શુભ છે સદા, જુઠે દુઃખ દેખાય;
ક્રોડ ઉપાય કરી જુઓ, સાચેથી સુખ થાય.
સાચે કામ સરે સદા, જુઠે નકી ન થાય;
કાગળની હોડી કરો, તેથી ન સિંધુ તરાય.

## ધાન્યવિષે.

### દોહરા.

બાજરીઆમાં બાજરી, જાર કણસલે જોય;
ઉંબીમાં તો ઉપજે, ઘઉં ડાંગર જવ હોય.
તલના તે તો તલસરા, શિંગે સર્વ કઠોળ;
થાય ચણાના પોપટા, શેલડી સાકર ગોળ.
ચોમાસાના ચારમાં, થાય બાજરી જાર;
શીઆળામાં ઘઉં ચણા, તે સર્વે તૈયાર.

## માબાપના ગુણવિષે.

### દોહરા.

ડગમગ પગ ટકતો નહીં, ખાઈ ન શકતો ખાજ;
લુહી ન શકતો આપથી, લેશ હતી નહીં લાજ.
એ અવસર આણી દયા, બાળકને માબાપ;
સુખ આપે દુઃખ વેઠીને, એ ઉપકાર અમાપ.
કોય કરે એવે સમે, બે ઘડીએ બરદાશ;
આખી ઉમર થઈ રહે, તે નરનો નર દાસ.

## ઘરવિષે કવિતા.

### ભુજંગી.

છજાં જાળીઓમાં માળીઆં ખૂબ છાજે,
રૂડાં બારીએ બારણાં તો બીરાજે;
વડયાં પાણીઆરાં રસોડાં રૂપાળાં,
ચણ્યાં ઇંટથી ને દિસે છે ચુનાળાં.
તુટે કે ન ખુટે ભર્યાં નીર ટાંકાં,
પીએ ખેંચી પાણી વળી લોક વાંકાં;
મીઠા બોલ બોલે સુડા શુક મેનાં,
જડયાં પીતળે પાંજરાં રંગી જેનાં.
બની બેઠકો ને કઠેરા અગાશી,
સુવા સેજ ને હીંચકે ખાટ ખાસી;
ગલીચા બીછાવી ગમે તેવી રીતે,
ભલા ભુપતિનાં કીધાં ચિત્ર ભીંતે.

## થોડે થોડે ભણવાવિષે.

### દોહરા.

ભણતાં પંડિત નિપજે, લખતાં લહીઓ થાય;
ચચ્ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.
પોપટ પણ અભ્યાસથી, શિખે બોલતાં બોલ;
કાયર થઈ આળસ કરે, તે નર ખરને તોલ.
કુવા ઉપરના કઠણ જે, પાકા કાળા પાણ,
દોરડીએ છેદાય છે, એ સેવું એંધાણ.

## મુરખાઈવિષે.

### દોહરા.

મુરખ માથે શીંગડાં, નહીં નિશાની હોય;
સાર અસાર વિચાર નહીં, જન તે મુરખ જોય.
અક્ષર એક ન આવડે, ઉર અભિમાન અપાર;
જગમાં તેને જાણવો, સૌ મુરખ સરદાર.
વેહેમ ભરી વાતો વડી, બહુ બહુ બકતો જાય;
શિખામણ નહીં સાંભળે, તે મુરખનો રાય.

## ભાઈબેનવિષે.

### ચોપાઈ.

મળી આપણ જણ બંને બેન, સંપી રમીએ તો સુખ ચેન;
લડે રડે તો સઘળો શોક, લાજ ઘટે ને નિંદે લોક.
બળવંતા પરમેશ્વર બાપ, અમને સંપ સદા તું આપ;
જેથી સુખમાં દહાડા જાય, કદીએ લેશ કલેશ ન થાય.
હળતાં મળતાં બાળક હોય, કદીએ લડે રડે નહીં કોય;
રમે જમે ને ગીતો ગાય, માતા મનમાં રાજી થાય.

## સર્વવ્યાપક ઈશ્વરવિષે.

### દોહરા.

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
શ્વાસ શ્વાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ.
ભોંમાં પેસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.
ખાલી જગા ખોળીએ, કણી મુકવા કામ;
ક્યાંએ જગકર્ત્તા વિના, ઠાલું ન મળે ઠામ.

## છોકરાંને શિખામણ.

### ભુજંગી.

સુખે શિખવું તે શિખે શિખ સારી,
નઠારાની માનો ન શિક્ષા નઠારી;
ભણો ભાવથી તો ઘણો ભેદ જાણો,
અરે બાળકો અંતરે વાત આણો.
ન ચાલો કુડી, ને રૂડી ચાલ ચાલો,
ઠગાઈ તણો તો તજો દાઠ દાલો;
ઘરેણું ઘડેલું પડેલું ખડેલું,
જડે તો ઝુમે જૈ કહો જે જડેલું.
છળે કે કળે છેતરી જે છુપાવે,
ઘટે લાજ ને લોકમાં આળ આવે;
પછી જ્યાં સુધી વાળ આવે પળીનો,
નહીં છોડતાં ડાઘ છુટે ગળીનો.

---

# ચોથી ચોપડી.

## પરમેશ્વરની પ્રાર્થના.

### દોહરા.

આ ઈશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર;
પૃથ્વી પાણી પર્વતો, [redacted] કીધાં તૈયાર.
તારા સારા શોભિતા, સુરજ ને વળી સોમ;
તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂ તારૂં જોમ.
અમને અદકાં જ્ઞાન ગુણ, તેનો તું દાતાર;
ભુલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર.
કાપ કલેશ કંકાશ ને, કાપ પાપ પરિતાપ;
કાપ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ સુખ આપ.

## નઠારા નિશાળીઆવિષે.

### ભુજંગી.

બીજા સર્વ પેઠા પછી આપ પેસે,
બીજા સર્વ બેઠા પછી આપ બેસે;
ન ધારે ગુરૂજી કહે તેજ ધારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૧
સમી સાંજ સુવાતણી વાત સુજે,
પછી પાઠ તે વાંચતાં પાય મુંજે;
લખે જેમ લીટા ભણે તો લવારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૨
ભલી જોડણી તે નહીં જોડી જાણે,
અતિશે ન ચિંતા થકી ચુક આણે;
ભરે લેખણો ભાંગીને જેમ ભારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૩
કરે હાથ મેલા થકી પોથી મેલી,
ઘણો તો ગવાળો ભરે જેમ ઘેલી;
બીબો લેખીએ લુગડામાં હજારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૪
વડી વાર વાતે વળે વાત વાળો,
તમે બાળકો તેતણો સંગ ટાળો;
ન આવે કશી વાતનો એક આરો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૫
લઢે ને વઢે કાં પડે આડ પાસે,
પછી આપનું રૂપ પુરૂં પ્રકાશે;
ખરો બોલ લાગે સુણી ખુબ ખારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૬
નિશાળે ગુરૂને નડે કર્મ ફુટ્યો,
છુટે તો પછી માંકડો જેમ છુટ્યો;

પિતામાતને તે નહીં પુત્ર પ્યારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૭
ઘણે જોર નિશાળમાં લાવી ઘાલે,
નહીં ઠીક શિખે રહે ઠોઠ હાલે;
ભરે બીજીને પેટ કાં વેઠી ભારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૮

## માખીનું બચ્ચું.

### દોહરા.

માખી બોલી મુખથકી, પ્યારા બચ્ચા પાસ;
જઈઆવું હું જ્યાં સુધી, ઉડીશ માં આકાશ.
ઉકળે છે ઉનામણો, જે તે પાસે જાય;
ચુકે ફરતાં ચોટ તો, જીવનું જોખમ થાય.
એમ કહી એ તો ગઈ, બચ્ચું બુદ્ધિ બાળ;
દિલમાં ડાપણ ડોળવા, તે લાગ્યું તતકાળ.
ખરડાં તો વાતો ઘણી, કરે વધારી વેહેમ;
ઉડી ફરતાં આટલે, કહો મરીશ હું કેમ?
એમ કહી ઉડી ગયું, પહોચ્યું પાણી પાસ;
અંજાઈ એમાં પડયું, વળતી થયું વિનાશ.
બોલ્યું મરતાં બોલ તે, જે ચાલે આ ચાલ;
માને નહીં માબાપનું, તો તેના આ હાલ. ૬

## કેફવિષે.

### ચોપાઈ.

નર્થી જગમાં કેફીને લાજ, કરીં વિશ્વાસ ન સોંપે કાજ;
ભંગી અફીણી કેફી હોય, કન્યા તેને નવ દે કોય. ૧
સોબત કરતાં સૌજન ડરે, રખે લોક નિંદા ઉચરે;
કદી વસ્તુ ચોરી લે કોય, કેફીને શિર ભ્રાંતિ હોય. ૨
ભલુ મનુષ હોય કીર્તિવંત,તરત ન કોઈ વિશ્વાસ કરંત;
જે કોઈ કેફી વ્યસની થાય,પછી ઘણો મનમાં પસ્તાય. ૩
કેના ઉપર કાઢે રોષ, રોગતણો શિર દે છે દોષ;
હોય એકલા ત્યાં લજવાય, વધવા નાત કરે ઉપાય. ૪
તે માટે સૌ ચેતો ચીત, ન કરો એવા નરથી પ્રીત;
જે પરણી કેફીને નાર, તેના જીવતરને ધિક્કાર. ૫
કેફી વસ્તુનો ન કરો સંગ, ઉડી વળગશે આવી અંગ;
સાપ કેફ ને જળની રેલ, તેની સાથે ન કરો ખેલ. ૬

---

## પ્રાણીઉપર હેત.

### મનહરછંદ.

ગમેતેમ રમે કોઈ શ્રમે મન ભમે ત્યારે,
દયા તજી દમે પ્રાણીને પરોવી શૂળમાં;
કતિ પગ તોડે પછી છોડે કાંતો આંખફોડે,
કાંતો મારે જોડે કે ઝબોડે દાટે ધુળમાં;
એવો અનરથ કરે અર્થ વિનાનો અતિ,
અકલવિનાનો આગ મેલે ઝાડ મૂળમાં;
તજો તમે તેવાં પાપ, ઇશ્વરથી ડરી આપ,
પ્રભુ પ્રીતે પ્યારો પ્રેમ પ્રાણીઓના કુળમાં.

## જગકર્ત્તાવિષે.

### ચોપાઈ.

જગકર્ત્તાએ જગમાં જેહ, ઉપજાવ્યાં વસ્તુઓ તેહ;
સુખ પામે તેથી સંસાર, ગુણ ગણતાં નહીં પામે પાર.
પૃથ્વી પાણી પ્રૌઢ પહાડ, ઝાડીમાં જે ઝાઝાં ઝાડ;
બળદો હય હાથી બળવાન, વાહન તે જેવાં વેમાન.
ચંદ્ર રવિ તારા ચળકાટ, ઠીક ઠરાવ્યો તેનો ઠાઠ;
સમાસમાના સુખનો સાજ, કીધા માનવીઓને કાજ.

## ગાયવિષે.

### ચોપાઈ.

ગુણવાળી શીંગાળી ગાય, પાણી પીતી ને ખડ ખાય;
કેવો છે એનો આકાર, ચાર પગાળી આંચળ ચાર.
ફરીને પગ જો ખરીમાં ફાટ, ઘણો રૂપાળો ભાળો ઘાટ;
પછવાડે પુંછડે છે વાળ, નિત્ય ગોવાળ કરે સંભાળ.
હોઠ હલાવે બેઠી હોય, કાળી ધોળી રાતી કોય;
દોતાં દુધ ભલું દેખાય, તેનાં દહીં માખણ ઘી થાય.
પેંડા બરફી ને દુધપાક, ખાતાં ખીર ન લાગે થાક;
બાસુંદી ને બને શિખંડ, ઠરે પેટમાં ઉપજે દંડ.

## ઋતુઓનું વર્ણન.

### ચોપાઈ.

શીઆળે શીતળ વા વ્હાય, પાન ખરે બહુ પેદા થાય;
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે આવે તંબોળ.
ધરે શરીરે ડગલી શાલ, ફાટે ગરીબતણા પગ ગાલ;
ઘટે દિવસ ઘણી મોટી રાત, તનમાં જોર મળે ભલીભાત.
ઉનાળે ઉંડાં જળ જાય, નદી સરોવર જળ સુકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસુડાં રૂડાં ગુણવાન.
સારા હોજ ફુવારા બાગ, પ્યારા ચંદન પંખા લાગ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ.
ચોમાસું તો ખાસું ખૂબ, દિસે દુનીઆ ડુબાડુબ;
મોર ઉચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર.
ચંપા ચપેલી જુઈ જાય, ફૂલ ગુલાબ ભલાં ફુલાય;
છત્રી ચોમાસે સુખમાટ, ચાખડીઓ હીંચોળાખાટ.

## ભોજનવિષે.

### નગસ્વરૂપિણીછંદ.

રૂપાળી પોળી પોળીઓ,
ઘણા ઘીમાં ઝબોળીઓ;
ઘી ખાંડ દુધપાકમાં,
સવાદ ખુબ શાકમાં.
ચડાવી રાઈ રાઇ તે,
નથી કશી નવાઈ તે;
વળી ઘણા વઘારીઆ,
મરી મીઠે સુધારીઆ.
અથાણું એક એકથી,
વખાણીએ વિવેકથી;
વડાં વડી સુવાળીઓ,
રચી પુરી રસાળીઓ.
જમો જલેબી લાડવા,
પીઓ કઢી પચાવવા;
ભલાંજ ભાત દાળ છે,
રસોઈ તો રસાળ છે.

---

## વિવેકવિષે.

### ઇન્દ્રવિજય.

ધાતુની ધાત ભણી ભલી ભાત,
રળે દીન રાત ધરી બહુ ધંધા;
ભાવ ભલેજ ભલાં ધરી ભૂષણ,
દે તજી દૂષણની દુરગંધા;
રાજ સભાસદ લાજ ગણે,
કવિ કાજ કરે પદબંધ પ્રબંધા;
ટેવ અનેક ન છેક છુટે પણ,
એક વિવેક વિના નર અંધા.

### દોહરો.

એક તાસતો બાસતો, ગાય ગધેડી એક;
ગોળ ખોળ સરખાં ગણે, જે જન વિના વિવેક.

## જુગારી છોકરો.

### પ્રમાણિકાછંદ.

છકેલ છેલ છોકરો, ઠગાય ખાય ઠોકરો,
જુગારી સંગ જાય તે, ખતા ઘણાક ખાય તે;
ભમેલ જાણી ભૂત છે, પિતા કહે કપૂત છે,
ગમાર ચાર ગોઠીઆ, પીંઢાય જેમ પોઠીઆ.

## કેફવિષે.

### પ્રમાણિકાછંદ.

ન કેફી ચીજ પીજીએ, વિચારી કામ કીજીએ;
વધે વડાઈ લોકમાં, સદા વસો અશોકમાં;
સવાદ કેફમાં કશો, વિચારજો નથી વસ્યો;
અસુખ થાય ઊલટું સુઝે ન કામ સુલટું.
ખચીત માનજો ખરૂં, પઢું છું વેણ પાધરૂં;
કરેજ કેફ જે ઘણી, ઘટેજ બુદ્ધિ તે તણી;
ભરાય પિંડ પાપથી, છપાય કેફી છાપથી;
વિચારી કેફ છોડશે, પ્રભુજી પ્યાર જોડશે.

### કુંડળીઓ.

કીધી કેફ નર કેફીએ, ચાલ્યો ચૌટા બીચ,
ઠામ કુઠામ ગયો પડી, નહીં ચેત્યો તે નીચ;
નહીં ચેત્યો તે નીચ, કીચ લપટાણી કાયા,
ગર્થ હતો જે ગાંઠ, મુરખ ખોઈ બેઠો માયા;
કહે કવિ દલપતરામ, પદવી નિર્લજ શિર લીધી;
ફોકટ થયો ફજેત, કેફ કેફીએ કીધી.

## માણસ ઉપર હેત રાખવાવિષે.

### મનહર છંદ.

અરે બાઈ ભાઈ તમે સર્વથી સગાઇ સાહી,
રાખો તજી શત્રુતાઈ મિત્રતાઇ મનમાં;
જેવાં સગાં બેન ભાઇ સંપીને વસે સદાઈ,
લડ્યાં ન કદી લડાઇ જે જણાઇ જનમાં;
એવી સજ્જનાઈ સાહી લુચ્ચાઇ ઠગાઈ તજી,
ભેળવી ભલાઈતણી વાસના વચનમાં;
મળે સુખદાઈ માન ટળે દુખદાઈ દ્વેષ,
માટે લ્યો મીઠાઇ જીભે તેથી સુખ તનમાં.

## અટકચાળો છોકરો.

### દોહરા.

એક અડપલો છોકરો, જીવો જેનું નામ;
અતીશે કરતો અડપલાં, જઈ બેસે જે ઠામ.
કાગળ કાં લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝુંગી ઝડપથી, હીરાજેવી હોય.
નાના કહીં માને નહીં, કહ્યું ન ધારે કાન;
એને પણ દિન એકમાં, સર્વ વળી ગઈ સાન.
ડોસો ચસ્માં ડાબલી, મેલી ચડીઆ માળ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તતકાળ.

ચશ્મા નાક ચડાવીઆં, ખાડાળાં જે ખૂબ;
ડાબલી લીધી દેખવા, ધારીને પગ ધુબ.
ઢીલું નહતું ઢાંકણું, જબરૂ કીધું જોર;
ઉઘડતાં તે ઉછળ્યું, કીધો સોર બકોર.
આખા મોં ઊપર પડી, તેમાંથી તપખીર;
ફાંફાં મારે ફાંકડો, ધારી ન શકયો ધીર.
ચશ્માં નાંખ્યાં ચોકમાં, છીંછીં છીંકો ખાય;
થાકયો તે થુંથું કરી, જીવો રોતો જાય.
ચોળે ત્યાં તો ચોગણો, આંખે અંધો થાય;
ડોસે દીઠો દીકરો, ચશ્માના ચુરાય.
ડોસે ડારો દઈ કહ્યું, હસવું તે થઈ હાણ;
લાડકડા એ લાગનો, જીવા છું તું જાણ.
ચશ્મા તો વસમાં થયાં, ડબીએ વાળ્યો ડાટ;
જીવે ફરીને જીવતાં, ઘડયો ન એવો ઘાટ.

---

થોભ નહીં જ્યાં લોભનો, શોભા સઘળી જાય;
તૃષ્ણાથી તરસ્યો સદા, ધનથી નહીં ધરાય.

---

### કોઇને હલકો ન ગણવો.

#### દોહરા.

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોરા કોય છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોયને, સઘળા એક સમાન.

#### અવગુણપર ગુણ.

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ.
બાળક ખેંચે વાળ પણ, કદી ચઢે નહીં કાળ;
આળ કરે અજ્ઞાની જન, દીલમાં થવું દયાળ.

---

### ત્રિભંગી છંદ.

માપ અમાપ પ્રતાપથી, મટે પાપ સંતાપ;
થાપ ઉથાપ કરણ તુંહી, જે જે જગના બાપ.
જે જે જગબાપા, સુખરસ પાપા;
કુડમતિ કાપા, તું કરજે.
તું ભવજળ તારણ, અધમ ઉધારણ;
દુખ પોકારણ દીલ ધરજે;
તું અંતરજામી, અવિચળ ધામી;
તુજ બહુ નામી નામ ખરૂં.
છે મુજ મતિ કાચી લઉંછું જાચી;
દે મતિ સાચી ગ્રંથ કરૂં.

### અમદાવાદના ભદ્રવિષે.

#### દોહરા.

ભદ્ર નામ સૌથી ભલું, સૌ જાણે સંસાર;
શા કારણ કાળાશથી, ભદ્ર દિસે ભયંકાર.
કાળાં મુખ વાળાં વસે, કાળાં કૃત્ય કરનાર;
તે કારણ કાળાશથી, ભદ્ર દિસે ભયંકાર.
જશ જેના અતિ ઉજળા, દુનીઆં મધ્યે દેખ;
એવા જનથી ઉજળી, પુસ્તકશાળા પેખ.
કાચા કાચ સમાનના, ઉપજે રત્ન અમુલ;
કીંમત પામે કારમી, એ તું જો આ સ્કુલ.
સ્વર્ગ નર્ક આ લોકના, સઘળા રસ્તા સેહેજ;
તે મળવાના ત્રણ જુઓ, આ દરવાજા એજ.
સામગ્રી સુખની ભલી, મળે જહાં મન રંજ;
જો જુગતીથી આ બન્યો, તેવો છે કારંજ.
શુક્રવાર શોભા ભલી, આ ઠેકાણે થાય;
ચઢતે પોરે ચોકમાં, ભલી બજાર ભરાય.
આ તો અમદાવાદમાં, મન ઠરવાનું ઠામ;
દેખતાં દિલમાં થયા, રાજી દલપતરામ.

## પાંચમી ચોપડી.

### પ્રાણીપર દયા રાખવાવિષે.

#### નારાચ છંદ.

જુઓ પીંડાથી જેમ આ, પીડાય પિંડ આપડો,
પીડા કર્યાથી તેમ તે પીડાય પ્રાણી બાપડો;
મદાંધ થઈ ન મારશો જરૂર જીવ જાણીને,
અરે દિલે દયા ધરો પીડા ન કરો પ્રાણીને.
રચ્યા અવેવ ઇશ્વરે, જુઓ સહુ શરીરના,
તમોથી તે બને ન લાખ વાતથી લગીરના;
વિચારીને અધિક ઠીક, બીક ઉર આણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
ધરો ન ચર્ણ ઘાવ પ્રાણીને ગરીબ ધારીને,
ખરેખરા ખુશી થશો ન મિત્ર જીવ મારીને;
ન ઘાતની વિશેષ વાત વર્ણવો વખાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.

બનાવનાર એક ઇશ આપણોજ એહનો,
તથા મળેલ તેહને ઉદાર પ્યાર તેહનો;
ભલે હરે ફરે પ્રભુ દીધેલ સુખ માણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
ભરી ગજાથી ખૂબ ભાર કેમ માર મારીએ,
ગરીબ જીવ બાપડાની વેદના વિચારીએ;
કરો કદી ન, ક્રૂર કર્મ પાપનું પિછાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
કરે અધર્મ કર્મ જંતુ પાય પાંખ તોડીને,
પરોવી શૂળમાં કરે ખરાબ ખેલ ખોડીને;
નિશાન માંડીને કરે વિનાશ તીર તાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.

## વિચારીને બોલવાવિષે.

### ઉપેંદ્રવજ્રાછંદ.

સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે,
કુવાક્યથી ક્લેશ હમેશ લાધે;
અરે કશો એહ વિવેક આણી,
વિચારીને યાર ઉચાર વાણી.
સુવાક્યથી વિશ્વ બધું વખાણે,
કુવાક્યથી કીર્ત્તિજનો ન જાણે;
પડે ચઢે જીભવડેજ પ્રાણી;
વિચારીને યાર ઉચાર વાણી.
પ્રજા જુઓ પોપટ ઘેર પાળે,
સુખે સુઈ ઘૂડ શકે ન માળે;
ઉચારનું કારણ એજ જાણી,
વિચારીને યાર ઉચાર વાણી.
ભલી જીભે ભાઈ ભલાઈ તો લે,
બુરી જીભે લોક બુરાઈ બોલે;
ગરીબ કે રાજકુમાર રાણી,
વિચારીને યાર ઉચાર વાણી.
સુવાક્યથી દુધ દહીં ઘી દેશે,
અમુલ્યનું મુલ લગાર લેશે;
કુવાક્યથી પાય પળી ન પાણી,
વિચારીને યાર ઉચાર વાણી.
મુખેથી રે માનવી વેણ મુક્યું,
ફરીથી તેં તે ન ગળાય થુંક્યું;
વિમાસશો એવી હશેજ હાણી,
વિચારીને યાર ઉચાર વાણી.
છરાતણો છેદ ઉપાય સુઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે;
ન કાચની કોહી મટેજ કાણી,
વિચારીને યાર ઉચાર વાણી.
ભલો બુરો તોપતણો ભડાકો,
હવા વિષે હોય જતો હડાકો;
કહો તમે કેમ શકાય તાણી,
વિચારીને યાર ઉચાર વાણી.

### દોહરો.

વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;
ભાર તોલ તો જનભલા, રાખે દલપતરામ.

## માનો ગુણ.

### ભુજંગી છંદ.

હતો હું સુતો પારણે પુત્ર નાનો,
રડું છેક તો રાખતું કોણ છાનો;
મને દુખી દેખી દુખી કોણ થાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
સુકામાં સુવાડે ભીને પોઢી પોતે,
પીડા પામું પંડે તજે સ્વાદ તો તે;
મને સુખ માટે કટુ કોણ ખાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
લઈ છાતી સાથે બચી કોણ લેતું,
તજી તાજું ખાજું મને કોણ દેતું;
મને કોણ મીઠાં મુખે ગીત ગાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
પડું કે ખડું તો ખમા આણીવાણી,
પડે પાંપણે પ્રેમનાં પુર પાણી;
પછી કોણ પોતાતણું દુધ પાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
મને કોણ કેતું પ્રભુ ભક્તિ જુક્તિ,
ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ;
ચિત્તે રાખી ચિંતા રૂડું કોણ ચાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
તથા આજ તારૂં હજી હેત તેવું,
જળે માછલીનું જડયું હેત જેવું;
ગણિતે ગણ્યાથી નથી તે ગણાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
અરે એ બધું શું ભલું જૈશ ભૂલી,
લીધી ચાકરી આકરી જે અમૂલી;

સદા દાસ થૈ વાળીશ આશીશ સારું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
અરે દેવના દેવ આનંદ દાતા,
મને ગુણ જેવો કરે મારી માતા;
સમો વાળવા જોગ દેજે સદા તું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
શિખે સાંભળે આટલા છંદ આઠ,
પછી પ્રીતથી જે કરે નિત્ય પાઠ;
રીઝી દેવ રાખે સુખી સર્વ ઠામે;
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

### ભલું ભુંડું કરવાવિષે.
#### મનહર છંદ.

મોગરાના બીજ જેવા માનવીના મીઠા બોલ,
કૌચ બીજ જેવા બોલ કડવા કહાવીએ;
મોગરાના બીજમાંથી કૌચ ન કદાપિ થાય,
કૌચથી ન મોગરાની આશ લેશ લાવીએ;
એકવાર આપણે વિવેકથી વિચારી જુઓ,
એવાં ઝાડ ઉગે જેવાં જેવાં બીજ વાવીએ;
પ્યાર ખાર પામવા ઉપાય હાથ આપણામાં,
દુનીઆને દોષ દલપત ન ચઢાવીએ.

### ઇંદ્રવિજયછંદ.

વંદન શબ્દ સુણો કહીં વંદન નિંદક થાય તમે કદી નિંદો,
સાલસ શબ્દ સુણો કહી સાલસ ખંધુ કહ્યાથી કહેવળી ખંધો;
નિર્મળ શબ્દ સુણો કહીં નિર્મળ ગંદુ કહ્યાથી કહે વળી ગંદો,
વાણી વદે જનમાં જન જેમજ તેમજ તુર્ત પડે પડછંદો.

---

### મહારાણીજીની ગરબી.

અમે ઇશ્વર માગીએ એટલું,
વડી પ્રેમવાળી ઘણાં વર્ષ, જીવો વિકટોરીઆ.
તમે આપો કૃપા કરી તેટલું,
પૂરો હૈડામાં પામીએ હર્ષ. જીવો૦ ૧
એનો અચળ અમલ અમપર હજો.
કરજો કરૂણાથી કુશળ કલ્યાણ. જીવો૦
દિનદિન ચઢતી કળા ને દોલત થજો;
વળી વિધવિધ પામો વખાણ. જીવો. ૨
એના સઘળા શત્રુને સંહારજો,
થાજો દુષ્ટના આફળ ઉદ્યોગ. જીવો૦
વિજયા કુંવરીનો વિજય વધારજો,
જે છે જગતપતિપણા જોગ. જીવો. ૩
ઇશ્વર અખૂટ દોલત એને આપજો;
સર્વે સમયમાં રે'જો સહાય. જીવો૦
એનાં કષ્ટ કૃપાનિધિ કાપજો,
જેનો જશ ઘણો જગમાં ગવાય. જીવો. ૪
જેના રાજ્યથી જન સુખીઆં થયાં;
હજો એનો અખંડ સોહાગ. જીવો૦
દુઃખ જુલમનાં જેથી મટી ગયાં,
ઉપજ્યો અંગ ઉમંગ અથાગ. જીવો. ૫
આખા જગમાં અચળપણું જામજો,
એનો નિર્મળ ન્યાય સદાય. જીવો૦
એનો સુજશ સંસારમાં જામજો,
જેથી ગુણીજન ગ્રંથમાં ગાય. જીવો. ૬
દયાવંત દિસે છે દીપાવડો,
જેનો સદ્ગુણી રાજ સમાજ. જીવો૦
એને ચોગણી હામ ચિંત્તે ચડો,
એની રક્ષા કરો મહારાજ; જીવો. ૭
જેમ અમરવેલી વધે બહુ બહુ,
એમ વધજો એનો પરિવાર; જીવો૦
કહે દલપતરામ સજન સહુ,
કહો કુંવરીનો જય જયકાર. જીવો વિકટોરિઆ. ૮

### મિત્રાચારીવિષે.
#### છપ્પા.

પંડિત મિત્રો મળે વદે મુખ મધુરી વાણી,
પ્રથમ કરી પરણામ, પાય ગંગાજળ પાણી;
પછી સોપારી પાન, આપી કુશળતા પૂછે,
કહે પછી કરજોડી આગમન કારણ શું છે?
કરી જ્ઞાન વાત ચિત શાંત થઇ, સ્નેહ સહિત જુદા પડે;
મન મગ્ન રહે મિત્રાઇમાં, પંડિતની પ્રીતિવડે.
મુરખ મિત્રો મળી, ગાળ દઈ ગમત કરશે,
મારી પરસ્પર લાત, વાતમાં મશ્કરી ધરશે;
મિત્રાચારી મુલ, કેફ પીશે ને પાશે.
ખેલી બાજી ખેલ, લડાલડી કરી ઘેર જાશે;
મુખ મિઠાં ને મનમાં કપટ, સ્વારથલગી સગાઈ છે.
કદી જોખમકારી જીવને, મુરખની મિત્રાઈ છે.

### પિતાની સેવા.
#### ભુજંગીછંદ.

છડો હું હતો છોકરો છેક છોટો,
પિતા પાળી પોષી મને કીધ મોટો;

રૂડી રીતથી રાખતા રાજી રાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
ચડી છાતીએ જે ઘડી મુછ તાણી,
કદી અંતરે રીસ આપે ન આણી;
કહ્યું મેં મુખે તે કર્યું હાજી હાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
મને સારી શિક્ષા શિખાવી સુધાર્યો,
વળી આપી વિદ્યા વિવેક વધાર્યો;
ભલી વાતના ભેદ સીખ દીધાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
કદી કોટી કોટી સહી કષ્ટ કાયા,
મને છાતીમાં લૈ કરી છત્રછાયા;
અતિ પ્રાણથી પ્યાર જે આણતાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
મને દેખી અત્યંત આનંદ લેતા,
મુખે માગી વસ્તુ મને લાવી દેતા;
પુરો પાડ ભુલે તે તો પુત્ર પાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
વડા વાંકમાં આવું તો રાંક જાણી,
દીધા દંડ દેતાં દયા દિલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી,
તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી;
જનો મધ્ય જેથી રહી કીર્તિ ગાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
લીધા લાવ ને લૈશ જે લાવ સારો,
ગણું ગુણ હું તાત તે તો તમારો;
સદા સુખ સારૂ ઉપાયો સજ્યાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
મને નિર્ખતા નેત્રમાં નીર લાવી,
લઈ દાબતા છાતી સાથે લગાવી;
મુખે બોલતા બોલ મીઠા મીઠાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
હતો બાળ હું આજ સુધી અજાણ્યો,
ઉરે આપનો ગુણ એકે ન આણ્યો;
હવે હું થયો જાણીતો આજ આ જી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
જગંનાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી અમારી હશે જો;
કરું સેવના દિલ સાથે સદાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી.
ભણે ભાવથી જે ગણે છંદ સારા,
પિતુ ભક્તિ પામી ન થાશે નઠારા;
રહું જ્ઞાન લૈ લાગશે શુભ કામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## સંપવિષે.

### છપ્પા.

સંવત તેર ત્રેપન, સાલ વિક્રમની જ્યારે;
દિલી અલાઉદ્દીન, તખ્તપર બેઠો ત્યારે;
મંત્રી મલેક જેબ અમલ કરવા રચિ જોડી,
વિખદઈ માર્યો શાહ શાહજાદા ચખ ફોડી;
પણ એકમાસ દિન પંચ, સુખ ભોગવી ભુંડી રીતે મુઓ;
તજી સંપ નહીં સુખસંપજે, જરૂર વિચારીને જુઓ.
દિલી આદિક દેશ, થયા જગમાં નૃપ જે જે,
જેણે ન સેવ્યો સંપ, મુઆ વણમોતે તે તે;
કોઇને કુંવરે હણ્યો, હણ્યો કોઇને નિજ ભ્રાતે,
કોઇ પ્રધાને હણી, હણ્યો કોઇને પિતુ માતે;
શુભ રીતે સંપ ન સેવતે, રાજા રંક પીડાય છે;
ધનથી સુખ કોઈ નથી ધારતું, સંપથકી સુખ થાય છે.

---

## અહંકારવિષે.

### ભુજંગીછંદ.

અહંકાર જો રાવણે ખૂબ રાખ્યો,
ચઢી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો;
કર્યો વાંદરે હાલ બેહાલ કેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
અહંકાર કીધો જુઓ રાય કંસે,
વડુ દુખ વેઠયું વળ્યો ડાટ વંશે;
મુઓ મસ્ત જુદ્દો જરાસંધ જેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
અહંકાર દુર્યોધને ઉર આણ્યો,
બીજો આપ જેવો ન જુદ્દો જ જાણ્યો;
તજી તાત તે તો થયો તુચ્છ તેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
જુઓ જેમ જેણે અહંકાર આણ્યો,
કમોતે મુઓ મૂર્ખ થૈ શોક માણ્યો;

દુખ્યા દુખમાં દીન થૈ દૈત્ય દેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
રુડી નમ્રતા જે હૃદેમાં ન રાખે,
ચઢીને અહંકારનો સ્વાદ ચાખે;
ભખે વિખ મીઠો તજી સ્વાદ મેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
પડી આગમાં અંગનું ક્ષેમ ઇચ્છે,
ચઢી શૂળીએ પ્રાણનું સુખ પ્રીછે;
મહા ઝેરીના મુખમાં હાથ દેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
બકે બોલ જે જે અહંકાર આણી,
વિના તોલ તેની જશે વ્યર્થ વાણી;
ખરા ખારમાં વાવીને લાભ લેવો,
અહંકારમાં સાર છે યાર એવો.
અહંકારી નિંદાય છે વાટ ઘાટે;
તમે મિત્ર તેને તજો તેજ માટે;
સદા નમ્ર થૈ સૃષ્ટિનો સ્વામી સેવો,
અહંકારમાં સાર છે યાર એવો.

**દોહરો.**

અહંકારથી એક પણ, કદી ન સુધરે કામ;
નમ્રપણામાં સુખ નકી, રહે છે દલપતરામ.

**સંપવિષે.**

**દોહરા.**

સૃષ્ટિ સમે સૌ માનવી, વસતાં વન મોઝાર;
ડરતાં એક બીજાથકી, નોતો સંપ લગાર;
પહેરણ છાલો પાંદડાં, ખાવા વનફળ ફુલ,
વનમાં વસીને વેઠતાં દેહે દુખ અતુલ.
પછી આપી પરમેશ્વરે, સંપતણી મતિ સાર;
એક બીજાની સહાયથી, બન્યાં ભલાં ઘરબાર.
જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુખી થાય ન જેમ;
અબળ સબળ સૌ સુખી થયાં, દુખ થયાં સૌ દૂર;
તે કારણ સૌ સંપનું, જાણો તમે જરૂર.
સુખ સઘળાં છે સંપમાં, સંપ નહીં ત્યાં શોક;
સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક.
તરત તોડવા તાંતણો, હિંમત સૌની હોય;
જુથ મળે જાડું થતાં, કાપી ન શકે કોય.
કરીએ સંપ કુટુંબમાં, શત્રુથી શું થાય !
ઝાડ ટકે છે ઝુંડમાં, એકલ ઉડી જાય.
છેદે ભેદે છોકરાં, પથરાજે નિજ પાસ;
કરીએ તેનો કોટ તો, તસ્કરનો નહીં ત્રાસ.
ધુવે ધુકાવે ધુળને, ઉપજે મેહ ઉઠાવ;
પોઢી રચીએ પાળ તો, તેનું બને તળાવ.
તેમ મળીને માનવી, સંપ કરો સૌ ઠામ;
ભાગે ભળતાં ભોગવો, દુખ સુખ દલપતરામ;

**બોલ્યું પાળવાવિષે.**

**ભુજંગીછંદ.**

વિના ટેકવાળા બહુ બોલી વાળે,
પછી આપનો બોલ એકે ન પાળે;
તમે ટેવ તેવી ન રાખો નઠારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
પુરો બોલ પાળે વધે તોલ તેનો,
ઘટે તોલ જુઠો પડે બોલ જેનો,
ન રાખે ભરોસો નરો કોઇ નારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
નહીં વેણ જાશો ભલે જાય નાણું,
અરે હું ન એનો કશો શોક આણું;
ધરો ટેક એવો ઉરે ધીર ધારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સુણ્યા શૂરવીરો ઘણા સત્યવાદી,
મુઆ વેણમાં રીત એવી અનાદિ;
વધી લાજ આલોકમાં લાભકારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
કહે તે કરે માનવી એજ મોટો,
ખુવે વેણ તે તો ખરો ખૂબ ખોટો;
અરે નાંખશે માન એ તો ઉતારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
ભસે તે નહીં કૂતરો ચર્ણ કાટે;
લબાડી લહે ઉપમા એજ સાટે;
બકે એજ લજ્જા જવા જોગ વારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સરે સુખ કે ઉપજે દુખ અંગે;
રહો રાત દાડો કહો એજ રંગે,
ભલા લોકમાં પામશો લાભભારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સુતાં ઉઠતાં બેસતાં વાત સાચી,
કહો કોણ મોટું નહીં શક્તિ કાચી;

ઠરી બેસશો એ થકી ઉંચ ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.

### કષ્ટનષ્ટાષ્ટક.
### ભુજંગીછંદ.

અહો દેવ હું તો સદા દાસ તારો,
પ્રભુ તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો;
મને આપ અત્યંત આનંદ આપો;
કૃપા નાથ મારૂં મહા કષ્ટ કાપો.
પુરો હું બુરો પ્રાણી છું છેક પાપી,
તમે તો દયાવંત દિસો તથાપિ;
છુટે પાપ જો આપની છાપ છાપો,
કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો.
સગામાં સગો તો પ્રભુ તુંજ સાચો,
કહું શી કથા હું વૃથા વાદ કાચો:
થશે સર્વ સારૂ શિરે હાથ થાપો,
કૃપાનાથ મારૂ મહા કષ્ટ કાપો.
મને આ સમે કોણ આરામ આપે,
કહો કોણ આ પાપ સંતાપ કાપે;
બન્યો બાળ હું તું બન્યો શ્રેષ્ઠ બાપો,
કૃપાનાથ મારૂ મહા કષ્ટ કાપો.
મને આજ આ આપદાથી ઉગારો,
તમે શોક સિંધુ થકી સદ્ય તારો:
પ્રભુજી કરો આ પ્રલે સર્વ પાપો,
કૃપાનાથ મારૂ મહા કષ્ટ કાપો.
તમે સર્વથા સર્વદા શુદ્ધ લીધી,
કૃપાળુંપણે સંકટે સાય કીધી;
વિના આપ આ કોણ જાણે વિલાપો,
કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો.
ધરૂં અંતરે આપની એક આશા,
ભણું આપ આગે દુખે દીન ભાષા;
થવા માફ મારાં તમે પાપ માપો,
કૃપાનાથ મારૂ મહા કષ્ટ કાપો.
વડો વેગ લાવી ચઢો મારી વારે,
જશે શોક શોસી થશે દષ્ટિ જ્યારે;
કશા કલેશથી કેમ રેશે કળાપો,
કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો.
કરે કષ્ટ નષ્ટાષ્ટકે કોય પ્રાણી,
પ્રભુ પ્રાર્થના જો પુરો પ્રેમ આણી;
સરે અર્થ સર્વે ઠરે થીર ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.

### આબુનું વર્ણન.
### ભુજંગી છંદ.

ભલો દૂરથી દેખતાં દીલ ભાવ્યો,
ચઢી જેમ આકાશમાં મેહ આવ્યો;
દિસે કુંડનો દેવતા બીજ જેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
તિથી પુનમે શોભિતા સાંજ ટાણે,
બન્યા ઘંટ બે સૂર્યને સોમ જાણે;
દીપે દેવ હાથી કહે કોઈ કેવો,
દિઠો આજ આબુ ગીરીરાજ એવો.
કદી ઉપરે જૈ જુઓ આંખ ફાડી,
ઝુકી ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી;
મહા સ્વાદુ માગ્યો મળે મિષ્ટ મેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
દિસે વાઘને વાંદરાસિંહ હર્ણાં,
ઝરે નિર્મળા નીરનાં નિત્ય ઝર્ણાં;
શીળોને સુગંધી વહેવાયુ તેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
ભલા ફુલની ત્યાં ફુલી ફુલવાડી,
કુવા વાવને કુંડ ઓપે અગાડી;
વડાં દેવળોમાં વસે વાસ દેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
બન્યા બંગલા ને બની ત્યાં બજારો,
રૂડા રોજગારી કરે રોજગારો;
મળે માલ લેનારને હોય લેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
તહાં તેર ગાઉતણે તો તળાવે,
પિવા ગામ અગીઆરના લોક આવે;
જહાં જેઠ માસે ન દિસે પ્રસેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
અષાઢે પરાં વાદળાં પાસ આવે,
જતાવંત જોવાની જુક્તિ જણાવે;
ધુમાડો ધુણીનો તમે જેમ દેવો,
દિઠો આજ આબુ ગિરીરાજ એવો.
જુનાં જૈનનાં હિંદુનાં સ્થાન જેમાં,
અતિ ખ્યાત છે અર્બુદા દેવી એમાં;
કહી તે કથા જાણવા જોગ કામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.

# છઠ્ઠી ચોપડી.

## પસ્તાવાનાં કારણ કરવાવિષે.

### અનુષ્ટુપ છંદ.

હાલો હાઠ નિશાળે જે, ગાળે વેલા ગપો વડે;
મુંઝાળો મૂર્ખ મોટા થૈ, પસ્તાવામાં પછી પડે.
છાવરે દુષ્ટતા છાની, તે ચોરે ચકલે ચડે;
ત્યાં તે તો દુષ્ટ તોફાની, પસ્તાવામાં પછી પડે.
ફુલાવ્યો ફાંકડો ફુલે, ખૂબ ખર્ચેજ જો જડે;
દેવાળુ નીકળે ફુલે, પસ્તાવામાં પછી પડે.
જીવિકા વૃક્ષને જોઇ, છેદે છે ચોભીને થડે;
ભુખના દુઃખથી રોઈ, પસ્તાવામાં પછી પડે.
મૂર્ખ જે તાત માતાને, નાની ઉંમરમાં નડે;
સંભારી સુખ દાતાને, પસ્તાવામાં પછી પડે.
ભાવ લૈ ભેગનો ભૂંડા, ધાલીને ધાટ જે ઘડે;
તે ધંધો થાય છે ટુંકો, પસ્તાવામાં પછી પડે.
ભૂલતાં ભૂલ જે ભાખે, તો તેને લડવા તડે;
ચૂકના સ્વાદને ચાખે, પસ્તાવામાં પછી પડે.
પારકી પુંજીને પેખી, ધારણા ન રહે ધડે;
ખત્તાના ખેદને દેખી, પસ્તાવામાં પછી પડે.
બુઢાને બાલકી આપી, બાંધે છે મીંઢળો મડે;
પિતા પુત્રીતણો પાપી, પસ્તાવામાં પછી પડે.
સ્નેહી સંબંધીની સાથે, લાકડી લૈ ઉભો લડે;
મોટી પીડા પડે માથે, પસ્તાવામાં પછી પડે.
ફુલ પાન ફળો ગંધા, સંભાળો નહીં તો સડે;
અંતે તે આળસુ અંધા, પસ્તાવામાં પછી પડે.
તાજી બુદ્ધિ ધરો તીખી, મેલી દ્યો ઉન્મત્તની;
શિક્ષા સાચી લહો શીખી, દિક્ષા છે દલપત્તની.

## અંગ્રેજી મહીનાવિષે.

### દોહરા.

જાનેવારી જાણવો, ફેબ્રુઆરી ફરી હોય;
માર્ચ એપ્રિલ મે પછી, જુન જુલાઈ જોય.
એ પછી માસ અગસ્ટ છે, સપ્ટેમ્બર સુખ ધામ;
અક્ટોબરના અંતથી, નકી નવેમ્બર નામ.
પછી ડીસેમ્બર દેખીને, ખરેખરી કર ખોજ;
તો તેના ત્રણસેં અને, પાંસઠ પુરા રોજ.
ચાર છ નવ અગીઆરમા, તેના તો દિન ત્રીસ;
અવરે એકત્રીસ છે, બીજે અઠ્ઠાવીસ.
ચાલૂ ચોથા વર્ષનો, બીજે જે બોલાય;
તે તો ઓગણત્રીસનો, ગણતાં એમ ગણાય.
વરસ બેસતાં બારમી, તારીખ તે સંક્રાંત;
જુન પાંચમીએ જઈ મળે, રવિ મૃગશિર નહિ ભ્રાંત.
તાપ તપે મે માસમાં, જુન ગરજે ઘમઘોર;
અકટોબરમાં આળસે, જળ વરસ્યાનું જોર.
ઈસવીસનના આંકમાં, છપન ભેળવીએ છેક;
સંવત વિક્રમનો વળી, આવે એજ વિવેક.
એ સંવતથી એકસો, તથા ઘટે છત્રીસ;
શક શાલિવાહનતણો, ચૈત્રે ચઢ્યો કહીશ.
દશ સુંદર આ દોહરા, કર્યાં સર્વને કામ;
વિગતે અમદાવાદમાં, રહીને દલપતરામ,

## અવગુણવિષે.

ભાન ખાનને પાનનું, ગાન તાન ગુલતાન;
જ્ઞાનવિના વિદ્વાનનું, માન ઘટે નાદાન.
વેષ વિશેષ નરેશનો, ખેશ કર્યાં શિર કેશ;
દેશ નહી લવ લેશનો, વેષ ન તજે હમેશ.
પ્રિછે રાજ સમાજમાં, લાજ આજને આજ;
કાજ કરે પતરાજથી, દગલબાજ શિરતાજ.
હાટ કરે જઈ વાટમાં, ઘાટ ઘડે ધનમાટ;
કુડ કાટલે ખાટવા, ડાટ વળે વનસાટ.
શાણપણું નહીં આણશે, એજ અજાણ પ્રમાણ;
માણસપણું નહિ માણશે, જાણ લાણની હાણ.
નાત જાતની ઘાતમાં, રાત દિવસ રળીઆત;
ભાત ભાત ભલી તે તજે, માત તાતની વાત.
ગામ ગામ ઠગ કામથી, ઠામ ઠામ ઠગનામ;
દામ મેળવે હામથી, આમ મુરખનો જામ.
જાય સુકીર્તિ તજાય ત્યાં, ખાય કેફ હરખાય;
પાય પીએ પંકાય ઠગ, થાય દરિદ્રી સદાય.
ખાર ખૂબ કરનાર નહી, જાર તણો સરદાર;
ભાર ભરે અવતાર લૈ, સાર ન લહે લગાર.
બાળક દુર્ગુણ બાળજે, બાળજે જંજાળ;
કાળ ઝાળ તો ટાળશે, પાળક દીનદયાળ.
પ્રબળ બુદ્ધિ બળ અકળતન, જળ ફળ ભૂતળદત્ત;
ચપળ સકળ એ અચળ નહિ, દળ વાદળ દલપત્ત.

## ટેવ પડી તે ટળે નહિ.

### ભુજંગીછંદ.

શિલા શ્વાનની પુંછડી સાથ સાંધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાંધી;

કરી પાંશરી તો ફરી વાંકી વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
અઢારે વળ્યાં ઊંટનાં અંગ વાંકાં,
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંકયાં;
સુએ ભૂતળે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
જુઓ નાગની જાતની ટેવ જે છે,
રીઝે તો રમે ને ખીજે તો ડસે છે;
પુરા પ્રેમથી રાખીએ ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
પુરા પુષ્પના પુંજમાં હીંગ પેસે,
નહીં હીંગને પુષ્પનો પાસ બેસે;
ભલે માંથું કુટી મરે કોઈ માળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
ધરી દુધમાં ને કરી સાબુવાળા,
ધુઆ કોયલા ને જુઓ હોય કાળા;
નહીં કોઈ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
કહો પાણીના પૂરને કોણ થોભે,
ચઢે શા વડે નેવનાં નીર મોભે;
રહે ખાડમાં રાખશે કોઈ ખાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો;
કુડી કે રૂડી દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.
ક્રિયા કેળવો મેળવો ગુણ તેમાં,
નીતિ ભેળવો હેળવો જીવ એમાં;
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે.

## વિદ્યા વધારવાવિષે.

### ભુજંગીછંદ.

બહુ બાગમાં ઝાડનાં ઝુંડ થાવા,
મચે મૂળમાંથી પુરાં પાણી પાવા;
તમે તેમ સૌનો ચહો હાલ સારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
કૃપાળુ બનીને નિશાળો કરાવો,
વળી સર્વના સુખનાં બીજ વાવો;
કરી વાડ રૂડી ફરે જેમ ક્યારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
રચ્યા ચાવણું ચાવવા દાંત દેવે,
જુઓ જ્ઞાન આપ્યું પિતામાત જેવે;
પઢાવે પુરો તે ખરો પાળનારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
પઢેલો નહીં તે પશુ તુલ્ય પ્રાણી,
પઢેલો જ તે માનવીમાં પ્રમાણી;
વડું પુણ્ય વિદ્યા દીધાથી વિચારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ખરેખાત વિદ્યા ખજાનો ન ખૂટે,
ઠગે ના ઠગારા લુંટારા ન લુંટે;
જુવો જે વડે જીવજીવે હજારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ઠગાઈ જશે જેહ તે હોઠ ઠાલો,
દુખે ડુબતો દેખીને હાથ ઝાલો;
તરી પાર તેને તમે તો ઉતારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
લખી વાંચશે એજ છે આંખવાળું,
ભણી જાણશે એજ જાણો જીભાળું;
ધરો નારીને મર્દનો એજ ધારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
પઢેલો કદીક કરે કષ્ટ ચૂરો,
પઢેલો નહીં તેજ પસ્તાય પૂરો;
પછી માનશે ધિક આ જન્મારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ખરેખાત આ વાતમાં માલ મોટો,
કહું છું કથી કે નથી છેક છોટો;
ઠરાવો નિશાળો તમે ઠામ ઠામે,
મુખે એજ માગ્યું દલપત્તરામે.

## વિક્ટોરિઆ રાણીવિષે.

### હરિગીત છંદ.

હે દેવના પણ દેવ તું તતખેવ દિલમાં ધર દયા,
જે રાણીજીના રાજથી થીર થઈ અમે સુખીઆ થયા;
તું આપનિત્યે નવીન વધતું તેજ તેના તાજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
વડી પ્રેમવાળી દિલ દયાળી બુદ્ધિશાળી બાઇ છે,
ભરપૂર ખૂબ ભરાઈ જેના ચિત્તવિષે ચતુરાઈ છે;
નહિદેશમાં લવલેશ દિસે કસુર જેના કાજમાં,

સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
જે દુષ્ટતામાં પુષ્ટ તેના શત્રુ છે સંસારમાં,
જે કષ્ટ જનને કરે, ફરતા ફરે ભ્રષ્ટ વિચારમાં;
સંહાર તેનો સદા તું કરનાર ઇશ્વિર આજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
તું ઉઠ ઇશ્વિર આવી વખતે અરજ ઉરમાં ધારજે,
છળ કપટ ખળનાં ઝપટ છે તે ચપટ કરી બેસારજે;
એ વેરીઓના વાસને વિખેરી નાંખી વાજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
દિન દિન વિશેષ પ્રતાપ વધતો, ચંદ્રનો શુદિમાં ચડે,
તેમજ રહો મહારાણીજીનું અતિ તેજ ચઢતું તુજવડે;
રિપુ કુળને નિર્મૂળ કરજે છોડ જેવા છાજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
અતિરિદ્ધિ સિદ્ધિ અખુટ તુજ ભંડારમાંથી આપજે,
મનના મનોરથ પુરીને, વળી કષ્ટ સઘળાં કાપજે;
કરતાર આપો કુશળ એના, સકળ રાજ સમાજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને, રાખ પ્રભુ આ રાજમાં.
બહુ વર્ષ સુધી અચલ રાજ એનું, અમ ઉપર હજો,
વળી વંશનો વિસ્તાર જન સુખકાર જગમધ્યે થજો;
ઇશ્વર પ્રતાપે અમલ જામો, દેશ બેટ ઘણાજમાં,
સુખમાં સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં.
નિર્દોષ તેનો ન્યાય નિશ્ચલ થઇ જગતમાં જામજો,
પ્રતિદિવસ વાર હજાર, જયજયકાર વાણી પામજો;
કરીએ અમે ઉંચે સ્વરે ગુણગાન એના રાજમાં,
સુખમાં સદા વિક્ટોરીઆને રાખ પ્રભુ આ રાજમાં.
ધરી પ્રેમ પ્રભુની પ્રાર્થના કરી, મુખથી એવું માગજો,
જય થજો જગમાં રાણીજીની શત્રુનું બળ ભાગજો;
શુભસ્નેહથી ગાજો તમે, સૌ સજન ગામો ગામના,
છે છંદ સુંદર નવ નવીન રચેલ દલપતરામના.

---

## ગુજરાતમાં રાણીજીનું રાજ્ય સ્થપાયું.

---

### ભુજંગીછંદ.

શુભે સંવતે ઓગણી પંદરામાં,
 વળી બેસતે વર્ષ સારા સમામાં;
જહાં ગુર્જરી રાજધાની બિરાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
ઉગ્યો સર્વને ઉર આનંદ એવો,
 જડે રિદ્ધિ કે સિદ્ધિથી થાય જેવો;
વિવાથી વડો વાર છે એમ છાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
ફરે લોકનો થોક મોટે ઉમંગે,
 અતિશે દિસે ઉજળાં વસ્ત્ર અંગે;
ગયા શાહીબાગે સહુ એજ કાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
મળ્યો સર્વ સાહેબનો સાથ સારો,
 મળ્યા હોંશથી શેઠલોકો હજારો;
મળ્યા સ્વાર પાળા મહા શબ્દ ગાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
વધ્યો હર્ષ વાંચી સુણાવી વધાઈ,
 રહ્યાં વાગી વાજાં રૂડા રાગમાંઈ;
ઉઠી ગર્જના તોપને ત્યાં અવાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
જમ્યા ઘેર જઈ ભોજનો ભાતભાતે,
 રચી દીપમાળા રૂડી એજ રાતે;
રહ્યા અક્ષરો ઓપી એમાં રચ્યા જે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
મળ્યા રાજ મેહેલે ઘણા લોક મોટા,
 સુણી ભાષણો પામિયા પુષ્પ ગોટા;
કવિને નવી પાઘ સાલો નિવાજે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.
રચ્યો દારૂખાના તણો ખેલ ખાસો,
 તકે તે જુએ લોક જૈ ત્યાં તમાસો;
દિસે જાણીએ દૈત્યનો દેશ દાઝે,
 રૂડું રાણીજીનું થયું રાજ આજે.

### દોહરો.

એમ ભલો ઉત્સવ થયો, હરખ્યો સકળ સમાજ;
કરજોડી પ્રભુને કહે, રહો અચળ આ રાજ.

### ઇંદ્રવિજયછંદ.

લંકપુરી સળગી અળગી ભભકારથી રાવણની છબી ભાગી,
ક્યાં પ્રગટ્યો વ્રજ દેશદવાનળ, જ્વાળમુખી ગગને ચઢીગાજી;
લોચન ત્રિજુ ત્રિલોચનનું, ઉઘડ્યું દલપત પદે ઉપમાજી,
રાજ સમાજની આગળ આજની રાતસમેબની આતસબાજી.

### મનહરછંદ.

મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઉભેલો,
ગોદડે ગુંથેલો એવો આવે હનૂમાનજી;

કાળા હાથ દાઢવાળા, દિસે દાઢીમોઢું કાળું,
પાઘડીનો પલ્લો પુઠે પુંછડા સમાનજી;
લોક નાસાનાસ કરે, ત્રાસ પામી તેને હામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી;
દેકી હામ હામ આગ, લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે સુલ્લાં સુલેમાનજી.

---

## પડઘાવિષે.

### દોહરો.

એક વિકટ વનમાં વસે, સિંહ વડો વનરાજ;
મહા મદોન્મત્ત મન ગણે, અવર ન મુજ સમ આજ.
એણે અવસર એકમાં, ત્યાંતો પાડી ત્રાડ;
પડઘો પણ તેવો પડયો, ઝુંડ હતાં જ્યાં ઝાડ.
વળી વળી કરે વિચાર જે, આવ્યો આ કોઈ આણ;
કહે સિંહ તું કોણ, ત્યાં, કહે ધ્વનિ તું કોણ?
તું તું મુજને મુજને, કાં ટુંકારે ટુંકાર;
તને તને મારીશ રીસ નિકળ બાર રે બાર.
હું હું વનપતિ વનપતિ, તું તું ચોરજ ચોર;
એ રીતે ઉચ્ચારતાં, ઘણો થયો પ્રતિઘોર.
વનપતિ સમજ્યો વનતણું, રખે ચહે એ રાજ;
ક્રોધ કરીને કેસરી, કુદ્યો જોવાકાજ.
ઠામ ઠામ જઈ ઠેકતો, હૈડે રાખી હામ;
ગર્વ ધરીને ગર્જતો, તરૂ ગિરિ ફર્યો તમામ.
ત્યાં દેખી તેને કહે, શાણો એક શિયાળ;
એ અવાજ છે આપનો, નહિ અવર વનપાળ.
સમજાવ્યો સારી પઠે, સિંહ થયો સુણી શાંત;
સમજ્યો કારણ સર્વ તે, ભાગી મનની ભ્રાંત.
એ રીતે આ લોકમાં, બોલે જેવા બોલ;
પાછળથી પડઘો પડે, તેતો તેને તોલ.
ભલો કહી સુણીએ ભલો, બાળ કહેથી બાળ;
કીર્તિ કથેથી કીરતિ, ગાળ દીધેથી ગાળ.
વદવું વચન વિચારથી, અણ વિચારથી એક;
કહો નહિ દલપત્ત કહે, છુટી જીભે છેક.

---

## કુસંપનું જીવતર.

### ઇંદ્રવિજયછંદ.

કુત્સિત કાગ કપોતની વાણી કહે સઘળા કવિઓએ વખાણી;
શ્વાન સહીશમની અજ શબ્દ, કહે વળી ભ્રષ્ટ કવીસુખકાણી;
ગર્ધવઘોષ ઉલૂક ગિરા, જગમાં અપશુકન કરી જનજાણી,
એ સૌ વાદ વૃથા દલપત્ત કહે બડી કૂર કુસંપની વાણી.

### છપ્પા.

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઈ વળગ્યું;
થયો ના વિદ્યાભ્યાસ, કરજ છુટે નહિ અળગું.
વસે કુટુંબ કુસંપ કલેશ કામનિ નહી છાંડે,
પાપી પુત્ર કુપાત્ર પુત્રિ બાળાપણમાં રાંડે;
અહોનિશ વસવું ઉદ્યમ વિના, તૃષ્ણા અધિક અપાર છે;
આ જગમાં એવા પુરૂષના, જીવતરને ધિક્કાર છે.
રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી;
પાળે પુત્ર વચન, સદાપર આશ નિરાશી;
મધુર વચન માનની, કરજ શિરપર નહિ કોડી,
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જન શું જોડી,
વળી દિવસ દિવસજ થતો દિસે, સંપ કુટુંબી વર્ગમાં,
પછી એથકું હું નથી પ્રીછતો, સુખ વિશેષ કંઇ સ્વર્ગમાં.

## હિંદુસ્તાનની વખણાતી ચીજો.

### દોહરો.

દેશાટન કરી દેખશો; ભલી જણસ બહુ ભાત;
પંથ પધારી પ્રથમ તો, જઈ જોજો ગુજરાત.

### હરિગીત છંદ.

રળીઆમણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો,
ધરી યાદ અમદાવાદથી, એકાદ વસ્તુ આણજો;
અતલસ અને મુલદાર મશરૂ માલ બેશ મંગાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વ્હેલા આવજો.
પછી પંથ પેથાપુર ભણી, જાત્રાળું જન જે જાય છે,
ત્યાં બાંધણીની સાડીઓ બંદૂક બહુ વખણાય છે;
ને દેશથી સંદેસડો જન કોઈ સાથે કહાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા, આપ પહેલા આવજો.
વિસલનગર વિશ્રામ કરજો, પાત્ર ત્યાં પિતળતણાં,
વખણાય હળદર હેમજેવી, ઘાટ ચીર ખુલે ઘણાં;
પછી પાટણે જઈને પટોળાં, રંગદાર રખાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.
સમશેર તો શિરોહીની, પ્રતિમા ભલી ડુંગરપરી;
આવતાં જાજો આત્રસુંબે, ત્યાં છરા લોટી છરી;
વળી કપડવંજી કાચ સાબુ રહી સમીપ રચાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.
કાઠિઆવાડી કાંબી ઝાલાવાડી રૂડાં ઝુમણાં,

ખંભાતની ભલી સુત્રફેણી, જમણ તો સુરતતણાં;
બહુ પાપડી ને સાડી બરફી લક્ષ દઇને લાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.
નાશકતણાં જળપાત્ર નિર્મળ, પાન પુને સાંપડે,
બુરાનપરી શેલાં સરસ પણ પેઠણી પાઘડી ચડે;
શુભ સાલ તો કાશ્મિરની, એતો જરૂર અણાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.
કાશીતણા લોટા પિતાંબર, અફીણ છાયલ માળવી,
પણ ધોતીજોડા નાગપુરી જઈ લાવજો જોઈજાળવી;
બહુ ખાંડ બંગાળે બને પણ લઈ હિસાબ પતાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.
ધોળેરી રૂ ધાર્યું ભલું થઉં તો ભલા છે ભાલમાં,
ગજદંત સિંહલદ્વીપ, મુંબઈ હેમની છે હાલમાં;
નાણાતણી ટંકશાલ જોઈ સભાવિષે સીધાવજો,
વળી ઘરદિસે વરસાદ પેલા આપ વહેલા આવજો.

### દોહરા.

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપૂર:
ઘોડા તો કચ્છી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ, કંકુ સારે કામ;
વાગડમાં મઠ બાજરી, દીઠી દલપતરામ.

### ફૂલણજીની ગરબી.

(વહાલા તમારી જોઇને રહીશું વાટરે, વહાલાજી. એ રાગ.)
ફૂલણજી તમે ફુલાવ્યા કેમ ફ્લ્યારે ફૂલણજી?
આ ઉપજ ખરચનો અડસટ્ટો કયમ ભુલ્યા મારાફૂલણજી.
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફૂલણજી,
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા મારા ફૂલણજી.
ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફૂલણજી,
આ જમણ સરસ સામોવડીઆથી કીધાં મારા ફૂલણજી.
પિતાંબર પેરી પંગતમાં ફરીઆરે ફૂલણજી,
આ મનમાં ફુલ કરી મુંછે કર ધરીઆ મારા ફૂલણજી.
વળતો દિવસ થયો કે માગે નાંણુંરે ફૂલણજી,
આ નાંણાંનાં તો ન મળે કંઈ ઠેકાણાં મારા ફૂલણજી.
આ ફુલણજી ઉપર અરજી થઇ ત્યાંથીરે ફૂલણજી,
આ જપત થઇ મીલકત કાઢયા ઘરમાંથી મારાફુલણજી,
ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી;
આ ટાણે તો કોઈ મદદ કરવા નવ આવ્યા મારા ફુલણજી.
ફુલણજી તો કુવો શોધવા ચાલ્યારે ફુલણજી,
આ ગરથ વિના તે અરીણ ન કોઇએ આલ્યાં મારા ફુલણજી.
જમતી વખત વખાણ ભલાં જે કરતારે ફુલણજી,
આએ સૌ હાસ્ય કરી નિંદા આચરતા મારા ફુલણજી.
એ અવસર તો અધિક વખાણી ચઢાવ્યારે ફુલણજી,
પણ આ અવસરતો બેવકુફ ઠરાવ્યા મારા ફુલણજી.
પહેરીને પટકુલ બાંધ્યા ચંદરવારે ફુલણજી,
આ ઘરબાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલણજી.
ફુલણજીની રાંડ રૂવે મોંવાળીરે ફુલણજી,
આ ફુલણજી સિધાવ્યા ટેકો ટાળી મારા ફુલણજી.
ભોળાને નરસી શિખામણ દેશેરે ફુલણજી,
તે નિસાસાનું પાપ ઘણું શિર લેશે મારા ફુલણજી.
દિલમાં દલપત્તની શિખામણ ધરજોરે ફુલણજી,
તો કરજ કરીને નાત વરા નવ કરજો મારાફુલણજી.

---

## સાતમી ચોપડી.

### વિવેકમાળા.

### મોતીદામછંદ.

ભજો ભવતારણ શ્રીભગવાન, તજોનિજઅંતરનું અભિમાન,
સજો સરજનારતણા ગુણગાન, થજો સઘળા સુધરેલ સમાન;
કરો દિલ દઈ પરમારથ કામ, ખરો મત એજ ધરો ઉર આમ;
તરો વળી આળસ નીર તમામ, ડરો કરજે કરતાં બહુ દામ.
નકી સમજી નિત્ય ચાલવું નેક, છકી મરજાદ ન છોડવી છેક;
ટકી સુધરેલી ન તોડવી ટેક, બકી ન જવો જુઠ અક્ષર એક.
શકે તહીં સાંખી સભાસદવેણ, બકે નર દુષ્ટ મહા દુખ દેણ;
છકે મધુપાન કીધે નર નેણ, ટકે સુખ જેમ મણીધર ફેણ.
કકો ભણીને બનો પંડિત કોય, પકો કરી વેષ વિશેષજ હોય;
ન કોઇથી જીતી શકાયજ જોય, ટકો પણ કીમત તેની ન તોય.
સગો ગણી સજ્જન સાથ જરૂર, દગો તજવો દુનીઆંથકી દૂર;
ઠગો ન થશો ન થશો કદી ક્રૂર, વગો વધશે વધશે વળી નૂર.
બડી બડી તો નહિ બોલવી વાત, લડી લડીને ઘડવી નહીં ઘાત;
તડી તડીને હણવી નહિ લાત, નડી નડીને ન થવું રળીઆત.
ભણી ભણી ભેદ થવું વિદવાન, ગણી ગણી વાવરવું ધન ધાન;
ધણીધણીરીતનુંરાખવું ભાન, છણીછણીપાણીકરોપછીપાન.
ચણોપણપાણીઆગળપાળ, ખણોશુભઆવકજાવકખાળ;
ગણોબહુકીમતનો ક્ષણકાળ, ઘણોડર જ્યાંનિરુદ્યોગીનિશાળ.
છતાં પગ હાથ કરે નહિ કામ, ખતા બહુ ખાય નિરુદ્યમી નામ;
જતા દિવસે તજશે સુખઠામ, ગતાગત કોઈ ગણે નહિ ગામ.

છતી છત જાય વધે દુખવાત, મતી હીણુ મૂઢ કહેજનજાત;
રતી ન રહે પ્રભુજી રળીઆત, અતીશય એથી વધે ઉતપાત.
ગમાવીજ દ્યો ન વૃથા દિનનીશ, જમાવીજદ્યોભગતીજગદીશ;
નમાવીજ દ્યો ગુરૂને પદ શીશ; સમાવીજદ્યોરૂદીઆતણીરીશ.
કરાવવું તો પરમારથ કામ, ઠરાવવું તો ઠરવાતણું ઠામ;
ડરાવવું તો દિલ દેખી હરામ, ધરાવવું તો ધરમી નિજ નામ.
ટકાવવી તો પ્રભુ ઉપર પ્રીત, તકાવવી તો રજ શોધન રીત;
ધકાવવી તો મનની ગતિ નીત, પકાવવી તો ચતુરાઈજ ચીત.
લખાવવી તો વળી સત્યજ વાત, રખાવવી રીત રૂડી દિનરાત;
નખાવવી તો દિલથી દૂર ઘાત, ધખાવવી ઉદ્યમની ધુણી ભ્રાત.
લગાવવી લોભતણે શિરલાત, ડગાવવી તો જડતાતણી જાત;
ફગાવવી ફેલ ફિતરની વાત, ભગાવવી ચાલ ભયંકર ભ્રાત.
મચાવવીસજ્જનસોબતસારી, રચાવવીતોકવિતાસુખકારી;
બચાવવી દોલતડહાપણધારી, નચાવવી તો નહિનિર્લજનારિ.
તજાવવી તુચ્છપણાતણી ટેક, ભજાવવી વાત વધારી વિવેક;
સજાવવી સુંદર નીતિ અનેક, બજાવવી નોકરી નાથની એક.
બુઝાવવી લોચન ઝેરની ઝાળ, રૂઝાવવી ચુગલીચોરીનીચાલ;
ઝુઝાવવી બુદ્ધિ કુબુદ્ધિ કરાળ, દુઝાવવી તો ધરતીજ રસાળ.
ઘટાવવી તો ઘણી આળસ અંગ, ચટાડવી સુમતિસાકરસંગ;
વટાડવી પીડ કરી ભય ભંગ, મટાડવી ફિકર આપી ઉમંગ.
પડાવવી વાદ વદી ન વિસાત, અડાવવીનહીં કદીઆડીજવાત;
લડાવવી તો નહીં કોઈની નાત, ઘડાવવીતોનહીંકોઈનીઘાત.
જણાવવીઆપણી બુદ્ધિઉદાર, અણાવવીઉત્તમવસ્તુઅમાપ;
ગણાવવી કીર્તિ કથા સુખકાર ખણાવવી ખાણુમહામુલદાર.
છપાવવી છેલતણી નહીછાપ, ખપાવવીજ્ઞાનતણીઘણિખાપ;
જપાવવી ઈશ્વર કીર્તિ અમાપ, થપાવવી નીતિનકેનહીં પાપ.
ન થાવું મહાપદ લઇ ઉન્મત્ત, તથાતજવું અભિમાનઅસત્ત;
કથા સુણીને વળી રાખી વિગત્ત, વૃથા નહિ વાદ વદો દલપત્ત.

## પરમેશ્વરે સર્વ ઉપયોગી કર્યું છે.

### દોહરા.

નાસ્તિક નરની આગળે, આસ્તિક ઉચરે એક;
જે જે સરજ્યુ જગદિશે, વિધવિધ કરી વિવેક.
નિરૂપયોગી કશુંએ નથી, જન સુખ સારૂં સર્વ;
કથન સુણી નાસ્તિક કથે, ગંડક ધરી ગર્વ.
જુ માંકણુ, મચ્છર જુવા, સિંહ વાઘ વરૂ સાપ;
એ કેવા ઉપયોગના, તેહ બતાવો આપ.
ઘાત કરે જનની ઘણી, તરત ડસે તનમાંહિ;
દયા હોત જો દેવને દિલ, કરત ન એવું કાંહિ.
આસ્તિક એ અવસર કહે, ઉચર ન એવું આળ;
પ્રભુ પાળે જન પુત્રસમ, દિન દિન દીનદયાળ.
નિત નિત જન નિરમળ રહે, વસે હળી મળી વાસ;
એ ઇચ્છાથી ઇશ્વરે, તે શિર મૂક્યા ત્રાસ.
મલિન રહે જે માનવી, સાફ સજે નહીં સેજ;
જુ માંકણુને જીવડાં, આપે પીડા એજ.
પટ પેહેરે નહિ પંડપર, જમીન મલિનમાં જાય;
જો તેને મચ્છર જુવા, ખાંતે ખોતરી ખાય.
એમજ ઘર કે આગણું, રોજ ન સાફ રખાય;
વ્યાલ ખજુરા વીંછીઓ, ભમતા આવી ભરાય.
જે જન જંગલમાં રહે, સર્વ તણો તજી સંગ;
વાઘ વરૂનો ડર વળી ઉપજે એને અંગ.
ચુક છોટીથી ચોંટીઓ, મોટી ચુકે મરણુ,
કેવો કીધો કાયદો, અધિપતિ આળસ હરણુ,
આપ સાફ રહી અવરને, સદ્ય સજાવે સાફ;
નહીં તો નિર્મળ મનુષનો, મહાગુનો નહીં માફ,
કર્ત્તારે કરૂણા કરી, કર્યું વિચારી કામ;
સમજે સમજુ જન સૌ દિલમાં દલપતરામ.

### વૈતાલીયછંદ.

રચના રચનાર રે ધણી, કરૂણાળુ કરૂણા કરો ઘણી;
પ્રભુતા પ્રભુ તારી તું ધરી, મજરો લઈ મજ રોગ લે હરી.
કરવા કર વાવરો મને; સુખીઆરો સુખી આ ભજું તને;
વણુસે વણ સેવનાથકી, નર ધારી નર ધારણા નકી.
જનમે જન મેદની વિષે, હરી તેની હરિ તેં પિડા દિસે;
કરી દીકરી દીકરા ગણ્યા, દુખકાળે દુખ કાપી તેતણા.
ઘડી જે ઘડી જેટલા ધર્યા, ઉપકારી ઉપકાર તેં કર્યા,
ટળી આટળી આપદા જરા, ગુણ વાંચી ગુણવાન તાહરા,
હતી દા હતી દાડી જે અતિ, મળાની ગૈ મળી નિમળીમતિ;
કવિતા કવિ તારિ જો ગણી, કથશે થોક થશે બણી બણી.
નખમાં નખમાય જે અમે, જીવતા કંઇ જીવ તાપ તે ખમે;
ઠગવા ઠગવાત સૌ કરે, જગપાળુ જગ પાપ તું હરે.
રજ પારજ પામીએ કથી, પણ આ ડાપણ આગળે નથી;
જણશે જણ સેંકડો ફરે, સદભાગી સદભાવના ધરે.
જનરંજન રંગ તેં કર્યા, સુખકારી સુખકારણે ધર્યા;
તનવંત ન વંદશે તને, નર તો વાનર તોલમાં બને.
તજવા તજ વાત જે કહે, નિજનો ખુની જનો ગણી લહે;
ગણના ગણનાર જો કરે, ગણુ તારા ગણતાંજ તે મરે.

### દોહરા.

ગુણ તારા ગણતાં કદી, ઠેઠ ન આવે ઠામ;
અલ્પ બુદ્ધિ શું ઓચરે, રચીને દલપતરામ.

## અભિમાન તજવાવિષે.

### મોતીદામછંદ.

કદી અભિમાન કરે જન કોય, હજાર વશા હલકો બહુ હોય;
કહું શુભ કેહેણુ સુણો સૌકાન,ભજોભગવાનતજોઅભિમાન.
ગયો પડી રાવણુનો પણુ ગર્વ, સમાપર શત્રુ થયા જનસર્વ;
નકી થયું પ્રાણુતણું નુકસાન, ભજો ભગવાન તજો અભિમાન.
કહો વળી ક્યાં દુરજોધન કર્ણુ, મદોન્મત પામી ગયાપણુમર્ણુ;
દિધાં દરરોજ સદાવ્રત દાન, ભજો ભગવાન તજો અભિમાન.
છતાં જગ મધ્ય હતા જન જોધ, કળે કરતા રિપુઉપરક્રોધ;
મુઆગળીઆતજીઆણુકમાન,ભજોભગવાનતજોઅભિમાન.
થતી શિર છત્રતણી શિળિ છાંય, કશું કરતાં ડરતા નહીં કાંય;
ગયા નર આપ રહ્યાં ગુણુગાન, ભજો ભગવાનતજોઅભિમાન.
સજે જન જો સઘળા ગુણુ સાર, લહે મનમાંઅભિમાનલગાર;
મળ્યાં દુધ સાકર ઝેર સમાન, ભજો ભગવાન તજોઅભિમાન.
અહોચિતથીજગમાંજશજોય, કદીઅભિમાનકરોનહીકોય;
હશો નર નમ્ર થશો ગુણુવાન, ભજોભગવાનતજોઅભિમાન.
ટળે અભિમાન મળે બહુ મિત્ર, પમાય પ્રભુપદ પ્રેમ પવિત્ર;
પડેપછીપૂરણુ બ્રહ્મ પિછાન, ભજો ભગવાન તજો અભિમાન.
સુણીશુભઆનવછંદરસાળ, પ્રજા જન સર્વ પ્રજાપતિપાળ;
વિચાર કરી વળી ધારી વિગત, કરો દિલ તોલ કહે દલપત.

## હિંદ ઉપર ઉપકારવિષે.

### સવૈયાએકત્રીસા.

ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર,
પર નાતીલા જાતીલાથી, સંપ કરી ચાલે સંસાર;
દેખ બિચારી બકરીનો પણુ, કોય ન જાતાં પકડે કાન,
એ ઉપકાર ગણુ ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન.
રાજ્ય અનોપમ આજ થયું છે, લાજ વધારી તારી લેખ,
ઘોર કુકર્મિ ચોર ગયા ને, જોર દગાનું ડુબ્યું દેખ;
મહમુદ સરખા મારણુ ન મળે, ત્રેમૂર તુલ્ય નહિ તોફાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન.
જુલમી રાજાની જડ ઉખડી, નાદિર સરખા પામ્યા નાશ,
ભારે ભીલતણો ભય ક્યાં છે, ક્યાં છે કજીઆ ને કંકાશ;
વિધવિધના વૈભવ વસ્તીને, પેહેરે પટકૂળ ચાવે પાન,
એ ઉપકારગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.
ઠુલકરથી નહીં હોય ખરાબી, કહો મરાઠા કોણુજ માત્ર,
કદી સંહાર ન કરે સિંધિઆ, પીંઢારા પણુ ગયા કુપાત્ર;
ઇંગ્લીશના નેજાની નીચે, તારાં તનુજ કરે ગુલતાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.
એ બળવંત આશ્રય આગળ, ગાય ધવળ મંગળ ગુણુગીત,
જેના ધારા સૌથી સારા નિરબળ નરને ડર નહીં ચિત્ત;
કોળી નાળીનો ભય ટાળી, સંભાળી રાખે સંસ્થાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.
ફાંસી ખોરા ફેલ કરીને, વનમાં પાડી ન શકે વાટ,
ધીંગા કાઠી જટનાં ધાડાં ઘોડાં ઘેરી ન શકે ઘાટ;
ખેતર કે કુવેતરમાં જઇ, લશ્કર લુંટી ન લહે ધાન્ય,
એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન.
લંકાથી હિમાચલ લગભગ કલકત્તાથી કચ્છ પ્રવેશ,
પંજાબી સિંધી સોરઠીઆ, દક્ષિણુ માળવ આદિક દેશ;
દિવસ ગયા ડરનાને દુખના, સુખના દિનનું દીધું દાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.
તે માટે તું તો તનમનથી, માની લે એનો આભાર,
રાજી રાજી રહી નિરંતર, સ્વર્ગ સમો સજજે શણુગાર;
દિલથી આશીષ દે છે દલપત્ત, મહિમા મોટું મેળવ માન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.

## કુસંગતીવિષે.

### નારાચછંદ.

ભળે વધાર ભાતમાં, લગાર જે લવિંગનો,
ટળે ન ટાળતાંજ તેમ, હોય ગંધ હીંગનો;
સુફેદ વસ્ત્ર શામ થાય, શામ રંગ સંગમાં,
કુસંગીનો પ્રસંગદે, કુસંગ રંગ અંગમાં.
અફીણીઆની સોબતે, અફીણીઆ ગણાય છે,
જુગારીઆની યારીમાં, જુગારીઆ જણાય છે;
કઢંગીના પ્રસંગી તે કદાય છે કઢંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.
જુવાર જ્યાં હજાર શેર, શેર ભાત જઈ ભળે,
મળે ન મુલ ભાતનું જુવાર જેટલું મળે;
ગણાય ખાળ નીર, ગંગ નીર તુલ્ય ગંગમાં,
કુસંગીનો પ્રસંગદે કુસંગ રંગ અંગમાં.
પીએ જ શુદ્ધ દુધ જે, કલાલની દુકાનમાં,
છણાય વાત છેકને, મનાય મદ્ય પાનમાં;
જુગારી પાસ શ્રેષ્ટ નંગ જાય નેષ્ટ નંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં,
કદાપિ કાળીઆ કનેજ, ધોરી ધોળીઓ વસે,
વળે ન વાન તોય સાન, સંગથીજ શીખસે;
ઉડે ન તોય થેકવા, શિખે વસી વિહંગમાં,
કુસંગીનો પસંગ દે, કુસંગ રંગ અંગમાં.
ભલા પુલિંગ ભાત દેખ દાળ સંગતી ચઢી,

પુંલિંગ નામ પાલટી, લખાય નામ ખીચડી;
ગણાય અંધ ટોળીં એક દેખતો અપંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.
લગાર ઝેર દુધ બાર શેરમાં સમાય તો,
વિકાર તેજ વાર થઈ પીનાર પ્રાણ જાયતો;
સુપાત્રમાં કુપાત્ર જઇ કરેજ ભંગ રંગમાં,
કુસંગીનો પસંગ દે, કુસંગ રંગ અંગમાં.
કુવેણ કેમ શોભશે, સહસ્ત્રધા સુવેણમાં,
કણું અણું સમાન તે, નડે ઘણુંક નેણમાં;
ગમે ન ગાંઠ એક જો રહે રસી સળંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં.

### દોહરો.

તજો પ્રસંગ કુસંગીનો, સદા કરો સત સંગ;
માનો દલપતરામનું, અંગે ધરી ઉમંગ.

## મનરંજન કવિતા.

### છપ્પો.

નાથ નરકનો કોણ? સાર દહીંનું શું કહીંએ.
પોથી બાળકતણી, નામ તેનું શું લઇએ?
ધણિનું શું નિત ઘેર, કરે ભોજન કરનારી?
ચતુર પુરૂષ એ ચાર, ઉત્તર મન લહો વિચારી.
જો સમજી શકે તો માન દઇ, આપું બેસવા ઓટલી;
નહીં સમજી શકે તો કહું તને, જમ ઘી ચોપડી રોટલી.
શ્રીફળમાં શું હોમ, દગો કરતાં શું હારે?
અધિક ગામડામાંહ, લહે કોણ પદવી ભારે?
મટે નહીં તે કોણ? પરમ દુખ સૌથી શું છે?
કાટિ આદ્યને અંત, તહાં જે નામ રહ્યું છે;
વાચા અવિચળ એ દેવ છે, રાખી રહેમ નજર રહે;
હેન દનપર આદિવર્ણ પર, મધ્યવર્ણ કવિજન કહે.

### દુમિલાછંદ.

નર સેજ સુબુદ્ધિ ન વાવરસે,
વરસે વરસાદ મરે તરશે;
તરશે નહિ નાવ મળે સરસે,
સરશે નહિ કામ પ્રભુ પરશે;
પર શેરિ ધરોઘર સાંચરશે,
ચરશે ખડ અર્થ ન સુધરશે;
ધરશે ન શિખામણ સાંભરશે,
ભરશે જળને નદીએ તરસે.

## દર્દીને દવા આપવાવિષે.

### દોહરો.

ઓસડ આપો અસુખીને, જીવન આપે જેમ;
તરતજ પામો તો તમે, પુરો પ્રભુનો પ્રેમ.

### ભુજંગી છંદ.

પ્રભુનો તમે પામવા પ્રેમ પુરો,
નહીં આજ ઉદ્યોગ રાખો અધુરો;
પીડા પામતા લોકના થોક ટાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
શરીરે સુખી તે સુખી સર્વ વાતે,
શરીરે દુખી તે દુખી છે સદાએ;
દિસે લો દયા દીન દેખી દુખાવો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
જરાએ જુઓ જોડીને જીવી જ્યારે,
ભલુ પુણ્ય તે ભાસશે સૌથી ભારે;
રૂડા સજ્જનો જીવ રાખી દયાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
સજો સૌ થકી શોભિતી વૈદ્ય શાળા,
ભણ્યા ને ગણ્યા વૈદ્ય રાખો રૂપાળા;
કરો દૂર જે વૈદ્ય દિસે દગાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
વડી વૈદ્ય શાળા વડા વૈદ્ય થાપે,
અનંતા દુખી જીવ આશીષ આપે;
અરે દ્રવ્ય એવેજ રસ્તે ઉછાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
અહો દેવ એને ભલે દ્રવ્ય આપ્યું,
દવા દે દુખી લોકનું દુઃખ કાપ્યું;
હઠ્યો રોગ જેથી હતો જે હઠાવો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
અમે કીર્તિ આ લોકમાં એમ આવે,
પ્રભુ રોજ પામી પુરો પ્રેમ લાવે;
ભલું નામ વિખ્યાત ભુ મધ્ય ભાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
કશા રોગને ટાળવા કામ કીધું,
દિસે આજ એ તે અભેદાન દીધું;
તજે રોગ રોગી નિરોગી નિહાળો,
દવા દાન દે દર્દિનાં દર્દ ટાળો.
શિખી સાંભળી અંતરે છંદ આણો,

ખરા સજ્જનો જીવમાં ખૂબ જાણો;
રૂડી વૈદ્યશાળા રચો ઠામ ઠામે,
મુખે એજ માગ્યું દલપત્તરામે.

## ઇંદ્રવિજયછંદ.

ફેરવી રૂપ દગાથી ફસાવી અરે નર અંતર ફોકટફૂલે;
છાનો રહે નહિ છેક હમેશ ખરેખરો વાત કદીપણ ખૂલે;
ભોળવીએ ભરમાવી ભલેપણ,ભોળપણે ફરીથી નહિ ભૂલે,
કાગળ હાંડલી કોઇ કરે કદી એકજવાર ચઢે પણ ચૂલે.

## પરમેશ્વર રાણીનું રક્ષણ કરો.

## ઝુલણા છંદ.

અખિલબ્રહ્માંડનાઇશનિશદિનતું,ઉરવિષેઆ સ્તુતિધરઅમારી,
રિદ્ધિનેસિદ્ધિવિકટોરિઆરાણીનેઅખુટભંડારથી આપતારી;
સકળ સંસારમાં તેમનાશત્રુનાસૈન્યને સદ્ય સંહારી નાખો,
પ્રાણીનેપ્રાણદાતારકરતારજગરાણીવિકટોરીઆઅમરરાખો!,
ભાગ્યશાળીભલીકુશળછે,કુળવતીપ્રેમવાળી વળીદિલદયાળી
રાણી શિરતાજ મહારાજ રક્ષાકરો તેહના શત્રુનું જોરટાળી;
એપ્રભુએહનાઅમલમાંઅચળતુંઆપઆવારભૂગોળઆખો.
પ્રાણીને૦

સરવથીસરસબહુવરસસુધીવશોઅચળએમઉપરેઅમલએનો,
દુષ્ટ દંડાય સુખીથાયસજ્જનો,જગતમાંન્યાયવખણાયજેનો;
પરમ પ્રતિપાળધરમાળજીવોઘણુંકરમફળચાડીઆચોરચાખો.
પ્રાણીને.

છે પ્રજા ઉપરે પ્યાર જેને ઘણો,થાય છે સર્વ સંસાર રાજી,
એજઅવિચળપણેથાઓઆદેશમાં,ગાઇએજેથીગુણગાનગાજી
અધિકઉછરંગનાદિવસદેઉજળા દુષ્ટને દિવસ દેખાય ઝાંખો,
પ્રાણીને.

લોકનાથોકનિશંકસુખોઆથયા,જશભર્યું કામ કહેવાયજેનું,
અધિકમહિમાભર્યુંરાજરહેજોવળી,અચળઆલોકમાંનામએનું
રાણીજીવોઘણુંરાણીજીવોઘણું,સકળદુનીઆમુખેએજદાખો,
પ્રાણીને.

દુષ્ટના દુષ્ટ સંકલ્પ નિષ્ફળકરી, અફળકરઇશઉદ્યોગએના,
હઠ તજી શઠસૌહારીહેઠાપડો,જગતદુખકારી વિચાર જેના;
હેપ્રભુ આજએપાપીહિંમતતજીત્રાહિરેત્રાહિભાપાજભાખો,
પ્રાણીને.

આજ ઇશ્વરરતમેંકોટીકરુણાકરી,સરસઅમઉપરેરાજથાપ્યું,
તુચ્છનરતેસમેરાજતૃષ્ણાધરી, કપટ કરીકેકને કષ્ટ આપ્યું;
આપ ઉંહા પ્રભુ અદ્યઆઅવસરે,સુજનપીડાયતેકેમસાંખો.
પ્રાણીને.

આપનાદાસનેઅવિચળવિશ્વાસછે,દુષ્ટનોનાશકરીત્રાસહરશો,
ધર્મનાબેલીછો,શત્રુ અધર્મના નામના અર્થનું કામ કરશો;
સર્વઠામે પ્રભુ સદ્ય શાંતિ કરો, લોકના થોક પીડાય લાખો,
પ્રાણીને.

સર્વલોકોઘણા સ્નેહથીઆસમેજગતપ્રતિપાળનીપાસમાગો,
રાણીનુંરાજમહારાજઅવિચળતપોભ્રષ્ટજનદુષ્ટનુંજોરભાગો;
હાથ જોડી નમી નાથને સૌકહો રાણીનીજય થજો સર્વ ઠામે,
પ્રેમથી પ્રાર્થના કાજરૂડા રચ્યા રસિક નવ છંદ દલપતરામે.

## દ્વીઅર્થી દોહરા.

આ ભોજન શાળા ભલી, કે નિરમળ નિશાળ;
મિત્રો દલપતરામના, સુણજો વાત વિશાળ.
લીપી ધારા દિલ ધરી, ભૂમિ ભલી ચીતરેલ;
ગણે નામ જણ ગામના, કોણ દિસે આવેલ.
બેઠી પંગત પાટલે, ધરી અબોટીઆં અંગ;
બાંધે શોળે સમજીને, શિરવાળો બહુ સંગ.
પોળી કીધી ચોપડી, સાકર ધરીને સાર;
પત્રાળી પુરી સરસ, પડીઆ હારો હાર.
કેક ભલી વિધ કરી ભરે, ગોળે બેશાખંડ;
ભોંય તપેલી તાપ ત્યાં, છે બરફી જ્યાં ઠંડ,
કેક શિખે સુધ રાઇતાં કેક ભલી રીત ભાત;
દિઠા લાડવા યાર મેં, શાક શિખે પ્રખ્યાત.
વળી જેમ વરસે વડાં, તેભણી દહીં પણ જાય;
તેલ ખાય છે, કંઈ વડાં, શિશુકર ગણી તલ ખાય.
તેલ ખાય નહિ તેહને, આપી ઓરડી પાસ;
સોટીપાં ચમચે પછી, આપે તજે કચાશ.
ઉંઠે તે ભણી ઉપરી, માનપત્ર પણ એક;
આપે બીડી વાળી વળી, હેતુ ધરાય અનેક.

## સંપ વિષે—દોહરા.

સંપ થકી સુખ ઉપજે, સંપથી જાએ કલેશ;
જેના ઘરમાં સંપ નહિ, સુખ તેને નહિ લેશ.
તે માટે તુજને કહું, અંતર રાખી ઉમંગ;
લાલચ છોડી લક્ષ્મીની, સંપ તણો કર સંગ.

## છપ્પો.

કૈરવ પાંડવ કુળ, મૂળથી નાંખ્યાં ખંડી;
જો લક્ષ્મીને કાજ, સંપની ઇચ્છા છંડી,
બહુ હિંદુનાં રાજ, સંપતજવાથી દુટયાં;
દિલીપતિ સુલતાન, સંપ જાતે ઘર ફુટયાં.
પરિપૂરણ લક્ષ્મી પામીને, સંપવિના નહિ સુખ લહે;
હોય ઘરમાં ઘણો કુસંપતો, મોટા પણ મરવા ચહે.

### દોહરા.

મળે સભામાં માન, બહુ ઘર ધન કોશ વિશાળ;
જે નરને ઘર સંપ નહિ, હીણા દિશે હાલ.
તન રોગી શિર શત્રુતા, ધન આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.
જગમાં બહુ જન ધનવિના, સંપ થકી સુખવંત;
સાખ પુરે સંસારમાં, એની લોક અનંત.

### પ્લવંગમછંદ.

છત્રે થાતી છાય છડી ઘર છાજતા,
હાથી હોદામાંય રસિક બિરાજતા;
આયુષ્ય રિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં,
એ સુતા દિન એક ઉછળતી આગમાં.
ભોગવતા સુખ ભોગ મહા સુખ માણતા;
જોતાં જોગ અજોગ, જરી નહીં જાણતા.
કીધા દામ કરોડ ખજાને ખાણમાં,
સુતા તાણી સોડ મસીદ મશાણમાં.
ઇન્દ્રપુરી અનુસાર નગરીઓ નોખમાં,
કોટીધ્વજ સહુકાર ગરજતા ગોખમાં;
સુંદરીઓ ગુણસાર મહાગુણ મર્દમાં,
કો જાણે કયાં હાર ગઇ મળી ગર્દમાં.
માટે મારા મિત્ર વિચારો વાતરે,
પાપી મટો પવિત્ર ભલા થઇ ભ્રાતરે;
જીવતરનું ફળ જાણી ભજો ભગવાનરે,
અંતર પ્રીતિ આણી ધરો નિત ધ્યાનરે.

### મહીદીપ છંદ.

સ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય ક્રોડ વાત કાચી;
હસ્ત ચરણ, કરણ નાક તેં કૃપાળ કીધું,
નેત્ર વદન દંત આપી જ્ઞાન દાન દીધું.
ખાન દાન ચીજ ખૂબ, એજ આજ આપે;
ભૂખ તરસ ઠંડ તાપ, કષ્ટ સર્વ કાપે;
તે તને ઘડીક એક એક યાદ આણે,
તું અભાગી દુષ્ટ ઇષ્ટ દેવને ન જાણે.
જો વિચારી જીવ જનમ પામીને શું પામ્યો,
ભક્તિની ન જુક્તિ જાણી પાપકાંપ જામ્યો;
છે હજી ઉપાય થાય તો ઘણુંજ સારૂં,
જે ઘડીક જાય ઓછું થાય આયુ તારૂં.

### ઈશ્વરની શક્તિ—દોહરા.

આ નરવાસી વિશ્વના, ઉંચું જો આકાશ;
ત્યાં ગોળા જો તેજના, જળહળ જોત પ્રકાશ.
પુરૂ અચરજ પામીને, વળી વળી ખુબ વિચાર;
તું તેના કરનારને, પૂજ પુરો ધરી પ્યાર.
સર્વ શક્તિના સ્વામિનાં, અદભુત કામ અપાર;
એ એમાંનું એક છે, ચમત્કાર કરનાર.
લખ્યું તેજના લેખથી, દેવ નિરંજન નામ;
તે તુજથી વંચાય, ઠરી ઠરીને જો ઠામ.
આ અવિનાશી તેજના, દીવા જે દેખાય;
તે તું ગણી જો રાતમાં, ગણતાં ગણે ગણાય?
જે તારા તુજ આંખને, આપે છે અજવાસ;
એ પણ આવી અવનિઓ, પાળે નૃપ અવિનાશ.
કેવળ આપણ કારણે, નથી રચ્યાં એ રૂપ;
ત્યાંપણ વસ્તી વિશેષ છે, ભગવત તેનો ભૂપ.
સુખીઆ કે દુખીઆ હશે, લાખો ત્યાંના લોક;
પુણ્યવાન કે પાપીઆ, હશે હરખ કે શોક.
પણ પ્રભુની ત્યાં ભક્તિનાં, વિધ વિધ હશે વખાણ;
ઇશ્વરના ઐશ્વર્યથી, એ નહિ હોય અજાણ.
રે માટીના માનવી, તું તો તરણા તુલ;
જળ જંતુ જગ કણ થકી, ભાર અલ્પ કાં ભુલ.
તોપણ ધરજે ધૈર્ય તું, જે સૃષ્ટિ સ્રજનાર;
તે સંભાળે છે તને, પિતા પરમ પ્રિયકાર.
શાંતિધર જે સર્વદા, જે સાહેબ સર્વજ્ઞ;
જ્ઞાન દૃષ્ટિ દેખે તને, નહીં એક ક્ષણ અજ્ઞ.
ડરી ડરીને ડગલાં ભરી, કરી કરી સારાં કામ;
ધરી ધરી પ્રેમ પ્રભુ ભજો, ફરી ફરી દલપતરામ.

### પ્રભાતનું વર્ણન.

### રાગ પ્રભાતિ.

મળી માતને તાત પ્રભાતમાં, પુત્રીનેસુણકહેવાતગઇરાતવીતી;
હુડીઅત્યારમાંઅધમઉદ્ધારમાં,જગતકરતારમાંજોડપ્રીતિ.ટેક.
વેગળાં દુંકડાં કુંકડા બોલીઆં, ખોલિયાં દ્વાર દરબાર કેરાં;
જાગિયાલોકતેઉદ્યમેવળગીઆ,વાગિયાઘંટજ્યાંદિવદેરાં.મળી.
ઉદિત આદિત્યઆભાસઆકાશમાં, ચંદ્રપ્રકાશતોનાશપામ્યો;
પીગળીપાણીથઇઝરણમાંજાયછે, હોયજેહિમથીબરફજામ્યો.
મળી.
ચકલીચકચક કરેકાગડાકાકારે, હંસપોપટમેનામધુરબોલે;
રાગ પ્રભાતિકોઈ ગાય,ખુશથાયછે,ગાયભેંસોગળેબંધ ખોલે.
મળી.
ઘંટીના ઘોર સુણજોરથીજોવળી, મસીદમાંબાંગ મુલ્લાંપોકારે;
સ્નાનકરીસુંદરીજળભરીજાયછે, ન્હાયછેકોક નદીને કિનારે.
મળી.
જો તું દીવોજઇજોતઝાંખીથઇ, ચોરને ક્યુડ સંતાઇ પેઠા;

પદ્મપ્રફુલિતથયાંપતિતથઈપોયણી, બગઠગોજઈનદીવાટએઠા. મળી.
ખેડુ ખેતી કરે સોની સોનું ઘડે, લોહ લુહાર કંસાર કાંસુ;
નારમરનારનેરાગતાણીરૂએ,આંખમાં એકનહીં હોયઆંસુ. મળી.
ઉઠીનરનારીઓ,ઉઘડીબારીઓ,દેખમહીઆરીઓમ્હીવલોવે;
જોવટેમાર્ગુંજાયછેવાટમાં, ઘાટમાંધોબીજનવસ્ત્રધોવે. મળી.
ધીર શૂરવીર તે ધનુરવિદ્યા ધરે, રાજદરબાર વાજીંત્ર વાજે;
ચોકીબદલાયછેચોકછૂટાયછે,રાયજઈબાગમધ્યેબિરાજે. મળી.
કુળવંતીનારીસંતાનસંભાળતી, મધુરમુખબોલતીબાલઉઠી;
બાળનેમારતીધણીનેધમકાવતી,ફુઅડરંડાકરેકલેશરૂઠી,મળી.
હોય ધનવંતધીમંતધોઈદંતને,સ્નાન કરીસરસ સુગંધ સુંઘે;
આળસુએદીનેઅકલનાઆંધળા,અફીણીઆતેસમે ખૂબઉંઘે. મળી.
આસમેઉઠીઅભ્યાસ જે આદરે, આઠદસમાસમાંઅર્થસાધે;
વનતણાપવનનેસેવતાંઆસમે,થાયઆરોગ્ય તનવરસ આધે.
વીસરી હોય તે વાતપણસાંભરે, આસમે ઉઠીજે યાદકરીએ;
કઠણજેદલપતરામનુંકામછે,કાવ્યકલ્લોલતેતરતતરીએ. મળી.

## જ્ઞાન મેળવવાવિષે.

### રાગ વણઝારાનો.

વાંચો આ વાત વિવેકની, ભણનારા રે;
વળી વિધ વિધ કરીને વિચાર, શોધો ગુણ સારારે.
ભણતર ભણીને ભણી રહ્યા, ભણનારા રે;
કદી એમ ન કરશો ઉચ્ચાર, શોધો ગુણ સારારે.
જો ભવ આખો ભલે ભણો, ભણનારા રે;
પણ પાઠનો પામો ન પાર, શોધો ગુણસારા રે.
જ્ઞાન ગર્થ ગુણ ગાંઠવો, ભણનારા રે,
એતો આપણો એક આચાર, શોધો ગુણ સારારે.
સર્વ સમે સર્વ સ્થાનમાં, ભણનારા રે;
આપે આદરીએજ અભ્યાસ, શોધો ગુણ સારારે.
જેમ જેમ જીવ જોડી જુઓ, ભણનારા રે;
તેમ પળ પળે પ્રકટે પ્રકાશ, શોધો ગુણ સારા રે.
ઉજડ અંધારે એકાંતમાં, ભણનારા રે;
તમે મનન કરી મનમાંહી, શોધો ગુણ સારા રે.
એ સમે આપણો આતમા, ભણનારા રે,
જુઓ કામ કરે જે જે કાંહી, શોધો ગુણ સારા રે.
એ અવસર થકી આગળે, ભણનારા રે;
બીજા જે જે બનેલ બનાવ, શોધો ગુણ સારા રે.
તે તે તપાસી તમે જુઓ, ભણનારા રે;
એથી અક્કલનો ઉપજે ઉઠાવ, શોધો ગુણ સારા રે.
શરીરના સાંધા ને શક્તિઓ, ભણનારા રે;
વળી વિશ્વનો કરીને વિચાર, શોધો ગુણ સારા રે.
કાયા કરી કેવી કળ થકી, ભણનારા રે;
કેવા કારણથી કરતાર, શોધો ગુણ સારા રે.
આપણું અંતર ઓળખો, ભણનારા રે;
પછી પરજન આવે જે પાસ, શોધો ગુણ સારા રે.
સારું નઠારું અસમજણું, ભણનારા રે;
એ છે આનંદમાં કે ઉદાશ, શોધો ગુણ સારા રે.
જનના જે જે ગુણ જાણવા, ભણનારા રે;
જ્યારે જાણ્યાની જાણી જરૂર, શોધો ગુણ સારા રે.
આપો અક્કલને અક્કલ લહો, ભણનારા રે;
દુઃખ દુરગુણને કરી દૂર, શોધો ગુણ સારા રે.
પછી એક અગત્યનું, ભણનારા રે;
પામો પ્રેમ પ્રભુ પદ જ્ઞાન, શોધો ગુણ સારા રે.
આપણને એજ ઇશ્વરે, ભણનારા રે;
દયા ધારી દીધું શું શું દાન, શોધો ગુણ સારા રે.
જન કૃત કારજ જોઈને, ભણનારા રે;
પછી પ્રભુ કૃત પેખી સુપેર, શોધો ગુણ સારા રે.
પાહાડ પત્થર વન પ્રાણીઓ, ભણનારા રે;
ઘણા તારા તણો જુઓ ઘેર, શોધો ગુણ સારા રે.
સાગર સુરજ ને શશી, ભણનારા રે;
જોતાં હોય વિચાર હજાર, શોધો ગુણ સારા રે.
ફક્ત તરણ ફળ ફુલમાં, ભણનારા રે;
આપે ઇશ્વિર જુગતી અપાર, શોધો ગુણ સારા રે.
વળી વળી જેમ વિચારશો, ભણનારા રે;
આવે અધિક અધિક મતિ આમ, શોધો ગુણ સારા રે.
ભલુ ભણતર તે તમે ભણો, ભણનારા રે;
રૂચી રાખીને દલપતરામ, શોધો ગુણ સારા રે.

## નીતિએ સંસાર ભોગવવો.

### રાગ–ઉપરનો.

સંસારનાં સુખ ભોગવો, વહાલા વીરા રે,
સાચે શુદ્ધ સ્વભાવે સદાય, ધરો ગુણ ધીરા રે.
ભાવે ભજો ભગવાનને, વહાલા વીરા રે;
કશું કુકર્મ ન કરો કદાય, ધરો ગુણ ધીરા રે.
પરદુઃખ દેખી દયા ધરો, વહાલા વીરા રે;
કોટી કોટી કરો ઉપકાર, ધરો ગુણ ધીરા રે.
પાપના પુંજ પ્રલે થશે, વહાલા વીરા રે;
અંતે ઇશ્વિર કરશે ઉદ્ધાર, ધરો ગુણ ધીરા રે.
ઇશ્વિરને ઓળખ્યા વિના, વહાલા વીરા રે;
કદી હઠ કરીએ નહિ કાંહિ, ધરો ગુણ ધીરા રે.
વારી વલોવીએ વેગથી, વહાલા વીરા રે;
મીઠું માખણ ન મળે તે માંહિ, ધરો ગુણ ધીરા રે

માયા મેલ્યાથી ન હરિ મળે, વહાલા વીરા રે;
એતો ઉલટો ઉભય ભ્રષ્ટ થાય, ધરો ગુણ ધીરા રે.
પ્રાણ પરાણે જે પરહરે, વહાલા વીરા રે;
એતો આતમઘાતિ ગણાય, ધરો ગુણ ધીરા રે.
ગુણ જપવા જીભ જે જડી, વહાલા વીરા રે;
મોટા મુરખ મુનિ વ્રત સાય, ધરો ગુણ ધીરા રે.
ચરણ રચ્યા રૂડાં ચાલવા, વહાલા વીરા રે;
શઠ હઠ ધરી ઉભા સુજાણ, ધરો ગુણ ધીરા રે.
નેત્ર આપ્યાં પ્રભુ નિરખવા, વહાલા વીરા રે;
આંખો મીચીજ રાખે અજાણ, ધરો ગુણ ધીરા રે.
જગ સરજનારે જે જે સરજ્યું, વહાલા વીરા રે;
શુભ કામે તે સમજે સુજાણ, ધરો ગુણ ધીરા રે.
સંસાર શાને તજો તમે, વહાલા વીરા રે;
એકે અર્થ સરે નહીં એમ, ધરો ગુણ ધીરા રે.
નમ રહે રીઝે નાથ જો, વહાલા વીરા રે;
તો કરત કપાસજ કેમ, ધરો ગુણ ધીરા રે.
મેલી રોતાં માતતાતને, વહાલા વીરા રે;
પ્રાણી પરહરે છે પરિવાર, ધરો ગુણ ધીરા રે.
ફક્કડ થઇને અક્કડ ફરે, વહાલા વીરા રે;
પાપ પુંજનો પામે ન પાર, ધરો ગુણ ધીરા રે.
ટાઢને તાપ તરૂ ખમે, વહાલા વીરા રે;
નહાય જળમાં જુઓ જીવ જંત, ધરો ગુણ ધીરારે.
બાળે છે અંગ પતંગીઆં, વહાલા વીરા રે;
એમ ભવજળ આવે ન અંત, ધરો ગુણ ધીરા રે.
રાસભ રાખ ભર્યાં રહે, વહાલા વીરા રે;
જટાવાળાં જુઓ વડ વૃક્ષ, ધરો ગુણ ધીરા રે.
વનમાં વસે બહુ વાંદરા, વહાલા વીરા રે;
ભમે ફળફૂલનો કરી ભક્ષ, ધરો ગુણ ધીરા રે.
પણ એમ મોક્ષ મળે નહિ, વહાલા વીરા રે;
કાયા કષ્ટાર્થી થાએ કલેશ, ધરો ગુણ ધીરા રે.
ડરી ડરીને ડગલાં ભરો, વહાલા વીરા રે;
હેત હરિપદ રાખી હંમેશ, ધરો ગુણ ધીરા રે.
સૌ જનને સુખ સાંપડે, વહાલા વીરા રે;
કરો કોડે કોડે એવાં કામ, ધરો ગુણ ધીરા રે.
તો તમને ત્રિભુવન પતિ, વહાલા વીરા રે;
દેશે સુખ કહે દલપતરામ, ધરો ગુણ ધીરા રે.

---

## ઈશ્વર સ્વતંત્ર છે.*

### ઉપેન્દ્રવજ્રા.

સ્વતંત્ર તો ઈશ્વર એક એ છે,—
જુગોજુગે આપ અજીત જે છે;
જુઓ બીજા જીવ ગરીબ જેવા,
તમે અમે તેમ તમામ તેવા.
પડે પુર્યો પોપટ પાંજરામાં,
સુખે નહીં નાસી શકે સગામાં;
કુકર્મિને કેદ કરેલ કેવા,
તમે અમે તેમ તમામ તેવા.
સુરાગનું સાફ સજેલ સાજું,
વિવેકથી એક વિશાળ વાજું;
ઉડી શકે રાગ રચેલ એવા,
તમે અમે તેમ તમામ તેવા.
ન માનવી મેગળ ઝાડ તોલે,
ન બેલની બોલી બિલાડી બોલે;
સ્વતંત્રથી શ્વાસ શકે ન લેવા,
તમે અમે તેમ તમામ તેવા.
કળે કરી પુતળી કાષ્ઠ કોરી,
દિસેજ દીધી નટ હાથ દોરી;
અશક્ત તે દાવ સ્વતંત્ર દેવા,
તમે અમે તેમ તમામ તેવા.
ઉડી અતી ચંગ ચઢ્યો કદાપિ,
સ્વતંત્રતા તેની નથી તથાપિ;
અશક્ત આકાશ જવા રહેવા,
તમે અમે તેમ તમામ તેવા.
અરે ઉરે એમ વિચાર આણી,
જરૂર આ જીવ અશક્ત જાણી;
હરિ સ્તુતિ રાખ હમેશ હેવા,
તમે અમે તેમ તમામ તેવા.
જણાય જે શક્તિ જરાક જેવી,
તને દયા આણિ દિધીજ તેવી;
સુખી થવા માર્ગ સદાય સેવા,
તમે અમે તેમ તમામ તેવા.

### દોહરો.

છોટું કે મોટું કશું, કરીએ સારૂં કામ;
શ્રીજગદીશ સહાયતા, આપે દલપતરામ.

## દિલ્લી લખનોરનાં બંડ.

### દોહરા.

જેને જગપતિની દયા, જગમાં તેનું જોર;
લીધાં થોડે લશ્કરે, દિલ્લીને લખનોર.
સુખપાલે ચઢી શોભતા, પાદશાહના પુત્ર;
લટક્યા શૂળી લાકડે, શૂન્ય થયાં ઘર સુત્ર.

---

* સને ૧૮૫૯માં સરકારે 'પાઠાવળી' નામની એક ચોપડી શાળાઓ માટે છપાવી હતી તેમાંની આ કવિતાઓ છે.

દોઢ લાખ દળ દુષ્ટનું, ઠઠ જામ્યો જે ઠાર;
હેવલોક સાથે હતું, પ્યાદળ પાંચ હજાર.
ભારતથી ભારે થયું, જુધ પારથને પંથ;
કવિજન લખશે કાગળે, ગરવા બનશે ગ્રંથ.
વાઘતણા બહુ વૃંદથી, જેમ બચે ગજરાજ;
એમ બચ્યા અંગ્રેજ એ, જગકર્ત્તાનું કાજ.
સ્ત્રી બાળકનો જે કર્યો, નિર્દય થઇને નાશ;
તે નહીં સાંખે શ્રીહરિ, દેશે નરક નિવાસ.
હજી દશરથના દેશમાં, જારી છે બહુ જુદ્ધ;
મરશે થોડા માસમાં, બળવાખોર અબુદ્ધ.
નરપતિશ્રીને પાળતે, રાખ્યો પુરો રંગ;
સાચો સ્નેહ જણાવીઓ, કંપનિ સાહિબ સંગ.
ભાગ્ય ભલાં ગુજરાતનાં, દિનદિન અધિક ઉજેશ;
સુખી પ્રજા રાજા સુખી, કશો ન દિસે કલેશ.
જય કીધા જયપુર ભણી, જર્જ શૂરા સરદાર.
કંપે નહિ દીલ કંપની, લાખ મળે લડનાર.
શ્રીઈગ્લંડને લશ્કરે, ઘાલ્યો જબરો ઘેર;
હરામી જનના હાથથી, લીધા ગઢ ગ્વાલર.
ખૂટલ બળવાખોરનો, ખોળે ન મળે ખોજ;
વેરી નાંખ્યા વન વિષે, રંગ તને ‘ હ્યુરોજ ’
પેઠા પંચમહાલમાં, તાત્યો કરીને કોપ;
અંગ્રેજે અળગો કર્યો, તાત્યે ખોઇ તોપ.
ભપકાથી ભડકી મરે, કરે વધારી વાત,
ગપ્પાં ચલવે ગોઠવી, જો ગાંડી ગુજરાત.
વાઘ વરૂ વિષધરતણા, કુળનો કીધો નાશ;
હવે થાય હથિઆરનો, ટળે સમૂળો ત્રાસ.

### ઇન્દ્રવિજયછંદ.

દિલ્લિપતિ લખનોપતિ, બહુ ખંડ અખંડ કુચાલથી કીધાં;
શૂર થઇ ઉર ક્રૂર થઈ શિશુ સુંદરીનાં તન શોણિત પીધાં;
તેમ તને હળતા મળતા નૃપદેશ નરેશપણાં તજી દીધાં;
કલેશકળો નૃપ કંપનિથી કરી કુંડળ કાઢી કમંડળ લીધાં;
જેની દયાથી જીવ્યાતજીદુખસદાસુખસંપતિજેનથી જામ્યા;
તેની સુતાસુત સુંદરી સાથ, અનાથની ઉપર હાથ ઉગામ્યા;
પાપતણાં ફળઆપીવળ્યા, પ્રભુપાપીતથાપિવળીનવિરામ્યા;
છત્રપતીતણુ છેક છુટયું પછી પત્ર પતીપણું પુરણ પામ્યા;
અંબુધિઅંબુઉલેચી અનેકઇચ્છા ધન આખરએકનઆવ્યું;
આવી પડયું નિજઅંગની ઉપર સુરજસામું ઉછિષ્ટ ઉડાવ્યું;
ફોગટ ખૂબ ફજેત થયા ફીટકાર મળ્યું ફળ જોર ન ફાવ્યું;
તુચ્છ મતિ કરી તુચ્છ તપાસ નગારૂં તજીજ તગારૂં તકાવ્યું;

### સૃષ્ટિરૂપીનિશાળ.

### ઝુલણા છંદ.

છો માનવી દેવનાં છોકરાં, સુધરવા સૃષ્ટિ નિશાળ આવ્યાં;
જ્ઞાનગુણ ગોઠવી તરત દુરગુણ તજો,ભોગવો સરસ સુખ ભાવ્યાં;
ખાન ને પાન વળીવસ્ત્રવાહનતણી,જગમાંજાણીનહિચીજજેવી;
સંપીસૌઅધિકઅભ્યાસજોઆદરો,આપશેઇશબખશીશએવી
ભાવથીસર્વભલીભાતવિદ્યાભણો,ઘોબીથઇલુગડાંકોણધોશે;
એવિચિંતાતજોઅવસરેઆપશે,જગતપતિચીજજેજરૂરજોશે;
વહ્નની જળ વાયું તે મંડશે મજુર થઈ,જો તમે તેતજોફિકરતેવી.
સંપી સૌ.
બાગ બગી બંગલા હાથી ઘોડા ઘણા, રમકડાં આપશે રંગે રૂડાં;
નવ નવા નામના ચિત્ર ને ચોપડી, પામશો કથન નહીં થાયકૂડાં;
હેમના હારને મોતી માણુક મણી, કીમતે વસ્તુ ન મળેજકેવી;
સંપી સૌ.
અધિકઅભ્યાસનેસંપઅવલોકીતે,આગનાંનાવનેગાડીઆપ્યાં;
પેખીપઢનારબહુલેખલખનારપણ,છાપનાજંત્રદઇકષ્ટકાપ્યાં;
વાત વીજળી વિષે કહી શકે કોણજે,દેસમાચારજઇએજદેવી;
સંપી સૌ.
જળ ગળેલા વિષે જંતુના દેહને દેખવા દૃષ્ટિ દેવેજ દીધી;
એમઆકાશમાંગ્રહતણી જે ગતિ માપવાની કળાપ્રગટકીધી;
માનવી માત્ર ઉમેદવારી થકી, લાખ ગણી મોજજોહોયલેવી;
પર્વત પાડીને પંથ ત્યાં પાડશો, પામશો ઉડવા પાંખ પંડે;
ખાણદોલતતણીદેખશોખોદતાં, માલમિલકત મળે ખૂબમંડે;
ખારૂં સાગરતણું નીર સારૂ થશે, જોઇએ જીવમાંધીરજરહેવી;
સંપી સૌ.
વિવિધ પકવાન વરસાદતો વરસશે, ઝાડ સુકાંથકી વસ્ત્ર ઝરશે;
રખડતી રેતી તે ખાંડ સાકર થશે, દુધ દહીં ઘીતણો કૂપ કરશે;
સિંધુનાંપાણીપરપુલપણબાંધશો, કથનીનદીઆતણીશીકહેવી;
સંપી સૌ.
જે પરીક્ષાસમે પરમજશપામશે, ઉપલા વર્ગમાં માનમળશે
ઉંચમાંઉંચઅધિકારહરિઆપશે, સર્વ સંતાપ તેનાજટળશે-
રાજપદવીથકી અધિક મહારાજના સમીપમાંશ્રેષ્ઠતાથાયસેવી;
સંપી સૌ.
આસમેઅધિકયુરોપમાં ઓપતી, વિવિધ વિદ્યાવધીપ્રૌઢપેઠી;
વસ્તુ બખશીશ જગદીશથીલક્ષ લૈ મોકલે આપણેકાજએઠી;
વાત વિચારીને જીવમાં જુઓ, કરમ કશા મંડવું એમકામે;
ચિત ધરી નિતખરીપ્રીત કરીનેપઢોરૂડી કહીરીતદલપત્તરામે.

# માંગલિક ગીતાવલિ.

## ગીત ૧ લું.

### મંગળાચરણનું ગીત.[1]

"મામેરૂં મોંઘા મૂલનું" એ રાગ.

પરમેશ્વરને પ્રીતે પ્રણમિયે;
સર્વે સફળ મનોરથ થાય, મંગળ ગીત ગાઇએ;
જ્યારે જગકરતા કૃપા કરે;
ત્યારે હરખના દિવસ દેખાય, મંગળ ૧
સારા શુકનની શુણિયે વધામણી;
કરિયે આનંદ ઓચ્છવ ઘેર, મંગળ
સગાં સ્નેહીને સ્નેહે તેડાવિયે;
મોટી હોય પ્રભુની જો મ્હેર, મંગળ ૨
ખાંતે ખાંતે રળ્યું ધન ખરચિયે;
લૈએ સંસારમાં સારી લ્હાણ, મંગળ
કરિયે દેશ વિષે કાંઇ નામના;
જેથી વિશ્વમાં થાય વખાણ, મંગળ ૩
સારા કામથી કુળ અજવાળિયે;
જર ઇશ્વરે આપ્યું જો હોય, મંગળ
ધન્ય ધન્ય ઘડી ધન્ય દહાડલો;
સારૂં સંસારનું ફળ સોય, મંગળ ૪
ઘેર તેડિયે બેન ભાણેજડાં;
જેથી આગણું શોભે અપાર, મંગળ
ઘેર ગોર ગોરાણીને નોંતરી;
કરિયે શુભ કામમાં સતકાર, મંગળ ૫
ઘેર ચતુર ચીતારા તેડાવિને;
ચિતરે ચિત્રશાળા અને ચોક, મંગળ
મોટો મંડપ રૂડો રચાવિયે;
આવી બેસે ત્યાં લાખેણા લોક, મંપળ ૬
સારા સાજન માજન સૌ મળે;
દીસે મંડપ ઝાક ઝમાળ, મંગળ
વડા હરખે વાજાં વજડાવિયે;
એવો દિવસ દેખાડે દયાળ, મંગળ ૭
ઘેર માળી લાવે ફૂલ છાબડી;
ગુંથી હાર તોરા રૂડા ગુચ્છ, મંગળ
લાવે તંબોળી પાનનાં બીડલાં,
રૂડા સોનેરી વરખનાં સ્વચ્છ, મંગળ ૮
શાણા સોનીડા ઘેર બેસારિયે;
ઘણે હરખે ઘડાવિયે ઘાટ, મંગળ
કળાવંતને શિરપાવ કીજિયે;
ભલા જશ બોલે ચારણ ભાટ, મંગળ ૯
ઉર ધરિયે અધિક ઉદારતા;
જેવી શક્તિ સુસંભવે વાત, મંગળ
આવે ગરીબ અનાથ આશા કરી;
ખાંતે ખુરદાની કરિયે ખેરાત, મંગળ ૧૦
તરિયાતોરણ ટોડલે બાંધિયે;
કરિયે કેસરના છંટકાવ, મંગળ
ભલાં ભાવતાં ભોજન રાંધિયે;
લૈએ લોકમાં લાખેણો લ્હાવ, મંગળ ૧૧
પ્રભુ આપે એવા દીન ઉજળા;
કરિયે આનંદ ઓચ્છવ કામ, મંગળ
થાય સફળ જનમ સંસારમાં;
દીલથી કહે દલપત્તરામ, મંગળ ૧૨

[1] આ ગીત વિવાહ સીમંત કે જનોઇ દેતાં, પારસીના પુત્રને સદરો પેહેરાવતાં ઈત્યાદિ દરેક માંગલિક પ્રસંગે ગાઇ શકાશે.

## ગીત ૨ જું.

### પુત્રના જન્મસમયે ગાવાનું ગીત પહેલું.

"ઓચ્છવ ઘેર આપણે." એ રાગ.

આજ દિવસ દીસે ઉજળો; ઉપજ્યો છે સર્વને અધિક;
આનંદ રંગ અંગમાં;
ગોરી મળીને ગીત ગાઇએ; રૂડેરા રાગમાં રસિક, આ. ૧
જગસિંહજીને કુળ બેટડો: પ્રગટિયો પરમ પવિત્ર. આ.
તેથી ગંભિર ધ્વનીગાજેછે;વાજેછે વિચિત્ર વાજીત્ર. આ. ૨
કંકુનાં પગલાં પાડી કુંવરનાં; મોકલ્યાં દાદાજીની પાસ, આ.
દાદાનેકહીંજેણેવધામણી,દાદાજીએ પૂરી એની આશ, આ.૩
સાંઢણી સારી શણગારીને; મોકલી મામાને મોસાળ, આ,
જ્યાંસગાંસંબંધીસ્નેહીવસે;ત્યાંલખ્યાકાગળતતકાળ, આ. ૪

કાશદી દોડ્યા દેશોદેશમાં; પ્હોંચી વધાઈ ગામો ગામ, આ.
સારાકુંવરનોજન્મસાંભળી; તેલોકો હરખ્યાતમામ આ. ૫
માતાનામનોરથ સિદ્ધ થયા; પિતાની પૂરી થઈ આશ, આ.
સંતોષ થયો સ્નેહી સર્વને; કશિયે ન રહ્યો હવે કચ્ચાશ, આ. ૬
પુણ્ય પુરવનાં પ્રગટ થયાં, જગકરતાએ કરી મ્હેર, આ.
રૂડું અમુલ્ય રત્ન આપિયું; લાખેણી થઈલીલા લ્હેર, આ. ૭
આજનો દિવસ ઈતિહાસમાં લાયક લેખમાં લખાશે આ.
વરષો વરષ તીથિ આજની, એઅતિઉત્તમગણાશે, આ. ૮
જેવીઘડીમાં આગળજનમિયા; ભૂપતિ વિક્રમને ભોજ, આ.
એવી ઉત્તમ ઘડી આજ છે; સમય છે તેનાસરખોજ, આ. ૯.
પુત્ર પૂરો પરાક્રમી થશે: પાળશે પ્રજા પ્રેમ આણી. આ.
એવો કુંવર જેને ઉદર વસ્યો; ધન્ય ફુલાદે ઠકરાણી આ. ૧૦
માતપિતાની પ્રતિજ્ઞા પાળશે-ચરચાશે વિશ્વમાં ચરિત્ર આ.
માતાનું કુળઅજવાળશે; વિખ્યાતિપામશેવિચિત્ર આ. ૧૧
અંતરમાં રાખીને ઉદારતા; કરશે પરમારથનાં કામ આ.
કવિતામાં કીર્તિ તેની કોડથી, દાખશેદલપતરામ. આ. ૧૨

---

## ગીત ૩ જું.

### પુત્રના જન્મ સમયે ગવાતું ગીત બીજું.

"જાદવરાય પરણ્યા રૂકમણીરે." એ રાગ.

જીરે આજનો દિવસ રૂડો રળિઆમણોરે;
જીરેઆનંદની હદવળી આજરે. રાણીએરૂડોકુંવરજાયોરે;
જીરે આજ દીશે દશ દીશા ઉજળી રે;
જીરે હરખ્યો સર્વે સજ્જનનો સમાજ રે, રાણીએ. ૧
જીરે સોના છરીએ નાળ વધેરિયા રે;
જીરે દાઈને દીધા સારા શણગાર રે, રાણીએ,
જીરે વ્હાલાં સગાંને લખી વધામણી રે;
જીરે સાકર વ્હેંચી તેનો ન શુમાર રે, રાણીએ. ૨
જીરે દીપમાળા પૂરી દેવસ્થાનમાં રે:
જીરે ફુલ મંડળીઓ ભરી ઠામોઠામ રે, રાણીએ;
જીરે ઘેર ઘેર આનંદ ઉત્સવ થયો રે;
જીરે વાવટે શણગાર્યું સારૂં ગામ રે, રાણીએ ૩
જીરે તરિયા તોરણ તાજાં બાંધ્યાં ટોડલે રે;
જીરે ત્યાંતો કીધા તોપોના અવાજ રે, રાણીએ;
જીરે બંધ છોડી દીધા બંધીવાનના રે;
જીરે રૂડું આજ શોભ્યું રાયનું રાજરે, રાણીએ. ૪
જીરે ભાટ ચારણ ભવાયા ભેળા થયા રે;
જીરે પામ્યા શાલ પાઘડીઓ શીરપાવ રે રાણીએ;
જીરે જાણે આજ સોનાના સૂરજ ઉગ્યા રે;
જીરે દીસે એવો દુનિયામાં દેખાવ રે, રાણીએ. ૫
જીરે વાજાં વાજે અતી ઉછરંગનાં રે;
જીરે ગોરી મળી ગીત મંગળ ગાય રે, રાણીએ;
જીરે ગાંધરવ ગાય ને નાચે અપસરા રે;
જીરે શેરીમાં સુગંધી જળ સિંચાય રે, રાણીએ. ૬
જીરે કુળનો દીવો પ્રગટ્યો કુળ ઉજાળવા રે;
જીરે માતપિતા મન હરખ ન માય રે, રાણીએ;
જીરે આશિષ આપે છે વિપ્ર વેદિયા રે;
જીરે સુખી રે'જો કુંવરજી સદાય રે, રાણીએ. ૭
જીરે ગરીબ જાચક લોકો ઘણા મળ્યા રે;
જીરે દીધાં રાયે નાના વિધિનાં દાન રે, રાણીએ;
જીરે સજ્જન સહુ આવ્યા સુણી વધામણી રે;
જીરે સૌનું કીધું શુભ રીતે સનમાન રે, રાણીએ. ૮
જીરે ભૂપતિને ભેટ ધરે ભાવથી રે;
જીરે માણેક મોતી વસ્ત્ર ધન માલ રે, રાણીએ;
જીરે ચુવા ચંદન કેસર કેરાં છાંટણાં રે;
જીરે મોતીડે પૂર્યા સોનાના થાળ રે, રાણીએ. ૯
જીરે નિશાળિયા હરખ્યા નિશાળમાં રે;
જીરે મેવાને મીઠાઈ ત્યાં વ્હેંચાય રે, રાણીએ;
જીરે છુટી પામી હરખતા ઘેર ગયા રે;
જીરે જેજેકાર કે'તા ચાલ્યા જાય રે, રાણીએ. ૧૦
જીરે કોડ દીવાળીના જેવો દિવસ દીસે રે;
જીરે આતો અવસર અમુલ્ય ગણાય રે, રાણીએ;
જીરે આજ ભલા ભાગ્યનો ઉદય થયો રે;
જીરે માતપિતાને ત્રુઠયા ત્રિભુવન રાય રે, રાણીએ. ૧૧
જીરે કુંવરજી જગમાં ઝાઝું જીવજો રે;
જીરે કરજો મોટાં પરમારથનાં કામ રે, રાણીએ;
જીરે માતપિતાની પ્રીતે પ્રતિજ્ઞા પાળજો રે;
જીરે દીલથી આશિષ દેછે દલપતરામ રે, રાણીએ. ૧૨

---

## ગીત ૪ થું.

### હાલરડું પહેલું.[1]

"મારી ફલાણી બાછે ડાહી, પાટલે બેસીનેરે ન્હાઈ." એ રાગ.

ભાઈને પારણિયે પોઢાડું, આછી પામરી લૈ ઓઢાડું;
ગોરા ભાઈને હાલો ગાઉં, હૈડામાં હું તો હરખાઉં. ૧

---

૧ ભાઈને ઠેકાણે બેન બોલીને આ હાલરડું દીકરીને પણ ગાઈ શકાય.

હેતે હેતે હું હીંચોળું, પંખો લેને પવન ઢોળું;
નેહે ભાઇનું મુખડું નિરખું, શોભે પુરણ ચંદર સરખું. ૨
ભાઇનાં નિર્મળ રૂડાં નેણાં, ઉત્તમ અમૃત જેવાં વેણાં;
ભાઇને કાને લળકે મોતી, વારે વારે રહું હું જોતી. ૩
ભાઇના નિરખી ગોરા ગાલ, અંતરમાં ઉપજેછે વ્હાલ;
ભાઇના રૂડા હોઠછે રાતા, ભાઇના મામાછે બહુમાતા. ૪
સોનું રૂપું તો છે સોંઘું ભાઇનું મુખડું સૌથી મોંઘું;
સોના રૂપાની જે હેલ, તે તો ભાઇના અંગનો મેલ. ૫
સ્નેહે ભાઇને જોવા સારૂ, મનડું તરસેછે બહુ મારૂં;
તનને ધન જે સરવસ મારૂં, તે તો ભાઇના ઉપર વારૂં. ૬
દૂધ ચૂલે ઉભરાવા દઉં, ભાઇને હું તો તેડી લઉં;
ભાઇને જ્યારે નજરે દેખુ, લાભ હુતો લાખેણો લેખું. ૭
રત્નાગરની લ્હેરો ખારી, ભાઈની સુરત સૌથી સારી;
સૂરજતો જગતને સંતાપે, ભાઈ જોતાં સુખશાન્તિઆપે. ૮
જગત આખું લીધું જોઈ, ભાઇના જેવું સારૂં ન કોઈ;
ભાઇને પારણે પોપટ મોર, ભાઇને પારણે હીરની દોર. ૯
ભાઇને પારણે ફુલ્યાં ફુલ, ભાઇના પારણાનું નહિ મૂલ;
ભાઇને પારણિયે ચોફેર, ઘમકે ઘુઘરીઓનો ઘેર. ૧૦
પારણિયામાં હીરા જડાવું, મોતીનાં લૂમખાં લટકાવું;
ભાઇ બોલે ત્યાંમોતીઝરે,ખાતાં છીંક રતનતો ખરે. ૧૧
ચાલે ચાલણ ગાડી વડે, કંકુ કેરાં પગલાં પડે;
ભાઇતો સારાં કરશે કામ,દેશે આશિષ દલપતરામ. ૧૨.

---

## ગીત. ૫ મું.

### હાલરડું બીજું.

" માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે." એ રાગ.

મારી લાડકડા કુંવરજી પોઢો પારણે;
તમને પરમેશ્વરની રક્ષા દહાડો રાત;
મારા આંખોના તારા છો કુંવરજી તમે;
તમો ઉપર વારી નાખું મારી જાત, મારા લાડકા. ૧
મારા કોડીલા કુંવર કુળ દીપક છો તમે;
હું તો હોંશે હોંશે નિરખું નિર્મળ મુખ;
લાડે કોડે લઈ લડાવું મારા લાલને;
ત્યારે જાણુંછું સાંપડિયાં સાતે સુખ, મારા લાડકડા. ૨
તારૂં પારણિયું મઢાવું માણેક મોતિયે;
ઉપર મેલું મેના પોપટ મોર ચકોર;
પારણિયાને ફરતી ઘમઘમ ઘમકે ઘુઘરી;
હોંશે હીંચોળું લઇ રૂડી રેશમ દોર, મારા લાડકડા. ૩

પોઢો સદ્ભાગી કુંવરજી થઇ સુખાળવા;
આવે પવનતણી સુગંધી શીતળ લ્હેર;
પારણિયું તારૂં પ્રીતે મેલું પરસાળમાં;
મનમાં માનું મોટી મહા પ્રભુની મ્હેર, લાડકડા. ૪
કુંવર ચાલણ ગાડી લઇને શીખશે ચાલવા;
થનથન કરતો પગલાં ભરશે રૂડીપેર;
કાલું કાલું બોલી માંખણ મેવો માગશે;
ત્યારે માનીશ મુજને મળ્યો કનકનો મેર, મારા લાડકડા.૫
મારો મન ગમતો કુંવર કાલે મોટો થશે;
ભણવા જશે નિશાળે નિશાળિયાની સાથ;
પાટી ખડિયો લેખણ લૈને લાલ સિધાવશે;
એવા દિન ક્યારે દેખાડે દીનોનાથ, મારા લાડકડા. ૬
મારા કુંવરને કન્યા લાવીશ કોડામણી;
ઘણે હરખે હું પરણાવીશ મોટે ઘેર;
વર રાજા થૈને કુંવર ચઢશે વરઘોડલે;
પોસ ભરાવીશ હું ફળ ફુલે રૂડી પેર, મારા લાડકડા.૭
મારો ન્હાનકડો થાશે મોટો નાણાવટી;
વ્હાણવટીનો વળી વિધવિધ કરશે વ્યાપાર;
રાજસભામાં પણ રૂડી રીતે બીરાજશે;
શાણો શાણો કે'શે સર્વ મળી સરદાર, મારા લાડકડા. ૮
કુંવર કરશે માતપિતાની પ્રીતે ચાકરી;
મોટા મોટા જગમાં મેળવશે બહુ માન;
મોટાં કામ કરી થાશે પ્રખ્યાત પરાક્રમી;
લેશે સલાહ પૂછી સાહેબને સુલતાન, મારાલાડકડા. ૯
મારી હોંશ હૈયાની પરમેશ્વર પૂરી કરે;
મારા લાડકડા તુજ કરે પ્રભુ કલ્યાણ;
એવી આશિષ આપું અવસર અવસર ઉપરે;
પોઢો પોઢો મારા જીવના જીવન પ્રાણ, મારા લાડકડા.૧૦
અલોલોલો હાલ ખમા બાલુડા મારા બાળને;
ઘુમણી ઘાલું વદન નિહાળું પૂરણ ચંદ;
મારૂં ઘર શોભેછે પુત્રતણાં પગલાંથકી;
અવલોકી અવલોકી ઉરપામું આનંદ, મારા લાડકડા.૧૧
કુંવરજી તારાં રૂખડાં ખારે દરિયે જજો;
સુખનો સાગર તુજને મળજો ઠામો ઠામ;
બહુ જુગ જીવી માતપિતાની પ્રતિજ્ઞા પાળજો;
દીલથી આશીષ એવીદેછે દલપતરામ, મારા લાડકડા.૧૨

---

## ગીત ૬ ઠું.

### હાલરડું ત્રીજું.

"અલેલો હાલ ખમા તનેરે, બાલુડાભાઈને લોલો ગાઉં."
એ રાગ.

અલેલોલો હાલ ખમા તનેરે, બાલુડા ભાઈને લોલો ગાઉં,
મુખડું તારૂં મહા મનોહર, હેરી હેરી હરખાઉં;
હાલો હાલો હેરી હેરી હરખાઉં. અલેલોલો. ટેક.
માણેક મોતી દીસે મઢેલાં, પારણે તારે અપાર;
ફરતાં દીસેછે ફુમતાં રૂડાં, ઘુઘરીનો ઘમકાર, અલેલોલો. ૧
પારણા ઉપર પોપટ મુક્યા, મેના ચકોર ને મોર;
ઝુકી રહીછે ઝાલર ફરતી, રૂડું છે રેશમ દોર, અલેલોલો.૨
મખમલની માંહે ગાદી મૂકીછે, સારાં ઓશીકાં સમેત;
લાડકા કુંવર પારણે પોઢો,હીંડોળું હું ધરી હેત, અલેલોલો.૩
પારણામાં તમે પોઢોતો જાઉં, હું ભરવા જળ હેલ;
ખાંતેતનેપછી ખોળામાંલેને,ખુબ ખેલાવું ખેલ,અલેલોલો.૪
રમકડાં રૂડા રમવાને આપું ખાવા મેવા ને મીઠાઈ;
રસીલા કુંવર તને રીઝાવું, ગીત રૂડાં રૂડાં ગાઈ,અલેલોલો.૫
બાળકડાં તારા જેવડાં બીજાં, ઘણાં બોલાવું ઘેર;
રૂપાળા તેઓની સાથે રમજે પછીતમેશુભપેર, અલેલોલો૬.
તંગડી ટોપી આંગલું અંગે પ્હેરાવું મારા પ્રાણ;
ગાલતારાછેગુલાબજેવા, પગ પણએજપ્રમાણ અલેલોલો. ૭
નેણ ભરી ભરી ફરી ફરી નિરખુ, હરખું હૈડા માંય;
સર્વમનોરથસફળથયામારે,કસરરહીનહિકાંઈ,અલેલોલો. ૮
પરમેશ્વરે પૂરી કૃપાથી આપ્યું, રૂડું તારા જેવું રત્ન;
પાડમાનીપૂરાપ્રેમથીરાખું,જીવસાટેકરીજતન,અલેલોલો. ૯
બોલવા શીખો ચાલવા શીખો, વિચરો ચૌટે વીર;
શાળામાંજૈસદવિદ્યાશીખો,મારાહૈયાનાહીર, અલેલોલો.૧૦
દીકરા તો છે દેવને દુર્લભ, એમ કહે મોટા મુન્ય;
પારણેપોઢાડીપુત્રઝુલાવિયે,હોયજેપુરણપુણ્ય,અલેલોલો.૧૧
માત પિતાની ચાકરી કરજે,કરજે મોટાં કામ;
સમજવાલાયકસારીશીખામણ,દેશેદલપતરામ.અલેલોલો; ૧૨

## ગીત ૭ મું.

### સાલગીરી[1] એટલે વર્ષગાંઠને દહાડે ગાવાનું ગીત.

" મારી સોરે સવાસોની ચુંદડી " એ રાગ.

આજ સાહેબજાદાની સાલગીરી;
આજ હૈડામાં હરખ ન માય રે,
સજની સાહેબજાદાની સાલગીરી;
દીસે દિવસ રૂડો રળિયામણો;
આજ આનંદ ઓચ્છવ થાયરે, સજની સાહેબ. ૧
આજ સ્નેહી સગાં સહુને નોંતર્યાં;
આપ્યાં ભાવથી ભોજન પાનરે, સજની.
વાજાં વાગેછે વિધ વિધ રાગનાં,
ગાય ગાયક જન ગુણ ગાનરે, સજની. ૨
આજ માળી લાવ્યો ફુલ છાબડી;
ગુંથી ગજરા તોરા ને હારરે, સજની;
લાવ્યો તંબોળી પાનનાં બીડલાં;
મળ્યા મીજલસમાં સરદારરે, સજની. ૩
ગીત મંગળ ગાયછે માનની;
આજ ધન્ય ઘડી ધન્ય વારરે, સજની;
આજ સર્વ શોભાની સીમા વળી;
થયો જગતમાં જય જય કારરે, સજની. ૪
દીધાં દાન ઘણાં જન દીનને;
આપ્યા સેવકને શીરપાવરે, સજની;
પૂજ્યાં ગોર ગોરાણીને પ્રીતથી;
ભલો અંતરમાં ધરી ભાવરે, સજની. ૫
રચ્ય આતસબાજી અતિ ભલી;
ખૂબ બીજા કરાવ્યા ખેલરે, સજની;
સર્વ સજ્જન સંતોષ પામ્યા;
રસ રંગની ઉપજી રેલરે, સજની. ૬
ધન્ય ધન્ય ફુલાંદે માતને;
ધન્ય ધન્ય જગતસિંહ તાતરે, સજની;
જેનો પુત્ર પવિત્ર પરાક્રમી;
નામે ચતુર કુંવર વિખ્યાતરે, સજની. ૭
સર્વે આશીષ અંતરથી કહે;
ઘણું જીવો કરો રૂડાં કામરે, સજની;
પરિપૂર્ણ બધાં સુખ પામજો;
દુવા દે એમ દલપતરામરે, સજની. ૮

[1] શ્રીમંત પારસીઓ સાલગીરીને દહાડે સગાંવ્હાલાંને જમવા તેડીને ગીત ગવરાવે છે.

## ગીત ૮ મું.

### દીકરાનેનિશાળેબેસાડવાજતાંગાવાનુંગીત. પહેલું

" ત્રાંબા કુંડી તે નગર સોહામણી. " એ રાગ.

આજ ધન્ય ઘડી ધન્ય દહાડલો;
આજ આનંદરે, અંગ ન માય

કુંવર ચાલ્યા ભણુવાને કોડથી;[1]
કુંવર વેષ ધર્યો વરણાગિયો;
જનનાં હૈડાંરે, જોઈ હરખાય,
કુંવર ચાલ્યા ભણુવાને કોડથી ૧
કુંવર ચંચળ થઈ ઘોડલે ચઢ્યા;
મનમાં સમરયારે શ્રી જગનાથ, કુંવર;
પાટી ખડિયો લેખણ લીધાં હાથમાં;
પાનાં પુસ્તકરે, લીધાંછે સાથ, કુંવર. ૨
સગાં સ્નેહી સાજનમાં સહુ મળ્યાં;
વાજાં વાજેરે, વિવિધ પ્રકાર, કુંવર;
ગીત મંગળ ગાયછે માનની;
સુવાસણિયો સજી શણગાર, કુંવર. ૩
જાતાં પ્રથમ માલણુડી સામી મળી;
છાજે કરમાંરે, ફુલની છાબ, કુંવર;
ગુંથ્યા ગજરા તોરા તથા હારડા;
એવા બીજારે, બહુ ભર્યાં બાબ, કુંવર. ૪
હૈયે હાર, તોરો ધર્યો પાઘમાં;
જોતાં જુગતીરે કહીં નવ જાય, કુંવર;
ગુચ્છ કાને ધર્યારે ગુલાબના;
જનનાં લોચનરે, જોવા લોભાય, કુંવર. ૫
સહુથી શોભશે કુંવર નિશાળમાં;
મેહેતાજી રે, મળી દેશે માન, કુંવર;
ભણુશે વિદ્યા ભલી ભલી ભાતથી;
સાર સમજશે રે, થૈ સાવધાન, કુંવર. ૬
ભણુશે વિદ્યા ભૂગોળ ખગોળની;
ઈતિહાસનો રે, કરશે અભ્યાસ, કુંવર;
ભાષા ભેદ ભણી દેશો દેશના;
માન પામશે રે, મેહેતાજી પાસ, કુંવર. ૭
ભણુશે ચૌદ વિદ્યા ને ચોસઠ કળા;
રાજનીતિ રે, ભણી રૂડી રીત, કુંવર;
ન્યાયશાસ્ત્રના નિયમ વિચારશે;
પરિપુરણ રે, રાખીને પ્રીત, કુંવર. ૮
ધર્મશાસ્ત્રનું તત્વ તે ધારશે;
કર્મશાસ્ત્રનો રે, કરશે વિચાર, કુંવર;
તત્વશાસ્ત્રનાં તત્વ તપાસશે;
શિલ્પશાસ્ત્રનો રે, સમજશે સાર, કુંવર. ૯
લેખાવટિયો લેખાં કરી જાણશે;
લાખો કરોડોના રે, કરશે હીસાબ, કુંવર;
પ્રશ્ન જે કોઈ પંડિત પૂછશે;
જીભે તરત જ રે, દેશે જવાબ, કુંવર. ૧૦
કુંવર ઉભા રહો માતાજી કહે;
વ્હેલા વળજો રે, ભણી ભલા વેદ, કુંવર;
કુંવર ક્યારે બીરાજો કચેરીમાં;
મારા ઉરમાં રે, એ છે ઉમેદ, કુંવર. ૧૧
કુંવર આવો હું એક વાર મુખ જોઉં;
પછી જાજો રે, ભણુવાને કામ, કુંવર;
કુંવર તમે રે, સદૈવ કુશળ રે'જો;
દેછે આશીષ રે, દલપતરામ, કુંવર. ૧૨

## ગીત ૯ મું.

### દીકરાને નિશાળે બેસાડવા જતાં ગાવાનું ગીત. બીજું.

"ભમરા પેહેલો વધાવો મારે આવિયો." એ રાગ.

કુંવર ઉભા રહોરે માતાજી કહે,
પ્રેમે પરવરી પંડ્યાજીની પાસરે,
કોડીલા કુંવર ભણતર ભણજો ભલા ભાવથી;
કુંવર અંગમાં આળસ ન આણશો;
કરજો ઉત્તમ રીતથી અભ્યાસરે, કોડીલા કુંવર. ૧
ભણતાં અર્થ સમજીને ધરજો અંતરે;
નવ કરશો પોપટના જેવા પાઠરે, કોડીલા કુંવર.
કુંવર જેટલું ભણો તે કે'જો તેટલું;
ઝાઝો ઢાલો ન દેખાડશો ઠાઠરે; કોડીલા કુંવર. ૨
કુંવર જે જે તમારા હોય જોડીયા;
સહુથી સરસ ગણાજો સહુને શીરરે, કોડીલા કુંવર;
શ્રવણે સુણીને ગુરૂની શિક્ષા માનજો;
પૂછ્યા વગર ન પીવા જશો નીરરે, કોડીલા કુંવર ૩
કુંવર રમતમાં મન નવ રાખશો;
છોડી દેજો ઊછાંછળાનો સંગરે, કોડીલા કુંવર;
સારા નિશાળિયાનો સંગ રાખજો;
જેને મન હોય ભણવાનો ઉમંગરે, કોડીલા કુંવર. ૪
કુંવર કાયર કામ ન કરી શકે;
કુંવર હિંમતે હરેક કામ હોયરે, કોડીલા કુંવર;
એવો ભેદ તે મનથી ન ભૂલશો;
કદી ઉલટું કે'નારા મળે કોયરે, કોડીલા કુંવર. ૫
પાનાં પોથીને ડાઘ નવ પાડશો;
સારી રીતે તેની કરજો સંભાળરે, કોડી કુંવર;

[1] બડવો દોડતાં "કુંવર ચાલ્યા ભણવાને કાશીએ." એમ ગાવું.

મારા લાખેણા કોઈશું લઇશો નહિ;
ગુણ હીણા થૈ દૈએ નહિ ગાળરે, કોડીલા કુંવર. ६.
જાતાં વળતાં રોકશો નહીં વાટમાં;
ધરજો ભણતરમાં વિશેષ ધ્યાનરે, કોડીલા કુંવર.
કુંવર કો કાળે વખત ન ચુકશો;
વિદ્યા ભણીને થજો વિદ્વાનરે, કોડીલા કુંવર. ७
ભણતર ભણ્યા તે ભલાં સુખ ભોગવે;
ન ભણ્યા તે તો ખચીત ખત્તા ખાયરે, કોડીલા કુંવર.
ભણેલાનો પૂછેછે ભાવ ભૂપતિ;
નભણ્યા તે તો નર નારીમાં નિંદાયરે, કોડીલા કુંવર ८
પ્રશ્ન પૂછતાં શરમ ન રાખશો;
પુછી પૂછીને પંડિત થવાયરે, કોડીલા કુંવર.
લખતાં લખતાં લહિયા બનેછે લોકમાં;
જાતાં ગાઉ ગાઉ સો ગાઉ જવાયરે, કોડીલા કુંવર. ९
કશુંએ શીખ્યા લેવાય નહિ સામટું;
થોડે થોડે તો સરવે શીખાયરે, કોડીલા કુંવર;
ગણતાં ગણતાં લાખો ક્રોડો ગણાય છે;
ચણતાં ચણતાં હવેલી તો ચણાયરે, કોડીલા કુંવર. १०
સદા સૃષ્ટિના સ્વામીને સંભારિયે;
સર્વે કામમાં તે કરે સહાયરે, કોડીલા કુંવર.
કુંવર કરૂણા કરે જો કરૂણા નિધિ;
મનના સરવે મનોરથ સિદ્ધ થાયરે; કોડીલા કુંવર. ११
કુંવર કુશળ રે'જો ને કરજો સાહબી;
કુંવર કરજો ભણીને મોટાં કામરે, કોડીલા કુંવર;
કુંવર દુઃખડાં તમારાં દેહવટ જજો;
દેછે આશીષ દલપત્તરામરે; કોડીલા કુંવર. १२

---

## ગીત १० મું.

### નિશાળે જતાં તથા પાછા વળતાં ગાવાનું ગીત.

વિદ્યા રૂપી આંબાનું ધોળ.

"આંબા કુંડી તે સોહામણી." એ રાગ.

રાણી વિકટોરિયાના રાજ્યમાં;
વિદ્યા રૂપીરે, રૂડો રસાળ, સાહેલીરે આંબો મોરિયો;
આંબો રોપાયો મુંબઈ શેહેરમાં;
દેશદેશમાંરે, ફેલાઇ ડાળ, સાહેલીરે. १
શાણા સાહેબ લોકે તે સીંચિયો;
ફુલ્યો ફાલ્યોરે, ગેર ગંભિર, સાહેલીરે;
એનાં પત્ર ઘરો ઘર પ્હોંચિયાં,
દેખી હરખ્યારે, ઉમદા અમીર, સાહેલીરે. २
ફુલ સરસ સુધારાનાં પ્રગટિયાં;
રસ એનોરે, જ્ઞાન ગણાય, સાહેલીરે;
ભાગ્યશાળી જનો તેના ભોગિયા;
તે આરોગીરે, આરોગ્ય થાય, સાહેલીરે. ३
સુખ ઉપજે વિશેષ શરીરમાં;
બહુ બુદ્ધિરે, પ્રગટે પ્રચંડ, સાહેલીરે;
તોડે આળસ હોય જે અંગમાં;
અતિ આપેરે, જ્ઞાન અખંડ, સાહેલીરે. ४
આંબો અચરજકારી એવો થયો;
વધ્યો દેશમાં રે, દીસે વિશેષ, સાહેલીરે;
એની છાયા શીતળ શુભ છે સદા;
એતો જનનારે, કાપેછે કલેશ, સાહેલીરે. ५
પત્રે પત્રે દીવા દીસે પ્રગટીયા;
તેતો ટાળેરે, ઉર અંધકાર, સાહેલીરે;
અજવાળું થયું આખા દેશમાં;
સમજાયુંરે, સાર અસાર, સાહેલીરે. ६
સખી જોને તું આજ સંસારમાં;
તેના ફળથીરે, થયો ફેરફાર, સાહેલીરે;
થઇ સડકો ને રસ્તા રૂડા થયા;
ધણી વિદ્યારે, વધી ઘેર ઘેર, સાહેલીરે. ७
દવાખાનાં નિશાળો થઈ ઘણી;
સારી પુસ્તકરે, શાળા સ્થપાઇ, સાહેલીરે;
આવ્યા સાંચા વસ્ત્રો વણવાતણા;
પાઠ પોથિયોરે, છબિયો છપાઈ, સાહેલીરે; ८
રાજકુંવરો રૂડી વિદ્યા ભણ્યા;
શીખ્યા શીખ્યારે, નિર્મળ ન્યાય, સાહેલીરે;
અજવાળું આંબાનું પડ્યા થકી;
શાણા સજ્જનરે, પરદેશ જાય, સાહેલીરે. ९
આંબો ઈશ્વરે આપણા દેશને,
કૃપા કરીને, બક્ષીસ કીધ, સાહેલીરે;
જેથી સુખ સંપત્તિ સર્વ જામશે,
નિશ્ચે મળશેરે, નવિ નવ નીધ, સાહેલીરે. १०
આંબો જેણે વિવેકથી વાવિયો,
એને આપિયેરે, ઉરથી આશિષ, સાહેલીરે;
આંબો રે'જો જુગે જુગ જીવતો,
ડાળો વધજોરે, વળી દશે દીશ, સાહેલીરે. ११
એવા આંબાનો રસ જેણે અનુભવ્યો,
તે તો કરશેરે, ઊત્તમ કામ; સાહેલીરે;
એવા જનને જગતમાં જોઈને,
દીલ રીઝશેરે, દલપતરામ, સાહેલીરે. १२

## ગીત ૧૧ મું.

### વરઘોડો નિશાળેથી વળતાં ગાવાનું ગીત પહેલું.

" આછા ઘુંઘટ તે વહુને વ્હાલેરા લાગે. "[1] એ રાગ.

નિશાળે જઈને કુંવર શું ભણી આવ્યા,
શું ભણી આવ્યા ને શો ભેદ લાવ્યા;
શી રીતે શિક્ષકે સમજાવ્યા, હો રાજવી નિશાળે. ૧
કહો કુંવરજી તમને દાદાજી પૂછે,
શાસ્ત્ર[2] શીખ્યા તેમાં તત્વ તે શું છે;
લાયક લેખે શું લખ્યું છે, હો રાજવી, નિશાળે, ૨
કહોરે કુંવરજી તમને માતાજી કે'છે,
શિક્ષક શી શીખામણ દેછે, હો રાજવી, નિશાળે. ૩
કહોરે કુંવરજી પૂછે ફુઇબા પનોતાં,
શીખ્યા તેમાંથી જડ્યો સાર શો જોતાં,
સમજે નહિતો પોથાં થોથાં, હો રાજવી, નિશાળે. ૪
ભાવથી તમે રોજ ભણવાને જાતા,
જીવ અમારા જોઇ જોઈ હરખાતા,
નિરખતાં તૃપ્ત ન થાતાં, હો રાજવી, નિશાળે. ૫
પાછલે પ્હોરે અમે વાટ જોઈ રે'તાં,
વાર લાગે તો ઘણો વિચાર લેતાં.
ક્યારે પધારે એમ કે'તાં, હો રાજવી, નિશાળે. ૬
તમે કુંવર અમારી આંખોના તારા,
તમ સાથે બંધાણા પ્રાણ અમારા,
તે કેમ વિસરે વિસાર્યા, હો રાજવી, નિશાળે. ૭
જોયા અમે તમારા અક્ષર જ્યારે,
સાચે સાચો થયો સંતોષ ત્યારે;
જાણું કુંવર ભણી રે' ક્યારે હો રાજવી, નિશાળે. ૮
વિધ વિધ પાઠ જ્યારે વાંચતાં દેખું,
પુણ્ય પુરવનાં પૂરાં પ્રગટિયાં પેખું;
લાભ અલૌકીક લેખું, હો રાજવી, નિશાળે. ૯
મેહેતાજી તમારા છે કહો કેવા,
જ્યારે જતા તમે પાઠ ત્યાં લેવા;
ઠીક દેતા કે જેવા તેવા, હો રાજવી, નિશાળે. ૧૦
પૂછતાં શંકા કંઈ ક્રોધ તે કરતા,
કે એનો ઉત્તર ધીરે ઉચરતા;
પૂછતાં ડરતા કે ન ડરતા, હો રાજવી, નિશાળે. ૧૧
વિદ્યા ભણ્યા તમે બાલુડે વેષે,
લાયક બાળકો દાખલો લેશે,
દલપત આશીષ દેશે, હો રાજવી, નિશાળે. ૧૨

---

## ગીત ૧૨ મું.

### વરઘોડો નિશાળેથી વળતાં ગાવાનું ગીત બીજું.

રાગ ઉપર પ્રમાણે.

શુણી કુંવરજી મુખે ઉચર્યા એવું,
ભણતરનું તત્વ જાણ્યું તે કેવું;
પ્રભુ ભજીને નીતિમાં રે'વું, માતાજી,
નિશાળે જઈને અમે એ ભણી આવ્યા. ૧
એ ભણી આવ્યા ને એ ભેદ લાવ્યા,
બુદ્ધા ગુરૂએ ભેદ એજ બતાવ્યા;
શિક્ષકે એ રીતે સમજાવ્યા, માતાજી; નિશાળે. ૨
માતપિતાતણી સજવી રે સેવા,
બાળપણાના બદલા વાળીરે દેવા;
અર્થ અંતરે ધર્યા એવા, માતાજી; નિશાળે. ૩
સજ્જનનો સંગ સ્નેહથી કરવો,
પાપીતણો સંગ તો પરહરવો;
ધર્મ અંતર માંહિ ધરવો માતાજી, નિશાળે. ૪
વગર વિચાર્યું કાંઇ કામ ન કરવું,
ધીરજપણું ઘણું અંતરે ધરવું;
દોષ થકી તો દીસે ડરવું માતાજી, નિશાળે. ૫
ફુલણજી થઇને ન ફુલાવું;
તેમ કદાપિ કંજુસ ન થાવું,
જુગારી સાથે નહિ જાવું માતાજી, નિશાળે. ૬
દયા રાખીને દીનને દાન દેવું,
લોભે અન્યાયનું ધન ન લેવું;
જાણવું તે તો વિષ જેવું, માતાજી, નિશાળે. ૭
મમતા સ્વદેશની રાખવી મનમાં,
વિદ્યા ઉદ્યોગ વધારવાં જનમાં;
તજિયે આળસ હોય તનમાં માતાજી, નિશાળે. ૮
વાંચન ગણિત ને વ્યાકરણ વાણી,
ઇતિહાસ શીખ્યા ઉર ઉમંગ આણી;
ભૂગોળવિદ્યા ભલી જાણી માતાજી, નિશાળે. ૯
મેહેતાજી અમારા છે ઘણા શાણા,
મેહેતીજીએ અમને સુત જેવા જાણ્યા,
અક્ષર અમારા વખાણ્યા માતાજી, નિશાળે. ૧૦

---

૧ આ અને ઝાલાવાડમાં ગવાય છે કે " રમોને રાયજાદા નાર તમારી. " એ એકજ રાગ છે.

૨ ગણિતશાસ્ત્ર વગેરે.

મેહેતાજીએ અમારી સંભાળ લીધી,
શંકા પૂછી તે સર્વે સમજાવી દીધી;
રીસ કદાપિ નથી કીધી માતાજી, નિશાળે. ૧૧
સુણી સહુએ જાણ્યું સાચા ઉત્તર દેછે,
વિનય સહિત વળી કુંવર કહે છે;
દલપત કવિતા[1] કરેછે, માતાજી, નિશાળે. ૧૨

## ગીત ૧૩ મું.

### વેવીશાળ કરતાં ગાવાનું ગીત પહેલું.

"સુરતનારે સુલતાન, પાટણનારે પરધાન,
આરશિયો ઘડી લાવરે આરસ પ્હાણનોરે." એ રાગ.

દેશ ગુજરાતરે, પૃથ્વીમાં પ્રખ્યાતરે,
રાજનગર[2] શોભીતું તેમાં શેહેર છેરે;
સાહુકારરે, વસે શ્રીમંત અપારરે,
લક્ષ્મીની લાયક લીલા લેહેર છેરે. ૧
રૂડો ત્યાંનો રાયરે, કનકસેન[3] કેવાયરે,
કનકાવતી[4] રાણી છે ઘેર તેહનેરે;
લાયક લક્ષણવંતીરે સરસ શોભંતીરે,
ઉત્તમ કન્યા જનમી કુળમાં એહનેરે. ૨
રૂપે રંભા જેવીરે, ઉત્તમ કન્યા એવીરે,
જોતાં જગમાં ક્યાંઇએ કોઈ નવ કહેરે;
અતિશે અનૂપરે, જોવા જેવું રૂપરે,
સૂરજ ને ચંદર આકાશે થંભી રહેરે. ૩
ઠરાવ્યું તે ઠામરે, ચંપાં કુંવરી[5] નામરે,
પછી તે થૈ પાંચ વરસની પદમણીરે;
વિદ્યાનો અભ્યાસરે, કરે ગુરૂજી પાસરે,
ઉમ્મર છોટી પણ અક્કલ મોટી ઘણીરે. ૪
કનકાવતી રાણીરે, મુખથી બોલ્યાં વાણીરે,
સ્વામી એમનો સ્નેહ ધરીને સાંભળેરે;
બહુ સુંદરછે બાળરે, શોધો વેવીશાળરે,
મોટા ઘરનો વર પછી જોતાં નવ મળેરે. ૫
રાયે માન્યો બોધરે, કરવા વરનો શોધરે,
મુત્સદ્દી મોકલિયા દેશો દેશો દેશમાં રે;
પંજાબ નેપાળરે, કૌશળ ને બંગાળરે,
માળવ ને મદ્રાસ વિલોક્યાં વેષમાં રે. ૬
જોયાં ઠામો ઠામરે, રાજસ્થાન તમામરે,
કન્યા લાયક વર ક્યાંઇએ નવ મળ્યોરે;
સોરઠ દેશ[1] માંયરે, રતનપુરનો[2] રાયરે,
જગતસિંહને[3] કુળ વર સારો સાંભળ્યોરે. ૭
કન્યાનો પિતાયરે, રતનપુરમાં જાયરે,
વાડીમાં જૈ ઉતરવાનું નક્કી કર્યુંરે;
ગુપ્ત રીતે ભૂપાળરે, વર જોયો નિશાળેરે,
કન્યા લાયક વર દેખીને દીલ ઠર્યુંરે. ૮
વર પિતાને કા'વ્યુંરે, તેણે પણ કેવરાવ્યુંરે,
આઠ દિવસમાં ઉત્તર દેશું એહનેરે;
જોવાને કન્યાયરે, માણસ મોકલ્યાં રાયરે,
જીવમાં ભરૂંસો પૂરો જેહનોરે. ૯
જોઇને તે આવ્યારે, શુભ સમાચાર લાવ્યારે,
કુંવરને લાયક છે કન્યા એમ કહ્યુંરે;
કુટુંબીને પૂછ્યુંરે, રાણીને પણ રૂચ્યુંરે,
લગારે અંદેશા જેવું નવ રહ્યુંરે. ૧૦
કન્યાના પિતાનેરે, બોલાવ્યા મળવાનેરે,
માન દઈને મુખ આગળ બેસારિયારે;
પછી પૂછી વાતરે, વરપિતા સાક્ષાતરે,
શી ઇચ્છાએ આપ અહીં પધારિયારે. ૧૧
લાડકડીના બાપરે, બોલ્યા આપો આપરે,
અમે હરખથી ઉત્તમ કામે આવિયારે;
આશાછે આ ઠામરે, થશે અમારૂં કામરે,
જો દલપતનો દેવ અમે રીઝાવિયારે. ૧૨

## ગીત ૧૪ મું.

### વેવીશાળ કરતાં ગાવાનું ગીત બીજું.

"ક્યાંનાં તે આવ્યાં બીડલાં, મોતીવાળા ભમરજી." એ રાગ.

કહો આપ ક્યાંથી પધારિયા,
સુણો શાણા સાહેબજી;
કહો આપની શી છે પેરરે,

૧ તે કવિતા અમે ભણી આવ્યા. ૨ આ ઠેકાણે કન્યાના બાપના ગામનું નામ ગાવું. ૩ અહીં કન્યાના બાપનું નામ ગાવું. ૪ આ જગ્યાએ કન્યાની માનું નામ ગાવું. ૫ આ ઠેકાણે કન્યાનું.

૧ અહીં વરના બાપનું ગામ જે મુલકને તાબે હોય તે મૂકીને ગાવું. ૨ રતનપુરની જગાએ વરના બાપનું ગામ ગાવું. ૩ આ ઠેકાણે વરના બાપનું નામ ગાવું.

સુગુણવાન શાણા સાહેબજી.
રાજનગરથકી આવિયા, શુણો;
પૂછતા આપને ઘેરરે, સુગુણવાન. ૧
અરજ અમારી એક છે, શુણો;
કોડથી કરશો કબુલરે, સુગુણવાન.
રીસ રૂદે નવ રાખશો, શુણો;
ભાસે તેમાં જો કંઈ ભુલરે, સુગુણવાન. ૨
છોજી મોટા કુળના તમે, શુણો;
મોટાં તમારાંછે ધરરે, સુગુણવાન.
લાયક લક્ષણ આગળો, શુણો;
છે જી તમારો કુંવરરે. સુગુણવાન. ૩
અમ ઘેર કન્યા કુંવારડી, શુણો;
આઠ વરષની છે એહરે, સુગુણવાન.
લાયક લક્ષણવંતી છે, શુણો.
તમે ઘેર યોગ્ય છે તેહરે, સુગુણવાન. ૪
વર કન્યા છે હજી બાલુડાં, શુણો;
આપો અગાઉથી વચનરે, સુગુણવાન,
ઉમ્મર લાયક થયે એમનાં, શુણો;
લાયક કરવાં લગનરે, સુગુણવાન. ૫
શક્તિ પ્રમાણે આપશું, શુણો;
સનમાન સારી રીતરે, સુગુણવાન.
તેટલી મુદતમાં થશે, શુણો;
વર કન્યાને પૂરી પ્રીતરે, સુગુણવાન. ૬
શુભ લગને શુભ દિવસે, શુણો;
જરૂર તેડાવશું જાનરે, સુગુણવાન.
એ અવસર પર આવજો, શુણો;
દેશું અમે કન્યાદાનરે, સુગુણવાન. ૭
પંચની સાક્ષીએ પરણશે, શુણો;
ગુરૂજીનાં વચન પ્રમાણરે, સુગુણવાન.
વચન આપો ને વચન લહો, શુણો;
છો સર્વ વાતે સુજાણરે, સુગુણવાન. ૭
વર મોટા ઘરનો ક્યાંથી મળે, શુણો;
મોટી ઉમ્મર જ્યારે થાયરે, સુગુણવાન.
તે માટે હું તમને કહું, શુણો;
પૂરો અમારી ઇચ્છાયરે, સુગુણવાન. ૯
શુણી વરના પિતા બોલિયા, શુણો;
છોજી ખરા ખાનદાનરે, સુગુણવાન.
ઉપકાર માનુંછું આપનો, શુણો;
જુગતીથી લાવીશ જાનરે, સુગુણવાન. ૧૦
આપના ઉત્તમ વંશની, શુણો;
આવે કન્યા અમરરે, સુગુણવાન.
મનમાં અમે તેથી માનિયે, શુણો;
ઈશ્વરની મોટી મ્હેરરે, સુગુણવાન. ૧૧
તિલક કરો વરને તમે, શુણો;
કરો આજ મંગળ કામરે, સુગુણવાન.
એ સમે આશીષ આપશે, શુણો;
દ્વિજવર દલપતરામ, સુગુણવાન. ૧૨

## ગીત ૧૫ મું.

### વેવીશાળ કરતાં ગાવાનું ગીત ત્રીજું.

"નગારાં વાગે ધીન્નાં ધીન્નાંરે." એ રાગ.

આજ તો આનંદ ઓચ્છવ મારે આંગણે;
આજ તો નવલા વેવાઇ આવ્યા મારે ઘેરરે,
નગારાં વાગે કડકડ ધીન્નાંરે;
આજ તો મોતીડે પૂરાવું સુંદર સાથિયારે;
આજ તો લક્ષ્મીની દીસે લીલા લ્હેરરે; નગારાં. ૧
આજ તો આનંદનો સાગર અતિ ઉલટયોરે;
આજ તો મંદિર મારાં દીસે ઝાક ઝમાળરે નગારાં,
આજ તો નવલા વેવાઈ ભલે પધારિયારે;
મારા લાડકડાનું લાવ્યા વેવીશાળરે નગારાં. ૨
પ્રથમ વેવાઈ વેવાઈએ વચન લીધાંરે;
વળતી તિલક કીધું કુંવરને કપાળરે, નગારાં;
હીરા માણેક જડિત તિલક છે હેમનુંને;
આગળ ધર્યો છે સોનાનો સુંદર થાળરે, નગારાં. ૩
શીરબંધ મૂલનો બંધાવિયોરે;
કલગી કનક માણેક જડાવરે, નગારાં;
મોતી તોરા મોંઘા મૂલના લટકાવિયારે;
દીસે લાડકડાનો ઉમદા દેખાવરે, નગારાં. ૪
પાન ફૂલે પ્રથમ પોસ ભરાવિયોરે;
ઉપર સોનાનું શ્રીફળ ને સોના મ્હોરરે, નગારાં;
વેવાઈ કુંવરના સામું વારે વારે જુએરે;
જેમ ચંદ્ર સામું જોઈ રહે ચકોરરે, નગારાં, ૫
ત્યાં તો વેદ ભણેછે વિપ્ર વેદિયારે;
સજની સો મણ ત્યાં સાકર વ્હેંચાયરે, નગારાં;
ત્રાંસાં ત્રુઈ વાગે ને ત્રંબાળું ગડગડેરે:
બંદુક તોપોના અવાજ બહુ થાયરે, નગારાં. ૬

ગાય ગાંધરવ અને નાચે અપછરારે,
ભલા જશ બોલે મળી ચારણ ભાટરે, નગારાં;
મોટા કુળની કન્યા અલબેલાને આવશે;
મોટો હર્ષ વધ્યો સહુને તેમાટરે, નગારાં. ૭
વરનાં માતાજીએ વેવાઇના સાથીને પૂછ્યુંરે,
કહો કેઈ વહુ જેવું કન્યા રૂપ રંગરે, નગારાં;
શુણીને વેવાઇના સોબતીએ એમ કહ્યુંરે;
તમારી જાડેજી વહુ જેવું સુંદર અંગરે, નગારાં. ૮
વરનાં ફઈબા તેને ફરી ફરી એમ પૂછેરે;
કહોજી કેઈ વહુવારૂ જેવી કન્યા ડાહીરે, નગારાં;
શુણીને વેવાઇનો સોબતી કહે સાંભળોરે;
તમારી ચાવડી વહુ જેવી ચતુર ગણાઈરે નગારાં. ૯
વરના મેહેતાજીએ પૂછ્યું પૂરા પ્રેમથીરે,
કહોજી કન્યાને કેવું વિદ્યાનું જ્ઞાનરે, નગારાં;
શુણીને સોબતી કહે મેહેતાજી સાંભળોરે;
એમની વાઘેલી વહુ જેવી છે વિદ્વાનરે, નગારાં. ૧૦
એવું સાંભળીને હૈડાં સહુનાં હરખિયાં રે;
જોતાં મેળવી પ્રભુએ જુગતે જુગતી જોડરે,નગારાં;
પરમેશ્વર પ્રતાપે એ જોડું અખંડ રેજોરે;
કરજો કરજો સુખે રાજ દીવાળી ક્રોડરે, નગારાં. ૧૧
સર્વે સજ્જનને સદા સુખ સાંપડોરે;
હરજો આનંદ ઓચ્છવ ઠામોઠામરે, નગારાં;
આખા દેશ વિષે અમૃત વૃષ્ટિ થજોરે;
દેછે આશીષ એવી દલપતરામરે; નગારાં. ૧૨

## ગીત ૧૬ મું.

### વેવીશાળ કરતાં ગાવાનું ગીત ચોથું.[1]

"નગારાં વાગે ધીમાં ધીમાં રે" એ રાગ.

એક પાટણનો પોપટ પીળી પાંખનો રે;
તેતોભમ્યોભમ્યોદેશપરદેશરે,બીજેક્યાંઈમનડું માન્યુંનહિરે
જ્યારે દીઠા જથો દાડમ ને દ્રાખનો રે;
ત્યારે હરખ્યો હરખ્યો હૈડામાં વિશેષ રે, બીજે ક્યાંઈ.૧
એક કોયલડી કાશમીર દેશનીરે;
તે તો ભમી ભમી ભૂગોળ ખગોળ રે, બીજે ક્યાંઈ;
એને ખુશીમાં ખામી ન રહી લેશની રે;
જ્યારે આંખે દીઠી આંબા ફળની ઓળ રે, બીજે ક્યાંઈ.૨

[1] આ ગીત વરને ઘેર વિવાહની વરધીમાં પણ ગવાય.

એક ચકોર ચાર દીશાએ આથડ્યો રે;
જોયાં જોયાં મોટાં શેહેર શોભિત રે બીજે ક્યાંઈ;
જ્યારે ચળકતો ચંદ્રમા આકાશે ચડ્યો રે;
ત્યારે ચોંટ્યું તેનું ચંદ્રમામાં ચીતરે, બીજે ક્યાંઈ. ૩
એક ભમરો સુગંધ તણો ભોગી ભલો રે;
એતો અવનીમાં આથડ્યો અથાગ રે, બીજે ક્યાંઈ;
એ તો લાખ રીતે રાજી થયો લાગલો રે;
જ્યારે બહુ ફૂલ વાળો દીઠો બાગ રે, બીજે ક્યાંઈ.૪
એક કમળને ફૂલાવા આકાશમાં રે;
ઉગ્યા અગણિત તારા તથા ચંદરે બીજે ક્યાંઈ;
થયું પ્રફુલિત સુરજના પ્રકાશમાં રે,
એને અંગો અંગ ઉપજ્યો આનંદ રે, બીજે ક્યાંઈ.૫
એક મોરલો તે મોટે મોટે શેહેર ગયો રે;
જોયું સાગરના જળતણું જોર રે, બીજે ક્યાંઈ;
એતો ખરેખરો અંતરમાં ખુશી થયો રે;
જ્યારે ગગનમાં ગાજ્યો ઘનઘોર રે, બીજે ક્યાંઈ.૬
એક કોહીનૂર હીરો કંઈક દેશ ફરયો રે;
જોયાં ગુણિયલ મોટાં મોટાં ગામ રે, બીજે ક્યાંઈ;
જ્યારે રાણી વિકટોરિયાએ શીર ધરયો રે;
ત્યારે ઠર્યો તે તો ત્યાં ઠરાવી ઠામ રે' બીજે ક્યાંઈ. ૭
એક દમયંતી કન્યા સ્વયંવર વિષે રે;
એતો ફરી વળી બંધે લૈ વરમાળ રે બીજે ક્યાંઈ;
જ્યારે ફરતી ફરતી આવી રાજા નળ દીશે રે;
ત્યારે વધ્યો એને આનંદ વિશાળ રે, બીજે ક્યાંઈ. ૮
એક હાકમની હવેલીનો હંસલો રે;
એ તો પ્હોંચી વળ્યો આકાશ પાતાળ રે, બીજે ક્યાંઇ.
તે તો હરખ્યો હરખ્યો ભાળીને દેખાવ ભલો રે;
જ્યારે જોયું માન સરોવર વિશાળ રે, બીજે ક્યાંઈ. ૯
વેવાઈ કનકારાણો દેશોદેશે ફરી વળ્યા રે;
જોયાં ભૂપતિનાં ભૂવન ભૂવન રે, બીજે ક્યાંઈ;
જ્યારે મનમાન્યા ચતુર કુંવરને મળ્યા રે;
ત્યારે મોટે હરખે માન્યું તેનું મન રે, બીજે ક્યાંઇ. ૧૦
વેવાઇ પ્રવીણ છે હીરાની પરીક્ષા વિષે રે;
પક્કે પક્કો હીરો પારખ્યો પ્રમાણ રે, બીજે ક્યાંઈ;
જેવા ચતુર કુંવરજી ચતુર દીસે રે,
એમના સસરાજી પણ ચતુર સુજાણ રે,બીજે ક્યાંઇ. ૧૧
ગુણવંતાને ગુણવંતાની સંગતી ગમે રે,
તેનું મન ઠરે જઇ તેવે ઠામ રે, બીજે ક્યાંઇ;
ધન્ય ધન્ય એમ કહી એવે શુભ સમે રે,
દીલથી દેછે દુવા દલપતરામ રે, બીજે ક્યાંઇ. ૧૨

## ગીત ૧૭ મું.

### કન્યાને મોંજોણું કરતાં[1] ગાવાનું ગીત પહેલું.[2]

"સીતા બેઠરિ માળિયે." એ રાગ.[3]

ચંપાંબા ચીત ચાહીને, નિરખો સાસર વેલ;
 લાયક વસંત લાવેલ, ઓઢો ચળકતી ચુંદડી;
ચુંદડી છે ચોખા હીરની, વણકર ડાહ્યે વણેલ;
 રંગરેજે રંગેલ, ઓઢો ચળકતી ચુંદડી. ૧
ચુંદડીમાં બહુ ચિત્ર છે, ભભકાદાર છે ભાત;
જોવા ઇચ્છે જન જાત, ઓઢો ચળકતી ચુંદડી;
ચુંદડી તો ચારે મુલકમાં, પ્રથવી પર છે પ્રખ્યાત;
 વેદ[4] વરણવે છે વાત, ઓઢો ચળકતી ચુંદડી. ૨
જેમાં બુટ્ટા જરિયાનના, ઝગમગ ઝગમગ થાય,
 દેખી દીલ હરખાય, ઓઢો ચળકતી ચુંદડી;
મેકે છે પડો પાનડી, સોરંભ સારી પસરાય;
 ભમરા તેથી લોભાય, ઓઢો ચળકતી ચુંદડી. ૩
ચીતરનારે તે ચુંદડીમાં, ચીતરી છે રાશિ બાર;
 અમરવેલ આકાર, ઓઢો ચળકતી ચુંદડી;
ચીતરયા સૂરજ ને ચંદ્રમા, ચીતર્યાં પુષ્પ અપાર;
 મનહર ચુંદડી મોઝાર, ઓઢો ચળકતી ચુંદડી. ૪
સોનૈયા સવા લાખનું, ગણતાં મૂલ ગણાય;
 એતો અનુમાન થાય, ઓઢો ચળકતી ચુંદડી;
સદગુણ ચુંદડીના સર્વથા, જીભે ઉચર્યા ન જાય;
 લખતાં પણ ન લખાય, ઓઢો ચળકતી ચુંદડી. ૫
છબીલી ચુંદડીના છેડલા, મેલો દળકતા ચાર;
 શોભે સરસ શણગાર, ઓઢો ચળકતી ચુંદડી;
ચુંદડીવાળી ચતુરા તને, આપે આયુષ્ય અપાર;
 જગતમાં જગકરતાર, ઓઢો ચળકતી ચુંદડી. ૬
ચુંદડી સાથે છે ચળકતા, સારા શોળે શણગાર;
 હીરા મોતીના હાર, ઓઢો ચળકતી ચુંદડી;
ઘુઘરવટનો છે ઘાઘરો, ઘુઘરીનો ઘમકાર;
 ઝાંઝરનો ઝમકાર, ઓઢો ચળકતી ચુંદડી. ૭
સુફળ મનોરથ સર્વદા, તારા થાજો તમામ;
 કરજો પરમારથ કામ, ઓઢો ચળકતી ચુંદડી;
ઉરથી આશીષ એટલી, દેછે દલપતરામ,
 પ્રભુને કરીને પ્રણામ, ઓઢો ચળકતી ચુંદડી. ૮

1 વેવીશાળ કર્યા પછી અને પરણતા પહેલાં ચુંદડી ઓઢાડે છે ત્યારે.

2 આ ગીત કન્યાને વસંત ચઢાવતાં અને કન્યાના ફુલેકામાં પણ ગાઈ શકાય.

3 પણ આ ગીતમાં દોઢ વધારે વાળી છે.

4 વસંત ચઢાવવાના મંત્ર વેદમાં, આમ છે:— "परिधत्त धत्त वाससैनां." ઈત્યાદિ છે.

## ગીત ૧૮ મું.

### કન્યાને મોંજોણું કરતાં ગાવાનું ગીત બીજું.[1]

સદગુણ હીરાના હારનું ગીત.

"રૂકમણી લખીં કાગળ મોકલે રે." રાગ.

સદગુણ હીરાનો હારડો રે, હૈડે શોભાવો હમેશ રે,
 ચંપાંબા સદગુણ હીરાનો હારડો રે,
પૂર્ણ શોભા તેથી પામશો રે, વધશે સ્વરૂપ વિશેષરે,ચં ૧
સર્વોપરી હીરો સત્યતા રે; મુખથકી થાય ન મૂલરે,ચંપા.
દીપેછે હીરો દયાતણો રે, તેની છે કાન્તિ અતુલ્યરે,ચં. ૨
શી કહું શોભા સંતોષની રે, શીતળતા તેમાં સારરે, ચં.
નૌતમ નંગ છે નમ્રતા રે, કીંમત કોણ કરનાર રે. ચં. ૩
મોટો મણિ મરજાદ છેરે, જાણેછે જન જે સુજાણરે, ચં.
વળી એક હીરો વિવેક છે રે, પારસમણિને પ્રમાણરે, ચં.૪
આ જુવો હીરો ઉદ્યોગછે રે, પ્રતિદિન હોયજોપાસરે, ચં.
તેને રહે ન દરીદ્રતા રે, અંતરની પુરે આશ રે, ચં.૫
ધીરજ હીરો જે ધરે રે, એતો ન કદિ અકળાય, ચંપા.
હોય ક્ષમા હીરો જેહને રે, જગત તેનાથી જિતાય રે,ચં.૬
હિમ્મત હીરો હૈયે ધરે રે, સિદ્ધ કરે સર્વ કામ રે,ચંપા.
પ્રગટેછે પ્રૌઢ પરાક્રમો રે, નવ જુગમાં રહે નામ રે, ચં.૭
નાણું ખરચતાં મળે નહિ રે,એવો હીરાનો છે હાર રે; ચં.
દલપતરામના દેવની રે, મ્હેરથકી મળનાર રે, ચંપા. ૮

## વિવાહ સમયે ગાવાનાં ગીત.

## ગીત ૧૯ મું.

### વડી[2] પાપડ કરતાં ગાવાનું ગીત પહેલું.

"સાહીરે કાંઈ ચોખારે કંકુ વરણા." એ રાગ.

1 આ ગીત પણ કન્યાને વસંત ચઢતાં અને કન્યાના ફુલેકામાં ગાઈ શકાશે.

2 વડી પાપડ કરતાં ગાવાનાં પાંચ ગીત છે તે વર તથા કન્યા બેઉને ઘેર ગાઇ શકાય તેવાં છે.

આજ તો રે મેં તો વડીયો પાપડ આદર્યાં;
આજ તો રે મારે આનંદનો દિન આવ્યો રે,
શુણજો ચંપાબાઇનો[1] સોહલો;
આજ તો રે મેં સ્નેહી સજનો નોતર્યા;
આજ તો રે મેં રસકસ માલ મંગાવ્યો રે, શુણજો. ૧
સુરતથી મેં તો સુખડિયા તેડાવિયા;
રચવા રે રૂડાં રસ ભર્યાં પકવાનો રે, શુણજો;
આજ તો રે મારે ઘેર રસોઇયા આવિયા;
મોટો રે એક ગંજ કર્યો મેંદાનો રે, શુણજો. ૨
તાજા રે શુભ ઘીની ભરાવી ટાંકિયો;
ખુલી રે કરી ખાંડતણી વખારો રે, શુણજો;
ચળકે રે શુભ સાકર ગોળની ચાકિયો;
હાજર છે વળી ઘીનાં કુલ્લાં હજારો રે, શુણજો. ૩
લાખણશાઈ કણશાઇ કરાવું લાડવા;
ખાંતેરે વળી અખુટ જલેબી ખાજાં રે, શુણજો;
માંખણ રે ભરી રાખું મલાઇના ગાડવા;
રંધાવું અન્ન તળિયાં ગળિયાં તાજાં રે, શુણજો. ૪
બરફી ને વળી પેંડા બહુ બનાવિયા;
ઘેબરનો વળી સ્વાદ સરસ છે એવો રે, શુણજો;
મેવા રે મુલતાન થકી મંગાવિયા;
સારી રે વળી વણવા માંડી સેવો રે, શુણજો. ૫
દળ ને રે વળી દહિથરાં મન ભાવતાં,
કીધી રે વળી સારી સુતરફેણી રે, શુણજો;
બીજાં રે બહુ પકવાનો બનાવતાં,
મંગળ રે ગીત ગાય મરગાનેણી રે, શુણજો. ૬
જમનારા અતિ ચતુર પરૂણા આવશે,
લાખેણી મારે થાશે લીલા લ્હેર રે, શુણજો:
સાજન રે ઘેર આવી ઘર શોભાવશે;
માનીશ રે હું તો પરમેશ્વરની મ્હેર રે, શુણજો. ૭
આપાવીશ રૂડું નોબતખાનું આંગણે;
ગાજી રે તેથી રે'શે સઘળું ગામ રે, શુણજો;
માનવિયો જોઈ મોટું ઘર મનમાં ગણે;
દેખી રે દીલ રીઝે દલપતરામ રે, શુણજો; ૮

---

## ગીત ૨૦ મું.

### વડી પાપડ કરતાં ગાવાનું ગીત બીજું.

શુભ અવસરે બેનને તેડાવવાનું ગીત.

"ઉચીં ઉચીં મેડી મારાં ઘર રે વિવા'તાં,
ત્યારે ઢળાવું ભમ્મર ઢોલિયોરે." એ રાગ.

મણિમય મ્હેલ મધ્યે બેઠક મ્હોટી,
સોના સિંહાસન ત્યાં શોભી રહ્યું રે;
તે પર બીરાજીને કનકસેન રાણે,
કનકાવતી રાણીને કહ્યું રે. ૧
વિવા'ની વરધી વચમાં રહી હવે થોડી,
બેની અદ્યાપિ કેમ ન આવિયાં રે;
શું એમના સસરાજીએ રજા ન આપી,
શું એમની સાસુએ અટકાવિયાં રે. ૨
બેની વિના તો મને કશુંએ ન સુઝે,
કુળ રીત કોણ બતાવશે રે;
રાત દિવસ હું તો જીવમાં રે ઝંખું,
માડીની જાઈ ક્યારે આવશે રે. ૩
ભાણેજાં આવે ત્યારે આંગણું ઓપે,
માંડવો શોભે બેની આવતાં રે;
મારી બેનીને બહુ બહુ આવડેછે,
ગીત રૂડાં મંગળ ગાવતાં રે. ૪
સાત વરષ વીત્યાં સાસરે વળાવ્યાં,
મળવાને મન તરસે ઘણું રે;
ઉરમાં ઉમંગ મને અતિ ઘણો થાશે,
મુખ જ્યારે દેખીશ બેનીતણું રે. ૫
સારૂં ટાણું ઈશ્વર ઘેર આપે,
ત્યારે બેનીને તેડાવિયે રે;
સંપત હોય તો સાસરવાસો કરિયે,
નહિ તો મીઠી જીભે રીઝાવિયે રે. ૬
કંકોતરીનો કાંતો પત્ર ન પ્હોંચ્યો,
કાંતો કાશદ ક્યાંઈ ભૂલો પડયો રે;
આજે ન આવે તો હું તેડવા કાજે,
ચોંપેથી જઇશ ઘોડે ચડયો રે. ૬
સોની બેસાડ્યાછે શણગાર ઘડવા,
કોણ સંભાળશે તે કામને રે;
હું પંડે જાઉં હેતથી મોકલું,
દ્વિજવર દલપતરામને રે. ૮

---

## ગીત ૨૧ મું.

### વડી પાપડ કરતાં ગાવાનું ગીત ત્રીજું.

બેન આવવા વિષે ગીત.

" વાજતું ગાજતું પોળમાં પેઠું,
ભાઈ રે ફિયા ભાઈનાં ઘર કિયાં રે." એ રાગ.

---

[1] વરને ઘેર ગાતાં વરનું નામ ગાવું, જેમકે "શુણજો ચતુર કુંવરનો સોહલો.

કનકાવતી કહે સાંભળો સ્વામી,
નણદી વિના નહિ શોભશે રે;
નગરીના જન પણ અવળું વિચારે,
ક્યમ ન તેડ્યાં નણદી શું હશે રે. ૧
નણદીની આશીષે નવનિધ લૈયે,
નણદી દુભાય તો નહિ ભલું રે:
સ્નેહ સહિત નિત્ય નણદીને નમિયે,
ઉરમાં જાણું હું તો એટલું રે. ૨
વાત કરે એમ ભાઇ ભોજાઇ,
ત્યાં તો સમાચાર આવિયા રે;
ભાણેજાં સાથે બેની પધાર્યાં,
બનેવી સહુને તેડી લાવિયા રે. ૩
કનક કળશ રથ ઉપર ઝળક્યા,
ઘુઘરમાળ ઘમકે ઘણીરે;
ત્યાં તો બનેવીના હણહણે ઘોડા,
પડઘી વાગે ઘોડલાતણી રે. ૪
હળી મળી હરખ્યાં અન્યોઅન્ય અતિશે,
મામીએ લીધાં ભાણેજ મીઠડાં રે:
ઉમંગે મળવાને પાટોશી આવ્યાં,
બેનીને બહુ દહાડે દીઠડાં રે. ૫
ભાવથી સાળો બનેવીને ભેટયા,
સુખના સમાચાર પૂછિયા રે:
ખાંતથી ભાણેજને લઈ ખોળે,
લૂગડે ગાલ બે લૂછિયા રે. ૬
કનકેરાણે વળી બેનને કહિયું,
આપ ભલે બેન આવિયાં રે;
આજ મારાં ઘર ઉજળાં દેખું,
સારા સગાએ શોભાવિયાં રે. ૭
ભોજાઈ નણદલને પગે પડિયાં,
કહે નણદી સુખ પામજો રે;
દેખી આશીષ દીધી દલપતરામે,
જગતમાં જશ બહુ જામજો રે. ૮

---

## ગીત ૨૨ મું.

### વડી પાપડ કરતાં ગાવાનું ગીત ચોથું.

ચીતારા બેસાર્યાનું ગીત.

" સાઠી રે કાંઈ ચોખા રે કંકુવરણા. " એ રાગ.

ચીતરવા ઘર ચીતારા બેસારિયા,
ચીતરેછે કાંઈ સુંદર ચિત્ર વિચિત્ર રે,
ચતુર ચીતારારે ચીતર ચીતરે;
એમાં રે જાણે આપો આપ પધારિયા;
રાજા રે કાંઈ રાણા પુણ્ય પવિત્ર રે, ચતુર. ૧
ચીતરીછે કયાંઇ ચોરી બહુ ચતુરાઇથી;
ચીતર્યાં છે તેમાં વર કન્યાનાં રૂપરે, ચતુર;
ચીતર્યાં છે કયાંઇ નટના ખેલ નવાઇથી;
નાચેછે જાણે નટ પ્રત્યક્ષ અનુપરે, ચતુર. ૨
ચીતરીછે કયાંઈ સજન સભા સોહામણી;
ગાયક રે કયાંઈ કરતા દીસે ગાન રે, ચતુર;
ચીતરીછે ક્યાંઈ કુસુમની ફુલવાડી ઘણી;
શોભેછે સુરપુરના બાગ સમાન રે, ચતુર. ૩
ચીતરીછે કયાંઈ સેના સામા સામિયો;
સજતી રે જાણે હોય રણ સંગ્રામ રે, ચતુર;
જોઈયે તો ક્યાંઈ મલ્લ અખાડો જામિયો;
ઠાઠ રે રૂડો દીસે ઠામો ઠામ રે, ચતુર. ૪.
ક્યાંઈ તો ચીતરિયાં માણુસ ચીનનાં;
ક્યાંઈ તો અરબસ્તાની ઇરાની રે, ચતુર;
જોયાં ક્યાંઈ યૂરોપની જમીનનાં;
ક્યાંઈ તો તાતારી તુર્કસ્તાની રે, ચતુર. ૫
ક્યાંઈ તો અમિરથ ગૌતમ નિરખ્યા;
ક્યાંઈ તો અતિ ઉત્તમ આગબોટો રે ચતુર;
ક્યાંઈ તો પરદેશી પશુ પંક્ષી લખ્યા;
ક્યાંઈ તો મગર ચીતરિયો મોટો રે, ચતુર. ૬
ક્યાંઈ તો નામાંક્તિ કિલ્લો ચીતર્યો;
ક્યાંઈ તો મુંબાઈનો ટાઉનહાલ રે, ચતુર;
ક્યાંઈ તો નામાંક્તિ પર્વત ત્યાં કર્યો;
ક્યાંઈ તો વળી તાજમેહેલનો તાલ રે, ચતુર. ૭
બુટ્ટા રે બહુ વિધના બેશ બનાવિયા;
કીધું રે બહુ જોવા જેવું કામ રે, ચતુર;
તેમાં રે વળી રૂડા રંગ પુરાવિયા;
દેખી રે દીલ રીઝે દલપતરામ રે. ચતુર. ૮

---

## ગીત ૨૩ મું.

### વડી પાપડ કરતાં ગાવાનું ગીત પાંચમું.

જુદાં જુદાં કામ સોંપવા વિષે.

" સોનાના સ્થંભ હીરે જડ્યા રે. " એ રાગ.

કહ્યું કનકાવતી નારીએ રે; પ્યારીએ ઉર ધરી પ્યાર,
ઘેર સજન મેળાવડો રે;
જેને જે યોગ્ય વિચારિયે રે; ધારિયે એ અધિકાર, ઘેર.૧

ધનપાળ ધન જોઈએ જેટલું રે; તેટલું ખરચે તમામ, ઘેર;
કોન જાણે વર્યું કેટલું રે; એટલું એ કરે કામ, ઘેર, ૨
ગુલાબવહુરસોઈનીરીતથી રે;ચીતરથાચતુર વિશેષ, ઘેર;
પકવાન તેને સોંપો પ્રીતથી રે; હેતથી પીરસે હમેશ, ઘેર ૩
મામા નહારસિંહ આવશે રે;લાવશે જોઈતું તમામ; ઘેર.
તેનો હિસાબ રખાવશેરે; ફાવશે તેને તે કામ, ઘેર. ૪
મામી માણકવહુપધારશે રે;ચારસેં સખી સાથે તેહ,ઘેર.
લાડીને શણગારશે રે; ધારશે એટલું એહ. ઘેર. ૫
ફાઈગંગાબામાંડવ માલશે રે; આલશેસૈયંને પાન, ઘેર;
માનકોરબાઈ ના[1] હુકમચાલશેરે;વાળશેભૂલેતેનું ભાન,ઘેર. ૬
કાકા કમળશી રખાવશે રે; આવશે તેની સંભાળ, ઘેર;
જેસંગ[2] જમાઈજીનને રીઝાવશેરે;ગાવશેનાચીલૈતાળ,ઘેર.૭
તમનેસહુસભાઅભિલાખશેરે;ભાખશેસજનોસલામ ,ઘેર;
વિવા'નીવિગતલખીરાખશે રે; દાખશે દલપતરામ, ઘેર. ૮

## ગીત ૨૪ મું.

### કંકોતરીઓ લખતી[3] વખતે ગાવાનું ગીત પહેલું.

સગાં વહાલાંને તેડાવવાનુ ગીત.

" શુકન જોઈ ને સાંચરજો રે " એ રાગ.

સાતસેં સાંઢણિયો શણગારો રે,
નીરો તેને નાગરવેલનો ચારો રે;
કાગળ કંકોતરીના લખાવો રે,
સોનેરી વરખથી તે શોભાવો રે, ૧
સ્નેહી સગાંને તેડવા કાજ રે,
એક એક સાંઢણિ મોકલો આજ રે;
પ્હેલી તો સાંઢણિ પાટણ જાય રે,
બેન ગંગાબાને તેડાં કરાય રે. ૨
બેની તો પગરણમાં પ્હેલાં જોઈએ રે.
બેનીનું કામ ન સરે બીજા કોઈએ રે;
બીજી તો મોકલો મુંબઈ ગામ રે,
ફઈબા જમનાંબાને તેડાવા કામ રે. ૩
ત્રીજી સાંઢણલી કરી તૈયાર રે;
મોકલો મથુરાં નગર મોઝાર રે;
કાકા કમળસેનને તેડી આવે રે,
કાકા આવીને કુટુંબ શોભાવે રે. ૪
ચોથી સાંઢણલી ચતુર સુજાણ રે,
મોકલો સુરત શહેર પ્રમાણ રે;
મામા નહારસિંહજી ત્યાં સોહાવે રે,
મામો મોસાળાં લઇ આવે રે; ૫
પાંચમી સાંઢણલી પચરંગી રે,
જાય ઉદેપુરમાં તે ઉમંગી રે;
માસી મોંઘીબાને તેડવા માટે રે,
વેગેથી મોકલો વેગળી વાટે રે. ૬
સકુટુંબ સહુને તેડી આવે રે,
સહુ આવી માંડવડો શોભાવે રે;
યાદ લખો બેસી આ ઠામ રે,
સ્નેહી સગાંનું ન ભૂલશો નામ રે. ૭
સ્નેહથી સર્વેને તેડાવોરે,
આજ આવ્યો ઉત્તમ અવસર આવો રે;
ગોર ગોરાણી તેડાવો આ ઠામ રે,
દ્વિજવર જોશે દલપતરામ રે. ૮

## ગીત ૨૫ મું.

### કંકોતરીઓ લખતી વખતે ગાવાનું ગીત બીજું.

મામાને કંકોતરી લખવાનું ગીત.[1]

" હું તો ઉચી ચઢું રે ઊંચેરડી રે." એ રાગ.

કંકુ છાંટી કંકોતરી મોકલે રે, કોડે કા'વે કનકાવતી બેન રે,
વીરાજી પગરણે વ્હેલા પધારજો રે.
સારૂં સુરત નામે શેહેર છે રે;
જ્યાંછે સરવે સદા સુખ ચેન રે, વી० ૧
વીરાછો તમે ચતુર શીરોમણિ રે;
વળી ચૌદ વિદ્યા ગુણ જાણ રે વી०
કળા ચોસઠ પૂર્ણ પ્રવિણ છો રે;
કુળ દીપક કુળના ભાણ રે, વી० ૨
વીરા છો તમે પ્રૌઢ પરાક્રમી રે;
વળી ધર્મ ધુરંધર ધીર રે, વીરાજી;
દુખ ભંજન દીલના ઉદાર છો રે;
છોજી ગુણ સાગર ગંભીરરે, વી० ૩

---

૧ કનકારાણીની મા. ૨ ગંગાબાઈનો વર.

૩ કંકોતરીઓ લખતી વખતે ગાવાનાં ત્રણ ગીત છે તે ઘટતો ફેરફાર કરીને વર તથા કન્યા બેઉને ઘેર ગાઈ શકાય તેવાં છે.

૧ કન્યા અને વરના બાપે તેને કંકોતરી લખ્યા છતાં તેમની મા પોતાની તરફથી બીજી કંકોતરી લખી મોકલતી હોય એ મતલબનું.

ઉપમા શુભ સર્વે સંભવે રે;
નહારસિંહજી નિર્મળ નામ રે, વી૦
માડીજાયા આશીષ મારી વાંચજો રે;
ઘણું જીવો કરો રૂડાં કામ રે, વી૦ ૪
મારે ઘેર મેં પગરણ માંડિયાં રે:
લીધાં લાડકડીનાં લગન રે, વી૦
દીન ચોખો ચૈત્ર વદી ચોથનો રે:
ચંદ્રવાર રૂડો ધન્ય ધન્ય રે, વી૦ ૫
જાન રતનપુર થકી આવશે રે;[1]
જાણો વેવાઈ જગતસિંહ નામ રે, વી૦
સગાં વ્હાલાં સરવને તેડાવિયાં રે:
તે તો આવશે જરૂર તમામ રે, વી૦ ૬
વીરા વ્હેલા અગાઉથી આવજો રે:
સર્વ કુટુંબને લાવજો સંગરે, વી૦
તમો આવે દિવસ દેખું ઉજળો રે,
તમો આવે રૂડો રે'શે રંગરે, વી૦ ૭
હુંતો રાત દિવસ રહું ઝંખતી રે;
ક્યારે દેખું માડીજાયાનું મુખરે, વી૦
તમે દલપતરામના દોસ્ત છો રે;
આવે સોગણું ઉપજશે સુખરે, વી૦ ૮

## ગીત ૨૬ મું.

### કંકોતરીઓ લખતી વખતે ગાવાનું ગીત ત્રીજું.

મેમાનોને વાસ્તે બંદોબસ્ત કરવાનું ગીત.

"માંડવામાં કોણ કોણ સાજન બેઠા રે." એ રાગ.

રસ્તા વિષે બંદોબસ્ત રખાવો રે,
ઠામો ઠામે ચોકી પેરા મૂકાવો રે,
વાહન સારાં મોકલો સહુના સામા રે,
તે તો કંઇક દિવસનાં રહ્યાં છે નકામાં રે. ૧
હય રથ હાથી તથા સુખપાલ રે,
મોકલાવો છત્રિયો ને મશાલ રે;
મોકલાવો નોબત ને નિશાન રે,
તેડી લાવે સહુને કરી સનમાન રે. ૨
તે રસ્તામાં મોદીખાનાં મંડાવો રે,
મહેમાનોને જે જોઇએ તે અપાવો રે;
મારગમાં જ્યાં જ્યાં થાય મુકામ રે,
મોકલાવો મેહેતા ઠામો ઠામ રે. ૩

સરવેની રાખે બહુ બરદાશ રે,
આપે સહુને પલંગ સીધાં ને ઘાસ રે:
દહી દુધ સાકર કે ખાંડ જેવી રે,
મહેમાન જે ચીજ માગે તે દેવી રે, ૪
શેહેરમાં તૈયાર રાખો ઉતારા રે,
શોભીતા ત્યાં બિછાવો ગાલીચા સારા રે;
પ્હોંચાડો ત્યાં તો તળાઇઓ પલંગ રે,
તે દેખીને દીલ સહુનાં થાય દંગ રે. ૫
નિરમળ નિર ભરાવી રાખો રે,
મેખોનો ત્યાં ગંજ કરાવો આખો રે:
એક એક ઉતારે મેહેતો એકેક રે,
હાજર રાખો આપવા વસ્તુ હરેક રે. ૬
ગુણિયલ ગાન કળા કરનાર રે,
તે તો સર્વે ઉતારે રાખો તૈયાર રે,
જાનને ઉતરવા મોટા મેલ રે.
રાખો તે તો તૈયાર રૂડા રંગેલ રે. ૭
માંહી બહુ ખુરશિયો મેજ મુકાવો રે,
મખમલનાં ત્યાં તો બિછાનાં બિછાવો રે;
રમવાને બાજીઓ મુકો તે ઠામ રે,
દેખી દીલે રીઝશે દલપતરામ રે. ૮

## ગીત ૨૭ મું.

### માંડવા[1] મુહુરત વેળા ગાવાનું ગીત પહેલું.

"જનકરાયનેરે માંડવે." એ રાગનું ઢોળિયું.

મોતીડે છાયો રે માંડવો; જોવા ઉલટયું સૌ શેહેર,
લખમીની લીલા લ્હેર, મોતીડે છાયો રે માંડવો;
ચંદરવા બાંધ્યા ચળકતા; ફરતાં તોરણ ચોફેર,
ધમકે ઘુઘરીનો ઘેર, મોતીડે છાયો રે માંડવો. ૧
મનહર માણક થંભ છે; મુક્યા બારણા બાર,
મોટા મેંરાબદાર, મોતીડે છાયો રે માંડવો;
મણિમય ભીંતો શોભે ભલી; કીધી કનકની ગાર,
અદભુત ઓપે અપાર, મોતીડે છાયો રે માંડવો. ૨
રૂડા રંગનાં રમકડાં; હાથી દાંતનાં હોય,
કીધાં કનકનાં કોય, મોતીડે છાયો રે માંડવો;
હાંડી ઝુમ્મર ઝળકતાં; સરસ શોભેછે સોય,
જન વખાણેછે જોય, મોતીડે છાયોરે માંડવો. ૩

---

૧ વરને ઘેર આવશે ને બદલે "ચાલશે" ગાવું.

૧ માંડવા મુહુરત વેળા ગાવાનાં ૭ ગીત છે, તે વર કન્યા બેઉને ઘેર ગાઈ શકાય તેવાં છે.

વાજાં વિવિધ વિલાયતી; રૂડા ઉઠે માંહી રાગ,
અચરજ ઉપજે અથાગ, મોતીડે છાયો રે માંડવો;
સોના રૂપાનાં ઝાડ છે; જાણે સ્વર્ગનો બાગ,
આવી ઉતર્યો ભૂભાગ, મોતીડે છાયો રે માંડવો. ૪
વિધવિધ રંગના વાવટા; મંડપ ઉપર માંડેલ,
કંચન કળશ કરેલ, મોતીડે છાયો રે માંડવો;
તોરણ હીરા મોતી તણાં, રૂડી રીતે રચેલ,
આરે[1] તરફ ધરેલ, મોતીડે છાયો રે માંડવો. ૫
પવન પ્રસારવા પંખવા, જોયા વિધવિધ જાત,
ભભકાદાર માંહી ભાત, મોતીડે છાયો રે માંડવો;
મંડપની રૂડી માંડણી; જોઈ જન વરણવે વાત,
વિશ્વ વિષે થૈ વિખ્યાત, મોતીડે છાયો રે માંડવો. ૬
જોવા જનના જથા મળ્યા, જોઇ હૈડે હરખાય,
ફરી ફરી જોવાને જાય, મોતીડે છાયો રે માંડવો;
મંડપમાં મળી માનની, ગીત મંગળ ગાય,
આનંદ ઓચ્છવ થાય, મોતીડે છાયો રે માંડવો. ૭
જોવા લાયક જુક્તિનાં; ત્યાંતો દીસે તમામ;
કારીગરીનાં ક્હૌ કામ, મોતીડે છાયો રે માંડવો;
નિરખી મંડપની માંડણી, ઉરથી આશીષ એ ઠામ,
દેછે દલપતરામ, મોતીડે છાયો રે માંડવો. ૮

## ગીત ૨૮ મું.

### માંડવા મુહુરત વેળા ગાવાનું ગીત બીજું.

સારા કામના મુહુરતનું ગીત.

"સરસ્વતી સ્વામીને વિનવું, ગણપતિ લાગવું પાયરે."એરાગ
સરખી સાહેલિયો સહુ મળી, આનંદ અદકેરો આજરે;
સુકૃતની ઘડિયો સુફળ ફળી, આનંદ અદકેરો આજ રે;
ઉત્તમ પગરણ આદર્યું, આનંદ.
મંગળકારી મુહુરત કર્યું, આનંદ. ૧
ધન્યદિવસ અને ધન્યઘડી, આનંદ.
જોતાં જાણું નવે નિધ જડી, આનંદ.
સોનાનો સૂરજ ઉદે થયો, આનંદ,
ઉત્તમ દિન આથી કહું કયો? આનંદ ૨.
મોતીના ચોક પુરાવિયે, આનંદ.
ફળના થંભ રોપાવિયે, આનંદ,
ભાવતાં ભોજન રાંધિયે આનંદ. ૩
ધોળ મંગળ ગીત ગાઇએ, આનંદ.
હૈડામાં બહુ હરખાઇએ, આનંદ.
અતર ગુલાબ છંટાવિયે, આનંદ.
પાનનાં બીડાં વ્હેંચાવિયે, આનંદ. ૪
કુટુંબને લખિયે કંકોતરી, આનંદ.
નગરના જન તેડો નોંતરી, આનંદ,
નોબતખાનું બેસારિયે, આનંદ;
જય જય કાર ઉચ્ચારિયે, આનંદ. ૫
ભેર ભુંગળ વજડાવિયે, આનંદ.
સુખતણો સિંધુ રેલાવિયે, આનંદ
દૂધડે મેહુલા વરશિયા, આનંદ;
સોનાના ડુંગર દરશિયા, આનંદ. ૬
જાચક જન આવી જાચશે, આનંદ.
નિર્દોષ અપસરા નાચશે, આનંદ.
ગુણી જન ગાયકો ગાવશે, આનંદ.
સારંગી નરઘાં બજાવશે. આનંદ. ૭
ઇશ્વરની આજ મેર છે, આનંદ.
લક્ષ્મીની લીલા લ્હેર છે, આનંદ.
અવસર આવ્યો ઉત્તમ ઘણો, આનંદ.
દેવ રીઝયો દલપતતણો, આનંદ. ૮

## ગીત ૨૯ મું.

### માંડવા મુહુરત વેળા ગાવાનું ગીત ત્રીજું.

રૂડા અવસરનું ગીત.

"તારે માંડવે ગાલીચા પથરાવ, ઘેર મોટા વેવાઇઓ આવશે રે." એ રાગ.
આજ દિલમાં ધારો ધન્ય ઘડી ધન્ય દહાડલોરે;
આજ પરમેશ્વરની પૂર્ણ કીરપા દેખાય,
આજ અવસર રૂડો આવીયો રે,
આજ સરવે મનોરથ આપણા સફળ થયા રે;
સખી આજની ઘડી લાખેણી લેખાય, આજ. ૨
આજ સાજન મહાજન સર્વ મળીને આવશે રે,
સખી તેમાં આવશે ઉમદા અમીર. આજ;
સખી શેરીઓ વળાવીને સજ કરો રે,
પછી ત્યાં છંટાવો શુદ્ધ સુગંધી નીર, આજ. ૨
સખી દીવડિયા અજવાળી ઘર દીપાવિયે રે,
વળી મોટા તખતા માંડો પાંતે પાંત, આજ;
સખી જાજમો ને ગાલીચા પથરાવિયે રે,
સખી ખુરશિયો મુકાવો રાખી ખાંત, આજ. ૩

[1] માંડવા બહાર.

સખી હીરે જડેલા થાળ મગાવો હેમના રે,
તેમાં મુકાવો લવિંગ સોપારી પાન, આજ;
માંહી અત્તરદાની ગુલાબદાની ગોઠવો રે,
સખી સાજનનું કરશું સારૂં સનમાન, આજ. ૪
સખી ફુલ ભરાવો છાજે એવી છાબમાં રે,
માંહીં મૂકો તો ગુચ્છ ગુલાબી હાર, આજ;
સખી સગા સંબંધી તેડાં કરી તેડાવિયે રે,
રહે ગુણી ગવૈયા તક ઉપર તૈયાર, આજ. ૫
મળી ગોરી સર્વે ગીત મધુરાં ગાઇએ રે,
જેવો કોયલ કેરો કંઠ રૂડો કે'વાય, આજ;
સખી લાવીને લટકાવો પોપટ પાંજરાં રે,
જેનાં મીઠાં મીઠાં વચન ભલાં વખણાય. આજ. ૬
સખી ઉંચે બાંધો ઉલેચ જાદર ચીરના રે,
ભીતે છંટાવો સુવર્ણ વરણો રંગ, આજ;
સખી આંગણિયે ઓપાવો હાથી ઘોડલા રે,
જેને અવલોકીને ઉર ઉપજે ઉમંગ, આજ. ૭
સદ્‌ગુણી આભૂષણ અંચળ રૂડાં ઓપતાં રે,
સખી તેતો અંગે તમે સજો તતખેવ, આજ;
સખી હળી મળીને હેત વિશેષ વધારિયે રે,
દીલ દેખી રીઝે દલપતકેરો દેવ, આજ. ૮

## ગીત ૩૦ મું.

### માંડવા મુહુરત વેળા ગાવાનું ગીત ચોથું.

સજોડે સાજન મળવાનું ગીત.
"મામેરૂં મોંઘા મૂલનું." એ રાગ.

આજ આનંદે ઓચ્છવ આદર્યો;
આજ ઘણી ખુશી આપણે ઘેર, સજોડે સાજન મળ્યા;
જોતાં ભાગ્ય ભલાં આજ ઉઘડયાં;
મહા પ્રભુએ કરી મોટી મ્હેર, સજોડે. ૧
રાજા સાથે રાણીજી પધારિયાં;
આવ્યાં શેઠાણી શેઠ સંઘાત, સજોડે;
આવ્યાં ગોર ગોરાણી સજોડલે;
દેખી હૃદયે થૈએ રળીઆત, સજોડે. ૨
ભલે ભાઇ ભોજાઇ પધારિયાં;
કાકા સાથે કાકી પણ એમ, સજોડે;
મામા સાથે મામી આવ્યાં મલપતાં;
માસા સાથે માસી પણ તેમ, સજોડે. ૩
શાણાં નણદ આવ્યાં નણદોઇ સાથે;
આવ્યાં જેઠ જેઠાણી જોડ, સજોડે;
દીસે દીયર દેરાણી દીપતાં;
આજ દીવાળીના દીનકોડ, સજોડે. ૪
જેમ પુષ્પની સાથે સુવાસના;
જેમ વીજ સાથે વરસાદ, સજોડે;
જેમ ચંદ્ર સાથે શોભે ચાંદની;
જેમ મીઠાશની સાથે સ્વાદ, સજોડે. ૫
જેમ જ્ઞાનની સાથે ગુણાવળી;
જેમ વિદ્યાની સાથે વિવેક, સજોડે;
જેમ ધર્મની સાથે દયા દીસે;
એવાં એવાં છે ગણતાં અનેક, સજોડે. ૬
જેમ સાગરની સાથે લ્હેર છે;
જેમ વાણી છે અર્થની સાથ, સજોડે;
પરમાર્થ સાથે જેમ કીરતિ;
એમ નારીની સાથે છે નાથ, સજોડે. ૭
આજ શોભ્યું છે આંગણું આપણું;
આજ ધન્ય છે આપણું ધામ, સજોડે;
ઇશ્વર રાખે અખંડ એ જોડલાં;
દેછે આશીષ દલપતરામ, સજોડે. ૮

## ગીત ૩૧ મું.

### માંડવા મુહુરત વેળા ગાવાનું ગીત પાંચમું.

લાડણા રૂપી ચંપાનું ગીત.

"પેલા વેવાઇના ઝુપડામાં શું જોશો." એ રાગ.

એક ચંપો ઉદય થયો અવનીમાં;
ઉગતાંજ પામ્યો મોટું માનરે, માંડવ ચંપો મોરિયો;
જોતાં નર નારીઓનાં નેણાં ઠરે;
કે'છે સહુ તેને સદગુણ વાનરે; માંડવ. ૧
ચંપો ફાલી ફુલી ફેલાયો ઘણો;
વળી પામ્યો છે પૂર્ણ પ્રકાશ રે, માંડવ.
લીધી લોકમાં લાખેણી લાયકી;
જેની પસરીછે જગમાં સુવાસરે, માંડવ. ૨
રાજી થાય દેખી રાણા રાજિયા;
શોભે સુંદર સોનેરી રંગરે, માંડવ;
સહુનાં નેણાં ઠરે ચંપો નિરખતાં;
અતિ અંતરે ઉપજે ઉમંગરે, માંડવ. ૩
સુખકારી શીતળ જેની છાયામાં;
વસી પ્રાણીઓ લેછે વિરામરે, માંડવ;

ચંપો કાપેછે કષ્ટ કંઈ લોકનાં;
વળી ઠરિયો તે ઠરવાનું ઠામરે માંડવ. ૪
ચંપો કુળમાં દીવો કહેવાય છે;
ચંપો સાજનનો સરદારરે માંડવ;
ચંપો રાજ સભામાં રૂડો દીસે;
સારી સૃષ્ટિ તણો શણગારરે, માંડવ. ૫
એના સદગુણને શું વખાણિયે;
જેવું મણિયો થકી મોંઘું મૂલરે, માંડવ;
જેનો સુજસ સંસારમાં સાંભળી;
કરેછે લોક સર્વે કબુલરે. માંડવ. ૬
આખા વિશ્વમાં પસરી સુવાસના;
ધન્ય ધન્ય એનો અવતારરે, માંડવ.
એનું નામ અમર થશે લોકમાં;
સ્નેહે સંભારે સર્વ સંસારરે. માંડવ. ૭
ગાયા ગુણ ગણી ચતુર ચંપાતણા;
ચંપો ચતુર કુંવર[1] ખરું નામરે, માંડવ.
ચંપો જગમાં જુગો જુગ જીવજો;
દેછે આશીષ દલપતરામરે, માંડવ. ૮

---

## ગીત ૩૨ મું.

### માંડવા મુહુરત વેળા ગાવાનું ગીત છઠ્ઠું.

સાજન પધારવા વિષેનું ગીત.

" સુડલો કોયડલીને વિનવેરે. " એ રાગ.

સુડલો કોયલડીને વિનવે રે;
કહો કહો કોણે ઉત્તમ આજ,
અને કેને કાજ, મંડપ મોટા માંડિયોરે
મોટા મોટા જન ત્યાં મળ્યારે;
કોણ કોણ સજન સમાજ,
રાજા અધિરાજ, મંડપ મોટા માંડિયોરે. ૧
કોયલ કહે સુડા સાંભળોરે; કનકાજી છે સરદાર,
તેને દરબાર, મંડપ મોટા માંડિયોરે;
પરણે સાહેબજાદી તેમનીરે; ઇંદ્રપુરીને આકાર,
શોભિત બહુ સાર, મંડપ મોટા માંડિયોરે. ૨
જોવા જેવી જુગતી તણોરે; ઠાઠ બન્યોછે તે ઠામ,
મચી ધુમધામ, મંડપ મોટા માંડિયોરે;
મોટા મોટા જન જે મળ્યારે; કહું તેનાં નિર્મળ નામ,
કરીને પ્રણામ, મંડપ મોટા માંડિયોરે. ૩

૧ કન્યાને ઘેર ગાતાં કન્યાના ભાઈનું નામ આ ઠેકાણે ગાવું.

રાજાધિરાજ મેઘરાજજીરે; [1]આવિયા ત્યાં આપોઆપ,
છે પ્રૌઢ પ્રતાપ, મંડપ મોટા માંડિયો;
સાથે પવન[2] ભાઈ પધારિયારે, જેને દીવાનની છાપ,
પોતે છે નિષ્પાપ, મંડપ મોટા માંડિયોરે. ૪
પ્રવાહ [3]ભાઇ નગરશેઠિયારે; જળમધ્યે જેની શેઠાઇ;
ઘણી વખણાઇ, મંડપ મોટા માંડિયોરે;
કનકોરાણો સર્વને મળ્યોરે; વળી મળ્યા ધનપાળભાઇ,
સંભારી મિત્રાઇ, મંડપ મોટા માંડીયોરે. ૫
સહુ જન ખુબ ખુશી થયારે; રચના રચેલી રૂપાળી,
નયણથી નીહાળી, મંડપ મોટા માંડિયોરે;
બહુ રૂડાં શોભેછે બારણાંરે, માંડ્યાછે થંભ પ્રવાળી,
કુંભી રતનાળી, મંડપ મોટા માંડિયોરે. ૬
મોટા મેગળ ઝુલે આંગણેરે; સુંઢે શોભેછે સિંદૂરે,
છે મદ ભરપૂર, મંડપ મોટા માંડિયોરે;
દંતુશળે ચુડી હેમનીરે, નિરખીને હાથીનું નુર,
હરખ વધે ઉર, મંડપ મોટા માંડિયોરે. ૭
જોવાને જુગતિ મંડપતણી, જન વૃદ્ધ બાળ તમામ,
મળ્યું આખું ગામ, મંડપ મોટા માંડિયોરે;
જોઇ જોઇ બલીહારી જાયછેરે, દીલથકી દલપતરામ,
કરવું એવું કામ, મંડપ મોટા માંડિયોરે. ૮

---

## ગીત ૩૩ મું.

### વિવાહની વરધીમાં વરની તરફથી ગાવાનું ગીત પહેલું.

વર લાયક થયા વિષે પહેલું ગીત.

" કન્યા આલી તે મારી રીતની આલી. " એ રાગ.

ચતુર કુંવર જે હતો છેક છોટો;
છોટો મટી હવે મોટો રે, થયો લાયક લાડો.
રંગમાં જેવો ગુલાબનો ગોટો,
જનમાં જડે નહિ જોટો રે, થયો લાયક. ૧
ભણતર સરવે શીખ્યો ભલાં ભણવા;
ગણિત શીખ્યો લેખાં ગણવારે, થયો લાયક.

---

૧ દેશી રાજ્યમાં આ ઠેકાણે પોતાના રાજાનું નામ ગાવું અને અંગ્રેજી રાજ્યમાં એમ ગાવું કે " રાજા ગાયકવાડ ગુણનિધિ રે. "

૨ કારભારીનું નામ અને અંગ્રેજી રાજ્યમાં ગાવું હોય તે " સાથે પ્રધાન પધારિયા રે " એમ ગાવું.

૩ ગામના મુખ્ય શેઠનું નામ.

હીંમત ધરે રીપુ ફોજને હણવા;
પદમણી કન્યા પરણવા રે, થયો. ૨
ધનુરવિદ્યા શીખ્યો ધીરજ ધરવા;
પ્રૌઢ પરાક્રમ કરવા રે, થયો લાયક.
ફરી ફરી જાય પ્રવાસમાં ફરવા;
દેશ વિદેશ વિચરવા રે, થયો લાયક. ૩
ઉદ્યમની વાત ઉરમાં ઉતરી;
રમતની રીત વીસારી રે, થયો લાયક.
સેનાપતિનું લીધું પદ ધારી;
ચંચળ ચીતમાં વિચારી રે, થયો લાયક. ૪
કોઇથી જે ન્યાય કરી ન શકાય;
તેવા તે ચૂકવે ન્યાય રે, થયો લાયક.
પ્રવીણ પૂરા પણ પૂછવા જાય;
વિશ્વ વિષે વખણાય રે, થયો લાયક. ૫
વૃદ્ધ સમાન વદે મુખવાણી;
ગંભિરતા ઉર આણી રે, થયો લાયક.
પુત્રી પ્રજાની તે પુત્રી પ્રમાણી;
જુવતી માતા જેવી જાણી રે, થયો લાયક. ૬
પારણામાંથીજ પુત્રને પરખ્યા;
હૈડે જગતસિંગ હરખ્યા રે, થયો લાયક.
સપુત નહિ બીજા કોઇ એના સરખા;
નજરે ઘણા ઘણા નીરખ્યા રે, થયો લાયક. ૭
ચંદ્રકળા જેમ વૃદ્ધિને પામે;
જોત સંપૂરણ જામે રે, થયો લાયક.
ચતુર કુંવર કર્યાં એમ આ કામે,
દીઠા તે દલપતરામે રે, થયો લાયક. ૮

---

## ગીત ૩૪ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત બીજું.

વર લાયક થયા વિષે બીજું ગીત.
"મોહનજીએ મોકલ્યું રે મોસાળું" એ રાગ.

કુંવર બહુ બળવાન કે'વાયો ગુણિયલ ગુણી જનમાં ગણાયો;
દીસે ડાહ્યામાં સૌથકી ડાહ્યો,લાડે લીધી લાયકીરે લાખેણી.૧
ઉંચા જ્ઞાનનો અભ્યાસ રાખે, ચાતુરીનો સરસ રસ ચાખે;
આબરૂ પ્રસરી દેશ આખે, લાડે લીધી. ૨
ઠગી ના શકે ઠગની ઠગાઇ, એના ચીતમાં એવી ચતુરાઇ;
સૌથી સદ્ગુણમાં સરસાઇ, લાડે લીધી. ૩
સારો સંગ સજ્જને સજાવે, ભુંડાનો સંગ સ્વપ્ને ન ભાવે;
રીત નીતિની રાખે રખાવે, લાડે લીધી, ૪
મોટાં કામ લીધાં નીજ માથે. કરે હુન્નર કળા નીજ હાથે;
બહુ બુદ્ધિ દીધી દીનનાથે, લાડે લીધી. ૫
ઘોડે ચઢી ઘણું ઘોડું દોડાવે, કોડે કુરંગની પેરે કુદાવે;
અભિમાનીનાં માન મૂકાવે, લાડે લીધી ૬
વિશ્વમાં કીરતિ વખણાઇ, મેના પોપટ પણ હરખાઇ;
રૂડે રીઝે તેના ગુણ ગાઇ, લાડે લીધી. ૭
કર્યું નામ મોટું કામ કામે, દેશો દેશ અને ગામોગામે,
દીલમાં ધર્યું દલપતરામે, લાડે લીધી. ૮

---

## ગીત ૩૫ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત ત્રીજું.

એક કોયલ અને કન્યાના મેળાપનું ગીત.
"હું તો ઉંચી ચઢું રે ઉંચેરડી રે,હું તો જોઉં મારા વીરાની વાટ;
જેઠાણી માનો જાયો ક્યારે આવશે રે." એ રાગ.

ચંપાં કુંવરીને કોયલડી કહેરે, મને જગસિંહનો,
કુળ મોભો કેસરિયો વ્હાલો લાગે, વર લાડડો રે;
એને પગલે દોલત વધી દેશમાંરે, એને પગલે શેહેર;
રહ્યું શોભી, કેસરીયો વ્હાલો લાગે, વર લાડડોરે. ૧
લાડો લાખેણો બત્રીશ લક્ષણોરે, લાડો માતા ફુલાંદેનો
જાયો, કેસરિયો વ્હાલો લાગે, વર લાડડોરે;
લાડો શૂરવીરનો સુરવીર છેરે, સદબુદ્ધિમાં સૌથી,
સવાયો કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે. ૨
લાડો જેચરસિંહનો બંધવોરે, લાડો વિમળાબાઈનો,
વીર કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડો રે;
લાડો દીલનો અધિક ઉદાર છેરે, લાડો ગુણ સાગર,
ગંભિર કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે. ૩
લાડો ભોજરાજાનો ભાણેજ છેરે, લાડો ભીમસિંહનો
ભત્રીજો, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડો રે;
એક સૂરજ તપેછે આકાશમાંરે, લાડો પૃથવીનો,
સૂરજ બીજો કેસરિયો, વ્હાલો લાગે વર લાડડોરે. ૪
લાડો ક્રોડ ટકાનો કમાઉ છે રે, ધારે ઉદ્યમ ઉપર
ધ્યાન, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડોરે;
એના દીલમાં દીસેછે દયા ઘણીરે; દેછે દીન જનોને
દાન, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે. ૫
એની કાયાની કાન્તિ હું શી કહુંરે, રતિનાથના જેવું

છે રૂપ, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે;
એના તાજનું તેજ ઘણું તપેરે, ભાળી હરખે ભારે
ભારે ભૂપ, કેસરિયો વ્હાલો લાગે, વર લાડડો. ૬
એના અક્ષર છે અતિ ઓપતારે, એની વિદ્યાનાં
થાય વખાણ, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડો;
રચી જાણે રૂડાં રૂડાં પુસ્તકોરે; એનું લાયક સરસ
લખાણ, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડો. ૭
એને ગાનકળા ગુણ આવડેરે; વળી વાદ્યકળા તો
વિશેષ, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડોરે;
એતો ક્રોધ કદાપિ કરે નહીંરે; એનો હસતો ચેરો
છે હમેશ, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડો. ૮
એનું બાળપણું ગયું ઉતરીરે; એને અંગે જુવાની
જણાય, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે;
લાડો બોલે ત્યાં મુખથી મોતી ઝરેરે; એની સૌથી
સરસ સરસાઇ, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડોરે. ૯
ધન્ય ધન્ય કુલદિ માતનેરે; જેણે જાયો એવો
રૂડો પુત્ર, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે;
એના આવ્યાથી અજવાળું થયુંરે; શોભ્યું જગત-
સિંહનું ઘરસુત્ર, કેસરિયો, વ્હાલો લાગે વરલાડડોરે.૧૦
ધન્ય ધન્ય રતનપુર શેહેરનેરે; એવા નરને નિરખિયે
નિવાસ, કેસરિયો વ્હાલો લાગે, વર લાડડોરે;
લાડડાનું નિરખવાને મુખડુંરે; રવિ ચંદ્ર ભમે છે
આકાશ, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે. ૧૧
એવું કહીને કોયલડી ઉડી ગઈ રે; રહી લાડડી
જીવમાં ઝંખી, કેસરિયો, વ્હાલો લાગે, વર લાડડોરે.
કહે દલપત ચીત ચિંતા કરેરે; આવ્યો એવામાં
પરદેશી પંખી, કેસરિયો, વ્હાલો લાગે વર લાડડોરે. ૧૨

## ગીત ૩૬ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત ચોથું.

કન્યા અને એક પંખીના મેળાપ વિષે.

" આણી તેડે ગંગારે, પેલી તેડ જમુનારે. " એ રાગ.

રાજનગર ગામરે, કનકસેનને ધામરે,
પરદેશી પંખીડો સાંચર્યો, લાડણી સાંભળતાં રે,
મનડાને મળતાં રે, મધુર વચન મુખે ઉચર્યો. ૧
રતનપુર ગામરે, જગતસિંહ નામ રે,
તેનો કુંવર છે કોડામણો જોઇ તેનું રૂપ રે,
મોટા મોટા ભૂપરે, વખાણે એવો રૂપાળો ઘણો. ૨
જોઈ એને આજ રે, પરણવા કાજ રે,
અપસરા પણ ઇચ્છા બહુ કરે, ચૌદ વિદ્યામાં રે,
સકળ કળામાં રે, કુંવર પ્રવિણતા બહુ ધરે. ૩
સર્વ પ્રકારરે, સાહબી અપારરે,
પામ્યો છે પ્રભુના પ્રતાપથી, ધર્મ ધરે છે રે,
પુણ્ય કરેછેરે, પોતે બહુ ડરે પાપથી. ૪
પુણ્ય હશે પૂરૂંરે, નહિ હોય અધુરૂંરે,
એની કન્યા એને પરણશે, લક્ષ્મીની લ્હેરરે,
ઘણી તેને ઘેરરે, પરણે તે પૂર્ણ સુખી થશે. ૫
સુણી એવા બોલરે, હરખી અતોલરે.
લાજ તજી બોલી લાડણી, પંખી મારા વીરરે,
પાઉં તને ખીરરે, ગુણ તારા ગાઉં ગણી ગણી. ૬
વીરા તારાં વેણરે, સુણ્યાં સુખ દેણરે,
મારા મનમાં મોહ લાગીયો, જા રતનપુર ગામરે,
કર મારૂં કામ રે જ્યાં વસે સાહબો સુહાગિયો. ૭
કે'જે તે ઠામરે, મારા પ્રણામ રે,
વળતી તું વાત ઉચારજે, કરજે તું એમ રે,
જીવ મળે જેમ રે, લાડડાનો પ્રેમ વધારજે. ૮
ચતુર ચીતારોરે, મળે કોઈ સારોરે,
છબીલાની છબી મોકલાવજે; જે તું કહીશ રે,
તુજને આપીશરે, વીરા વ્હેલો વળી આવજે. ૯
વળી તું કહેજે રે, નામ મારૂં લેજે રે,
મળવાને મનડું ઇચ્છે ઘણું, કાંઈ બાને આવો રે,
મારે મન ભાવો રે, મુખડું નિહાળું હું તમતણું.૧૦
વદી એવી વાણી રે, અતિ પ્રેમ આણી રે,
વનીતાએ પંખી વળાવિયો, ઉડી આકાશમાં રે:
આવી લાડા પાસરે, શુભ સમાચાર સુણાવિયો. ૧૧
વળી કહ્યું એમરે, સુણો ધરી પ્રેમરે:
આપની છબી એણે માગીછે; જોવા ઇચ્છેછેરે,
દલપત કે'છેરે, લગની એને ઘણી લાગીછે. ૧૨

## ગીત ૩૭ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત પાંચમું.

પંખીએ કરેલાં કન્યાનાં વખાણ વિષે.

" માંડવામાં કોણ કોણ સાજન બેઠારે." એ રાગ.

પરદેશી પંખીડો ભમી આવ્યોરે,
લાડડીનો સદેશો શુભ લાવ્યોરે;

ચતુર કુંવરને કહેછે તેહરે,
સુણજો કુંવરજી રાખી સ્નેહરે. ૧
રૂડું રાજનગર છે એક ગામરે,
ત્યાં છે કન્યા ચંપાકુંવરી નામરે;
જેવો ચંદ્ર આકાશમાં બીરાજેરે;
છબી એના મુખડાની એવી છાજેરે. ૨
હરણીનાં નેણાં કહીએ કેવાં રે,
નેણાં કન્યાનાં છે લાખેણાં એવાંરે;
દાડમનાં બીજ સરીખા દાંતરે,
ભાસે નહિ તેમાં તો કાંઇએ ભ્રાંતરે. ૩
કોમળ છે કમળ સરીખા હાથરે,
શાણી ઘણી સખિયોછે તેની સાથરે;
પાતળીછે કેડ સિંહના સરખીરે,
જંઘા તેની કેળ પ્રમાણે પરખીરે. ૪
બાંહે બાંધ્યા બેરખા ને વળી બાજુરે,
શોભે ગોરા ગાલ ઉપર શુભ ત્રાજુરે;
બન્યો તેના દેહનો સરસ બનાવરે,
દેવતણી કુંવરી જેવો દેખાવરે. ૫
કંઠ એનો કોકિલા સરખો કહિયેરે,
સુણી રૂદે રંજન થઇને રહિયેરે;
સ્વાદે જેવું અમૃત હોય સુખ દેણુરે,
એવાં મીઠાં છે એના મુખનાં વેણરે. ૬
ચીત વિષે દીસે ઘણી ચતુરાઇરે,
ધન્ય રાણી કનકાવતીએ જાઇરે;
શોભે સતી સીતા સુંદરી સમાનરે,
ગાઇ જાણે સદ્ગુણનાં ગાન તાનરે. ૭
ચાલે ત્યાંતો કંકુનાં પગલાં પડે છે રે,
બોલે ત્યાંતો મુખથી મોતી ઝરે છે રે;
નવરો હશે ઘડવાને જગ ઘડનારરે,
ત્યારે એનો ઘડ્યો હશે આકારરે. ૮
ભણતર તે તો ભણીછે ભલી ભાતરે,
શોભે જાણે સરસ્વતી સાક્ષાતરે;
નિશ્ચે પુણ્ય પૂરાં હશે જે નરનાંરે,
જેણે ચરણ સેવ્યાં હશે ઇશ્વરનાંરે. ૯
દીલમાં જેને રીઝ્યા હશે દીનનાથરે,
તેને હાથે મળશે તે કન્યાનો હાથરે;
દીઠીછે મેં કન્યાઓ દેવી જેવીરે,
એક નથી દીઠી ઉત્તમ એવીરે. ૧૦
કે'તાં તો વધારે શું કે'વાયરે,
કોઇ થકી વરણન કરી ન શકાયરે;
દીઠી હોય જો કોઇ ચતુર ચીતારેરે;
તો તે એની છબી તે કંઇક ઉતારેરે. ૧૧
એમ કહી પંખી ગયો રજા માગીરે,
લાડડાના મનમાં મોહની લાગીરે;
કરતાં ન સૂઝે કાંઇએ કામરે,
દેખી મુખે કહેછે દલપતરામરે. ૧૨

---

## ગીત ૩૮ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત છઠ્ઠું.

ચીતારાને રાજનગર મોકલવા વિષે.

"લાડા લાડડી તે છાના કાગળ મોકલે" એ રાગ.

લાડો ચતુર ચીતારાને વિનવે; જો તું આજ
રાજનગર જાય, ચતુર ચીતારા તને વિનવું,
રાણો કનકસેન વસેછે તહાં; તેને ઘેર છે કુંવારી
કન્યાય, ચતુર ચીતારા તને વિનવું. ૧
એનું રૂપ છે કેવું રળિયામણું; જેને લાખેણી છબી
લખી લાવ, ચતુર ચીતારા તને વિનવુ;
કેવી ભણેલી ગણેલી કેવી ડાહી છે, તે તપાસીને
તું અહીં વ્હેલો આવ, ચતુર ચીતારા તને વિનવું. ૨
મારી છબી તને આપું તે તું લઇ જજે; પત્ર લખી
મોકલીશ તુજ સાથ, ચતુર ચીતારા તને વિનવું;
તે તું છબીલીને છાની રીતે આપજે; મારા હાથનો
લખેલો હાથો હાથ, ચતુર ચીતારા તને વિનવું. ૩
લખી આપે તો કાગળ લેતો આવજે; સારા મુખના
લે આવે સમાચાર, ચતુર ચીતારા તને વિનવું;
તે તો છાની રીતે મને સમજાવજે; જેમ કોઇએ
ન જાણે નર નાર, ચતુર ચીતારા તને વિનવું. ૪
આવી શકે તેમ ઉતાવળો આવજે; વધુ દિવસ
વિલંબ ન કરીશ, ચતુર ચીતારા તને વિનવું;
તારે માટે તરસશે મન માહરૂં; વારોવાર તારી વાટ
જોઇશ, ચતુર ચીતારા તને વિનવું. ૫
એક આવ્યો હતો પરદેશી પંખીડો; તેણે વિવિધ
કર્યાં તેનાં વખાણ, ચતુર ચીતારા તને વિનવું;
માટે એની છબી જોવાની ઇચ્છા થઇ; જોજે સુંદરી
તે કેવી છે સુજાણ, ચતુર ચીતારા તને વિનવું. ૬
કેવી ધર્મ ઉપર તેની ધાંખના; કેવા કર્મ ઉપર તેને
કોડ, ચતુર ચીતારા તને વિનવું;

કેવી સાહેલિયો છે તેના સાથમાં; કેંછે નથી એમાં
કાંઇ ખામી ખોડ, ચતુર ચીતારા તને વિનવું. ૭
આજ અહીંથી તું સાંચર ઉતાવળો; ભાળી આવ
એની કેવી રીતભાત, ચતુર ચીતારા તને વિનવું;
એના ડહાપણની એના રૂપ રંગની; મને કેંજે જથા-
રથ વાત, ચતુર ચીતારા તને વિનવું. ૮
ઘણી વિધે તને કહું શું ઘણું ઘણું;થોડું કહે ઘણું જાણજે
જરૂર, ચતુર ચીતારા તને વિનવું;
એના જેવા હોય તેવા ગુણ જાણવા, અતિ આતુરતા
વધી મારે ઉર, ચતુર ચીતારા તને વિનવું. ૯
પાંચ લોકને અજાણ્યો થઇ પૂછજે; કેવી વસ્તીમાં
ચાલેછે તેની વાત, ચતુર ચીતારા તને વિનવું;
શાણો થઇને તું સરવ પ્રકારથી; ભેદ જાણી લેજે ભલી
રીતે ભ્રાત, ચતુર ચીતારા તને વિનવું. ૧૦
બાળપણાનો તું મારો બાળમિત્ર છે; વસ્યો મારેમન
તારો વિશવાસ, ચતુર ચીતારા તને વિનવું;
માટે આજ મારૂં કામ કર એટલું; મારા અંતરની
પૂરી કર આશ, ચતુર ચીતારા તને વિનવું. ૧૧
ખરા મિત્રની પરીક્ષા તો ત્યારે પડે; જ્યારે કંઈપણ
પડે તેનું કામ, ચતુર ચીતારા તને વિનવું;
ઘણા સ્વારથિયા મિત્ર તો સંસારમાં; દીસે દુનિયામાં
દલપતરામ, ચતુર ચીતારા તને વિનવું. ૧૨

## ગીત ૩૯ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું. ગીત સાતમું.

લાડે ચીતારા સાથે મોકલેલા કાગળનું ગીત.
"કંકુ છાંટી કંકોતરી મોકલે." એ રાગ.

સ્વસ્તિ શ્રી રાજનગર વિષે વસો; નામ ચંપાં છો
ચતુર સુજાણ, લાયક ગુણ લાડણી;
જાણો ચૌદ વિદ્યા ને ચોસઠ કળા; થાય વિશ્વમાં
વિવિધ વખાણ, લાયક ગુણ લાડણી. ૧
સ્નેહસાગર સદગુણવંત છો; સત્યવાદી શિરોમણિ
મિત્ર, લાયક ગુણ લાડણી;
રાણા કનકસિંહને કુળ અવતર્યાં; પુણ્યશાળી છો
પરમ પવિત્ર, લાયક ગુણ લાડણી. ૨
લખું પત્ર રૂડા રત્નપુરથકી, ઈચ્છું આપનો સ્નેહ
સદાય, લાયક ગુણ લાડણી;
મારૂં નામ ચતુરસિંહ જાણજો, પિતા જાણો
જગતસિંહરાય, લાયક ગુણ લાડણી. ૩
તમને કરૂણાનિધિ કરૂણા કરે; રાખે સુખમાં
સદા જગદીશ, લાયક ગુણ લાડણી;
સારી બુદ્ધિ આપો તમને શ્રી પ્રભુ; એવી વાંચો
અમારી આશીષ, લાયક ગુણ લાડણી. ૪
પરમેશ્વરકેરા પ્રતાપથી; અહીં સરવે છે કુશળ
ક્ષેમ, લાયક ગુણ લાડણી;
એક પરદેશી પંખીડો આવિયો; એણે વરણવ્યો
આપનો પ્રેમ, લાયક ગુણ લાડણી. ૫
એથી અમને અધિક પ્રેમ ઉપજ્યો; તે તો લખતાં
લખી ન શકાય, લાયક ગુણ લાડણી;
તમને મળવાને મન મારૂં ટળવળે; દિવસ જામની
જંપ ન થાય, લાયક ગુણ લાડણી. ૬
ઝાઝી સ્નેહની વાત તે શી લખું, ગોરાંદે તમે છો
ગુણજાણ, લાયક ગુણ લાડણી;
શુભ સંદેશો આપનો સાંભળી, પડ્યો પ્રેમમાં
પરવશ પ્રાણ, લાયક ગુણ લાડણી. ૭
મારા મિત્ર ચીતારાને મોકલ્યો; કેંશે મુખથી
તે માનજો વાત, લાયક ગુણ લાડણી;
કહે દલપતરામ એવું લખી; લખ્યા સમસ્યાના
દોહરા સાત, લાયક ગુણ લાડણી. ૮

## ગીત ૪૦ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત આઠમું.

ચતુર કુંવરે લખેલી સમસ્યાઓના દોહરાનું ગીત.
"સીતા બેઠાંરે માળિયે." એ રાગ.

લાડણો લખે લાડણી, બહુ વાંચી શું રખાય !
અક્ષર એક વચ્ચે પડે, કેઇ નદી કેંવાય !
સમસ્યા સુગમ છે સમજજો. ૧
પ્રાણી ઉત્તમ તે કયો, સૌ પ્રાણી શીર રાય;
અક્ષર એક વચ્ચે પડે, શહેર કીયું કહેવાય. સમ. ૨
નકલ કોઇપણ ગ્રંથની, નામે શું ઉચરાય !
અક્ષર એક વચ્ચે પડે, કાળ કિયો કેંવાય સમ. ૩
સંખ્યા વદતાં વેદની, શું અક્ષરે લખાય !
અક્ષર એક વચ્ચે પડે, કિયું મનુષ્ય કેંવાય ! સમ. ૪
શસ્ત્ર ધારી સંગ્રામમાં, જશ લેવા કોણ જાય !
અક્ષર એક વચ્ચે પડે, વાર કિયો કેંવાય ? સમ. ૫

દુધ ઉકાળી એથકી, કહો શું તત્વ કઢાય !
અક્ષર એક વચ્ચે પડે, દેશ કિયો કેંવાય ! સમ. ૬
આ'રી રાજમેહેલની, શે નામે વખણાય !
અક્ષર એક વચ્ચે પડે, કિયો જોગી કેંવાય ! સમ. ૭
બબ્બે અક્ષરી સાત છે, ત્રણ ત્રણ અક્ષરી સાત;
એમ ઉત્તર દલપત કહે, લખી પૂછ્યા ભલી ભાત. સ. ૮

---

## ગીત ૪૧ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત નવમું.

ચીતારો રાજનગર ગયો તેનું ગીત.

"સુરતનારે સુલતાન, પાટણના પરધાન
આરશિયો ઘડી લાવરે આરસપ્હાણનો રે." એ રાગ.

રાજનગર જાનારો રે, ગયો ચતુર ચીતારો રે,
જઇ કીધો ઉતારો, રાયના બાગમાં રે;
શેહેરમાં સાંચરિયો રે, ઉમંગનો ભરિયો રે;
ફાવે તેમ ફરિયો, ઝાઝા ભાગમાં રે. ૧
ઘણાં મનુષ્યને મળિયો રે, કોઇએ નવ કળિયો રે;
બહુ બુદ્ધિનો બળિયો, વિવેકી વળી રે;
પૂછી વાતો છાની રે, સમજ્યો સૌળે આની રે,
બહુ મુખે કન્યાની, કીરતિ સાંભળી રે. ૨
જ્યાં કન્યાનું સ્થાન રે, ગયો તે ગુણવાન રે,
ઉઠી આદરમાન, એને આપિયું રે;
કાગળ છબી સંગ રે, આપ્યો ધરી ઉમંગ રે.
વધતું અંગો અંગ, હેત વ્યાપિયું રે. ૩
તે કન્યાની ત્યારે રે, ચતુર ચીતારે રે. છબી છાપી સારે જંત્રે જોઇને રે,
દીઠું રૂપ જેવું રે, રંગે રંગ્યું તેવું રે, આવડે તે એવું બીજા કોઇનેરે. ૪
જોજે પૂછી વાત રે, કહીં ભલી ભાતરે,
શારદા સાક્ષાત એજ છે રે;
સાંભળ્યુંતું જેવું રે, અદ્દભુત ડહાપણ એવું રે,
તે કન્યાનું તેવું, તનનું તેજ છે રે. ૫
સદ્દગુણવાળી શાણી રે, મુખમાં મધુરી વાણી રે,
વસ્તુએ વખાણી, એવી દીકરી રે;
સ્વભાવમાં સારી રે, ધર્મ ધરનારી રે;
છે કન્યા કુંવારી, સુખની મીઠડી રે. ૬
પત્ર કરેમાં આપ્યો રે, પ્રેમ વિશેષે વ્યાપ્યો રે,
ઉત્તર લખી આપ્યો, એણે એહનો રે;
મુખે સમાચાર રે, કાંધ્યા વારંવાર રે;
તેમાં સર્વે સાર, જણાવ્યો સ્નેહનો રે. ૭
આપી ઇનામ રે, કરીને પ્રણામ રે,
રતનપુર ગામ ભણી વળાવિયો રે;
દાખે દલપતરામ રે, કરી પોતાનું કામ રે,
ચતુર વરને ધામ, ચીતારો આવિયો રે. ૮

---

## ગીત ૪૨ મું.

### વિવાની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત દસમું.

ચીતારા સાથે ચંપાકુંવરીએ લખેલા પત્રનું ગીત.

"ભમરો ઉડે રંગ મો'લમાં રે." એ રાગ.

કહું રતનપુર શેહેર છેરે; જ્યાં વસો ચતુર સુજાણ, સુગુણવાન સાયબારે;
સર્વોપમા જેને સંભવેરે; મન ગંભીર મહેરાણ, સુગુણવાન. ૧
સર્વ કળા સંપન્ન છોરે; ધર્મ ધુરંધર ધીર, સુગુણવાન;
ડહાપણના દરિયાવ છોરે; શુરવીરના શુરવીર, સુગુણવાન. ૨
રાજનગરથી હું લખુંરે; ચંપાકુંવરી મુજ નામ, સુગુણવાન
વ્હાલા વારંવાર વાંચજોરે; પ્રેમથી મારા પ્રણામ. સુગુણ. ૩
પત્ર આપે લખ્યો પ્રેમનોરે; વાંચીને કીધો વિચાર, સુગુણ.
સ્નેહનો સાગર ઉલટ્યોરે; અંતર માંહે અપાર, સુગુણ. ૪
મળવાને મન લલચાયછેરે; મળીને ક્યારે દેખું મુખ, સુગુ.
ઇશ્વર આશા પૂરશેરે; દીલડાનાં ટળશે દુઃખ. સુગુણવાન. ૫
મિત્ર તમે છબી મોકલીરે; ચતુર ચિતારાની સાથ; સુગુણ.
આપના મિત્રે એ છબીરે; આપી મને હાથોહાથ, સુગુણ ૬
દેખતાં દિલ મારૂં ઠર્યું રે; નેણ જોઇ ઠરીયાં નેણ, સુગુણવાન,
ક્યારે હવે મળશો મનેરે; દીલ દરિયા સુખ દેણ, સુગુણ. ૭
સમસ્યાના અર્થ સીધા લખુંરે; તે વાંચી લેજો તમામ; સુગુ.
એમ લખી પત્ર મોકલ્યોરે; કહે દ્વિજદલપતરામ, સુગુણ. ૮

---

## ગીત ૪૩ મું.

### વિવાહની વરધોમાં વરની તરફથી ગાવાનું ગીત અગિયારમું.

ચંપાકુંવરીએ સમસ્યાના ઉત્તર લખ્યા તેનું ગીત.

"રઘુનાથજીની ઘોડલી" એ રાગ.

વાંલમજી બહુ વાંચીને રે, રૂદયે સાર રખાય;
અક્ષર એક વચ્ચે વસે રે, એતો સાભર નદી કેહેવાય,
શાણા છોજી સમજશો. ૧

નર ઉત્તમ છે પ્રાણીમાં રે, સૌ પ્રાણી શીર રાય;
અક્ષર એક વચ્ચે વસે રે, એતો શેહેર નગર કે'વાય શા.૨
નક્કલ કોઇપણ ગ્રંથનીરે, નામે પ્રત ઉચરાય;
અક્ષરએકવચ્ચેવસેરે, એતોકાળ પ્રભાતકે'વાય. શા. ૩
સાહેબ સંખ્યા વેદનીરે, લખતાં ચાર લખાય;
અક્ષર એક વસેરે, એતો ચાકર જન કેહેવાય, શા. ૪
શસ્ત્રધારી સંગ્રામમાં રે, જશ લેવા શુર જાય:
અક્ષર એક વચ્ચે વસેરે, એ તો વારશુકર કેહેવાય,શા.૫
દુધ ઉકાળી એથકી રે, માવો તત્વ કદાય;
અક્ષર એક વચ્ચે વસેરે,એતો માળવો દેશ મનાય,શા.૬
બા'રી રાજ મેહેલની રે, નામે ગોખ વખાણાય:
અક્ષર એક વચ્ચે વસેરે, એતો ગોરખ જોગી ગણાય. શા.૭
લાડણીએ લાડાતણી રે, સમસ્યાઓ વાંચી જેમ;
દોલસમજીદલપતરામકહેરે,એનાઉત્તરલખિયાએમ, શા.૮

## ગીત ૪૪ મું.

### વિવાહની વરઘોમાં વરની તરફથી ગાવાનું ગીત બારમું.

ચીતારે કરેલાં કન્યાનાં વખાણનું ગીત.

"રઘુનાથજીની ઘોડલી." એ રાગ,

લાડીએ લખી કાગળ મોકલ્યો રે, ચતુર ચીતારા સાથ;
પત્ર ને છબીલીની છબી રે, આવી હેતે આપી હાથોહાથ,
લાડકડાને રઢ લાગી. ૧
છબી જોતાં છબીલીતણી રે, પૂરણ ઉપજ્યો પ્રેમ;
આનંદઉભરાયોઅતિરે, શશી ઉગતાં સાગર જેમ, લાડ. ૨
વાંચીને પત્ર વિચારતાં રે, અંગે વાધ્યો ઉછરંગ:
રંગાયુંમનપ્રેમરંગમાંરે,એનીઅસરથઈઅંગો અંગ, લા. ૩
ચીતારે પણ ચતુરાતણાં રે, વિધવિધ કીધાં વખાણ:
જેવી રૂપાળીસરવોપરીરે,તેવીસરવોપરીછેસુજાણ, લાડ.૪
ચિત્રમાં ગુણ ચીતરાય નહિ રે, ચિત્રમાં રૂપ ચીતરાય,
અગણિતસદગુણએહનારે,કે'તાં કથનથી શું કે'વાય, લા.૫
ચંદ્ર સૂરજ કોઈ ચીતરે રે,હોય ચીતારો હુંશિયાર;
તોપણકાંઈ તેના તેજનોરે,આલેખી નશકે તે આકાર,લા.૬
ચિત્ર વિષે ચીતરાય નહિ રે, તેમજ તરૂણીનું તેજ;
કે'તાં કાંઇનકહીશકું રે,એતોજાણેજેજઈજુએએજ, લા.૭
સુંદર એવી સાંભળી નથી રે, કન્યા બીજી કોઈ ઠામ:
વિવેકથી વરણુન કરેરે,દેખે નજરે જો દલપતરામ, લાડક.૮

## ગીત. ૪૫ મું.

### વિવાહની વરઘોમાં વરની તરફથી ગાવાનું ગીત તેરમું.

કન્યાનાંવખાણસાંભળીપરણવાનીઆતુરતાથયાનુંગીત.

"રઘુનાથજીની ઘોડલી." એ રાગ.

કન્યાના સદગુણ સાંભળ્યા રે, સાંભળ્યું નિરમળ નૂર;
પ્રેમથી તેની સાથે પરણવારે, અતિ આતુરતા થઈ ઉર,
લેરખડાએ રઢ લીધી. ૧
ભાભી કહે શુણો દિયરજી રે, દીસોછો કેમ ઉદાસ;
મારા સમ મુજને કહો રે,કેમમુકોછોઆજનિશ્વાસલેર. ૨
ભેદ રાખ્યો ભાભીઆગળેરે વિસ્તારીને કહી વાત;
વરૂંતોએજ કન્યા વરૂંરે, નહિતો રહીશ કુંવારો જાત,લેર.૩
ભાઈ આગળ વાત ભાખતાં રે, લાગે છે મને લાજ:
કહુંતમઆગળ કોડથીરે, કરો જેમ સરે મુજ કાજ,લેર. ૪
મોટાં ભાભી તમે મહા મતિરે, છો મુજ માતા સમાન:
શરમ તજી સઘળું કહ્યું રે,તમે સમજો છો સર્વે નિદાન,લેર. ૫
ભાભી તમે મને ભાવથી રે, લાખ લડાવ્યાં છે લાડ;
પણ આકન્યાપરણાવશોરે;તોહુંપૂરણ માનીશ પાડ, લેર. ૬
ભાભી કહે શું ભોળાથયા રે, નિરખ્યા વિના એનું નૂર;
સાંભળ્યુંસાચુંનહિમાનિયેરે,જેનેજોયાવિના તોજઈર, લેર.૭
ચતુર કુંવરે પછી ચિંતવ્યું રે, કન્યાને મળું કોઈ દાર:
દલપતરામકહેદીલમાંરે,એવો નિશ્ચે કર્યો નિરધાર, લેર. ૮

## ગીત ૪૬ મું.

### વિવાહની વરઘોમાં વરની તરફથી ગાવાનું ગીત ચૌદમું.

કારતકીના મેળાનું ગીત.

"કુંવર પેંગડે પગ દઇ ચઢિયા." એ રાગ.

જ્યારે કારતકી પુનમ થાય, ભલો વૌઠામાં મેળો ભરાય:
લાખો લોક વિદેશથી આવે,વસ્તુ વિવિધ વેપારની લાવે.૧
લાડે આજ્ઞા માબાપની લીધી,જવા મેળે ત્યાંથી કુચ કીધી;
મે'લ્યો જે સમે સોરઠ દેશ, લાડે લીધો વેપારીનો વેષ. ૨
લાડણીને છાની રીતે કા'વ્યું, મેળે આવવાનું ત્યાં ઠરાવ્યું;
લાડે લીધાં જવાહીર જોઈ, જેનું મૂલ ન કરી શકે કોઇ. ૩
ધાર્યું નામ ઝુંઝોશા ઝવેરી, લાડે પાઘડી દીલ્લીની પ્હેરી;
કીધો મેળામાં જૈને મુકામ, તંબુ દેરા તણાવી તે ઠામ. ૪

લાડણી નીજ સખિયોનીસંગે,આવી મેળામાં અધિકઉમંગે;
ગયદિવનાં દર્શને આપ, એનો ત્યાં થયો પ્રથમ મેળાપ. ૫
જોઈ લીધાં જવાહીર સાત, મૂલ પૂછતાં તો પૂછી વાત;
ઈશારતથીઓળખિયાં જ્યારે, પ્રેમઉપજ્યોઅંગેઅંગત્યારે. ૬
પૂછવાની વાતો પૂછી લીધી, પળમાં તો પરીક્ષા કીધી;
પંખીએજે કર્યાં'તાં વખાણ, દીઠું પ્રત્યક્ષ એજ પ્રમાણ. ૭
મળ્યાં નેણની સાથે નેણ, મળ્યાં વેણની સાથે વેણ;
પેખી પ્રેમે બન્નેનો તે ઠામ, દેછે આશીષ દલપતરામ. ૮

## ગીત ૪૭ મું.

### વિવાહની વરધીમાં વરની તરફથી ગાવાનું ગીત પંદરમું.

કન્યાએ પૂછેલા એક પ્રશ્નના ઉત્તરનું ગીત.

"વળતી લાડકીને શણગારીરે, પીઠી ચોળીને પાટબેસારીરે."
એ રાગ.

વનિતાએ પુછયો પ્રશ્ન એકરે, આપો ઉત્તર સહિતવિવેકરે;
કસુંબાનો જે રંગ ચડેલો રે,કેમ ઉતરી જાયછે વ્હેલો રે ?૧
એનો ઉત્તર આપો વિચારીરે, સુણીઅંતરે લૈશ ઉતારીરે;
કહ્યું સાંભળો ઉત્તર સાચોરે, એતો રંગચઢાવેછે કાચો રે. ૨
ઉતાવળથી જ્યાં ત્યાં જેમ તેમ રે, કાચો રંગચઢાવેછેએમરે;
કેળવી પાકો રંગ કરાયરે, તો તે કદિએ ન ઉતરીજાય રે. ૩
રંગનીસ્થિતિ પાકવા દેવી રે, નચઢાવવી જેવી ને તેવી રે;
પ્રથમ વસ્ત્રને પાસ [1]બેસારેરે,એટલામાં તે રંગનેસુધારેરે. ૪
જથા જોગ્યબન્ને જ્યારેથાયરે,ત્યારે રંગે તો રંગ ન જાય રે;
તેને પાકો કસુંબો કહેછેરે,વસ્ત્ર રહે ત્યાં સુધી તે રહેછે રે.૫
ફાટી તુટીને ટુકડા થાય રે, તોય રંગ ફીકો ન જણાય રે;
ઉડી જાયજે રંગનો આંક રે, તેતો રંગરેજનો છે વાંક રે; ૬
જેમદૂધને સાકરભળિયાંરે,મનએમઅન્યોઅન્યમળિયાંરે. ૭
ત્યાંતોકીધો સખીએઉચ્ચાર રે, ચાલો થઇ હવે ઝાઝીવારરે;
પછી જુદા પડીને તે ઠામ રે, ગયાં પોતપોતાને ગામ રે. ૮
નિત્યપ્રણમી માગેપ્રભુપાસરે,પ્રભુ પુરજોઅમારી આશ રે;
એવો પ્રેમ પવિત્ર કરાય રે, દેવ દલપતનો રાજી થાય રે. ૯

## ગીત ૪૮ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત પહેલું.

વિવાહની વસ્તુઓ મંગાવવા વિષેનું પહેલું ગીત.

" ભમરો ઉડે રંગ મોલમાં રે, " એ રાગ.

કનકાવતીરાણીકહેરે;સાહબાસાંભળોવાત, વિવાહઆવ્યો ઢુ.

1 પોતને એરંડિયા વગેરેનો પ્રથમ પાસ બેસારે છે.

મેતાઓ પરદેશ મોકલો રે લાવે ચીજો ભાત ભાત,વિવા'. ૧
સિંહલદ્વિપના શોભીતા રે; ગુણિયલ હાથી ગણાય,વિવા';
એમજ દેશ ઇરાનના રે, ઘોડા ઘણા વખણાય, વિવા'. ૨
ઉંટ તો અર્બસ્તાનનાં રે, વખાણે વર્ણ અઢાર, વિવા';
બળદ વડા વઢિયારના [1]રે, મગાવો સૈકાંબે ચાર, વિવા'. ૩
લંકાથી સોનું લાવિયે રે મોતી મળે મહેરાણ, વિવા';
ઝરણાપરણાના પ્રાંતમાં રે; ખોદાવો હીરાની ખાણ,વિવા'૪
પટણી પટોળાં મંગાવિયેરે;અમદાવાદી કીનખાબ, વિવા';
સાડિયો સુરત શેહેરની રે; બીજાત્યાં બહુ મળેબાબ,વિવા' ૫
પેંઠણી ચદેરી પાઘડીરે; સંપડાવો કાશ્મીરી શાલ, વિવા';
લાવો પિતાંબર કાશીનાં રે; ચીનથી ચીનાઇમાલ, વિવા' ૬
મંગાવો ચાયલ માળવી રે, ઝુમણાં ઝાલાવાડી, વિવા';
કાઠિયાવાડી કાંબિયો રે, મોળિયાં સરસ મેવાડી, વિવા'.૭
ધોતીજોડા નાગપૂરના રે; પુનાના લોટા પ્રખ્યાત વિવા';
વિસનગરના વાડકા રે; કહે દલપતરામ ભલીભાત, વિવા'. ૮

## ગીત ૪૯ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત બીજું.

વિવાહની વસ્તુઓ મંગાવવા વિષેનું બીજું ગીત.

" સોનાના સ્થંભ હીરે જડ્યા રે." એ રાગ.

લગન લીધું લાડણીતણું રે; એથી આનંદ છે આજ,
શુણો તમે સાહબા રે;
વિવા'ની વસ્તુ વસાવવા રે; કોડે કરો શુભ કાજ, શુણો. ૧
જે દેશ જે ચીજ નીપજે રે; ત્યાંજ મળે સારો માલ, શુણો;
આડતિયાની ઉપર તમે રે; હલકારા મોકલો હાલ,શુણો. ૨
નગરમાં કંકુતો નીપજે રે; ગોવાનાં શ્રીફળ સાર, શુણો;
મેવા મળે મુલતાનમાં રે; દ્રાખ અંજીર અનાર, શુણો. ૩
સેત્રંજીઓ મળે આગરે રે; સુજનિયો વિરમગામ; શુણો;
રૂડી રજાઇઓ ત્યાં મળેરે; તે તો વખાણે તમામ, શુણો.૪
સુંદર લાવો શીહોરથી રે; ત્રાંસળિયો તણા ગંજ શુણો;
ધન્ય ધોરાજીના ઢોલિયારે; રંગે રૂડા મનોરંજ, શુણો. ૫
વસ્ત્ર વિલાયતનાં બહુ રે; મંગાવો થાનનાં થાન, શુણો;
સુરતી રસોઇઆ તેડાવિરે રે; પાડે ભલાં પકવાન, શુણો. ૬
શાણા સોનીડા બેસારિયે રે; નવલા ઘડાવિયે ઘાટ, શુણો;
મંડપ મોટા રચાવિયે રે; શીલ્પી તેડાવો સલાટ, શુણો. ૭
ચિત્રશાળા ચીતરાવિયે રે; જોઇ રહે બધું ગામ, શુણો;
દેખી શોભા દીલ રીઝીને રે; દે દુવા દલપતરામ, શુણો. ૮

1 રાધનપર સ્ટેટમાં છે.

## ગીત ૫૦ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત ત્રીજું. પ્રભાતિયું પહેલું.

પ્રભાતનું વર્ણન.

"સુરજ ઉગ્યો રે, કેવડિયાની ફણશે, કે વાં'ણલાં ભલે વાં'યાં રે." એ રાગ.

સુરજ ઉગ્યોરે,સાવસોનાનોઆજ, પ્રભાતેરેપ્રભુ ભજિયેરે;
સારાં સરિયાં રે, મન વાંચ્છિત કાજ, પ્રભાતે રે. ૧
જાગ્યાં પક્ષી રે, કરે કેવાં કલ્લોલ, પ્રભાતે રે;
મેના પોપટ રે, મીઠા બોલે છે બોલ, પ્રભાતે રે. ૨
રાત વીતી રે, થયો ઉજળો આકાશ, પ્રભાતે રે;
લીલે તોરણુ રે, માંગળિક પ્રકાશ, પ્રભાતે રે. ૩
માંડવામાં રે, થયો અધિક ઉજેશ, પ્રભાતે રે;
પ્રભુ આપે રે, આવો હરખ હમેશ, પ્રભાતે રે. ૪
જુવતીઓરે, જળ ભરવાને જાય, પ્રભાતે રે;
વિવાતીઓ રે, ગીત મંગળ ગાય, પ્રભાતે રે. ૫
જાગ્યા જાગ્યા રે, નગરીતણા લોક, પ્રભાતે રે;
રવી તેજે રે, થયા ઝળકતા ચોક, પ્રભાતે રે. ૬
જોઇએ જોઇએ રે, લાડડાતણું મુખ, પ્રભાતે રે;
જેથી ઉપજેરે, આરા દિવસમાં સુખ, પ્રભાતે રે. ૭
કાંઈ કરિયે રે, રૂડા મંગળ કામ, પ્રભાતે રે;
દીલ રીઝે રે, જેથી દલપતરામ, પ્રભાતે રે. ૮

## ગીત ૫૧ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત ચોથું પ્રભાતિયું બીજું.

કુકડો બોલવા વિષે.

"કદળી વનનો રે પોપટો." એ રાગ.

જાણું વાં'તાં કુકડો રાણો બોલિયા; જાગો જાગો;
જગતના જન, કે કેતકી બાગનો કુકડો;
જાગીને ઉત્તમ કામ આદરો; ભાવે કરો પ્રભુનું
ભજન, કે કેતકી બાગનો કુકડો. ૧
મેડીમાંથી કનકરાણો જાગિયા; કનકાવતીતણો,
ભરથાર, કે કેતકી બાગનો કુકડો;
જાગીને ઇશ્વરને આરાધિયા; દાન દીધાં થઈને,
દાતાર; કે કેતકી બાગનો કુકડો. ૨
મો'લમાંથી ધનપાળભાઈ જાગિયા; વહુરેગુલાબ વહુના
કંથ, કે કેતકી બાગનો કુકડો;
પ્રભુની પ્રારથના કર્યાં પછી; ગુણવંત વાંચ્યા,
રૂડા ગ્રંથ, કે કેતકી બાગનો કુકડો. ૩
ઝુંપડામાંથી જગસિંહ વેવાઈ જાગિયા; ધોળવા,
બેઠા અફીણુ કે ભાંગ, કે કેતકી બાગનો કુકડો;
ક્રોધે કરી કુટુંબની ઉપરે; ઠારી દેવા લાગ્યા લઇને
ડાંગ, કે કેતકી બાગનો કુકડો. ૪
છાપરામાંથી એચર વેવાઇ જાગિયા;આઇરેચંપાબાઇનો
જોડ, કે કેતકી બાગનો કુકડો;
આળસ મરડીને આંખો ચોળતા; ઝોકાં ખાતા
બેઠા બાવળ હેઠ, કે કેતકી બાગનો કુકડો. ૫
ગીત ગાતાંગુલાબવહુજાગિયાં; મધુર સ્વર જાણે
કોયલ મોર, કે કેતકી બાગનો કુકડો;
લડાઇ કરતાં જીવકોર વેવાણ જાગિયાં; કથન
જેનાં અતિશે કઠોર, કે કેતકી બાગનો કુકડો. ૬
માંડવામાંથી ચંપાબાઇ જાગિયાં; પ્રભુ ભજી કરતાં
કલ્લોલ, કે કેતકી બાગનો કુકડો;
જાનીવાસે ચતુર જમાઈ જાગિયા; નાચે કુદે
કાટલું અટોળ, કે કેતકી બાગનો કુકડો. ૭
સાજન સહુ જાગીને સવારમાં; કરવા માંડે પરમારથ
કામ, કે કેતકી બાગનો કુકડો;
અધમ ઉંઘે કે વ્યસન આદરે; દેખું એવું
દલપતરામ, કે કેતકી બાગનો કુકડો. ૮

## ગીત ૫૨ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત પાંચમું પ્રભાતિયું ત્રીજું.

પ્રભાતમાં ઉંઘનાર વિષે

"સુરજ ઉગ્યોરે, કેવડિયાની ફણશે, કે વાં'ણલાં, ભલે વાં'યાંરે. એ રાગ.

ચાલે જાગે રે, જગસિંહ વેવાઇ, પ્રભાતેરે પછી ઉંઘેરે;
જેના ઘરમાં રે, થાય રોજ લડાઈ, પ્રભાતેરે. ૧
રાતે જાગે રે, ફુલદેરે વેવાણ, પ્રભાતેરે;
ઘાટ ઘડતાં રે, શેખચલ્લી પ્રમાણ, પ્રભાતેરે. ૨
રાતે જાગે રે, ભેમસિંહ બંધાણી, પ્રભાતેરે;
થયા વ્યસનીરે, એની અકલ વેચાણી, પ્રભાતેરે. ૩

રાતે જાગે રે, જીવકોરવહુ વેવાણ, પ્રભાતેરે;
જેના મનમાં રે, સાલે વચનનાં બાણ, પ્રભાતેરે. ૪
રાતે જાગે રે, જીવકોરવહુનો બાપ, પ્રભાતેરે;
જેના મનમાં રે, મોટી તૃષ્ણા અમાપ, પ્રભાતેરે. ૫
રાતે જાગેરે, જીવકોર વહુની માય, પ્રભાતેરે;
જેના ચિતમાં રે, ઘણી દીસે ચિંતાય, પ્રભાતેરે. ૬
રાતે જાગેરે, ભીમસિંહ[1] વેવાઈ, પ્રભાતેરે;
દીલ દાઝેરે, દેખી કોઈની વડાઈ, પ્રભાતેરે. ૭
રાતે જાગેરે, જે કરે કુડું કામ, પ્રભાતેરે;
દેખે તેવું રે, દાખે દલપતરામ, પ્રભાતેરે. ૮

## ગીત ૫૩ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત છઠું પ્રભાતિયું ચોથું.

વ્હાણામાં વ્હેલા જાગનારા વિષે.
"રાગ ઉપર પ્રમાણે."

સુખે પોઢેરે, કનકસિંહ નરેશ, વહાણેરે વ્હેલા જાગેરે;
જેના ઘરમાં રે, ઘણો સંપ હમેશ, વહાણેરે. ૧
સુખે પોઢો રે, રૂડા કમળશી ભાઈ, વહાણેરે;
જેની નારી રે, ગુણવંતી ગણાઈ, વહાણેરે. ૨
સુખે પોઢે રે, કનકાવતીની માય, વહાણેરે;
જેના પુત્ર રે, છે સપુત સદાય. વહાણેરે. ૩
સુખે પોઢે રે, કનકાજીના પુત્ર, વહાણેરે;
શેની ચિંતા રે, જેને છે શીરછત્ર,[2] વહાણેરે. ૪
સુખે પોઢે રે, લીંબડી નગરીના આજ, વહાણેરે;
જેને માથે રે, ન્યાયી રાજાનું રાજ, વહાણેરે. ૫
સુખે પોઢે રે, ચંપાબાઇ ચતુર, વહાણેરે;
જેના ચિતમાં રે, નહિ ચિંતા જરૂર, વહાણેરે. ૬
સુખે પોઢે રે, ભાગ્યશાળી ભૂપાળ, વહાણેરે;
જેના મંત્રી રે, વડા બુદ્ધિ વિશાળ, વહાણેરે. ૭
સુખે પોઢે રે, જે કરે રૂડાં કામ, વહાણેરે;
દુનિયામાં રે, દેખે દલપતરામ, વહાણેરે. ૮

## ગીત ૫૪ મું.

### વિવાહની વરધીમાં બન્ને તરફથી ગાવાનું ગીત સાતમું પ્રભાતિયું પાંચમું.

સંસારી સુખ માગવા વિષે.
"આવશે ગોરાં ફુલાણીબા રે; બેસશે માંડવા હેઠ રે." એ રાગ.

મંગળિક સમે કરિયે, મંગળિક કામ રે, મંગળિક કામ રે; વહાણામાં વ્હેલાં વ્હેલાં જાગિયે રે;
કરજોડીને કરિયે પ્રીતે, પ્રભુને પ્રણામ રે, પ્રભુને પ્રણામ રે; મનના મનોરથ સુફળ માગિયે રે. ૧
માગીએ પ્રથમ રૂડાં સસરાજીના રાજ રે સસરાજી, નાં રાજ રે, સાસુજી લહેર સમુદરતણી રે;
આનંદ સહિત આપે; મંગળિક સાજ રે, મંગળિક સાજ રે, ઘરમાં સમૃદ્ધિ પ્રભુ દે ઘણી રે. ૨
આપે પ્રભુ સસરાજીના, વંશનો વિસ્તાર રે, વંશનો વિસ્તારે રે; દેરાણી જેઠાણીતણાં જોડલાં રે;
શાણા જેઠજી તો કરે, સોનાનો વેપાર રે, સોનાનો વેપાર રે, દીયર દોડાવે ઘણાં ઘોડલાં રે. ૩
સાસરવાસણી શાણી, માગીએ નણંદ રે, માગીએ નણંદ રે, નોંતરીએ ટાણે નણદોઇને રે;
આપે પ્રભુ અંતરમાં, અદકો આનંદ રે, અદકો આનંદ રે, હૈડામાં હરખિયે જથો જોઇને રે. ૪
સાતે ભાઈઓ સંપી જંપી, વસે સુખે વાસ રે, વસે સુખે વાસ રે; સાતે વહુઓ સાસુની સેવા કરેરે;
એવી રીતે પૂરે પ્રભુ, અંતરની આશ રે, અંતરની આશ રે, ધન ધાન્ય અખૂટ ભંડાર ભરેરે. ૫
લીંપ્યાં ધુંપ્યાં આંગણામાં, પગલાં પાડનાર રે, પગલાં પાડનારરે, આપે પ્રભુ કુંવર કોડામણોરે;
લાયક વેળાએ કરિયે, લગન નિરધાર રે, લગન નિરધારરે રૂડો દીસે દિવસ રળિયામણો રે. ૬
ઓચ્છવ ઉપર ઘણા, હરખથી ઘેરરે, હરખથી ઘેર રે; સગાં સ્નેહીને સ્નેહે તેડાવિયે રે;
લક્ષ્મીની દીસે ઘેર, લાયક લીલા લહેર રે, લાયક લીલા લહેર રે, વાજિત્ર વિવિધ વજડાવિયે રે. ૭
દેવે દ્રવ્ય દીધું હોય તો, કરિયે દીલ ઉદાર રે, કરિયે દિલ ઉદાર રે; ગોરવે નોંતરિયે આખા ગામને રે;
જે જોતાં આનંદ ઉર, ઉપજે અપાર રે, ઉપજે અપાર રે: દ્વિજવર દલપતરામને રે. ૮

## ગીત ૫૫ મું.

### વિવાહની વરધીમાં કન્યાને ઘેર ગાવાનું ગીત પહેલું.

કન્યાના પિતાના કુળરૂપી બાગનું ગીત.
"સીતા બેઠાંરે માળિયે" એ રાગ.

રાયના કુળરૂપી બાગને, જોતાં રીઝે જગરાય;
તેની શોભાનું સર્વથા, કેણે વર્ણન કરાય ! કોયલ બોલેરે બાગમાં. ૧

૧ વસ્નો કદિ. ૨ બાપ.

જગમાં જેની સુવાસના, છે એવા શુભ છોડ;
સદગુણુ જેના સંભારતાં, અતિ ઉર ઉપજેછે કોડ,કો. ૨
ડમરો મરવો ને મોગરો, વળી ગુલાબ વિશેષ;
વિધ વિધ જેનીરે વાસના, પસરે દેશ પરદેશ, કો. ૩
કોયલ કોયલ જેને કહું, કોયલ કન્યા સ્વરૂપ;
મધુરો સ્વર જેને મુખે વસે, ઉત્તમ એતો અનુપ, કો. ૪
મળિયાગર જેવા માનિયે, કનકસિંહ ઉદાર;
સઘળા વનને શીતળ કરે, એવો એનો ઉપકાર, કો. ૫
એવા ઉત્તમ છોડવા, ભૂતળ ભૂષણુ ગણાય;
ઇશ્વિર અવિચળ રાખજે, સુખમાં એને સદાય, કો. ૬
ધન્ય જગતમાં તે જનમિયા, કીધા પર ઉપકાર;
નવજુગમાં રાખી નામના, ઉત્તમ એનો અવતાર, કો. ૭
બીજા બાવળને બોરડી, તે તો તુચ્છ તમામ;
આશીષ ઉત્તમ છોડને, દેછે દલપતરામ, કો. ૮

---

## ગીત ૫૬ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત બીજું.

કન્યાએ માની પાસે કરેલાં વરનાં વખાણનું ગીત.

"લાડકડી ચઢીરે કમાડ,સુંદરવરને નીરખવારે" એ રાગ.

લાડકડી કહે માતા પાસ એકાંતે આવાસમાં રે;
જોવા મેળાનો ઉજાસ, હું ગૈ'તી આ માસમાં રે. ૧
જગસિંહજીનો કુમાર, જે દીલનો ઉદાર છે રે;
તેને મેં દીઠો તે ઠાર, ભલાઇનો ભંડાર છે રે. ૨
અધિક ભણેલોછે એહ, સુંદર તેનો દેહ છે રે;
જગત વખાણેછે જેહ, એવો નર એહ છે રે. ૩
સત્યવાદી સરદાર, ધરમ ધરનાર છે રે;
દીનને દાન દેનાર, નોધારાં આધાર છે રે. ૪
સાગર સરખો ગંભિર, ધનુરધર ધીર છે રે;
એ તો છે ઉમદો અમીર, વડો શુરવીર છે રે. ૫
જનમાં છે ઉત્તમ જાત, તે પરમ પ્રખ્યાત છે રે;
પવિત્ર તેનાં માત તાત, પ્રસિદ્ધ તે વાત છે રે. ૬
સુંદર શાન્ત સ્વભાવ, દીસે છે દેખાવમાં રે;
સહુ સાથે રાખે બનાવ, રહી રાણા રાવમાં રે. ૭
પ્રથવી ઉપર ઠામો ઠામ, પ્રસિદ્ધ એનું નામ છે રે;
ગુણ તેના જાણે તમામ, જે દલપતરામ છે રે. ૮

---

## ગીત ૫૭ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત ત્રીજું.

કન્યાએ પોતાનીમાની આગળ પરણવાનો વિચાર જણાવ્યો તેનું ગીત.

" ખજૂરીનો વિંઝણો, દાંડી દાંતનીરે. " એ રાગ.

ચંપાં કુંવરી કહે વાત, પોતાની માતનેરે;
મારો મર્મ કહું ભલી ભાત, તમોને સાક્ષાતનેરે. ૧
રૂડું રતનપુર ગામ, શોભાનું ધામ છેરે;
વસે સુંદર વર તે ઠામ, ચતુરસિંહ નામ છેરે. ૨
મેળામાં નિરખ્યા ખચીત, મેં તો રૂડી રીતથીરે.
માજી ચોરાયુંછે મારૂં ચીત, પુરી એની પ્રીતથીરે. ૩
એ વરને હું વરીશ, ઇચ્છિા જગદીશનીરે;
નહિ તો બાળ કુંવારી રહીશ, છે વાત ભવિષ્યનીરે. ૪
આ મારા મનતણી વાત, ન કહિ શકું તાતનેરે;
જીભે કે'તાં લજાઉંછું જાત, કહી દીધું આ તનેરે. ૫
સાંભળ્યા એવા ઉચ્ચાર, માજી જે વારમાંરે;
મન સમજ્યાં વાતનો સાર,પછી બોલ્યાં પ્યારમાંરે. ૬
લાડણી ધીરજ ધાર, સમર કરતારનેરે;
તેનો તુજ પિતા કરશે વિચાર, તું ફિકર વિસારનેરે. ૭
પ્રભુ તારી પુરશે હામ, વિઘન બધાં વામશેરે;
દુવા દેશે જો દલપતરામ, તો સુખ સહુ જામશેરે. ૮

---

## ગીત ૫૮ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત ચોથું.

કન્યા ઉમ્મર લાયક થયા વિષેનું ગીત.

" રામ લક્ષ્મણ વન સીધાવતાં. " એ રાગ.

રાણી કનકાવતી કહે કંથને; ચંપાં કુંવરી છે
ચતુર સુજાણ, પરણવા પ્રમાણ, લાયક થઇ લાડણી;
ભણી ગણીને ભણેલી ભલી થઈ; વળી શાં કરૂં
વધતાં વખાણ, સુણો મારા પ્રાણ, લાયક. ૧
શીખી લખતાં વાંચતાં ને સમજતાં, શીખી
ગણતાં હરેક ગણિત, રસોઈની રીત, લાયક;
શીખી ભરત ચિતર ભાતભાતનાં, શીખી કાવ્યકળા
ગુણ ગીત, ચંચળ દીસે ચીત, લાયક. ૨

એના જેવડી એની સાહેલિયો; જુઓ પરણેલી
સાસરે જાય, હેયે હરખાય, લાયક;
એને પરણવાની ઇચ્છા છે ઘણી; આપ આગળ
કેમ કે'વાય, કે'તાં શરમાય. લાયક. ૩
રૂડા નગર રતનપુરમાં રહે; વર ચતુરકુંવર છે
નામ, ઠરેલો તે ઠામ, લાયક;
એની સાથે પરણવા ઇચ્છિા કરે; ઘણું શું કહું
તમને તમામ, કરો શુભ કામ, લાયક. ૪
જગતસિંહજી જગમાં વિખ્યાત છે; મોટા મોટા
દેછે એને માન, સુબા સુલતાન, લાયક;
એનો પુત્ર ચતુરસિંહ નામ છે; ઘણો શાણો છે
સદ્‌ગુણવાન, દેયે કન્યાદાન, લાયક. ૫
સોંઘું સર્વ છે દેશમાં શાંતિ છે; સુખ સૌને છે
સર્વ પ્રકાર, જુઓ ઠારો ઠાર, લાયક;
લોકો કે'છે લગનગાળો આવિયો; જનો કરશે
લગન નિરધાર, નથી ઝાઝી વાર, લાયક ૬
વરસાદના દિવસ વીતી ગયા; પછી આવ્યા કોરા
આઠ માસ, ખુલ્લું છે આકાશ, લાયક;
રૂડો દિવસ ઇશ્વર ક્યારે આપશે; માગું પ્રણમીને
હું પ્રભુ પાસ, પૂરો સહુ આશ, લાયક. ૭
થઇ મોટી, નથી હવે બાળકી; કેમ આળસમાં
બેઠા આમ, છો બુદ્ધિના ધામ. લાયક;
પ્રભુ સમરીને પગરણ માંડિયે; દેશે આશીષ
દલપતરામ, થશે તેથી કામ, લાયક. ૮

---

## ગીત ૫૯ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત પાંચમું.

લગ્ન જોવરાવવા વિષેનું ગીત.

"પીઠી ચોળોરે પીતરાણી." એ રાગ

કનકરાણી જોષીડા તેડાવે, ચંપાબાનાં લગન
શુભ જોવરાવે; પાનાં પોથી લૈને જોષીજી
આવ્યા, પ્રણમીને પાટ ઉપર પધરાવ્યા. ૧
કંકુકેરો ચાંદલો કપાળે કીધો, ચોખા ચોઢી
હાર પે'રાવી દીધો; આગળ મુક્યું શ્રીફળને સોના
મ્હોર, રાજી થયા જોઇને જોષી ગોર. ૨
કરજોડી કે'છે કન્યાના બાપો, ચંપાબાનું લગન
શુભ જોઇ આપો; વરનું ચતુરસિંહ નામ વિખ્યાત,
લખી આપો લગન ભલી ભાત. ૩



જોષીએ લગન જોઇ નિરધાર્યું, ચૈત્ર વદી ચોથ
ને ચંદર વારું; માંડવા મુહુરત શુભ જોઇ દીધું,
કુટુંબી સરવ મળીને નક્કી કીધું. ૪
સોનેરી અક્ષરથી લગન લખાવ્યું, બીડું કરી
નાડાછડીએ વિંટાવ્યું; રાણી કનકાવતીએ વધાવી
લીધું, જોષીજીનું સનમાન સારૂં કીધું. ૫
હરખનાં વાજાં ત્યાં વજડાવ્યાં, સાકર ને પાન
બીડાં વ્હેંચાવ્યાં; ગોરી મળી સરસ મંગળ
ગીત ગાય, હૈયામાં હરખ ન સહુને સમાય. ૬
સગાં સ્નેહી સરવે થયાં રૂદે રાજી, વાજીંત્રથી ગામ
રહ્યું બધું ગાજી; વાટે ઘાટે લોક પરસ્પર પૂછે,
શેહેરમાં ધામધુમ છે તે શું છે? ૭
ચંપાબાનાં લગન એ તો જોવરાવ્યાં, આ તો
એના હરખનાં વાજાં વગડાવ્યાં;
તે શુણીને હરખ્યા લોક તમામ, દીલ વિષે રીઝયા,
દલપતરામ. ૮

---

## ગીત ૬૦ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત છઠ્ઠું [1].

લગ્નના કામમાં સો જોષી જેવાં એક ડોશીનું ગીત.

"ભમરા પહેલો વધાવો મારે આવિયો." એ રાગ.

લગન જોવરાવા સગાં સ્નેહી સહુ મળ્યાં; મળ્યાં
કનકારાણીનાં ઘરડાં માયરે,
વિવા'ની[1] વરધે સો જોષી સરખાં ડોશી એકછે;
પાનાં પુસ્તક જોઇ જોષી બોલિયા; પોસ સુદી
બીજે લગન કરાયરે, વિવા'ની વરધે. ૧
બીજો એક દિવસ બારે માસમાં; એના જેવો
ઉત્તમ નથી કોઇરે, વિવા'ની વરધે;
એવા શબ્દ જોષીના મુખના સાંભળી; સર્વે જન
રહ્યા ટગમગ જોઇરે, વિવા'ની વરધે. ૨
બહુ કોપીને બુઢ્ઢાં ડોશી બોલિયાં; કર્યો તાડુકો
સિંહની સમાનરે, વિવા'ની વરધે.
ઘરના ઘરડા જોષી હતા તે ક્યાં ગયા? ક્યાંથી
આવ્યો છે આ જોષી જુવાનરે, વિવા'ની વરધે. ૩

---

૧ હોળી પછી ચૈતર માસમાં કે બહુ તો તેની આસ-પાસ લગ્ન હોય તોજ આ ગીત ગાવું માફક આવે તેમ છે.

જોષી બોલ્યા જે વાત બાર માસની; કેમ અમ
જેવે તે માની શકાયરે, વિવા'ની વરધે;
ચોમાસામાં કાદવ કચરા ઘણા; તેમાં લગન તે શી
રીતે કરાયરે! વિવા'ની વરધે. ૪
પડે ટાઢ અપાર પોસ[1] માસમાં; ટુંકા દિવસ
શિયાળાના દેખાયરે, વિવા'ની વરધે;
વળી શીયાળુ મોલ ઉભા સીમમાં; આવે લશ્કર
તો છોડ ખુંદાઈ જાયરે, વિવા'ની વરધે. ૫
તેવા સમયમાં જાન ન તેડાવિયે; માનો વૃદ્ધના,
મુખની જે વાતરે, વિવા'ની વરધે;
ફાગણ માસમાં લગન ન લીજિયે; પડે ઘેરૈયાની
ઘણી પંચાતરે, વિવા'ની વરધે. ૬
ચોખાં લગન તો ચૈતરમાં જાણજો; ખેડ ખેતીનું
કરી લે સહુ કામરે, વિવા'ની વરધે;
નહિ કચરા કાદવ કે ટુંકા દહાડલા; નહિ ટાઢ કે
ઘણો નહિ ઘામરે, વિવા'ની વરધે. ૭
ફરી પુસ્તક તપાસી લગન આપિયું; ચૈતર વદી
ચોથ ને ચંદ્રવારરે, વિવા'ની વરધે;
દીલે હરખ્યા સૌ સુણી દલપત કહે; કર્યું એજ
લગન નિરધારરે, વિવા'ની વરધે. ૮

---

## ગીત ૬૧ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત સાતમું.

લગ્ન સાંભળીને વેપારીનો હર્ષ તથા લગ્ન,
લઇને ગોર મોકલવા વિષેનું ગીત.

" માંડવામાં કોણ કોણ સાજન બેઠારે." એ રાગ.

ચંપાંબાનાં લગનના સુણી સમાચારરે,
વધ્યો આખા દેશમાં ઉમંગ અપારરે;
વિવા' જોવા લાખો મનુષ્ય ભેગાં થાશેરે,
વ્યાપારીનો માલ ઘણો વેચાશેરે.
સોનાં રૂપાં ક્યાં થકી મળશે સોંઘાં રે!
માણક ને મોતી પણ થાશે મોંઘાં રે;
સાકર ઘી ખાંડની ખપશે વખારોરે,
હીર ચીર ખપશે જાન હજારોરે. ૨
પાણી વાવકે તેમ ઘી વવરાશે રે,
સાકર તો ખોબે ખોબે પીરસાશેરે;
કાંકરાની પેરે રૂપૈયા ઉછળશેરે,
માગણને મનમાની મોજ મળશેરે. ૩
હાથી ઘોડા હજારો હજાર લેવાશેરે,
સોદાગર કેટલાએ શ્રીમંત થાશેરે;
વ્યાપારીઓ એમ કરીને વિચારરે,
લાગ્યા વિવિધ વસ્તુની ભરવા વખારરે. ૪
ચીન ને વિલાયત પ્હોંચી વાતરે,
ઉપડ્યા વ્યાપારીઓ જવા ગુજરાતરે;
આખી પૃથવીપર ડંકો વાગ્યોરે,
સર્વે લોકને સારો ઉદ્યમ જાગ્યોરે. ૫
લગન લૈને કોણ રતનપુર જાયરે,
ગુણવંતા ગોરને ત્યાં મોકલાયરે;
થોડા હાથી ઘોડા ને ડંકો નિશાનરે,
સાથે લઇ જાય લગનિયા નિદાનરે. ૬
લગન તો ચૈતર માસમાં આવેરે,
શાણા વેવાઈને જઇ એમ સુણાવેરે;
એવું ધારી ગોરને કીધા વિદાયરે,
તેની સાથે સેવક જન પણ જાયરે. ૭
વેવાઈને કા'વ્યો સમાચાર સારોરે,
જાન લૈને જલદી આપ પધારોરે;
સગાં સ્નેહી લાવજો સાથે તમામ રે,
દેખી દીલે રીઝશે દલપતરામરે. ૮

---

## ગીત ૬૨ મું.

### વિવાહની વરધોમાં કન્યાને ઘેર ગાવાનું ગીત આઠમું.

કન્યાની મા પોતાના સ્વામીને કન્યાનાં લગ્ન કરવાની,
સુચના કરેછે તેનું ગીત.

"ગણેશ પાટ બેસારિયા; ભલાં નીપજે પકવાન" એ રાગ.

કનકાવતી કહે કંથને સુણો સ્વામી કહું સુવિચાર;

---

[1] કવીશ્વર દલપતરામ લખે છે કે " ચોમાસામાં લગ્ન કરવાની જ્યોતિષ્ય શાસ્ત્રમાં ના પાડી છે. તેમજ ટુંકામાં ટુંકો દાહાડો તથા ઘણુમાં ઘણી ટાઢ ધન સંક્રાંતિમાં હોય છે માટે તે મહીનામાં પણ લગ્ન કરવાની ના લખી છે. હુતાશનીના તોફાનથી લગ્નનાં, ઉપયોગી કેટલાંએક માણસો જખમી થયાં હોય તેથી અથવા શીયાળુ મોલ લણવાનો વખત હુતાશની પછી થોડાંક અઠવાડીઆં સુધી મીનસંક્રાંતિ લગી પોંહોચે છે ત્યાં સુધી હોય છે તેથી મીનસંક્રાંતિમાં પણ લગ્ન કરવાની ના લખી છે.

પુત્રી પરણવા જેવડી થઇ, ક્રમ કરો નિરધાર. ૧
જગતસિંહજીના પુત્ર સાથે, વ્હેલું કર્યું છે વેવીશાળ;
ભણીગણીને શાણો થયો, પામ્યો વિચિત્રબુદ્ધિ વિશાળ. ૨
લાડકડીનું લક્ષણ, મન માન્યું છે તેની સાથ;
વિધિ પ્રમાણે વિવા' કરી, હેતે મેળવિયે એના હાથ. ૩
લખો કુટુંબને કંકોતરી, સગાં વ્હાલાં સંભારી સર્વ;
આવે સહુ આપણે આંગણે, જાણું ધન્ય ઘડી ધન્ય પર્વ. ૪
ઘરડું મનુષ્ય ડાહ્યું ઘણું, આખા કુટુંબમાં કહેવાય;
સર્વથા તેની સલાહ લઇ, કામ કરિયે તો ભૂલ ન થાય. ૫
રૂડી હવેલી રંગાવિયે, સોનાં રૂપાં મંગાવિયે સાર;
શાણા સોની બેસારીને, સારા ઘડાવિયે શણગાર. ૬
વિવિધ વસ્તુ વસાવિયે, જન મોકલી દેશ વિદેશ;
ઈશ્વરે ધન આપ્યું હોય તો કંજુસાઈ ન કરિયે લેશ. ૭
એવો તો વિવા' આદરો, જન જાણે ગામો ગામ;
વર્ણન કરવા વિગતથી, દીલ ઇચ્છે છે દલપતરામ. ૮

## ગીત ૬૩ મું.

### વિવાહની વરધીમાં કન્યાને ઘેર ગાવાનું ગીત નવમું.

લગનગાળો આવવા વિષેનું ગીત.

"રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં," એ રાગ.

કહે કનકાવતી સુણો કંથજી; ઘણાં વાજાં વાગે ઘેર
ઘેર, દીસે લીલા લ્હેર, લગનગાળો આવિયો;
વરઘોડાતણી ધામધુમથી; શોભી રે'છે જુઓ
આખું શેહેર, પ્રભુની છે મ્હેર, લગનગાળો. ૧
વિવા' વિવા' દીસે આખા દેશમાં; ગામો ગામમાં
ઢમકે છે ઢોલ, ગાજે છે ભૂગોળ, લગનગાળો;
સગાં સ્નેહીનો કરીને મેળાવડો; લોકો કરતા
દીસે છે કલ્લોલ, બોલી મીઠા બોલ, લગનગાળો. ૨
જેને ગામને ગોંદરે જો જુઓ; જનો જાન જોડી
જોડી જાય, ગીતો રૂડાં ગાય, લગનગાળો;
શોભે ઘેર ઘેર માંડવા શેહેરમાં; ઘણાં ધરતો
વિવા'તાં દેખાય, દેખી રૂચી થાય, લગનગાળો; ૩
પૂછવા જોગ સ્નેહીને પૂછિયે; લૈયે સારાં સગાંની
સલાહ, આદરિયે વિવાહ, લગનગાળો;
જોવા જેવી તો જાન તેડાવિયે; સહુને અંતરે
ઉપજે ઉત્સાહ, કહે વાહ વાહ, લગનગાળો. ૪
બાગવાનને બોલાવીને કહો; તાજાં તે કરે ફુલ
તૈયાર, વાવીને આ વાર, લગનગાળો;
વાવે વેલા તે નાગરવેલના; પાકાં પાન તો જોઈશે
અપાર, એનો શો શુમાર, લગનગાળો. ૫
મોતી લેવા ઝવેરીને મોકલો; હીરા લ્યો ધન
ખરચી હજાર, શોધાવો બજાર, લગનગાળો;
ફાવે ત્યાં વળી ફુદિયાને મોકલો; કરે અજના
મોટા અંબાર, લૈ માલ શ્રીકાર, લગનગાળો; ૬
રજા આપો રૂડા રંગરેજને; વસ્ત્ર રંગવાના કરે
રંગ, ઓપે જેથી અંગ, લગનગાળો;
લીલો પીળો કસુંબી મજીઠિયો; થાય દેખતાં જન
મન દંગ, વધે ઉછરંગ, લગનગાળો. ૭
દેશ દેશના દરજી તેડાવિયે; શીવવામાં જે સહુથી
સુજાણ, પામેલા વખાણ, લગનગાળો;
કહે દલપત જેની કારીગરી; કરે પંચ મળીને
પ્રમાણ, એવા કળા જાણ, લગનગાળો. ૮

## ગીત ૬૪ મું.

### વિવાહની વરધીમાં કન્યાને ઘેર ગાવાનું ગીત દશમું.

દીકરીને પરણાવીને લ્હાવો લેવા વિષેનું ગીત.

"રઘુનાથજીની ઘોડલી." એ રાગ.

સ્વામીજી આ સંસારમાં હોય, વિવા' સમાન ન હર્ષ;
ક્રોડ દીવાળી થઇ કહેરે, અતિ એજ દિવસ
ઉતકર્ષ, લ્હાવો ભલો લીજિયે. ૧
જુના ખજાના ઉઘાડીને ધન, ખર્ચો ધરી ઘણી ખાંત;
પ્યારી પુત્રીને પરણાવિયેરે; ત્યારે મુજને મન થાય
નિરાંત, લ્હાવો ભલો લીજિયે. ૨
મોટા રચાવો માંડવો, જોવા જોગ કહે સહુ જન;
સહુથી સવાઇ કીજિયેરે; ત્યારે માને અમારૂં
મન, લ્હાવો ભલો લીજિયે. ૩
આવે જમાઇ જેને આંગણે, એનો સુફળ ગણું સંસાર;
જેણે જમાઇને ન પોંખિયોરે, એનો અફળ ગયો
અવતાર, લ્હાવો ભલો લીજિયે. ૪
પુત્રી જમાઇને ન પીરસ્યો, જેણે ક્રોડ કરી કંસાર;
મોહ ધાલીને માં'લી નહિરે, એણે લ્હાવો ન લીધો,
લગાર, લ્હાવો ભલો લીજિયે. ૫
રળી રળી ધન રાખિયું પણ, વાવરિયું ન કોઇ વાર;
જાન ન આવી જેને આંગણેરે, એનું ઘણું ન
શોભે ઘરબાર, લ્હાવો ભલો લીજિયે. ૬

જાણ્યા જોષીને બોલાવીને કરો, પ્રથમ લગનનો ઠરાવ
વેવાઇને ઘેર મોકલીરે, લખી લગન ભલો ધરી
ભાવ, લ્હાવો ભલો લીજિયે. ૭
ઇશ્વરી નિયમ અંતર ધરી, કરો નીતિ પ્રમાણે તતખેવ;
જેથી રીઝે સ્વામી જગતનોરે, દીલે દલપતરામનો
દેવ, લ્હાવો ભલો લીજિયે. ૮

## ગીત ૬૫ મું.

### પીઠી ચોળતાં ગાવાનું ગીત.[1]

"કંકુ છાંટી કંકોતરી મોકલે." એ રાગ.

જીરે પીઠીમાં કેસર કસ્તુરી; જીરે પીઠીમાં કહીએ
કપુર, લાડકડાને[2] પીઠી ચઢે;
જીરે પીઠીમાં અત્તર અરગજો; જીરે પીઠીમાં
ચંદન ચૂર, લાડકડાને પીઠી ચઢે. ૧
જીરે દશરે દીશા આખા દેશમાં; જીરે પીઠીની
પસરે સુવાસ, લાડકડાને પીઠી ચઢે;
પીઠી વાળેછે વાન શરીરનું; થાય પીઠીથી રૂપ
પ્રકાશ, લાડકડાને પીઠી ચઢે. ૨
પીઠી મોંઘી મળે મુલતાનમાં; સાત સોનૈયાની
સવાશેર, લાડકડાને પીઠી ચઢે;
ચઢે પીઠી તો ઉમદા અમીરને; જેને લક્ષ્મીની
હોય લીલાલ્હેર, લાડકડાને પીઠી ચઢે. ૩
પીઠી નવારે નગરમાં નીપજે; ત્યાંથી આવી
અમારે દેશ, લાડકડાને પીઠી ચઢે;
પીઠી બેચરસિંહ ભાઇએ મૂલવી; લીધી વાવરી
નાણું વિશેષ, લાડકડાને પીઠી ચઢે. ૪
રાય રાણા રૂદે ઇચ્છતા રહે; રૂડો રાજવી પીઠીનો
રંગ, લાડકડાને પીઠી ચઢે;
પીઠી દુનિયામાં દુર્લભ દેવને; પીઠી ઓપે ચતુરભાઇને
અંગ, લાડકડાને પીઠી ચઢે, ૫
પીઠી ચંદ્રકળા જેવી ચળકતી; પીઠી શીતળ ચંદ્ર
સમાન, લાડકડાને પીઠી ચઢે;
પીઠી અમરવેલી જેવી ઔષધી, પીઠી દેછે આનંદ
નિદાન, લાડકડાને પીઠી ચઢે. ૬
પીઠી સારમાં સાર સંસારમાં; પીઠી મહા સુખનું
છે મૂળ, લાડકડાને પીઠી ચઢે;
પીઠી ભાગ્યશાળી જનને ભજે; જેને ઇશ્વર હોય
અનુકુળ, લાડકડાને પીઠી ચઢે. ૭
મળી ટોળે સુવાસણી સુંદરી; પીઠી ચોળે ને મંગળ
ગાય, લાડકડાને પીઠી ચઢે;
પીઠી ચોળી અંઘોળ કરાવિયું; કહે દલપત સરસ
દેખાય, લાડકડાને પીઠી ચઢે. ૮

## ગીત ૬૬ મું.

### વરને તથા કન્યાને નવરાવતાં ગાવાનું ગીત.

"ત્રાંબા કુંડી તે નગર સોહામણી." એ રાગ.

રૂડો બાજઠ છે બહુ મૂલનો; ત્યાં બીરાજી રે,
હરખ સહિત, [1]લાડકડો કોડીલો અંઘોળ કરે;
તે સમયની શોભા શી હું વરણવું; ખુશી ઉપજે રે,
જોતાં ખચીત, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૧
ત્રાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી; માંહી ભરિયારે,
નિર્મળ નીર, લાડકડો કોડીલો અંઘોળ કરે;
શીર તેલ સંચારે સુવાસણી; નવસવે રે,
ચોળી શરીર, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૨
ચોળ્યાં કેસર કસ્તુરી અરગજા; તેથી પસરે રે,
સરસ સુવાસ, લાડકડો કોડીલો અંઘોળ કરે;
મુખ કાન્તિ મનોહર ઝગમગે; જેવો પૂરણ રે,
ચંદ્રપ્રકાશ, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૩

---

૧ કવીશ્વર દલપતરામ લખેછે કે 'પારસીઓમાં, કન્યાને પીઠી ચોળતાં ગીત ગાય છે. હીંદુઓની, કેટલીક નાતોમાં વરને કન્યા તરફની સ્ત્રીઓ પીઠી ચોળીને નવરાવેછે તેની મતલબ એવી જણાયછે કે વરના શરીરમાં કાંઇ ખોડ ખાપણ હોયતો જણાઇ આવે. તે ઉપર એક ઇતિહાસ છે કે કલોલના રાજાની સગર્ભા રાણીએ અને પાટણના રાજાની સગર્ભા રાણીએ અગાઉથી એવો ઠરાવ કર્યો હતો જે આપણામાં એકને દીકરો અને બીજીને દીકરી અવતરે તો બન્નેનું લગ્ન કરવું, પછી તે બન્નેને દીકરીઓ અવતરી પણ કલોલની રાણીએ એવી વાત ચલાવી જે મારે તો દીકરો અવતર્યોછે. પછી તે બન્ને જ્યારે સોળ વર્ષનાં થયાં ત્યારે લગ્ન ઠરાવ્યું અને વર પરણવા ગયો પછી જ્યારે કન્યાની તરફની સ્ત્રીઓ વરને પીઠી ચોળવા આવી ત્યારે કાંઇ બાહાનું કાઢીને વર ઘોડે ચઢીને નાસી ગયો."

૨ કન્યાને પીઠી ચોળતાં "લાડકડીને" એમ ગાવું.

૧ કન્યા હોય તો "લાડકડી કોડીલી અંઘોળ કરે."

ભલા પીતળ લોટા જળે ભરી, અંગ ઉપર રે,
રેડે અધિક, લાડકડો કોડીલો અંઘોળ કરે;
હિમાચળથી ગંગા નદી જેમ વહે, એમ ચાલી રે,
નીરની નીક, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૪
અલબેલો અંઘોળી ઉભા થયા; અંગ લોહ્યું રે,
લૈને રૂમાલ, લાડકડો કોડીલો અંઘોળ કરે;
અંગે વસ્ત્ર ધર્યાં રૂડાં ઓપતાં; કર્યો કંકુનો રે,
ચાંદલો ભાલ, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૫
પૂરા પ્રેમથી માતાએ પોંખિયા; લીધાં વારણાં રે,
વારંવાર, લાડકડો કોડીલો અંઘોળ કરે,
ઉતારીને સંપુટિયું [1]આગળ ધર્યું; કર્યો એરીતેરે,
કુળનો આચાર, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૬
એતો હૈડાના હેતનાં ચિહ્ન છે; દેશ દેશની રે,
જુદી છે રીત, લાડકડો કોડીલો અંઘોળ કરે,
મળી માનની સ્નેહી સગાંતણી; ગોરી ગાયછે રે,
મંગળ ગીત, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૭
મામે આવી તેડી લીધા તે સમે; પધરાવ્યા રે,
થિર રૂડે ઠામ, લાડકડો કોડીલો અંઘોળ કરે,
આશા પૂર્ણ હજો સર્વ એમની; દેછે આશીષ રે,
દલપતરામ, લાડકડો કોડીલો અંઘોળ કરે. ૮

---

## ગીત ૬૭ મું.

### ઉકરડી[2] નોતરતાં[3] ગાવાનું ગીત પહેલું

પુરૂષ સ્ત્રીનું ગીત.

"ઉકરડી નોંતરતાં, વનમાળી રે." એ રાગ.

ઉકરડીને નોંતરી, વહુ વારૂ રે; બેસારિયે ઘર બહાર,
શુણો વહુવારૂ રે; જે નારી ગંદી ગોબરી, વહુવારૂરે;
એનો એવો અધિકાર, શુણો વહુવારૂ રે. ૧
ઉકરડી છંછેડતાં, વહુવારૂરે; રજ વળગે આવી અંગ, શુ;
પુરૂષને છંછેડતાં, વહુવારૂરે; થાય તે રંગમાં ભંગ શુ. ૨
દેએશીખામણસ્નેહથી, વહુવારૂરે, ઉલટોતે અવગુણથાય,શુ;
કંઇ કંઇ વાંધા કાઢીને, વહુવારૂરે;રોજનેરોજ રીસાય, શુ. ૩
પુરૂષનારીનો ચોટલો,વહુવારૂરે; જાણીએસુઘરીનોમાળો,શુ;
દહાડોચઢે સૂતીઉઠે, વહુવારૂરે;કરતીતે વઢવાનો ચાળો,શું. ૪
પુરૂષ નારીનું આંગણું,વહુવારૂરે; ઉકરડી અનુસાર, શુણો;
પાણીયારૂં તેનું પેખિયે, વહુવારૂરે; એવેવળી બહુછાર,શુ. ૫
બુમો પાડીને બોલતાં, વહુવારૂરે; લેશ નહિતેને લાજ, શુણો;
વાદ વદે વિના કારણે, વહુવારૂરે;કરતાં કાંઇકામકાજ, શુ. ૬
સાંજ પડે કે સુઇ રહે,વહુવારૂરે; પાથરીને જેમ તેમ, શુણો;
વાસણ એંઠાં ન ઉડકે,વહુવારૂરે;એ રહેએમનાંએમ, શુ. ૭
વિવા'માંશાખજેવીપડે, વહુવારૂરે; ગવાયગામેગામ, શુણો;
તે માટે ચેતીને ચાલજો,વહુવારૂરે; દે શીખદલપતરામ, શુ. ૮

---

## ગીત ૬૮ મું.

### ઉકરડી નોતરતાં ગાવાનું ગીત બીજું.

વહુની નિંદાને બહાને બીજીઓને શીખામણ,

"સોના સ્થંભ હીરે જડ્યા રે." એ રાગ.

કડવો લીંબડ અને કારેલીરે; કડવા ગુલાબવહુના બોલ.
મેળાવડે સહુ મળ્યાંરે; તે વહુને કોઇ ન છંછેડશોરે;
કરી નાંખે તરણાને તોલ, મેળાવડે. ૧

---

૧ કવીશ્વર દલપતરામ લખે છે કે "એની મતલબ એછે જે મારી દોલતનો દાબડો તે તારા પગની રજ બરાબર છે.

૨ કવીશ્વર દલપતરામ લખે છે કે "ઉકરડી નોંતરવાનું કોઇ શાસ્ત્રમાં લખેલું જણાતું નથી તેથી તે ચાલ આખા ભરતખંડના હિંદુઓમાં હોય, એમ નથી. મતલબ એવી જણાયછે કે કચરો પુંજો નાખવાની એક જગ્યા નક્કી કરવી અને ત્યાં ગીત ગાઇને સહુને જાહેર કરવું અને ઉઠાડતાં પણ ગીત ગાઇને જાહેર કરવું કે હવે અહીં કોઈ કચરો નાખશો નહિ પણ તે ચાલ બંધ પડયોછે. ઉકરડી નોતરવાની તથા ઉઠાડવાની રીત ગઈ છે. ત્યાં એંઠવાડ વગેરે નાંખવા ભોંયમાં મોટું કુંડું ઘાલીને તેમાં લોઢાનો ઉલેચણિયો મુકવાનો અસલ ચાલ હશે તેથી હાલમાં એક કુલડીમાં લોઢાનો ખીલો મુકીને ત્યાં દાટેછે. ઉકરડી ઉઠાડતાં ગીત ગાય છે જે "ઉકરડી ઉઠાડતાં, વનમાળી રે; લાધ્યોછે સોનાનો ખુંટો કે ગુજર માળીરે." એ ગીતની મતલબ એવી જણાયછે કે, વિવાતા ઘરમાં પુંજામાંથી પડેલી આખડેલી સોના રૂપાની જણસ જડે, તે માટે બધા દીવસનો પુંજો તે ઠેકાણે એકઠો કરીને વિવાહ વિત્યા પછી નિરાંતે તપાસીને નાખી દેવો. અસલના કેટલાક ચાલ ઘણા ઉપયોગી છતાં તેમાં ફેરફાર થઈ જવાથી નકામાં થઈ પડ્યા છે અને કેટલાએકનું તો કારણ પણ સમજાતું નથી, કે આ ચાલ શા વાસ્તે કર્યો હશે."

૩ ઉકરડી નોંતરતાં ગાવાનાં પાંચ ગીત છે તે વર તથા કન્યા બેઉને ઘેર ગવાય તેવાં છે.

ધનપાળભાઇને ધન્ય છેરે; સહન કરેછે સદાય, મેળાવડે; હાંલ્લું જો હોયતો બદલિયેરે; માણસ બદલ્યું ન જાય, મેળાવડે. ૨
મેળાવડે જન બહુ મળ્યારે; સહુ જનો સરખા ન હોય, મેળાવડે; કો જન ગરવા ગંભિર છેરે; હલકા મનના હોય કોય, મેળાવડે. ૩
જેવું હોય તેવું નિભાવિયેરે;સાંકડી હોય જ્યાં સગાઈ, મેળાવડે; મોટાનાં મન મોટાં હોયછેરે; તે સદા રહે ગમ ખાઇ, મેળાવડે. ૪
મોભ મોટા મોટા થાંભલારે; મોટાને શિર મોટો બોજ, મેળાવડે; હલકી તો વળિયો ને વાંસડારે; તેને બોજ તેના સરખોજ, મેળાવડે. ૫
સહુ મળ્યાં જમવાને માં'લવારે; ધરનાં તો કરવાને કાજ, મેળાવડે; સંપીને કામ જો સહુ કરેરે; ધરતણી તો વધે લાજ, મેળાવડે. ૬
તમને ગુલાબવહુ અમે કહ્યુંરે; બીજાને સંભળાવા કામ, મેળાવડે; તમે તો વધાર્યોછે વિશ્વમાંરે: ગુણથકી જશ દામો દામ, મેળાવડે; ૭
સમજુ તો સમસ્યામાં સમજશેરે; મૂર્ખ તો પડે જ્યારે માર, મેળાવડે; દલપતરામે દીધી ભલીરે; સહુને શીખામણ સાર, મેળાવડે. ૮

## ગીત ૬૯ મું.

### ઉકરડી નોતરતાં ગાવાનું ગીત ત્રીજું.

સંપીને કામ કરવા વિષે.

" ગણેશ પાટ બેસારિયા, ભલાં નીપજે પક્વાન."

એ રાગ.

કચરો પુંજો ને કુસંપનાં બીજ, વાંધા પડે તે વચન: આ ઉકરડીમાં નાખજો. મોટું ગંભિર રાખીને મંન. ૧
ધરનું મનુષ્ય ઘરમાં નહિ તેના ઘરની ફજેતી થાય; ધરધણી વિનાનું ઘર નહિ એવી કહેવત સત્ય કે'વાય. ૨
સેના હોય સેનાપતિ વિના, તેતો ધણીવગરની ધાડ; માંહોમાંહી લઢી મરે, એની કોણ સુણે બુમરાડ. ૩
સભા વિષે એક સભાપતિ જો, ઠરાવિયે તો ઠીક; નહિ તો બધા ગડબડ કરે, રાખે ન કોઇની બીક. ૪
કુટુંબમાં પણ કોઈને એમ ઉપરી કરિયે એક; મરજાદ તેની માનિયે, તો ઉપજે સુખ અનેક. ૫
રાજાનો હુકમ ન માનીને, જો પ્રજા સ્વછંદી થાય;
ગણે નહિ કોઈ કોઈને, કોઈને મળે નહિ ન્યાય. ૬
નોકરીની આશા કરી, આવ્યા આરબ મળીને અનેક; રાયે કહ્યું તમમાં થકી, ઉપરી ઠરાવો એક. ૭
તેની સાથે તમો સર્વનો, અમો કરાવી લૈયે કરાર; પ્રત્યેકને નહિ પૂછિયે, જોઈએ એકજ જવાબદાર. ૮
એક કહે હું ઉપરી, બીજો કહે હું ઉપરી થનાર; સહુ એમ વાદ વઢી પડ્યા, રાયે કાઢ્યા શેહેરથી બહાર. ૯
કરિયે સજન મેળાવડો, તેતો વધવા વિશેષ સનેહ; જો ઉલટા વાંધા પડે તો, કોણુ તેડાવે તેહ. ૧૦
લેવાની લાલચ ન રાખિયે, હળીમળી વધારિયે હેવ; અણસમજુ એકઠાં થઈ લઢી ફોકટ થાય ફજેત. ૧૧
ઇશ્વિર આપે દીન ઉજળો, ઘેર માંડિયે માંગળિક કામ; કુટુંબ કલ્લોલ કીજિયે, દેખી રીઝે દલપતરામ. ૧૨

## ગીત ૭૦ મું.

### ઉકરડી નોતરતાં ગાવાનું ગીત ચોથું.

મધ કરનારી સંપીલી ભમરીનું ગીત.

"અમારાં તે વાર્યાં ગોરી નહિ કરે." એ રાગ.

આજ આનંદ મારે આંગણે; આજ્યવમાં
તું ભલે આવી, રે ભમરી ભલા ભાગ્યની;
સંપ તમારો છે સર્વોપરી; તેથી તું
મારે મન ભાવી, રે ભમરી. ૧
મારે આંગણે ઉંચો આંબલો;
તેની ડાળે કરો જમાવ, રે ભમરી;
સુવર્ણ સરખો સારો શોભીતો;
તમારા દેહનો દેખાવ, રે ભમરી. ૨
કરીને કુટુંબ મેળાવડો; સંપીને
વસોછો સદાય, રે ભમરી;
મઝિયારો કદિયે નહીં વ્હેંચતી;
એ મોટું અચરજ જણાય, રે ભમરી. ૩
વધ્યો વિસ્તાર ઘણો વંશનો;
તોય ઠરોછો એક ઠામ, રે ભમરી;
સંપીને દ્રવ્યનો સંગ્રહ કરો;
સંપીને[1] સહુ કરોછો કામ, રે ભમરી. ૪
વઢકારી વહુ તમને જોઈને;
જો કરે ચિત્તમાં વિચાર, રે ભમરી;

૧ કવીશ્વર દલપતરામ લખે છે કે " તેઓમાં એક રાણી હોયછે તેના તાબામાં સહુ સંપીને કામ કરેછે."

તો તે પોતેજ પસ્તાઈને;
પોતાને કરશે ધિક્કાર, રે ભમરી. ૫
જેની નિશાળમાં તમે ભણ્યાં ?
ક્યાં શીખ્યાં શીખામણ સાર ? રે ભમરી;
પૂરણ સંપના પ્રતાપથી;
ભોગવો અખુટ ભંડાર, રે ભમરી. ૬
સંપીને જે વસે સંસારમાં;
એને પણ એવું મળે સુખ, રે ભમરી;
જન જાતિ થૈને સંપ જે તજે;
માતાની તે વગોવે કૂખ, રે ભમરી. ૭
આજ છે ચંપાંબાનો સોહલો;
ભલે તું આવીછે આ ઠામ, રે ભમરી;
દાખલો તારો દૈને સર્વને;
દે શીખ દલપતરામ, રે ભમરી, ૮

---

## ગીત ૭૧ મું.

### ઉકરડી નોતરતાં ગાવાનું ગીત પાંચમું.

### ઉકરડી નોતરવાનાં કારણ વિષે.

"વડું રે પાટણ વડું ધોળકું, કોઈ માળવે જાય રે." એ રાગ.

વિવાતા ઘરમાંથી વાળીને, પુંજો એકઠો કરિયે રે;
એકાંતે રાખી મૂકિયે, જ્યાં ઉકરડી નોતરિયે રે. ૧
જ્યાં ત્યાં પુંજા કચરાતણી, ગંદકી નવ થાય રે;
એથકી આંગણું આપણું, સ્વચ્છ સારૂં દેખાય રે. ૨
વળતી ઉકરડી ઉઠાડિયે, વિવા'ના દીન વીતે રે;
તે બધો પુંજો તપાસીને, તજિયે રૂડી રીતે રે. ૩
જો પુંજો ઘરમાંથી વાળીને, દૂર નાંખીજ દૈએ રે;
સોનું રૂપું પડે આખડે, તો ક્યાં શોધવા જૈએરે ?૩
કુંડું કે કોઠી ઉતારિયે, ભોંયમાં, એક ઠામ રે;
એઠવાડ ને ઓસામણ, તેમાં ભરિયે તમામ રે. ૫
વળતી ઉલેચી નાંખિયે, ઘણે વેગળે જૈને રે;
ખાળ કુવો કાંતો કીજિયે, સારી સમજણ લૈને રે. ૬
વિવાતા ઘરને આંગણે, નહિતો કાદવ થાય રે;
ચાલતાં પણ અડચણ પડે, દુરગંધ દેખાય રે. ૭
સારૂં રાખો સ્વચ્છ આંગણું, સર્વે સમજીને આમરે;
તો તમને આશીષ અતિ, દેશે દલપતરામ રે. ૮

---

## ગીત ૭૨ મું.

### વરના ફુલેકામાં (એટલે કે વરઘોડામાં) ગાવાનું ગીત પહેલું.

### પોસ ભરવાનું ગીત.

" કેણે તારાં નાળિએર શણગાર્યાં ?
ને કેણે તારી સેજ ભરી રે " એ રાગ.

સાહેબજાદાચતુરભાઈસિરદાર, આજભાવેપોશકેણેભર્યોરે ?
બેચરભાઈ ઘેરજીવકોરવહુછેનાર,આજભાવેપોસતેણેભ. ૧
તેણે સારા સજાવ્યા શણગાર, મોતીનું છોગું શિર ધર્યું રે;
હૈડે ધર્યો હીરાકેરો હાર, કપાળે કંકુતિલક કર્યું રે. ૨
મોતીડે વધાવ્યા વારંવાર, મુખડાનાં લીધાં મીઠડાં રે;
અંતરમાં વ્હાલપ અપાર, દીલડાનાં ડાહ્યાં દીકડાં રે. ૩
એવામાં ઈરાની સરદાર, સોદાગર એક આવિયો રે;
જોતાં જેની સૂરત શ્રીકાર, લાખેણી ઘોડી લાવિયો રે. ૪
તે ઘોડીનું નિરખતાં તેજ, જીવકોરવહુ જાયે વારણે રે;
બેચરભાઈએ લીધી દૈ અવેજ, લાડકડા વરને કારણે રે. ૫
રૂદયામાં થઈને રળિયાત, વરઘોડલે ચઢાવિયારે;
જીવકોરવહુએ આજ ભલી ભાત, લાડે કોડેલડાવિયારે. ૬
અતિહેતે ઉચ્ચારી આશીષ, પરણી વ્હેલા પધારજો રે;
જે જે ધારો તે તે જગદીશ, તમારા અર્થ સારજો રે.૭
સાતે સુખ મળજો ઠામોઠામ, તમારાં દુઃખ દૂર જજોરે;
દેછે આશીષ દલપતરામ, તમામ કામ સિદ્ધ થજો રે. ૮

---

## ગીત ૭૩ મું.

### વરના ફુલેકામાં ( એટલે કે વરઘોડામાં) ગાવાનું ગીત બીજું.

ઝગમગિયાના જામાનું ગીત.

"ઝીણા સુતરના પટકા વણાવો, પટકા વણાવો,
ઝાઝે હીરે જડાવો" એ રાગ.

ઝગમગિયાનો જામો શીવડાવો, જામો શીવડાવો,
દોરંગીકાર દીપાવો; એરે જામો જીયા વરને પ્હેરાવો,
વરને પ્હેરાવો, શિર શિરબંધ બંધાવો. ૧
પાન ને શ્રીફળ પોસ ભરાવો, પોસ ભરાવો,
મોતીની લ્હેરે વધાવો; જરિયાનના ખભે પટકા
નંખાવો, પટકા નંખાવો, મોતી તોરા લટકાવો. ૨
ઘોડીને કાજે ઘુઘરા ઘડાવો, ઘુઘરા ઘડાવો,
મોરડે ફરતા મુકાવો; કુંદનકેરો મોરડો કરાવો.
મ્હોરડો કરાવો, માણુક મોતી મઢાવો. ૩

લાખ ટકાનાં ઝાંઝર લાવો, ઝાંઝર લાવો,
ઘોડીને પાયે પ્હેરાવો; પાદશાહીનું પલાણુ
મંગાવો, પલાણુ મંગાવો ઘોડી ઉપર મંડાવો. ૪
એ ઘોડી ઉપર ઉભા વર ચડશે, ઉભા વર
ચડશે, હાથે લગામ પકડશે; નગરીતણા જન
જોવા ઉપડશે, જોવા ઉપડશે, દુશ્મન પુઠે બબડશે. ૫
રૂપ જોઈ મન દાદાનું મ્હોશે, દાદાનું મ્હોશે, લળીલળી
મુખ સામું જોશે; સ્નેહી સગાં પણ સર્વ સંતોષે,
સર્વ સંતોષે નિરખીને હરખીત હોશે. ૬
ઘોડી ઉપર વરરાય બિરાજે, રાય બિરાજે,
શોભીત સજન સમાજે; છત્રતણી છબી
શિરપર છાજે, શિરપરછાજે, વાજીત્ર વિધવિધવાજે. ૭
કુંવર પધારો પરણવા કામ, પરણવા કામ,
લૈ જગદીશનું નામ; દીલ થકી આશીષ દેશે તે
દામ, દેશે તે દામ, દ્વિજવર દલપતરામ. ૮

---

## ગીત ૭૪ મું.

### વર તથા કન્યાના ફુલેકામાં (એટલે કે વરઘોડા માં) ગાવાનું ગીત પહેલું.

ગજરાનું ગીત.

"મોહનજીએ મોકલ્યું રે મોસાળું." એ રાગ.

માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો; તારા ગજરાનો
માનીશું મજરો, માલણ ગુંથી લાવ ગુણિયલગજરો.ટેક.
તારા ગજરાનું આપીશું મૂલ, માંહી ગુંથજે ગુલાબનાં
ફુલ; જે તું કહીશ તે કરશું કબુલ, માલણ. ૧
જેવી હોય તારી ચતુરાઈ, તેવી કરજે તેની સરસાઈ;
કાંઈ બાકી ન રાખીશ બાઈ, માલણ. ૨
એવી કરજે કારીગરી એમાં, જુગિત હોય જોવા
જેવી જેમાં; મોહ પામે મુનિવર તેમાં, માલણ. ૩
વર લાડકડાનેરે કાજે. [1]એવો ગુંથજે ગજરો તું
આજે; જેવો છત્રપતિને છાજે, માલણ. ૪
ગજરો મૂલ પામે મુલતાન, સારો સારો કહે સુલતાન;
થાય ગુર્જીજન જોઈ ગુલતાન; માલણ. ૫
એમાં જુગિત જોવા જોગ જાણી, ઝાઝો અંગમાં
ઉમંગ આણી; રીઝે રાજા અને વળી રાણી, માલ. ૬

[1] કન્યાના ફુલેકામાં એમ ગાવું કે "અંબાબાઇ લાડકડીને કાજે."

તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મ્હોર હજાર, માલણ. ૭
કવિતાની કીંમત ઉર આણે, એજ ગજરાનું
મૂલ પ્રમાણે; દાખે દલપત બીજું શું જાણે ? માલણ. ૮

## ગીત ૭૫ મું.

---

### વર તથા કન્યાના ફુલેકામાં ( એટલે કે વરઘોડામાં ) ગાવાનું ગીત બીજું.

ઘોડીનું ગીત.

"હંસા તે વરણી ને મરગા તે નયણી." એ રાગ.

ઘોડિયેચડ્યાવરરાય[1]સંભાળી,પિતાંબરનીપલવટવાળી;
ઘોડી છે રૂડી રૂપાળીરે, લટકાળી, પેખી પંચકલ્યાણી. ૧
પંચકલ્યાણીને પંચપ્રમાણી, વિગતે વડાવડા ભૂપેવખાણી;
જગતના જન સહુએ જાણી રે, લટકાળી. ૨
એ ઘોડી દેશ ઇરાનથી આવી, વરને ભાઇએ મૂલ
ખરચી મગાવી; ભૂપતિને મન ભાવી રે, લટકાળી. ૩
જોતાં જોતાં ઘણે જતને જડીછે, નવરે દીને ઘડનારે
ઘડીછે; ચતુરના ચિતમાં ચઢીછે રે, લટકાળી. ૪
લક્ષપતિને વ્હાલી ઘણી લાગી, લાખ સોનૈયે તો
સુલતાને માગી; વાહ એની વરણાગી રે, લટકાળી. ૫
ચાલતી હંસીને કૂદતી હરણી, વિશ્વ કહે એની
ધન્ય વિચરણી; કવિ ન શકે ગુણ વરણીરે, લટકાળી. ૬
ખરીદ કરી ધન ખરચીને ઝાઝે, કોડીલા [3]છેલ
છબીલાને કાજે; છત્રપતિને છાજે રે, લટકાળી. ૭
ઇશ્વરની રચના ગાઇ આ અમે, મહિમા તેનો ફરેલો
ઠામઠામે; દીઠોછે દલપતરામે રે, લટકાળી. ૮

---

## ગીત ૭૬ મું.

### વર તથા કન્યાના ફુલેકામાં ( એટલે કે વરઘોડામાં ) ગાવાનું ગીત ત્રીજું.

સાજનનું ગીત.

" સુડલા સારી સોબત લાવે. " એ રાગ.

મળ્યા વરઘોડે જન મોટા, લીધા હાથ ગુલાબના ગોટા;
નર્યો હારતોરાના તોટારે, સજની સાજનની જો શોભા. ૧

[1] કન્યાને ગાવું હોય તો " ઘોડિયે ચઢ્યાં અંબાબાઇ સંભાળી, પાનેતરની પલવટ વળી." એમ ગાવું. [3] કન્યાને " કોડીલી છેલ છબીલીને કાજે." એમ ગાવું.

આવ્યા શેહેર સુબા સુલતાન, આવ્યા દીલ ડાહ્યા દીવાન;
આવ્યા બળિયા બાહાદુરખાન રે, સજની. ૨
બન્યા વિચિત્ર બહુ સાએલા, કોઇ મુગલ કે ફીરંગી બનેલા;
કોઇ મરેઠી વેષ ધરેલા રે, સજની. ૩
છુટે બહુ વિધ આતસબાજી,છુટે બંદુક પણ બહુ ઝાઝી;
આખું ગામ રહ્યું તેથી ગાજી રે, સજની. ૪
શોભે રથ ગજ ને સુખપાલ, ધમકે બહુ ઘુઘર માળ;
ઉડે અદ્ભુત અબિર ગુલાલ રે, સજની. ૫
આરબી બેરખ મન ભાવી, અંગરેજી પલટણ આવી;
વાજાં વિલાયતી તે લાવી રે, સજની. ૬
રચી સોના રૂપાની ફુલવાડી, ધરીછે વરરાજા[1] અગાડી;
જાણે ઝુકી સુરવનની ઝાડી રે, સજની. ૭
સર્વે જન શુભ જશ પામે, ઠરે લક્ષ્મી ઠામોઠામે;
દીધી આશીષ દલપતરામે રે, સજની. ૮

---

## ગીત ૭૭ મું.

### કન્યાના ફુલેકામાં ગાવાનું ગીત.

### ચુંદડી વિષે.

"મારી સોરે સવાસોની ચુંદડી." એ રાગ.

તમે ઓઢો ચંપાબાઇ ચુંદડી;
એનો અજબ તરેહનો રંગ,
સલુણી ઓઢો સાહેબજાદી ચુંદડી;
ચુંદડીમાં અમરવેલ ચીતરી;
એ તો ઉપજાવે ઉરમાં ઉમંગ, સલુણી, ઓઢો. ૧
શાણા સસરા તમારા જગતસિંહે;
કરી ખરીદ તે ખરચીને દામ, સલુણી, ઓઢો;
શાણી સાસુ ફુલાદેએ મોકલી;
લાડવાઈ તમારે કામ, સલુણી, ઓઢો. ૨
બેચરસિંહ તમારા જેઠ છે;
રાણી જીવકોરવહુ છે જેઠાણી, સલુણી, ઓઢો;
દેવીસિંહ તમારા દિએર છે;
વળી દેવકોર[1]વહુ છે દેરાણી, સલુણી, ઓઢો. ૩
વિમળાબાઇ તમારાં નણંદ છે;
એવી સારી છે સાસરવેલ. સલુણી, ઓઢો;
ચતુરસિંહ તમારા કંથ છે;
છોગાંવાળા છબીલા છેલ, સલુણી, ઓઢો. ૪
તમે પિયર પનોતાં છો પાંતળાં;
તમે કનકારાણાની બેટી, સલુણી, ઓઢો;
માતા કનકાવતીને ઉદર વસ્યાં;
તમે સદ્ગુણ સંગ્રહ પેટી, સલુણી, ઓઢો. ૫
તમે ધનપાળભાઇનાં બેન છો;
તમે ગુલાબવહુની નણંદ, સલુણી, ઓઢો;
મુખ ચળકે તમારૂં મનોહરૂં;
જેવો ચળકે પુનમનો ચંદ, સલુણી, ઓઢો. ૬
તમે નારસિંહની ભાણેજી છો;
કમળસેન કાકાની ભત્રીજી, સલુણી; ઓઢો;
તમે નીતિના રસની અસરથકી;
મન ભીંતરમાં રહ્યાં ભીંજી, સલુણી, ઓઢો. ૭
તમે ચૌદ વિદ્યા ને ચોસઠ કળા;
તેનાં જાણોછો તત્વ તમામ, સલુણી, ઓઢો;
એવા સદ્ગુણ દેખીને દીલથકી;
દેછે આશીષ દલપતરામ, સલુણી, ઓઢો. ૮

---

## ગીત ૭૮ મું.

### વરને ઘેર લગનિયા લગન લઈને આવે ત્યારે ગાવાનું ગીત પહેલું.

### લગન લાવ્યા વિષે.

"જીરે આજ મેં તો ચોળા પર્વત નોંતર્યાં." એ રાગ.

જીરે આજ મારે આનંદ અતિ ઘણો;
આવ્યા કનકાજીના ગુરૂજી ગુણ ગંભિર,
શુભ લગન લખાવી લાવિયા;
હું તો લઊં લગનિયાનાં હરખે ઓવારણાં;
પ્રેમે પાઉં સારી સાકરનું કરી નીર, શુભ. ૧
જીરે લગનિયાને આપું લાયક બેસણાં;
એના સાથીડાને શેત્રંજી શ્રીકાર, શુભ;
જીરે લગનિયાને આપું ઉતરવા ઓરડા;
એના સાથીડા ઉતરશે ઘર મોઝાર. શુભ. ૨
એના હાથીડાને નીરૂં સારી શેલડી;
એનાં ઘોડાને નીરૂં નાગરવેલ, શુભ;
આપું લગનિયાને ઉષ્ણોદક અંઘોળવા;
અંગે મરદન કરવા આપું તેલ ફુલેલ, શુભ. ૩
હું તો લગનિયા જણને જમાડું લાપશી;
એના સાથીડાને પણ સારો કંસાર, શુભ;

---

1 કન્યાના ફુલેકામાં વરરાયની જગાએ કન્યા ગાવું.

1 જો દિએર કુંવારો હોય તો "વળી આવતી વહુ છે દેરાણી." એમ ગાવું.

મારે ઘેર રે આજ સગાં સનેહી સૌ મળ્યાં;
સ્નેહે કર્યો લગનિયાને સૌએ જુહાર, શુભ. ૪
વરનાં માતાજીએ લગન વધાવિયું;
વરના દાદાજીએ વાંચ્યું કરી વિવેક, શુભ;
જીરે લગનતણો શુભ દિવસ શ્રવણે સાંભળી;
જીરે રતનપુરીના હરખ્યા લોક અનેક, શુભ. ૫
જીરે લગનિયાને આપી શાસો પાઘડી:
એના સાથીડાને પણ સારો શિરપાવ, શુભ;
જીરે લગનિયા લાવ્યા તે લગન વાંચતાં;
જીરે રૂદિયામાં બહુ રીઝ્યા રાણા રાવ, શુભ. ૬
જીરે વિવા'નાં વાજાં વિધવિધ વગડાવિયાં,
જીરે સાકર વ્હેંચી તેનો નહિ શુમાર, શુભ;
જીરે મંગળ ગીત ગાય મળીને માનની;
જીરે શોભીતા સજિયા સૌએ શણગાર, શુભ. ૭
જીરે લગનિયાને આપીને વિદાગીરી;
જીરે કરવા માંડ્યું વર વિવા'નું કામ, શુભ;
જીરે પ્રભુ પ્રતાપે પગરણ શુભ પૂરું થજો:
જીરે દીલથી આશીષ દેછે દલપતરામ, શુભ. ૮

---

## ગીત ૭૯ મું.

### વરને ઘેર લગનિયા લગન લઇને આવે ત્યારે ગાવાનું ગીત બીજું.

"ત્રાંબા કુંડી તે નગર સોહામણી." એ રાગ.

સખી આજ વધાવોરે આવિયો; ઉપજાવિયે રે
હરખ અપાર, સખી આજ મંગળ સોહલો;
મેતો મોઘે મોતીડે વધાવિયો; મને ભાવિયો રે,
આજનો વાર, સખી. ૧
આજ તોરણ ટોડે બંધાવિયે; ગવરાવિયેરે,
મંગળ ગીત; સખી આજ મંગળ સોહલો;
ઘેર સ્નેહી સગાંને તેડાવિયે; ઉપજાવિયે રે,
પૂરણ પ્રીત, સખી આજ મંગળ સોહલો. ૨
ચોખાં મોતીડે ચોક પુરાવિયે; આપાવિયેરે,
આંગણું આજ, સખી આજ મંગળ સોહલો,
વળી મંગળ વસ્તુ મંગાવિયે, સંપડાવિયેરે,
શોભીતો સાજ, સખી આજ મંગળ સોહલો. ૩
આજ ઓરડિયા અજવાળિયે; રૂડા ઢાળિયેરે,
રંગ અમાપ, સખી આજ મંગળ સોહલો,
આજ સ્નેહની રીત સંભાળિયે; તેથી ટાળિયેરે
તનતણા તાપ, સખી આજ મંગળ સોહલો. ૪
અંગે શોભીતા શણગાર ધારિયે, ઉચ્ચારિયેરે,
સુખદ ઉચ્ચાર, સખી આજ મંગળ સોહલો,
વળી વિવિધ વિનોદ વધારિયે; સંભારિયેરે,
સરજનહાર, સખી આજ મંગળ સોહલો. ૫
રૂડા રંગે હવેલી રંગાવિયે; ચીતરાવિયે રે,
ચિત્ર વિચિત્ર, સખી આજ મંગળ સોહલો,
પ્રેમે દીપમાળા પ્રગટાવિયે; વગડાવિયે રે,
વિવિધ વાજીત્ર, સખી આજ મંગળ સોહલો. ૬
આજ સોના સમી ઘડી જાણિયે;ઉર આણિયેરે,
પૂરો પ્રમોદ, સખી આજ મંગળ સોહલો;
આજ પૂરણ પુણ્ય પ્રમાણિયે; મીઠી વાણિયેરે,
કરિયે વિનોદ, સખી આજ મંગળ સોહલો. ૭
આજ હરખ દેખું આખા ગામને; મારા ધામનેરે,
અધિક ધરાય, સખી આજ મંગળ સોહલો;
દીલે હરખ છે દલપતરામને; શુભ કામનેરે,
કરવા સહાય, સખી આજ મંગળ સોહલો. ૮

---

## ગીત ૮૦ મું.

### વરને ઘેર લગનિયા લગન લઇને આવે ત્યારે ગાવાનું ગીત ત્રીજું.[1]

રતનપુરમાં લગ્નની ધામધુમનું ગીત.

"તું તો લીલી પીળી પાંખના પોપટારે." એ રાગ.

જીરે રતનપુરમાં વાત બધે વિખ્યાત થઈ રે;
જીરે હરખ ઘણેરો ઉપજ્યો ઘેર ઘેર રે,
વિવા'ની શુણી વધામણી રે;
જીરે કંકુ છાંટીને લખી કંકોતરી રે;
જીરે શણગારવા માંડ્યું સુંદર શેહેર રે,વિવા'ની. ૧
જીરે મોટેરો રચવા માંડ્યો માંડવો રે;
જીરે વસ્તુ વ્હોરી વિવિધ પ્રકાર રે, વિવાની;
જીરે કારીગર તેડાવ્યા દેશો દેશના રે;
જીરે સોની બેસાર્યા ઘડવા શણગાર રે, વિવા'ની.
જીરે જગસિંહનો કુંવર કોડે કોડે પરણશે રે;
જીરે કનકારાણકિરી કુંવરી સાથ રે, વિવા'ની;
જીરે દોલત ઉભરાશે આખા દેશમાં રે;
એવો દિન ક્યારે દેખાડે દીનાનાથ રે, વિવા'ની.

---

[1] આ ગીત નામ ફારફેર કરીને કન્યાના બા ઘેર પણ ગવાય.

જીરે દિલ્હીમાં[1] સુલતાન પુછે દીવાનને રે;
જીરે સોનું શાથી બહુ મોંઘું વેચાયરે, વિવા'ની;
જીરે જગસિંહજીરાણાનો પરણે બેટડો રે;
જીરે સોનું ઘણું ખરીદ કરે છે રાયરે, વિવા'ની. ૪
જીરે મુલકમાં તેથી સોનું મોંઘું થયું રે;
જીરે અચરજ ઉપજ્યું શુણતાં એવું કાન રે, વિવા'ની;
જીરે સુલતાનને ત્યાં પણ સાકર વ્હેંચી ઘણી રે;
જીરે દીલમાં રાજી બહુ થયા દીવાનરે, વિવા'ની. ૫
ત્યારે સુલતાને[2] કા'વ્યું રાણા જગસિંહને રે;
ઉરમાં આનંદ અતિ ઉપજ્યો અમને આજરે, વિવા'ની
જે જે જોઇએ તે વસ્તુઓ મંગાવજો રે;
સુખે કે'જો કાંઈ અમ સરખું હોય કાજ રે, વિવા'ની. ૬
હાથી ઘોડા તથા પેદલ રથ પાલખી રે,
જે જે અમારાં છે સર્વ તમારાં તેહ રે, વિવા'ની;
તમે જીવમાં જૂદાઇ જરી ન જાણશો રે;
ઘણો આપણો છે જુનો અસલનો સ્નેહરે, વિવા'ની. ૭
મનથી મોટે હરખે મોટો વિવા' માંડજો રે;
મોટી આજ તમારે ઇશ્વરની છે મેર રે,વિવા'ની;
કહે દલપતરામ શાહે એમ કા'વિયું રે;
પ્રીતે પુત્રને પરણાવો રૂડી પેર રે, વિવા'ની. ૮

---

## ગીત ૮૧ મું.

### ગણેશ બેસારતાં તથા ગણેશમાટલીઓ લેવા જતાં ગાવાનું ગીત.

"મારે સોના સમોરે સૂરજ ઉગિયો." એ રાગ.

મારે આજનો દિવસ અતિ ઉજળો;
હું તો ગણેશ[2] વધાવાને જૈશ,
મારે સોના સમો રે સૂરજ ઉગિયો;
મોટે હરખે મેં પગરણ માંડિયું;
હું તો લાખેણો લ્હાવો લૈશ, મારે ૧.
આજ સુખનો રત્નાગર રેલિયો;
આજ લખમીની દીસે લીલાલ્હેર, મારે;
આજ દશે દિશાઓ દિસે ઉજળી,
આજ શોભી રહ્યુંછે સારૂં શહેર, મારે. ૨
હું તો તરિયા તોરણ બંધાવું ટોડલે,
મોંઘાં મોતીડે પૂરાવું ચોક, મારે;
હું તો વાજાં વગડાવું હેતે હરખનાં;
લીલા જોવા મળે લાખો લોક, મારે. ૩
કહાવું વ્હાલાં સગાંને વધામણી;
કરૂં આનંદ ઓચ્છવ આજ, મારે;
આજ ધન્ય ઘડી ને ધન્ય દહાડલો;
જાણું આજ મળ્યું રૂડું રાજ, મારે. ૪
મારે આંગણે સાજન મળી આવશે;
મારાં ઝરૂખલાં ઝાકઝમાળ, મારે;
ઓપે ઇંદ્રાપૂરી શા મારા ઓરડા;
સોના પત્રે મઢેલી પરસાળ, મારે. ૫
હું તો સુડલા કોયલડીને વિનવું;
કરો મારે આંગણે કલ્લોલ, મારે;
તમે બેસી સોનાને સુંદર પાંજરે;
બોલો બોલો મધુરા મુખે બોલ, મારે. ૬
સજની સારી વધામણી સાંભળી;
મને આનંદ વાધ્યો અંગોઅંગ, મારે;
આજ ક્રોડ દીવાળી જેવો દીન કહું;
વધ્યો એથી પણ વધતો ઉમંગ, મારે. ૭
આજ ઘેર ઘેર આનંદ છે ઘણો;
આજ શણગાર્યું છે સારૂં ગામ, મારે;
એવો ઉત્તમ અવસર જાણીને;
દેછે આશીષ દલપતરામ, મારે. ૮

---

## ગીત ૮૨ મું.

### બહારથી ગાતાં ગાતાં આવીને ઘરમાં પેસતાં ગાવાનું ગીત.

"સામેને ટોડે પેસતાં, ટોડરમલહો, રાજશુકન ભલેરા હોય." એ રાગ.

પ્હેલી તે પોળમાં પેસતાં, શોભા સરસ હો,
દીસે આગણામાં ઉત્તમ બાગ;
ત્યાં બુલબુલ બહુ બેસતાં, શોભા સરસ હો,
જોતાં ઉપજે આનંદ અથાગ. ૧
ઉંચી ઉંચી મેડી ને માળિયાં,શોભા સરસ હો,
દીસે જગસિંહજીનો દરબાર;

---

૧ આ ઠેકાણે પોતાના રાજાનું નામ ગાવું. જેમકે, વઢવાણમાં હોય તો "જીરે રાજા બાલસિંહજી પૂછે દીવાનને રે." ૨ આ ઠેકાણે રાજાનું અને વરના બાપનું નામ ગાવું. જેમકે, "જીરે બાલસિંહજીએ કાવ્યું સુંદર શેઠને રે."

૨ જે નાતમાં ગણેશનો ચાલ ન હોય ત્યાં "હું તો સજન મેળાવડામાં જૈશ." એમ ગાવું.

જેવા જેવાં ગોખ ને જાળિયાં, શોભા સરસ હો,
ઉભા દેવડિયે છડીદાર, ૨
આંગણે ઉભા હાથિયા, શોભા સરસ હો,
વાગે ત્રંબાળુ નોબત નાદ;
મોતીડે પૂર્યાછે સાથિયા, શોભા સરસ હો,
આપે ગુરૂજન આશીર્વાદ. ૩
ચંપો મોર્યોછે ચોકમાં, શોભા સરસ હો,
બોલે મેના શુક મધુરા બોલ;
જેમ દેવ દેવી દેવ લોકમાં, શોભા સરસ હો,
કરે નર નારી એમ કલ્લોલ. ૪
પાદશાહી પથરણાં પાથર્યાં, શોભા સરસ હો,
દીસે ઝુમ્મર ઝાકઝમાળ;
માણુક મોતીનાં તોરણ કર્યાં, શોભા સરસ હો,
બાંધ્યા ચીરના ચંદરવા વિશાળ. ૫
ગોરી મળી ગીત રૂડાં ગાયછે, શોભા સરસ હો,
જાણે કોયલ કરે ટહુકાર;
આનંદ ઓચ્છવ થાયછે, શોભા સરસ હો,
થાય ઝાંઝરનો ઝમકાર. ૬
અચરજ પામ્યા સજન સહુ, શોભા સરસ હો,
જાણે લક્ષ્મીનો અહીંજ નિવાસ;
લક્ષ્મી તે કહિયે જીવકોરવહુ, શોભા સરસ હો,
મુખ પૂરણ ચંદ્ર પ્રકાશ. ૭
ધન્ય ધન્ય જગસિંહરાયને, શોભા સરસ હો,
કોડે કરે પરમારથ કામ;
આખા એના કુટુંબ બધાયને, શોભા સરસ હો,
દેછે આશીષ દલપતરામ. ૮

---

## ગીત ૮૩ મું.

### મોસાળામાં ગાવાનું ગીત પહેલું.

મોસાળાની છાબ વિષે.

"મોહનજીએ મોકલ્યુંરે મોસાળું." એ રાગ.

મોસાળથી મોકલ્યુંરે મોસાળું, રૂડું દીસેછે કેવું રૂપાળું, મોસાળથી મોકલ્યુંરે મોસાળું.
મોસાળામાં માણુક મોતી, જેની જળહળ ઝગમગે જ્યોતી; છાબ લૈ આવ્યાં મામી[1] પનોતી, મોસાળથી.૧

મ્હેલી છાબમાં મણિયોની માળા, રૂપા સોનાના ઘાટ રૂપાળા, સારા શોભેછે શાલ દુશાલા, મોસાળથી. ૨
ચરણા ચોળી ને દખણીનાં ચીર, જેવા ઇચ્છેછે ઉમદા અમીર; વળી વખાણે બાવનવીર, મોસાળથી. ૩
છાબમાં છે પાટણનાં પટોળાં, અમદાવાદી ઘણાં ઘરચોળાં; જેવા જનનાં મળ્યાં ટોળેટોળાં, મોસાળથી.૪
છાબમાં શોભે સુરતની સાડી, ભભકાદાર ભાત ભજાડી, જેવી શોભે સોનાતણી વાડી, મોસાળથી. ૫
છાબ સાથે છે મહાજન મળિયા, છાબ લાવે નાણાંનારે બળિયા; મારા મનના મનોરથ ફળિયા, મોસા. ૬
છાબ સાથે છે રાયની સ્વારી, વાજાં વાગેછે મંગળ કારી; ગીત ગાય છે નૌતમ નારી, મોસાળથી. ૭
છાબ લાવ્યા છે જેહને કામે, પૂરૂં આયુષ્ય તે બહુ પામે; દીધી આશીષ દલપતરામે, મોસાળથી. ૮

---

## ગીત ૮૪ મું.

### મોસાળામાં ગાવાનું ગીત બીજું.

પૃથ્વી રૂપી છાબ વિષે.

"જનકરાયને માંડવે." એ રાગ.

પૃથ્વી રૂપી છે છાબડી, ભરિયાં પાનને ફૂલ;
સર્વે ધાતુવડે સજી, મુખથી થાય ન મૂલ.
રાય છબીલીરે છાબ છે. ૧
જોત જવાહીરની ઝગમગે, અગણિત વિધિના આકાર;
ચૈતનમય ચિત્રો ચીતરાયાં, પશુ પંખી નરનાર, રા. ૨
હોય કટોરારે નીરના, એવા સાગર અનેક;
મેવા મન માન્યા માહી છે, છબિયે હદ વાળી છેક, રા. ૩
સાળુ શેલાં ને સાડિયો, સરસ દુશાલા સહિત;
વસ્ત્રો વિધવિધ વર્ણનાં, પેખી ઉપજેછે પ્રીત, રા. ૪
ગુણમય ગુચ્છ ગુલાબના, ચંપા ચંબેલી જાય;
મનહર ડમરો ને મોગરો, ગણતાં ગણ્યો ન શકાય, ગ. ૫
જુગતિ જોતાં જન જાતને, ચિતમાં ઉપજે વિચાર;
કારીગર એનો કોણ છે, ડહાપણનો ભંડાર. રા. ૬
હાથી ઘોડા ને હંસ છે, મેના પોપટ ને મોર;
છબિયો મૂકીછે છાબમાં, ચાતક કોયલ ચકોર, રાય. ૭
જેજે વસ્તુઓ જાણિયે, તે છે તેમાં તમામ;
ધ્યાન ધરે એના ઈશનું, દીલમાં દલપતરામ, રાય. ૮

---

[1] મામીને બદલે બીજી કોઇએ છાબ લીધી હોયતો "છાબ લૈ આવ્યાં છબીલી પનોતી." એમ ગાવું.

## ગીત ૮૫ મું.

### પરગામ પરણવા જાય ત્યારે વરને ઘેર ગાવાનું ગીત.

રસ્તામાં બંદોબસ્ત રાખવા વિષે.

"માતા લીંપ્યા ને ગુંપ્યા મારા ઓરડા; માતા પગલાંનો પાડનાર,આપો રન્નાદેવ,વાડીમાં રેલછેલમોગરો."એરાગ.

સારૂં ઘરડું માણસ સાથે રાખજે;
સર્વે વાતે સલાહ તેની લેજે,
વરરાજા, પરદેશ જાઓ જ્યારે પરણવા;
હોય હલકી જગતમાં જેની આબરૂ;
તેને તો અહીંથીજ તજી દેજે, વરરાજા, પરદેશ. ૧
વાટે ચૈતરના તડકા તમને લાગશે;
સારી છત્રીઓ રાખજે સાથે, વરરાજા, પરદેશ;
સાથે સ્વાર ને પાળા સારા રાખજે;
સારાં હથિયાર હોય જેને હાથે, વરરાજા, પરદેશ. ૨
દેરા તંબુ ને રાવઠિયો રાખજે;
તમે અણજાણે મારગે ન જાશો, વરરાજા, પરદેશ;
રસ્તે અસૂરી વેળાએ ન ચાલશો;
વગડામાં ન રે'શો રાતવાસો, વરરાજા, પરદેશ. ૩
રસ્તે નદી નાળાં ઘણાં આવશે;
સારા ડુંગરા દૂરથી દેખાશે, વરરાજા, પરદેશ;
ગામો ગામથી લેજે નવા ભોમિયા;
તમને તે સીધે રસ્તે લઈ જાશે, વરરાજા, પરદેશ. ૪
ત્યાંના તાલુકદારો મળવા આવશે;
તેઓ રોકે તો ઝાઝું ન રોકાશો, વરરાજા, પરદેશ;
રસ્તે ધુતારપાટણ આવશે;
ત્યાંની ઠગાઈથી ન ઠગાશો, વરરાજા, પરદેશ. ૫
તમે રસ્તામાં હુંશિયારી રાખજે;
અજાણ્યાનો ન કરશો વિશ્વાસ, વરરાજા, પરદેશ;
માળી ઢોલી તંબોળી આવે આશાથી;
તેમાં કોઈ ને ન કરશો નિરાશ, વરરાજા, પરદેશ. ૬
ભાતું ખાવા કે ભોજન કરવા જ્યાં રહો;
ત્યાં તો ભુખ્યાંની લેજે સંભાળ, વરરાજા, પરદેશ;
જ્યાં જ્યાં જાઓ ત્યાં કરજે કાંઇ નામના;
કરજે વિશ્વમાં કીરતિ વિશાળ, વરરાજા, પરદેશ. ૭
મુખે મીઠાં ને મનમાં કપટ ધરે;
એવા સાથે ન પાડશો કામ, વરરાજા, પરદેશ;
સાચી જાણીને સ્નેહે સર્વે માનજે;
દેછે શીખામણ દલપતરામ, વરરાજા, પરદેશ. ૮

## ગીત ૮૬ મું.

### જાન પરગામ જતાં રસ્તામાં ગાવાનું ગીત પહેલું. જાન ઉઘલતી વખતે ગાવાનું ગીત.

વરને દાદીની શીખામણ.

"રઘુનાથજીની ઘોડલી." એ રાગ.

વરને દાદીમા કહેરે, સુણો શીખામણ સાર;
પુત્ર પરણવા પધારતાંરે, રૂડી રીતે રે'જે હુશિયાર,
શાણા થજે સાસરે. ૧
લાંબી ફલંગે નવ ચાલિયે રે, બહુ ન બોલિયે બોલ;
વણ પૂછે વાત ઉચરે રે,તેનો તરત ઘટેછે તોલ, શાણા.૨
અદબ ઉત્તમ રીતે રાખિયે રે, હસિયે ન ખડખડ હાસ;
ઉંચે ઘાંટે ન ઉચ્ચારિયેરે,બેસીએ ન બહુ બાઇઓ પાસ,શા.૩
સૌ જન સુણતાં વખોડિયે નહિ, જમતાં જમતાં અન્ન;
કરિયે ન મશકરી કોઈનીરે, મુખે વદિયે ન કુવચન,શા. ૪
જમતાં અધિક જમિયે નહિ રે, પોતાનું પેટ તણાય;
અતિઓડકારનખાઇયેરે,જેથીજરૂરએઅદખીજણાય,શા ૫
બાળક કે દાસ દાસિને રે, બોલાવિયે દઈ માન;
કરિયે તુંકારોનહિ કોઇનેરે,ઉરધરિયે નહિઅભિમાન, શા.૬
પોતાનું કામ સર્યા પછી રે, માગિયે તરત વિદાય;
કામ વિના ન રોકાઇયેરે, જેથી વ્યર્થ વખતવહી જાય, શા.૭
ઉઘાડું અંગ ન રાખિયે રે, હોય ઘણો કદી ઘામ;
જોઅણવાણેપગેક્યાંઇજશોરે,દેશેઠપકોતોદલપતરામ, શા.૮

## ગીત ૮૭ મું.

### જાન પરગામ જતાં રસ્તામાં ગાવાનું ગીત બીજું.

જાનનું વર્ણન.

"ભમરો ઉડે રંગ મ્હોલમાં રે." એ રાગ.

ગાજેછે જાણે મેહુલોરે;વાગેછે વાજાં વિશાળ, જીયા વરની જાનમાં રે;
ચમકેછે બળદો ચાલતાં રે; ધમકેછે ઘુઘરમાળ, જીયા. ૧
શાણા ઘણા સરદાર છે રે; રાણા અને વળી રાય, જીયા;
હાથે કડાં ધર્યાં હેમનાં રે; માથે છે કલગી જડાવ, જી. ૨
વાયક ઉચરે વિવેકથી રે; લાયક લક્ષણવંત, જીયા;
જેવા શૂરા જન જાદવો રે; એવો છે પુરુષ અનંત,જી. ૩
સાગર સદબુદ્ધિતણા રે; નાગર નર છે અનેક, જીયા;
નેક નરેશની નારિયો રે; એકથી ઉત્તમ એક, જીયા. ૪
ખંજન સરખાં નેણછે રે; અજંન છે આંજેલ, જીયા;

અરસ દરસ ઇંદ્રાણિયો રે; સરસ પોશાક સજેલ, જ્યા. ૫
ચરણે શોભે સોના સાંકળાં રે; કરણે શોભે કળાફૂલ, જ્યા;
જ્યોતિતો ઝગમગે ઝાલની રે; મોતીનું નકળાય મૂલ,જ્યા. ૬
વાણી મધુરી મુખથી વદે રે; જાણીએ બ્રહ્મકુમારી, જ્યા;
પરમ પવિત્ર પતિવ્રતા રે; ધર્મ રૂડો ધરનારી, જ્યા. ૭
નરની સૂરત દીસે શોભતી રે; વરની સાથે દશવીશ, જ્યા;
મલપતી દેખી મંડળી રે; દલપત દેછે આશીષ, જ્યા. ૮

## ગીત ૮૮ મું.

### જાન પરગામ જતાં રસ્તામાં ગાવાનું ગીત ત્રીજું.

રસ્તામાં બીજાં ગામ આવે તેને પાદર ગાવાનું ગીત.
"લીલુડા વાંસની વાંસળીરે, આડે મારગે વાગતી જાય."
એ રાગ.

ગામને ગોંદરે ગાજતી રે, આવી જ્યાં વરરાજાની જાન;
હાથિયા હીંડે મલપતા રે, જાણે મેઘ ઘટાની સમાન. ૧
ઘુઘરિયાળા રથ ઘણા રે, તેની ઘમઘમ ઘુઘરી થાય;
ગામમાં અચરજ ઉપજ્યું રે, આતે કિયો રાજા પરણવા જાય. ૨
ટોળે ટોળાં ત્યાં જોવા મળ્યાં રે, જોઇ વરનું વખાણે રૂપ,
ત્યાંના તલાટીએ પૂછિયું રે, રાજ ક્યાંના છો ભારે ભૂપ? ૩
કેઇ માતાને ઉદર વસ્યા રે, કિયા ભાઇતણા કુળ દીપ;
પૂલાંદે માને ઉદર વસ્યા રે, જગસિંહ કુળના અધિપ. ૪
રતનપુરીના રાજિયા રે, જાવું રાજનગર રૂડે શેહેર;
કન્યા રૂડી છે કુંવારડી રે, રાણા કનકા વેવાઇને ઘેર. ૫
સુણીને તલાટી એમ કહે રે, એતો અમારા રાજાના મિત્ર,
બે ઘડી અહીંયાં ઢાળો કરો રે, છાયા વડની છે વારૂ વિચત્ર ૬
મેવા મીઠાઈ લાવીને રે, ભલા કીધા તલાટીએ ભેટ;
વેઠિયા દશ વીશ આપિયા રે તે તો ઉપાડવાને વેઠ. ૭
ત્યાંથકી જાન આગળ વધી રે, ત્યાં તો સારા થાયાછે શુકન;
દલપતરામ દેખી કહે રે, વરરાજા તને ધન્ય ધન્ય. ૮

## ગીત ૮૯ મું.

### જાન પરગામ જતાં રસ્તામાં ગાવાનું ગીત ચોથું.

જાનની જુક્તિ વિષેનું ગીત.
"સરસ્વતિસ્વામીને વિનવું, ગણપતિલાગવું પાયરે." એ રાગ

જુગતિ જોઇ રૂડી જાનની, માનની પૂછેછે વાતરે;
સ્વારી કિયા સુલતાનની ખાનની સેના છે ખ્યાતરે. ૧
દેશનો સુબો દેખાયછે, થાયછે અચરજ જોઈરે;
ક્યાંનો આ ભૂપ કે'વાયછે? રાય છે રૂડેરો કોઈરે. ૨
કેણે આ કટક જમાવિયું? આવિયું આ ક્યાંથી આજરે;
સરોવર આપણું શોભાવિયું લાવિયું શોભાનો સાજરે. ૩
સાથે ઘણા શૂરવીરછે, ધીર છે રાણીના જાયા રે;
મોટા મોટા એ અમીર છે, શીર છે છત્રની છાયા રે. ૪
વિશ્વના લોક વખાણિયા, તાણિયા તંબુ છે તેવારે;
પૂરી કિમ્મતના પ્રમાણિયા,આણિયા ક્યાંથકી એવારે. ૫
પુરૂષ ઘણા પર નાતના, નાતનો નથી પાર રે;
હાથી ઘોડા ભાતભાતના, જાતના ઉત્તમ સાર રે. ૬
શરણાઇનાં સ્વર થાય છે, ગાયછે ગાન્ધરવો ગાનરે;
રત્નપુરીતણો. રાય છે,જાયછે જોડીને જાનરે. ૭
વિદ્વાન જનનો વિશ્રામ છે, નામ છે ચતુર વરરાજ રે;
દીલ ખુશી દલપત્તરામ છે, દામ છે દેવાનું આજરે. ૮

## ગીત ૯૦ મું.

### જાનને સામૈયું કરવા જતાં ગાવાનું ગીત પહેલું.

" જનક રાયને માંડવે. " એ રાગ.

અતિ ઉછરંગથી આવેછે, જે વરરાજાની જાન;
લ્હાવ લશકર સાથે મળ્યું, રાયની સેના સમાન,
પડઘમ વાગે રસપૂરમાં. ૧
હારોહાર છે હાથિયા, ઉપર અંબાડી સોત;
ચમર ઢળેછે વરરાયને, ઝગમગ જળહળે જ્યોત, પડઘમ.૨
પડખે ઘુમે છે ઘોડલા, અલબેલા છે અસ્વાર;
બખતર પાખર શોભે બહું, હાથે ધરિયાં હથિયાર,પડઘમ.૩
ઘુઘરિયાળા છે રથ ઘણા, જેવાં દેવ વિમાન;
ઈંડાં ઝળકે સોનાતણાં, જોવા જેવી છે જાન, પડઘમ.૪
જોબનવંતી જાનરડિયો, ગાય છે મંગળ ગીત;
જાણે કોયલ ટહુકા કરે, ચતુરા ચોરી લે ચિત, પડઘમ.૫
ત્રાંસાં ત્રંબાળુ ગડગડે, ઢમઢમ ઢમકેછે ઢોલ;
વાગે દેવનાં દુંદભી, અકળિત નાદ અણુતોલ, પડઘમ.૬
આવી ગામને ગોંદરે, ઉતર્યાં સરોવર ઘાટ;
બેઠા રાયના બાગમાં, જુએ સામૈયાની વાટ પડઘમ.૭
માણસ જોવા બહુ મળ્યા, જોઈ વરરાજાનું રૂપ;
કહે દલપત સર્વને ગમે, ભાસે ફાંકડો ભૂપ, પડઘમ.૮

## ગીત ૯૧ મું.

### જાનને સામૈયું કરવા જતાં ગાવાનું ગીત બીજું.

" જીરે હું રે ફલાણાભાઇ તમને વિનવું;

તમારી ચોવટમાં ફૂલાણોભાઈ તેડાવો માણુરાજ,
કાંઈ ન જાણું કશી રીતે ચાલવું." એ રાગ.
મારા વગવાળા વેવાઇઓ તમને વિનવું;
ક્યાં રોકાયા આવડા અસુરા શું આવ્યા ?
માણુરાજ, ભલે પધાર્યા વગવાળ. વેવાઇઓ;
સાગે ઘરચોળાં ઘરસાડી શાલો પાઘડી;
લેવાદાણુ ઘણું શું દાણીએ અટકાવ્યા ? માણુરાજ,ભ૦ ૧
તમને ઉતરવા આપીશું રૂડા ઓરડા;
વરરાજાને રૂડી મેડીઓને મેહેલ, માણુરાજ, ભ૦
ત્યાંતો ગલીચા ને જાજમો બીછાવીછે;
ઉપર ચીતરના ચંદરવા છે બાંધેલ, માણુરાજ, ભ૦ ૨
તમારા ઘોડલા બંધાવીશું ઘોડારમાં;
બળદો બાંધવા તબેલા છે તૈયાર, માણુરાજ, ભ૦
સોના રૂપાની મેખો ઘડાવી છે ઘણી;
તમારા હાથીડા બંધાવો હારોહાર, માણુરાજ, ભ૦ ૩
તમારે મર્દન કરવા અત્તર ને ફુલેલ છે;
ઉષ્ણોદક મૂક્યાંછે કરવાને અંઘોળ, માણુરાજ, ભ૦
તમારે પિતામ્બર મૂક્યાંછે રૂડાં પ્હેરવા;
કોઈ છે લીલાં પીળાં કોઈ છે રાતાંચોળ,માણુરાજ ભ૦ ૪
રત્ન જડેલા રૂડા બાજઠ છે બહુ બેસવા;
સરસ ઘડાવ્યા છે સોના રૂપાના થાળ, માણુરાજ ભ૦
જળ પીવાને લોટા કાશીના મગાવિયા;
ચોખાકનક કટોરા ઝળકે ઝાકઝમાળ, માણુરાજ ભ૦ ૫
ભોજન કરવાને પકવાનો ભાત ભાતના;
તે તો તાજાં તાજાં કીધાંછે તૈયાર, માણુરાજ, ભ૦
પાન સોપરી સાથે લવિંગ ઇલાયચી;
હેમ રકાબી પૂરી મૂકીછે હજાર, માણુરાજ. ભ૦ ૬
તમારે રમવા રૂડાં સેતરંજ ને સોગટાં;
પાસા પરવાળાના કીધા રૂડી પેર, માણુરાજ, ભ૦
વાંચો તો રૂડી ચોપડિઓ મૂકી વાંચવા;
નવરસ નાટકને કવિતાની લાયક લ્હેર,માણુરાજ, ભ૦ ૭
ભમર પલંગ ઢળાવ્યા છે ત્યાં પઢીથી પોઢવા;
ને ઉપર બીછાવી મખમલની તળાઈ, માણુરાજ, ભ૦
ઉમદા પલંગપોસ બીછાવ્યા છે તે ઉપરે;
દલપત્ત કહે ત્યાં સુજની ને રજાઈ, માણુરાજ, ભ૦ ૮

## ગીત ૯૨ મું.

### વરને કલવો જમાડે ત્યારે ગાવાનું ગીત.

"ભર્યો ભર્યો રે રત્નાગર ગાજેછેરે." એ રાગ.
પ્રેમે સાસુજીએ[૧] પીરસ્યો કલવો;
એતો કલવાનો સ્વાદ અપાર, જમાઈ જમે કલવો રે;
જેવો હોય પંચામૃત હલવો રે;
કર્યો સાસુજીએ એવો શ્રીકાર, જમાઈ. ૧
એમાં સાકર ને ઘી ઘણાં ઘાલિયાં રે;
તેમાં તાજી તાજી તજ તે તમાલ, જમાઈ;
માંહી ભભકતાં જાયફળ ભળિયાં રે;
તેવો લવિંગ ઇલાયચીનો તાલ, જમાઇ.
તેમાં જાવંતરી ખસખસ ટોપરૂં રે,
બહુ ચારોળી ને પીસતાં બદામ, જમાઇ;
એમાં ખારેકનું ચૂરણ છે ખરૂં રે;
તેમાં સરસ તેજાનો તમામ. જમાઈ. ૨
જે કોઇ જનમીને કલવો ન જમિયોરે;
એનો અફળ ગયો અવતાર, જમાઇ; ૩
તે તો જનમ્યો તે જગમાં ન જનમિયો રે;
તેણે લ્હાવો ન લીધો લગાર, જમાઈ. ૪
જેને દીસે ઘણી દયા જગદીશની રે;
એવા કલવાનો એને અધિકાર, જમાઈ;
જેને ખબર નથી દીનનીશની રે;
તે શું જાણે કલવાનો પ્રકાર ? જમાઈ. ૫
એ તો કલવો છે દુર્લભ દેવને રે;
જેમ સાગરને પુષ્ટ કરે સોમ, જમાઈ;
કરે પુષ્ટ એમ કલવો અવેવને રે;
એનો રસ પસરે રોમ રોમ, જમાઈ. ૬
ઇચ્છે કલવાને શાણા રાણા રાજિયા રે;
ઇચ્છે કલવાને સુબા સુલતાન, જમાઇ;
ઇચ્છે કલવાને કોવિદ કાજિયા રે;
ઇચ્છે પીર ને પેગંબર સમાન, જમાઇ. ૭
જમે કલવો તેને સાબાશી કહો રે;
જાણી કલવાનું કામ આ ઠામ, જમાઈ;
જમે કલવો તે ઘણું જીવતા રહો રે;
દેછે દુવા એવી દલપતરામ, જમાઈ. ૮

---

૧ કલવો પીરસનાર સાસુ ન હોય ને બીજું કોઇ હોય તો એમ ગાવું કે "કોડે સાસુજીએ મોકલ્યો કલવોરે."

## ગીત ૯૩ મું.

### વર તોરણ ચઢતાં[1] વરઘોડામાં ગાવાનું ગીત પહેલું.

" મારી સોરે સવાસોની ચુંદડી. " એ રાગ.

અંગે પ્હેર્યો જામો જરિયાનનો; ખભે શોભે
સોનેરી શાલ, જીઆવર ચઢ્યા રાયજાદા ઘોડલે;
માથે બાંધ્યું મેવાડી મોળિયું;
જોઇ અંતર ઉપજે વ્હાલ, જીઆવર. ૧
કાન્તિ કલગી તોરાની હું શી કહું;
ભમે ભમરા લેવાને સુગંધ, જીઆવર;
જેમાં હેમની સાથે હીરા જડ્યા;
શીર બાંધ્યો સારો શીરબંધ, જીઆવર. ૨
બાંહે બાંધ્યા બાજુબંધ બેરખા;
હૈડે પહેર્યા હીરાના હાર, જીઆવર;
પહેર્યાં કીમતી કુંડળ કાનમાં;
મુખ તેજતણો અંબાર, જીઆવર; ૩
પહેરી પોંચે હીરે જડી પોંચિયો;
વેઢ વીંટિયો નંગ જડાવ, જીઆવર;
જોતાં રૂપ તમારૂં રાજવી;
દીસે દેસોત જેવો દેખાવ, જીઆવર, ૪
પ્રીતે પહેર્યાં પિતામ્બર ઓપતાં;
બહુ શોભે બુટ્ટાદાર કોર, જીઆવર;
કેડે કનકનો કંદોરો કીમતી,
તેને મોઢિયે કનકના મોર, જીઆવર. ૫
પગે પ્હેર્યાં સોનાનાં સાંકળાં;
રૂડી મોજડીઓ મઝાદાર, જીઆવર;
રાખી હેમની ચાબુક હાથમાં;
સજી સરવે સારા શણગાર, જીઆવર. ૬
અંગે કસ્તુરીનું મરદન કર્યું;
તેથી પસરેછે સરસ સુવાસ, જીઆવર;
રાજે હોઠ રાતા રળિયામણા;
કરી પાન બીડી મુખવાસ, જીઆવર; ૭
જન નગરીના સર્વ જોવા મળ્યા;
તે તો રૂપ વખાણે તમામ, જીઆવર;
રહો જગમાં જુગો જુગ જીવતા;
દેછે આશીષ દલપતરામ, જીઆવર. ૮

---

[1] વર તોરણ ચઢતાં ગાવાનું ગીત કન્યાના ફુલેકામાં પણ ગવાય.

## ગીત ૯૪ મું.

### વર તોરણ ચઢતાં વરઘોડામાં ગાવાનું ગીત બીજું.

" રાજ બનડા." એ રાગ.

ઓ બનડાજી તમે પરણવા પધારો;
સદ્ગુણથી તન શણગારો, રાજ બનડા;
જો પવિત્રતા રૂપી પિતામ્બર ધારો;
તો શોભે વેષ તમારો, રાજ બનડા. ૧
જો જ્ઞાનતણો ઝગમગતો પ્હેરો જામો;
તો પૂરણ શોભા પામો, રાજ બનડા;
શિયળ ગુણનો શીરબંધ રૂડો શીર બાંધો;
તો વળતી ન રહે વાંધો, રાજ બનડા. ૨
શુભ લક્ષણના તોરા તે પર લટકાવો;
તો સહુને મોહ ઉપજાવો, રાજ બનડા;
જો સત્યપણાનો મુખે કરો મુખવાસ;
તો પસરે સરસ સુવાસ, રાજ બનડા. ૩
જો શરમતણો સુરમો આંખોમાં આંજો;
તો કોઇથી કદી ન ગાંજો, રાજ બનડા,
જો મધુર વચનની કંઠે કંઠી પ્હેરો;
તો ચળકે સુંદર ચહેરો, રાજ બનડા. ૪
જો હૈડે ધારો હિમત હીરનો હાર;
તો પ્રગટે તેજ અપાર, રાજ બનડા;
જો પરમારથની પોંચી પોંચે ધારો;
તો શોભે હાથ તમારો, રાજ બનડા. ૫
જો ક્ષમા સરૂપી ખડગ ખરૂં કર ધરશો;
તો જગ જીતી વશ કરશો, રાજ બનડા;
ઉદ્યોગ સરૂપી ઉત્તમ ઘોડે ચઢશો;
તો રિધ સિધ સર્વ પકડશો, રાજ બનડા. ૬
જો શુભ જશકેરાં વાજાં જગમાં વાગે;
તો બીજાં નકામાં લાગે, રાજ બનડા;
જો વિદ્યાની વરણાગી ઓપે અંગે;
તો સાજન રે'શે સંગે, રાજ બનડા. ૭
જો અવગુણકેરી કરશો આતસબાજી;
તો રે'શે ઈશ્વર રાજી, રાજ બનડા;
જો ચઢો તમે ઉત્તમ વરઘોડે આમ;
દે આશીષ દલપતરામ, રાજ બનડા. ૮

## ગીત ૯૫ મું.

### વર તોરણ ચઢતાં વરઘોડામાં ગાવાનું ગીત ત્રીજું.

શુભ લગને સાંચરવાનું ગીત.

"એક હારમાંહેલો હીરો; મારી સગી નણંદનો વીરો રે, સુઘ્લા સારી સોબત લાવે." એ રાગ.

લાડણાને લાડણી કા'વે; મને ભોજન પાન ન ભાવે;
જાણું સાહબો ક્યારે આવેરે, સાહબા શુભ લગને સાંચરજો. ૧
તમે ગુણનિધિ છો ગંભિરા; મારા હારતણા છો હીરા;
મારી સગી નણંદના વીરા રે, સાહબા. ૨
તમે છો સહુ જનથી સારા; મને પ્રાણથકી પણ પ્યારા;
મારા લોચનના તમે તારા રે, સાહબા. ૩
હું તો જનમો જનમ તમારી; તમે નરવર ને હું નારી;
નહિ તો રહું જનમ કુંવારી રે, સાહબા. ૪
જેમ ચકોર ચંદ્રની પ્રીત; જેવું મચ્છનું જળમાં ચિત;
મારૂં મન તમમાં એવી રીત રે, સાહબા. ૫
મેં તો કરી તમ અરથે કાયા; મને લાગી તમારી માયા;
મારી સગી સાસુના જાયા રે, સાહબા. ૬
મેં તો વાંચ્યાં તમારાં વેણાં; દીલમાં લાગ્યાં સુખ દેણાં;
હવે નિરખવા તરસે નેણાં રે, સાહબા. ૭
ધન્ય ધન્ય સતી પતિનો સ્નેહ; જીવ એક ને જુદા દેહ;
કહે દલપત જીવજો એહ રે, સાહબા. ૮

---

## ગીત ૯૬ મું.

### વર તોરણ ચઢતાં વરઘોડામાં ગાવાનું ગીત ચોથું.

લાડણીના સંદેશાનું ગીત.

"આછા ઘુંઘટ વહુને વ્હાલેરા લાગે." એ રાગ.

રૂડું છે રાયજાદા રૂપ તમારૂં;
રૂપ તમારૂં ને કામણગારૂં,
મોહ પામ્યું છે મન મારૂં, કેસરિયાલાલ,
રૂડું છે રાયજાદા રૂપ તમારૂં. ૧
કાગળ વાંચી મારૂં, કાળજું ઠરિયું,
અંતરમાં વચને વચન ઉતરિયું,
તમને વરવાનું નક્કી કરિયું,
કેસરિયાલાલ, રૂડું છે. ૨
સુખ થશે જ્યારે સાહબો મળશે;



મનના મનોરથ સુફળ ફળશે;
ત્યાં સુધી મન ટળવળશે,
કેસરિયાલાલ, રૂડું છે. ૩
જોશી મૂરખ જેણે લગન જોઈ આપ્યું;
વ્હેલું ન આપ્યું ને વેગળું થાપ્યું;
વગર વિચાર્યું કેમ છાપ્યું ?
કેસરિયા લાલ, રૂડું છે. ૪
ત્રીશ ઘડીનો દિવસ પ્રથમ ગણાતો;
દિવસ દીસેછે વર્ષ જેવડો આતો;
શું કરૂં કે મેં નથી જાતો,
કેસરિયાલાલ, રૂડું છે. ૫
જલદી પધારો મારી સાસુનાજાયા;
મુજને લાગી તમારા મુખડાની માયા;
કુરબાન કીધી મેં તો કાયા;
કેસરિયાલાલ, રૂડું છે. ૬
ચોંપ કરીને ત્યાંથી જાન ચલાવો;
સાહબા આવી મારૂં શહેર શોભાવો;
વ્હાલા વેગેથી વ્હેલા આવો,
કેસરિયાલાલ, રૂડું છે. ૭
જે સતિ પતિ પૂરો સ્નેહ કરેછે;
તેના ઉપર પ્રભુ રાજી રહેછે;
દલપત આશીષ દેછે,
કેસરિયાલાલ રૂડું છે. ૮

---

## ગીત ૯૭ મું.

### વર તોરણ ચઢતાં વરઘોડામાં ગાવાનું ગીત પાંચમું.

લાડણીના પ્રેમના પત્રનું ગીત.

"હંસા તે વરણી ને મરગા તે નયણી." એ રાગ.

લાડણી તે લાડાને પત્ર લખેછે,
વ્હેલા પધારવા વિનતી કરેછે;
મળવાને મન તરસેછેરે, રંગ રસિયા,
વ્હાલમ મુજ મન વસિયા. ૧
મુજ મન વસિયા રૂડા રંગ રસિયા;
હેતે જે દિવસ સામું જોઇ હસિયા;
એવાજ અંતરે દસિયારે, રંગ રસિયા, વ્હાલમ. ૨
આજ ને આજ ઉતાવળા આવો;
વિરહ વિજોગના તાપ સમાવો;
હૈડે હરખ ઉપજાવોરે, રંગ રસિયા, વ્હાલમ. ૩

વારે વારે ઘણી વાટ જોઊછું;
ઉડતાં પખીને વાત પૂછુંછું;
પ્રેમથી પત્ર લખુંછુંરે, રંગ રસિયા, વ્હાલમ. ૪
જીવન તમ સાથે જીવ જડાણો;
સ્નેહથી સાચો સંબંધ બંધાણો;
તે તો તમે સર્વ જાણોરે, રંગ રસિયા, વ્હાલમ. ૫
વિપળ વિજોગની જુગ જેવી જાય;
રજની દિવસ દૂર કેમ રેવાય;
જીવમાં જંપ ન થાયરે, રંગ રસિયા, વ્હાલમ. ૬
જગદીશે જ્યારે મને ઉપજાવી;
જો હોત પંડમાં પાંખો બનાવી;
ઉડીને મળત હું આવીરે, રંગ રસિયા, વ્હાલમ, ૭
ઉતાવળા આવી મળજો આ ઠામ;
માનજો સત્ય મુખ વચન તમામ;
જે કહે દલપતરામરે, રંગ રસિયા, વ્હાલમ. ૮

## ગીત ૯૮ મું.

### વર તોરણ ચઢતાં વરઘોડામાં ગાવાનું ગીત છઠ્ઠું.

કન્યાના ઘર પાસે વરઘોડો આવે ત્યારે ગાવાનું ગીત.

"કેસર કસ્તુરી કમેકમે જોને." એ રાગ.

લાયક સખી સાથે લાડણી જીરે;
વ્હાલમની કરે વાત, રાજ;
મને વ્હાલો લાગે વર લાડણો જીરે;
જોઇ અસવારી વરરાજાતણી જીરે;
શોભીત સુરપતિ સાક્ષાત, રાજ, મને. ૧
દોડી આવીને કહ્યું દાસિયે જીરે;
આવ્યો વરઘોડો ઘર પાસ, રાજ મને;
ઉંચી ચઢી હું તો અગાસિયે જીરે;
પેખવા મુખનો પ્રકાશ; રાજ, મને. ૨
ઘોડા ઘુમેછે ઘણા જોરથી જીરે;
હાથિયા હીંડે હારોહાર, રાજ, મને.
વાજે ત્રંબાળું ઘણા ઘોરથી જીરે;
પડઘમનો નહિ પાર, રાજ, મને. ૩
ભેર ભુંગળ ભાતભાતનાં જીરે;
સૈકડો વાજે સરણાઇ, રાજ, મને;
જન જોવા મળ્યા જાત જાતના જીરે;
નિરખતાં લાગેછે નવાઇ, રાજ, મને. ૪
કેસર કસ્તુરી કેવડે જીરે;
થોકે થોકે ભર્યા છે થાળ, રાજ, મને;
તાજી સુવાસ ચાલી તેવડે જીરે;
ઉડેછે અબીર ગુલાલ, રાજ મને. ૫
ફેરેછે વળી રૂડા ફૂલના જીરે;
ગજરા તોરા ને હૈયે હાર, રાજ, મને;
મોતીના તોરા મોંઘા મૂલના જીરે;
શીરપર ધરે સરદાર, રાજ, મને. ૬
છેલ છબીલાને છે છાજતું જીરે;
છત્ર સોનાનું છટાદાર, રાજ, મને;
રૂપ રસિકછે બિરાજતું જીરે;
અદભુત તેજનો અંબાર, રાજ, મને. ૭
વરઘોડો શું ઘણો વખાણિયે જીરે;
કહી ન શકાય તમામ, રાજ મને;
વરણન કરી કંઇક વાણિયે જીરે;
દે દુવા દલપતરામ, રાજ, મને. ૮

## ગીત ૯૯ મું.

### પોંખતી વખતે બન્ને પક્ષની સ્ત્રીઓને ગાવાનું ગીત.

"હળવી હળવી પોંખરે વેવાણ પોખ્યાં." એ રાગ.

તોરણ આવી અલબેલો વર ઉભા,
સુંદરીઓ નિરખેછે સારી શોભા
જાનૈયાએ અંતરપટ આડું ધરિયું,
લાડણીએ તંબોળ છાંટણ કરિયું. ૧
ઉમંગથી પોંખવા સાસુજી આવ્યાં,
જગજન પોપણનાં રાચ લાવ્યાં;
ધુંશળ મુશળ ને વલ્હોણાનો વાંસ,
ત્રાક તીર શરિયા સંપુટ પાસ. ૨
કંકુનું તિલક કર્યું વરને કપાળ,
ચોખા ચોઢયા અંતરમાં ધરી વ્હાલ;
પછી પ્રેમે પોંખણું લઇને પ્રત્યેક,
વરને ઓવારણે કીધું હરેક. ૩
પ્રથમ તો ધુંસરૂં ઓવારણે કીધું,
ગાડી ઘોડા સરવસ વારી દીધું;
મુશળથી રસકસ જેહ કઢાય,
વરને ઓવારણે તેહ કરાય. ૪
વાંસ વડે સરવે ગોરસ સાર,

ત્રાકવડે વસ્ત્રો વિવિધ પ્રકાર;
તીરવડે શસ્ત્ર અનેકનો સાજ,
તે તો કર્યો વરને ઓવારણે આજ. ૫
શરિયાની લેખણથી જેહ લખાય,
સંપુટથી પેટી મજુસ સમજાય;
ઇંડિયાંથી ચુનાતું ચણતર જેહ,
કોડે કર્યું વરને ઓવારણે તેહ. ૬
પીંડિયાંથી વિવિધ પ્રકાર પકવાન,
વરને ઓવારણે કર્યું કુરબાન;
કળશભરી જળ ફેરવી રેડી દીધું,
જાણે નીજ જીવન વારણે કીધું. ૭
નાક સાફ કરી સુત સમ ગણી લીધો;
સંપુટિયા ઉપર વરે પગ દીધો;
રાયવર માંયરામાં બેઠા આવી,
શોભા સારી દલપતને દીલ ભાવી. ૮

---

## ગીત ૧૦૦ મું.

### માંયરાનું ગીત. [1]

" લાડી આવડાને દાહાડા તમે કયાં રહ્યારે.';એ રાગ.
પ્રેમે માંયરામાં વરરાજા વરરાજા પધારિયા રે,
આપી બેસવાને આસન બેસારિયા રે;
સાસુ સસરાએ મધુપર્કે પુજિયા રે,
ગાય ગુણીજન ગાન રમુજિયા રે. ૧
કન્યાને મામે ત્યાં કન્યાને પધરાવિયાં રે,
ભારે ભભકો જોતાં સહુને ભલાં ભાવિયાંરે;
પ્હેર્યું પાનેતર જાદરની કાંચળી રે,
હાથીદાંતતણો ચુડો કરમાં વળી રે. ૨
અંગો અંગે ધર્યાં સારા શણગાર છે રે,
આછા ઘુંઘટમાં તેજનો અંબાર છે રે;
ચોખા ચોંટેલાછે કંકુપીળ કાઢીછે રે,
માથે મ્હોડ મૂકી ચુંદડી ઓઢાડીછે રે. ૩
ગોરે મીંઢળનાં કાંકણ છે બાંધિયાં રે,
વસ્ત્ર છેડા બાંધ્યા જાણે સ્નેહે સાંધિયા રે;
વર કન્યા તણી કોટે વરમાળ ધરીરે,
બન્ને કુળતણા ગોત્રનો ઉચ્ચાર કરી રે. ૪
મળી બ્રાહ્મણ ત્યાં મંગળ અષ્ટક ભણે રે,
તે તો સર્વ જન સ્નેહ ધરીને શુણે રે;
શુભ લગ્ન સમે તાતે કન્યા દાન કર્યું રે,
ત્યારે મુખથી વચન કહ્યું મર્મ ભર્યું રે. ૫
કરશે સહાયતા ધર્મ અર્થ કામમાં રે,
માટે જુદી નવ ગણશો કોઇ ઠામમાં રે;
વરે કબૂલ કર્યું કે જુદી નહિ ગણું રે,
એમાં સર્વ અર્થ આવ્યો કહું શું ઘણું રે. ૬
ત્યાં તો હરખનાં વાજાં વગડાવિયાં રે,
ગીત મંગળ અનુપમ ગવરાવિયાં રે;
આપે આશીર્વાદ મળી વિપ્ર વેદિયા રે,
ભલા વેદતણા મંત્રના જે ભેદિયા રે. ૭
દીધાં જાચકને દાન ભાતભાતનાં રે,
થયાં વખાણ બન્નેનાં માત તાતનાં રે;
સુખ ઉપજ્યું ત્યાં સજ્જન તમામને રે,
દીલે હર્ષ વધ્યો દલપતરામને રે. ૮

---

## ગીત ૧૦૧ મું.

### માંયરાના વર્ણનનું ગીત.

" ચઢ વરઘોડે ને વાંકે અંબોડે." એ રાગ.
માંયરામાં વર કન્યા બિરાજે,
વિવિધ પ્રકારનાં વાજિંત્ર વાજે;
ગર્જના તેની તો ગગનમાં ગાજે,
આજ અંતર ઠર્યું આનંદે. ૧
વર કન્યાએ પ્હેરી વરમાળા,
બેસવા બાજઠ છે રતનાળા;
મેળવ્યા હાથે હાથ રૂપાળા,
આજ અંતર ઠર્યું આનંદે. ૨
ગોરી મળી ગીત મંગળ ગાય,
હૈડામાં હેતુ જનો હરખાય;
સમયની શોભા કહી ન શકાય,
આજ અંતર ઠર્યું આનંદે. ૩
મંગળ કામનું મુહુરત જાણી,
વિપ્રો વદે મુખ મંગળ વાણી;
રાજી થયા રૂદે રાજાને રાણી,
આજ અંતર ઠર્યું આનંદે. ૪
બંદી જનો બિરદાવળી બોલે,
રાજજી ધનના ખજાનારે ખોલે;
આપેછે દાન ત્યાં તો અણુતોલે,
આજ અંતર ઠર્યું આનંદે. ૫

[1] આ ગીત વર તથા કન્યા બેઉના તરફથી ગાઇ શકાય તેવું છે.

ઉત્તમ જનનો જનમદિન એક,
લગ્ન દિવસ પણ ઉત્તમ છેક;
ત્રીજો ઉત્તમ દિન રાજ્યાભિષેક,
આ અંતર ઠર્યું આનંદે. ૬
ઉત્તમ એ ત્રણ દિવસ ગણાય,
અવર હરખ એની તુલ્ય ન થાય;
બંધીવાનના બંધ છોડાય,
આજ અંતર ઠર્યું આનંદે. ૭
ઘણું જીવો એ વર કન્યા આ ઠામ,
પ્રભુ એની પુરજો હૈડાની હામ;
દીલથી દુવા દેછે દલપતરામ,
આજ અંતર ઠર્યું આનંદે. ૮

## ગીત ૧૦૨ મું.

### હસ્ત મેળાપ સમે ગાવાનું ગીત.

સંગીત રાગ.[1]

વર કન્યાના હાથ મળ્યા, આનંદ વધ્યોછે આજે;
નોબતના બહુ નાદ થયા, પલટણની પડઘમ વાજે.
કડકડ ધિન્નાં, કડકડ ધિન્નાં કડકડ ધિન્નાં ધિન્નાંધિન્નાં
ત્રણધણ ત્રણધણ ત્રાંસાં વાજે, ધિનકટ ધિનકટ ધિન્નાં.
કડકડ ધિન્નાં, કડકડ ધિન્નાં, કડકડ ધિન્નાં ધિન્નાં ધિન્નાં. ૧
સુરવર મુનિવર નરવર સરવે, રૂદિયામાં બહુ રાચે;
નિર્મળ નારી નૃત કરનારી,થનગનથનગનથનગન નાચે,કડ.૨
ઝમઝમ ઝમઝમ ઝાંઝર ઝમકે, ધમ ધમ ઘુઘરા ધમકે;
ઠમ ઠમ કાંબી કડલાં ઠમકે, ધમ ધમ ધરણી ધમકે, કડ ૩
પળમાં તો તે ઘુંઘટ તાણે, પાળમાં ઘુંઘટ ખોલે;
તનનન તાથૈ તનનન તાથૈ, તાથૈ બોલે, કડ. ૪
ગડડડડડ ઘન ઘટા ચઢીને, જેમ ગગનમાં ગાજે;
ઢેઢેઢેઢે ઢમકઢમક ઢમ, વડાં ત્રંબાળુ વાજે, કડ. ૫
ઝકુંબ ઝકુંબ ઝકુંબ ઝૈયાં, વાજે દુકડ મૃદંગ;
ચુકચુકચુકચુકચુકચુકચુક ચુક, વાજે ચંગ ઉપંગ, કડ. ૬
ભરરરર ભું ભું ભરરરર ભુંભું, વાજે ભુંગળ ભેર;
ઝણણણ ઝણણણ ઝાલર ઝમકે, ઘણણણઘુઘરી ઘેર કડ. ૭
વર કન્યા રિદ્ધિ ને સિદ્ધિ, નવ નિધિ પણ પામે;
આશીષ ઉત્તમ એવી વિધિ, દીધી દલપતરામે, કડ. ૮

[1] ચોપાયા છંદની છાયામાં પણ ગવાયછે.

## ગીત ૧૦૩ મું.

### વર કન્યાના હાથ મળ્યા વિષેનું ગીત.

“ તું તો ઉતર વેવાણ હેઠી રે.” એ રાગ.

ઢોલા ઢમકયારે, વર વહુના હાથ મળ્યા,
હાથી ચમકયારે, વર વહુના હાથ મળ્યા,
વાજાં વાગ્યાંરે. વર વહુના હાથ મળ્યા,
જનો જાગ્યારે, વર વહુના હાથ મળ્યા. ૧
તોપો છુટીરે, વર વહુના હાથ મળ્યા,
બેડી[1] ત્રુટીરે, વર વહુના હાથ મળ્યા;
હૈડાં હરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા,
પ્રેમે પરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા. ૨
જેમ સજ્જન સજ્જન સાથ મળ્યા,
એમ વર ને કન્યાના હાથ મળ્યા;
જેમ નદી ને નદીનો નાથ મળ્યા,
એમ વર ને કન્યાના હાથ મળ્યા. ૩
જેમ દુધમાં સાકર જાય ભળી,
એમ વરને કન્યાની જોડ મળી;
જેમ ફૂલમાં હોય સુવાસ વળી,
એમ વર ને કન્યાની જોડ મળી. ૪
જેમ કુંદનમાં જડી હીરાકણી,
એમ વર ને કન્યાની જોડ બણી;
જેમ ચંદ ને ચાંદની ચંદતણી,
એમ વર ને કન્યાની જોડ બણી. ૫
જેમ શોભેછે લ્હેરો સાયરામાં,
એમ વર ને કન્યા શોભે માંયરામાં;
જેમ શોભે શીતળતા વાયરામાં,
એમ વર ને કન્યા શોભે માંયરામાં.
જેમ સારસ શોભે સજોડે કરી,
એમ વર ને કન્યાની જોડ ઠરી;
જેમ ઇંદ્ર ઇંદ્રાણીની જોડ ધરી,
એમ વર ને કન્યાંની જોડ ઠરી. ૭
શોભે દેવ દેવી શણગાર સજી,
એવી વર ને કન્યાની જોડ ભજી;
વર કન્યાની જોડ અખંડ રહે,
રૂડી આશિષ દલપતરામ કહે. ૮

[1] કવીશ્વર દલપતરામ લખેછે કે “ રાજા હોય તો તે વખતે બંધીવાનને છોડી મૂકે છે. ”

## ગીત ૧૦૪ મું.

### ચૉરીમાં વર તથા કન્યા બન્નેના તરફથી ગાવાનું ગીત પહેલું.

ચૉરીનું ગીત.

" આજરે ચાંદો ને સૂરજ રમણ ચઢ્યા વેવાણ." એ રાગ

આજની શોભા સુખકારી, સારી રસ ભરપુર;
વાણીથી શું કહું વિસ્તારી, ધારી ધીરજ ઉર. ૧
ચોકમાં બાંધીછે ચૉરી, ગોરી મંગળ ગાય;
કંકુ વાળી કનક કટોરી, કોરી ઝગમગ થાય. ૨
વર કન્યા વધિ અંબોડે, કોડે વદે સુવેણ,
થિર હસતે મુખ થોડે થોડે, જોડે નેણે નેણ. ૩
ઝળકેછે સોનાની ઝારી, વારી ભર્યું ગંભિર;
નિરખેછે નેહે નર નારી, ધારી ધારી ધીર. ૪
હેતુ જનનાં હૈડાં હરખે, નિરખે, કૌતક કોડ;
પ્રેમ પરસ્પર કેરો પરખે, સરખે સરખી જોડ. ૫
જોવા બહુ મળ્યાં નર નારી, ધારી ઉમંગ એહ,
જોઇ જોઇને જાયછે બલિહારી, સારી શોભા તેહ ૬
બાંધી પૂર્ણ પરસ્પર પ્રીતિ, નીતિ સહિત અધિક;
સદ્ગુણ વડે દીસે શોભીતી, રીતિ રૂડી રસીક. ૭
સદૈવ શ્રી પ્રભુ સુખમાં સ્થાપે, કાપે કષ્ટ તમામ;
આશીષ એવી પ્રભુ પ્રતાપે, આપે દલપતરામ. ૮

---

## ગીત ૧૦૫ મું.

### ચૉરીમાં વર તથા કન્યા બન્નેના તરફથી ગાવાનું ગીત બીજું.

વર કન્યાની જોડનું ગીત.

"રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં." એ રાગ.

લાડો લાડી શોભેછે સુલક્ષણાં;
જુગતે જુગતી મળી જોડ,
છે ચંપાનો છોડ, જોડું જુગોજુગ જીવો;
સદ્ગુણી અને ચતુર શીરોમણિ;
નથી એકેમાં ખાંપણ ખોડ, કહું વાર ક્રોડ જોડું. ૧
ધન્ય ધન્ય તેણે સમજણ ધરી;
બાંધી પૂર્ણ પરસ્પર પ્રીત, રૂડી રસ રીત, જોડું;
એનાં મનહર મંજુલ મુખ છે;
જાણે આદિત્ય ઇંદુ ઉદીત; છે સરસ શોભીત. જોડું. ૨
જેવાં ઇંદ્ર ઇંદ્રાણી છે ઓપતાં;
વર કન્યાનો એવો છે વેષ, વખાણું વિશેષ, જોડું;
જેવી મેઘ ઘટા નભમાં દીસે,
એવા કન્યાને શીર શોભે કેશ, મોતી ગુંથ્યાં બેશ, જોડું. ૩
દીસે કરમાં ચુડો ગજદંતનો;
મહા મૂલનું હેમ મઢેલ, આપણીએ આપેલ, જોડું;
નવ ગ્રહ સમ શુભ નવ રંગના;
મણિ માણક જોત્ય જડેલ સુઘાટ ઘડેલ, જોડું. ૪
પીળું સરસ પાનેતર પ્હેરિયું;
હૈયે હીરા મણીના છે હાર, કરેલા શ્રીકાર, જોડું;
દીસે ઝુમણું ઝાલ ને દામણી;
સજ્યાં શોભે સુંદર શણગાર, ઓપે છે અપાર, જોડું ૫
પગે શોભે છે કલ્લાં ને સાંકળાં;
ઓપે અણુવટ વીછુઆ અધિક, હર્ષાદીકા ઠીક, જોડું;
કરમાં છલ્લાં છવીંટિયાં ને આરશી;
એના નંગનું મૂલ આદીક, નજાણે ઝૂણીક,[1] જોડું. ૬
લાડે લલિત પિતામ્બર પ્હેરિયું;
કાંધે ધારી છે કાશ્મીરી શાલ, છે કરમાં રૂમાલ, જોડું;
હાથે વેઢ ને વીંટીઓ છે વળી;
કાંડે કનક કડાંતણો તાલ, તિલક શોભે ભાલ, જોડું. ૭
નેણ સહુનાં ઠરે જોડું નિરખતાં;
જોવા આવી ઉભું આખું ગામ, સ્ત્રી પુરૂષો તમામ, જોડું;
સદા રેંજો અખંડ સોહાગણી;
દેછે આશીષ દલપતરામ, કરો રૂડાં કામ, જોડું. ૮

---

## ગીત ૧૦૬ મું.

### ચૉરીમાં વર તથા કન્યા બન્ને તરફથી ગાવાનું ગીત ત્રીજું.

પંચરંગી શોભાનું ગીત.

" રઘુનાથજીની ઘોડલી. " એ રાગ.

લીલા પોપટ પઢે પાંજરે, લીલાં તોરણ પણ તે સમાન;
ત્રાજવું લીલું ગોરા ગાલમાંરે, લીલાં નાગરવેલનાં પાન,
સુંદર શોભા વરણવું. ૧.
પીળું કેસર પીળાં કેસુડાં, શોભે પીળો સોનેરી રંગ;
પીળું પાનેતર લાડીનુંરે, વરને પીળું પિતામ્બર અંગ, સું,૨
રાતો હિંગળો સેંથે શોભીતો, રાતી કંકુનીઆડ કપાળ;
રાતી કન્યાતણી ચુંદડીરે, રાતા હોઠને પગ પણ લાલ સું. ૩
કાળું કાજળ શોભે આંખમાં વળી કાળો કોયલનો વેષ;
કાળાહાથી કાળી ઘન ઘટારે, એવા કાળા કન્યાના છે કેશ, સું,૪

---

૧ જવાહીરના વ્યાપારી.

હાથીના દાંત ને હંસલા, ધોળાં જાઇજુઇનાં ફુલ;
ધોળા મોતી નથડી તણુંરે, ધોળા હીરાનો હાર અમુલ્ય, સું.૫
મધુર સ્વર કોયલતણો, શુક સારિકા સ્વર સુખ દેણ;
મધુર સ્વર વીણા તણોરે, એવાં મધુર છે વનિતાનાંવેણ,સું. ૬
કોમળ જીભ ચકલીતણી, લાગે મોર પીંછે સુવાળાશ;
કાયા કોમળ કન્યાતણી રે, જેવાં કોમળ કમળ કપાસ, સું.૭
રંગ રૂડા પાંચે કહ્યા, કહ્યા મધુર કોયલ ગુણ આમ;
સહુથી શોભા સદગુણતણી રે, દીસે ઉત્તમ દલપરામ, સું.૮

## ગીત ૧૦૭ મું.

### ચોરીમાં કન્યાની તરફથી ગાવાનું ગીત.

" છૈયા હાથ પરોરે લેજે રે." એ રાગ.

છૈયા તેતો છબીલીને છેતરી,
તું તો પરણ્યો કન્યાને કપટ કરી;
તારા ચિતમાં તે શી ચતુરાઈ છે ?
લાડી લાખણી તુંથી ડાહી છે. ૧
તારાં સારાં નશીબે તને મળી,
કન્યા પામ્યો તું કાચની પુતળી;
તારૂં સર્વ કુટુંબ શોભાવશે,
સૌને સમજણ દૈ સમજાવશે. ૨
મોટા કુળની તને ક્યાંથી મળે ?
કન્યા લીધીછે તે તો કળે કળે;
આવી કનકારાણાને બારણે,
તારે બાપે માગી તારે કારણે. ૩
ખુશામત કરી ખોળા પાથર્યા,
કન્યા માટે કાલાવાલા ક્ર્યા;
ત્યારે કનકેરાણે કરૂણા કરી,
દીધી દેવકન્યા જેવી દીકરી. ૪
તું તો આંગણે આંગણે આથડયો,
તને કન્યા દેનારો ન કોઈ જડયો;
તારૂં ભાગ્ય ભલું આજ ઉઘડયું,
કન્યા રૂપી રતન તુજને જડયું. ૫
અમે ભાળીછે તારી ભોજાઈને,
તે તો નાવે તોલે ચંપાબાઈને;
સારા કુળમાં મળ્યું તને સાસરૂં.
પડયું આજ નશીબ તારૂં પાંસરૂં. ૬
પૂરાં પુણ્યનો જથો જામિયો,
તેથી લાખેણી લાડી તું પામિયો;
છેક છોકરવાદી છૂટી ગઈ,
તારી લાખેણી લાજ હવે થઇ. ૭
હવે પરણીને ઘરધણી તું થયો,
રૂડા માણસની ઓળમાં રહ્યો;
શોભા વધશે હવે તારા ધામની,
દુવા ફળી તને દલપતરામની. ૮

## ગીત ૧૦૮ મું.

### ચોરીમાં વર તરફથી ગાવાનું ગીત પહેલું.

કન્યાના ભાગ્યના વખાણનું ગીત.

" સવામણ સોનાની દીવી રે, " એ રાગ.

લાડી તારૂં તપ પૂરૂં ફળિયું રે,
તેથી સારૂં સાસરૂં મળિયું રે;
નહિ તારા પુણ્યમાં ખામી રે,
તેથી તું તો પતિ સારો પામી રે. ૧
લાડી તારી નમ્રતા નિરખી રે,
અમે તને પ્રથમથી પરખી રે,
મીઠી તારા મુખડાની વાણી રે,
તેથી તને સૌ કે'છે શાણી રે. ૪
પ્રથમ તેં દેખાડી પ્રીત રે,
ચોરી લીધું લાડણાનું ચિત રે;
કનકાજી રાણાની બેટી રે,
લાડી તું તો પ્રેમની પેટી રે. ૩
નિર્મળ છે તારી નીતિ રે,
તેથી તું જગ મધ્યે જીતી રે;
લાડી તેં તો પ્રભુ પુરા પૂજ્યારે
તેથી તને સદગુણો સુઝયા રે. ૪
લાડી તું તો ડહાપણનો દરિયો રે,
તેં તો વંશ કંથને કરિયો રે;
લાડી તારી ચળકે છે ચુડી રે,
રતિ તારા કર્મની રૂડી રે. ૫
લાડી તારે હૈડે છે હાર રે,
નહિ તારા પૂણ્યનો પાર રે;
ભણી તું તો ભણતર ભાવે રે,
કોઈ તારી તુલ્ય ના આવે રે. ૬
ઉગ્યો તારા ભાગ્યનો ભાણ રે.
વર મળ્યો ચતુર સુજાણ રે;
માગતી તું પ્રભુજીની પાસ રે,

પ્રભુએ પૂરી તારી આશ રે. ૭
ધન્ય ધન્ય ધન્ય તારી કરણી રે,
પ્રેમે તું જીયા વરને પરણી રે;
થજો તારાં વાંચ્છિત કામ રે,
દુવા દેછે દલપતરામ રે. ૮

## ગીત ૧૦૯ મું.

### ચૉરીમાં વર તરફથી ગાવાનું ગીત બીજું.

ઘુંઘટનું ગીત.

"માતા લીંપ્યા ને ગુંપ્યા મારા ઓરડા." એ રાગ.

તારા ઘુંઘટમાં છે રચના ઘણી; જાણે મન પકડયાની
મોહજાળ, હો લાડણી, તારો ઘુંઘટ છે સુઘડ ઘણો;
તેમાં તેજી દીસે છે ચંદ્રમાતણી;
વળી વાસુકી નાગ છે વિશાલ, હો લાડણી, તારો. ૧
રૂડા તારા ઘુંઘટતણા રંગમાં;
લાડી રંગાયું ચતુર વરનું ચિત, હો લાડણી, તારો;
એની અસર થઈ તે અંગોઅંગમાં;
પરિપૂરણ ઉપજી તેથી પ્રીત, હો લાડણી, તારો. ૨
લાડી શું જાણિયે જે તેં તો શું કર્યું;
તેં તો લાડાને વશ કરી લીધો, હો લાડણી, તારો;
આતો રત્ન અમારૂં રૂડું તેં હર્યું;
પ્રેમ રસ તેં પાયો અને પીધો, હો લાડણી, તારો. ૩
ચીત ચોરી લીધું તેં ચતુરાઇએ;
તારૂં ડહાપણ અદ્ભુત દીઠું, હો લાડણી, તારો;
તું તો જીતી તે તારી નમ્રતાઇએ;
મુખે બોલી વચન મીઠું મીઠું, હો લાડણી, તારો. ૪
વશીકરણ વિદ્યા છે તારી વાણીમાં;
તું તો સાસરિયામાં શોભા પામી, હો લાડણી, તારો;
તું તો ઠરી ઉત્તમ દકરાણીમાં;
તારી કીર્ત્તિ જગત વિષે જામી, હો લાડણી, તારો. ૫
તું તો દેખ્યામાં દીસે નાની નાનડી;
આવા ઉત્તમ ગુણ ક્યાંથી શીખી ? હો લાડણી, તારો;
તેં તો પ્હેરી છે કાને સોના પાનડી;
તારી આંખ છે મૃગલી સરીખી, હો લાડણી તારો. ૬
તું તો ભણતર એવું ભલું ક્યાં ભણી ?
કેણે વાક્ય વિવેકનાં વંચાવ્યાં ? હો લાડણી, તારો;
ક્યાંથી સદ્ગુણ લીધા તે ગણી ગણી ?
આવા સારાં લક્ષણ ક્યાંથી આવ્યાં? હોલાડણી, તારો. ૭
જીવો ઘુંઘટવાળી ઘણા વર્ષ તું;
રાખે સૌભાગ્યવતી જગદીશ, હો લાડણી, તારો;
હૈડે પામજે હર ઘડી હર્ષ તું;
એવી આપેછે દલપત આશીષ, હો લાડણી, તારો. ૮

## ગીત ૧૧૦ મું.

### ચાર મંગળ વરતવા વિષેનું ગીત.[૧]

"રઘુનાથજીની ઘોડલી," એ રાગ.

પંચની શાક્ષીએ પરણિયાં રે, પૂરો પરસ્પર પ્રેમ;
શાસ્ત્રપ્રમાણે વિધિ કરીરે, કુળ વંશ પરંપરા જેમ,
મંગળ ગાય માનની. ૧
ગુરૂનાં વચન પ્રમાણથીરે, કર્યો ઉત્તમ આચાર;
સગાં સનેહીની સાક્ષિયેરે, વળી વરત્યાં છે મંગળચાર, મં. ૨
પ્હેલું મંગળ એમ વરતિયુંરે, અંતર હરખ અપાર;
મનડાં પરસ્પર મેળવીરે વરકન્યાએ કીધા કરાર, મંગળ. ૩
કન્યા કરાર એવો કરેરે, સ્વામી હું પત્નિ સદાય;
શુભ ચિંતન કરીકંથનુંરે, સર્વે કામમાં કરીશ સહાય, મં. ૪
સ્વામી કહે પુરા સ્નેહથીરે, પાળીશ દેહ પર્યંત;
જમાનશ્રીજગદીશછેરે, જો ન પાળું પ્રતિજ્ઞાઅત્યંત, મં. ૫
બીજું મંગળ હવે વરતિયું રે, એનો અરથ છે અતોલ;
કુળ દેવને વચમાં કરીરે, કર મેળવીને દીધા કોલ, મંગળ. ૬
ત્રીજું મંગળ ત્યાં તો વરતિયું રે, શું સમજે લોક લાંઠ?
સૂરજચંદ્રનીશાક્ષિયેરે, ગાઢીઅંતરમાંપાડીગાંઠ, મંગ. ૭
ચોથું મંગળ જ્યારે વરતિયુંરે, હદ વળી તે હાર;
દલપતકહેબન્નેમળીરે, રાખ્યાશાક્ષીશ્રીસરજનહાર, મં. ૮

## ગીત ૧૧૧ મું.

### સપ્તપદીનું[૨] ગીત.[૩]

"કંકુ છાંટી કંકોતરી મોકલે." એ રાગ.

સાત પગલાં ભરેછે સુભાગણી; એમાં અર્થ છે ઊંડો
અતોલ, ઇશ્વિર એમાં સાક્ષી છે;
પગલે પગલે પ્રતિજ્ઞા પતિ કરે;
જે હું બોલું તે પાળીશ બોલ; ઇશ્વિર. ૧
પ્હેલે પગલે પ્રિયાને પતિ કહે;
ખાન પાન પોષણ હું કરીશ, ઇશ્વિર;

૧ આ ગીત વર કન્યા બેઉના તરફથી ગવાય તેવું છે.

૨ કવીશ્વર દલપતરામ લખેછેકે "પતિના ઘર તરફ કન્યા સાત પગલાં ભરે તેનું નામ સપ્તપદી,

બીજે પગલે કહે કંથ કોડથી;
મારે ઘેર તું માન પામીશ, ઇશ્વર. ૨
ત્રીજે પગલે કહે તને ત્યાં થશે;
વ્રત ઉત્સવ હરખ અથાગ, ઇશ્વર;
ચોથે પગલે કહે ચતુરા શુણો;
મારા વૈભવમાં તારો ભાગ; ઇશ્વર. ૩
પછી પાંચમે પગલે પતિ કહે;
મારાં ઢોર ઢાંખર તું સંભાળ, ઇશ્વર;
છઠ્ઠે પગલે કહે તારો અંશ છે;
મારૂં જેજે કાંઈ ધન માલ, ઇશ્વર. ૪
વળી સાતમે પગલે સ્વામી કહે;
ધર્મ કર્મમાં કરજે સહાય, ઇશ્વર;
તેથી ધર્મમાં પણ તારો ભાગછે;
મારી અર્ધાંગના તું સદાય, ઇશ્વર. ૫
પછી હસ્ત ગ્રહણ સ્વામીએ કર્યો;
માગી ઇશ્વર પાસે આશીષ, ઇશ્વર;
દશ પુત્ર પ્રભુ આને આપજે;
સુખ પામજે દિવસ ને નીશ, ઇશ્વર. ૬
મારાં માત પિતા ભાઈ બ્હેનને;
થજે રંજનકારી સદાય, ઇશ્વર;
મારી મરજી પ્રમાણે તું ચાલજે;
તારી પૂર્ણ કરીશ ઇચ્છાય, ઇશ્વર. ૭

હાલમાં તે એવી રીતે કરેછે કે ચોખાની ઢગલીઓ સાત કરીને વર કન્યાના જમણા પગનો અંગુઠો પકડીને સાતે ઢગલીઓને અડાડેછે. તે વખતે ગોર વરની વતી સાત મંત્ર ભણેછે. તેનો અર્થ આ ગીતમાં છે. તે પછી કન્યાનો હાથ ઝાલે તેના મંત્ર ૭ છે. તે મંત્ર કોઇ તો કન્યાદાન દેતી વખતે ભણેછે. તેને પાણિગ્રહણ સંસ્કાર કહેછે. તે એવી રીતે કે ઇશ્વરની પ્રાર્થનાના ૭ મંત્ર ભણીને ઘીની આહુતિ અગ્નિમાં નાખેછે. તેમાં અર્થ એવો છે જે જે જે અંગે તેં આજસુધીમાં પાપ કર્યું તે ઇશ્વર માફ કરશે. એની મતલબ એવી જણાયછે કે પરણ્યા પછી કોઈ પ્રકારના અગાઉ કરેલા દોષથી તે કન્યાને તજી શકાય નહિ. વળી લોકમાં કહેવત ચાલેછે કે બાળકના દોષ જનોઈ દે ત્યારે મટી જાય અને કન્યાના દોષ પરણે ત્યારે મટી જાય. ત્યાં સુધી બાળપણાના અજ્ઞાનથી દોષ કર્યા હોય તે મટે છે." ૩ આ ગીત વર તથા કન્યા બેઉ પક્ષવાળાને ગાવા લાયક છે.

ધ્રુવ તારો દેખીને કન્યા કહે;
જેવો અચળ ઠર્યો તું આ ઠામ, ઇશ્વર;
પતિ કુળમાં અચળ એવી હું થઈ;
દેખી રીઝિયા દલપતરામ, ઇશ્વર. ૮

---

## ગીત ૧૧૨ મું.

### વર કન્યા કંસાર જમતાં ગાવાનું ગીત.[1]

"લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વેવાણ ટળવળેરે." એ રાગ.

લાડો લાડી જમેરે કંસાર, આનંદ આજ અતિ ઘણોરે;
પાસે બેઠી સૈયરો બે ચાર, તપાસ રાખે તે તણોરે.૧
રત્ને જડિયો બાજઠ વિશાળ, મૂકયોછે મુખ આગળેરે;
તે ઉપર સોનાનો શોભીત થાળ, ત્યાં ઝારી ભરીછેજળેરે.૨
સાસુજી શુભ સજીને શણગાર, પીરસવાને આવિયાંરે;
ઘીની વાઢી સાકર તૈયાર, રકાબી ભરી લાવિયાંરે ૩
પીરસતાં મન મકલાય, આનંદ અંગો અંગમાંરે;
ભેગાં બેસી જમે વર કન્યાય, અધિક ઉછરંગમાંરે. ૪
અન્યોન્ય જમાડે કરી પ્રીત મર્કલડાં મુખથી કરેરે;
ગોરી મળી ગાય મંગળ ગીત, આશીષ સહુએ ઉચરેરે.૫
જમી રહીને લીધાં આચમન, સાસુએ નીર નામિયાંરે;
જોઈ જોઈ હરખ્યા સ્વજંન, સંતોષ સર્વ પામિયાંરે. ૬
વરકન્યાએ કીધો મુખવાસ, સજ્જન જુએછે સ્નેહથીરે;
સગાં સ્નેહીએ આવીને પાસ, નજરાણો કીધો નેહથીરે.૭
વરકન્યાનું જોડું જોઈ તે ઠામ, ઉર આનંદ અપાર થયોરે;
દીલથી આશીષ દીધી દલપતરામ, જગતમાં જયજયકાર થયોરે. ૮

---

## ગીત ૧૧૩ મું.

### કન્યા સાસરાના કુળમાં ભળી તે વિષેનું ગીત.[2]

"એક ઝારા ઉપર ઝારીરે." એ રાગ.

તમે સાંભળો સહુ નરનારીરે,
એતો લાડણી થઈ અમારીરે;
જમી વર સાથે કંસાર રે,
એણે કબૂલ કર્યો સંસાર રે. ૧
કરી બાપના કુળથી જુદાઈ રે,
હવે અમારે ગોત્રે ગણાઈ રે;

૧ વર તથા કન્યા બન્ને તરફથી ગાવા યોગ્ય છે.
૨ આ ગીત માત્ર વર તરફથી ગાવાનું છે.

હવે કહ્યું અમારૂં કરશે રે,
કહ્યું ગુલાબવહુનું કાને શીદ ધરશેરે ? ૨
એતો થયું માણુસ અમારૂં રે,
અમે કે'શું એને વહુવારૂરે;
થઈ અમારા ઘરની ધરૂણી રે,
એના બાપને ઘેર તે પરૂણીરે. ૩
અમારે ઘેર ઓરડામાં માલશે રે,
બાપને ઘેર પરસાળે ચાલશેરે;
અમારે ઘેર પટારા સંભાળશેરે,
બાપને ઘેર બેઠાં અજવાળશેરે. ૪
ઘર કંથનું તે પોતાનું પ્રમાણશેરે,
ઘર ભાઈનું તે ભોજાઈનું જાણશેરે;
ઝાઝી પિએરની મમતા છોડશેરે,
જીવ સાસરિયાની સગાઈએ જોડશેરે. ૫
હવે પિયરમાંથી અમલ ઉતર્યોરે,
આજથી અમલ સાસરિયામાં ઠર્યોરે;
જેમ પર્વતથી નદી નિકળીરે,
જઈ સ્નેહથી સાગરમાં મળીરે. ૬
ભલું છીપનું મોતી ભાળિયેરે,
વસ્યું રાજાના કાનની વાળિયેરે;
એમ કનકાજીની દીકરીરે,
વર ચતુર કુંવર સાથે વરીરે. ૭
જેમ કુંદન માંહીં હીરાકણીરે,
થઈ સજ્જડ શોભા પામે ઘણીરે;
સુખ પામે સદા દીન જામનીરે,
એવી આશીષ દલપતરામનીરે. ૮

## ગીત ૧૧૪ મું.

### કન્યાના વખાણનું ગીત.[1]

"આવ્યા ઉનાળાના દહાડા કે, છોડી વીંઝણુલો શે ન લાવી ?" એ રાગ.

ભાસે તું તો ભલો ભાગ્યશાળી રે, લાડા પામ્યો તું કન્યા રૂપાળી;
તારી જીવકોર ભાભી તો કાળીરે, લાડા. ૧
જેવો પાસો હોય પ્રવાળી રે, લાડા;
જેવી કાચની પુતળી ભાળી રે, લાડા. ૨
ચંપાબાઈ છે દીલની દયાળી રે, લાડા;
તારી ભાભી તો દીલની દગાળી રે, લાડા. ૩
ચંપાબાઈની ચુડી રતનાળી રે, લાડા;
નાકે નિર્મળ મોતીની વાળી રે, લાડા. ૪
ચંપાબાઈ છે ચૌદ વિદ્યાળી રે, લાડા;
તારી ભાભી તો ઠોઠ હઠાળી રે, લાડા. ૫
ચંપાબાઈ છે રૂડા કરમાળી રે, લાડા;
ધીરજવાળી વળી ધરમાળી રે, લાડા; ૬
દીપે દુનિયામાં જેવી દીવાળી રે, લાડા;
નિર્મળ નક્ષત્ર સરખી નિહાળી રે, લાડા. ૭
તેના તેજે બધી મણા ટાળી રે, લાડા;
દાખે દલપતરામ શ્રીમાળી રે, લાડા. ૮

## ગીત ૧૧૫ મું.

### કન્યાના ઓરડાનું ગીત.[1]

"પેલા વેવાઈના ઝુંપડામાં શું જોશો?" એ રાગ.

સર્વે જાનતણી મળી સુંદરી;
મ્હેલ કનકાજીના જોતી જાય રે,ચંપાબાઇને ઓરડે;
ચંપાં ત્યાં ઘડિયાળ ઉકેલીને;
ચક્ર ગોઠવતી ત્યાં દેખાય રે, ચંપાબાઇને, ૧
આવો બેસોજી કહીને બેસારીયાં;
સહુને આપિયાં આદરમાન રે, ચંપાબાઇને;
પછી વાજું વગાડી વિલાયતી;
ગાયું ચંપાંએ ગુણિયલ ગાનરે, ચંપાંબાઇને. ૨
ત્યાં તો નાનેરી નણદલે પૂછિયું;
ભાભી આ કયાંથી આવિયું ઝાડરે[2]; ચંપાંબાઈને;
નણદી એ ઝાડ તો મેં બનાવિયું;
તે તો મોકલવાને મેવાડ રે, ચંપાંબાઇને. ૩
ભાભી આ પેટીમાં શું ભર્યું હશે ?
એમાં છે કાંઇ જાણવા જોગ રે, ચંપાંબાઇને.
નણદીએ પેટી ભરત ચીતર તણી;
એનો હું કરૂંછું ઉપયોગરે, ચંપાંબાઈને. ૪
ભાભી આ નકશો કોણે ચીતર્યો ?
ખરેખાત એ તો છે ખગોળ રે, ચંપાંબાઇને;
નણદી એ નકશો મેં ચીતર્યો;
જેવું દીઠું આકાશમાં ડોળ રે, ચંપાંબાઇને. ૫
ભાભી આ ચોપડી કવિતાતણી;

૧ આ ગીત કન્યા તરફથી ગાવાનું છે.

૧ કન્યા કેવી લાયક છે તે બતાવવાને કન્યા તરફની સ્ત્રીઓને ગાવાનું.

૨ રેશમ અથવા ઉનને વાળા સાથે ગુંથીને બનાવેલું ઝાડ.

આવી કવિતાનું કરનાર કોણુ રે ? ચંપાંબાઇને;
નણંદી એમાં છે ઇશ્વિરપ્રાર્થના:
એ તો કવિતા કરી છે મેં ઓણુ રે, ચંપાંબાઇને. ૬
ભાભી આ તે અક્ષર ક્યાંની છાપના ?
એ તો ગુટકો કોણે ગૂંથેલ રે ? ચંપાંબાઇને;
હિંદી શાસ્ત્રી ને ફારસી અક્ષરે;
એ તો મેંજ ગુંથેલ લખેલ રે, ચંપાંબાઇને. ૭
જોવા જેવી બીજી ઘણી વસ્તુઓ;
ગોઠવેલી દીસે ઠામો ઠામ રે, ચંપાંબાઇને;
દેખી ઢંગ થઈ દલપત કહે;
તેતો જાનની જુવતી તમામ રે, ચંપાંબાઇને. ૮

## ગીત ૧૧૬ મું.

### પરણી ઉઠ્યા પછી જાનીવાસે જતાં જાનરડીઓને ગાવાનું ગીત.

“અમે ઇડરિયો ગઢ જીત્યાં રે, આનંદ ભર્યાં.” એ રાગ

અમે આજ લંકાં ગઢ લીધા રે, જેજેકાર થયો;
અમે દેશમાં ડંકા દીધા રે, જેજેકાર થયો;
આજ ઇચ્છા પુરી થઇ અમારી રે જેજેકાર થયો;
આજની ઘડી સૌથકી સારી રે,જેજેકાર થયો. ૧
અમને કનકાજીની મળી બેટી રે,જેજેકાર થયો:
એ તો છે જવાહીરની પેટી રે, જેજેકાર થયો:
સર્વે મનના મનોરથ ફળિયા રે, જેજેકાર થયો;
આજ ઇશ્વિર અઢળક ઢળિયા રે, જેજેકાર થયો. ૨
લોક કે'તાછે વર નાનું બાળ રે, જેજેકાર થયો;
તેણે કીધુંછે કામ વિશાળ રે. જેજેકાર થયો;
સગા કનકારાણા જેવા મળિયા રે, જેજેકાર થયો;
રાણો પોતાને વચને પળિયા રે, જેજેકાર થયો. ૩
અમે રાજગાદી જેવું રળિયાં રે, જેજેકાર થયો;
વરના વેરીનાં કાળજાં બળિયાં રે, જેજેકાર થયો;
અમે રાજનગરમાં મ્હાલ્યાં રે, જેજેકાર થયો;
રૂડું રત્ન લઈ ઘેર ચાલ્યાં રે, જેજેકાર થયો. ૪
હવે લાડી તે થૈછે અમારી રે, જેજેકાર થયો;
એના પિયરને મુકશે વિસારી રે, જેજેકાર થયો.
કોણ કે'શે જગતસિંહ જૂઠા રે, જેજેકાર થયો;
એ તો પુત્ર પરણાવીને ઉઠયા રે; જેજેકાર થયો. ૫
વાત ધારી તે પાર ઉતારી રે, જેજેકાર થયો;
પ્રતિપક્ષી રહ્યાં ઝખ મારી રે, જેજેકાર થયો:
ભલું લાડીનું ભાગ્ય ઉઘડિયું રે, જેજેકાર થયો;
તેથી સાસરૂં સારૂં જડિયું રે જેજેકાર થયો. ૬
આજ અવસર સર્વથી સારો રે, જેજેકાર થયો;
હરખ્યા હરખ્યા તે લોક હજારો રે, જેજેકાર થયો;
આજ આનંદની થઈ એ'લીરે, જેજેકાર થયો;
સુખ સાગરની લ્હેર રે'લી રે, જેજેકાર થયો. ૭
અતિ ઇશ્વિરનો ઉપકાર રે, જેજેકાર થયો;
અમે માનિયે વારંવાર રે, જેજેકાર થયો;
જેની કીર્તિ ઠરી ઠામો ઠામે રે, જેજેકાર થયો;
દીઠી દીઠી તે દલપતરામે રે, જેજેકાર થયો. ૮

## ગીત ૧૧૭ મું.

### માંડવે જમવા જતાં રસ્તામાં ગાવાનું ગીત.

“ત્રાંબા કુંડી તે નગર સોહામણી.” એ રાગ.

ચાલો ચાલો વેવાઇને માંડવે; માંડવામાં રે
મળિયા સાજંન, મોતિછાયો વેવઇનો માંડવો;
બહુ ઉમદા ગલીચા બિછાવિયા,
જોઈ મનડું રે, થાય મગંન, મોતી. ૧
ગાદી તકિયા મંડપમાંહી ગોઠવ્યા:
બીરાજ્યાછે રે, રાણાને રાય, મોતી;
સોને રૂપે મંડપ શણગારિયો;
જેની શોભા રે, કહી ન શકાય, મોતી. ૨
ઝુલે હાથી વેવાઇને આંગણે;
તેણે સજિયા રે, શુભ શણગાર. મોતી;
શોભે કનક અંબાડી તે ઉપરે;
કંઠે ધરિયા રે, હેમના હાર, મોતી. ૩
રૂડી ઇંદ્રાપુરી રળિયામણી;
એવા મનહર રે, વેવઇના મ્હેલ, મોતી;
મેના પોપટ કનકને પાંજરે;
મુખે મધુરા રે, બોલેછે બોલ, મોતી. ૪
વરની જાનને જમવાને બેસવા;
રૂડા રંગે રે, ચીતર્યાછે ચોક, મોતી;
રત્ન જડિત બાજઠ મૂક્યા બેસવા;
જોઇ અચરજ રે, પામેછે લોક, મોતી. ૫
સોના રૂપાના થાળ સોહામણા;
માંડી મૂક્યા રે, ત્યાં હારોહાર, મોતી;
વાર વિસલનગરના વાડકા;
ચોખી ચાંદીના રે, ચળકે અપાર, મોતી. ૬
લોટા કાશીના ચીતરેલા ચળકતા;

આબખોરા રે, મૂક્યા અનેક, મોતી;
જેને જેમ ઘટે તેમ બેસવા;
શાણા વેવાઈએ રે, કીધા વિવેક, મોતી. ૭
વર રાજાને ઉત્તમ બેસણું;
દાદ આદરથી રે, મૂક્યું તે ઠામ, મોતી;
ધન્ય ધન્ય વેવાઈના વિવેકને;
દેછે આશીષ રે, દલપતરામ, મોતી ૮

## ગીત ૧૧૮ મું.

### માંડવે જમવા જતાં વેવાઇને ઘેર આવાનું ગીત.

"એક લીલી તે લીલી લીલડી." એ રાગ.

આજ આનંદનો રંગ રેલિયો;
આ હૈડામાં હરખ ન માયરે, રંગ રેલિયો;
મળી જાનની સરવ સાહેલિયો;
દશે દીશામાં આનંદ દેખાયરે, રંગ. ૧
અમે વેવાઇને માંડવે આવિયાં;
સારૂં પામવાને સનમાનરે, રંગ;
એક માળણે અમને બોલાવિયાં,
અમે પુછ્યું એને કરી સાનરે, રંગ. ૨
હું તો મોટી માળણ તને વિનવું;
વેવાઇ કનકારાણાના કિયા મ્હેલરે, રંગ;
મોંઘાં મોતીનું તોરણ કરી નવું;
મોટે બારણે દીસેછે બાંધેલરે, રંગ. ૩
જોવા આવિયાં મંડપ વેવાઇનો;
જોવા આવ્યાં વેવાઇના મોટા મ્હેલ રે, રંગ;
અમે નિરખિયેરે માંડવો નવાઈનો;
કરે મેના પોપટ ત્યાં કલોલરે, રંગ. ૪
જોયા કનકારાણા વેવાઇને;
જોયાં કનકાવતી વેવાણરે, રંગ;
જોયાં લાડીની ગુલાબ ભોજાઇને;
જોયા ધનપાળસિંહ સુજાણરે, રંગ. ૫
કંઇક જોયા તેમાં શાણા કોઇએ;
જંગસિંહ જેવા ન જણાયરે, રંગ;
જોયાં વેવાણ ફરીને શું જોઇએ ?
રાણી પુલાંદે તુલ્ય ન ગણાયરે, રંગ. ૬
વેવાઈ ધનપાળસિંહથી ભલા બહુ;
વેવાણ ગુલાબવહુને જાણે સહુ;
એથી જીવકોરવહુ વખણાયરે, રંગ. ૭

રાજનગરથી રળીયામણું;
ગુણવંતું રતનપુર ગામરે, રંગ;
ઘણી રીતે તે શું કહિયે ઘણું;
દીલે જાણે છે દલપતરામરે, રંગ. ૮

## ગીત ૧૧૯ મું.

### ગોરવનું ગીત પહેલું.[1]

"ધોળકામાં ધરમશી ફુલતો, મેઘાડંબર ગાજે." એ રાગ.

ગોરવનાં ગીત ગાઇએ, આવો સૈયર સમાણી;
હૈયામાં બહુ હરખાઈએ, વરો મોટો વખાણી;
પંગતે ઢાળ્યા છે પાટલા, રૂડા રત્ન જડેલા;
જાણ્યું જે જમવાને આટલા, આદમી છે આવેલા. ૧
કનક કળશ અજવાળિયા, મૂકયા નીર ભરીને,
ધાતુના બાજઠ ઢાળિયા, રૂડી જુગતિ કરીને;
સોનાના થાળ સોહાવિયા, વાડકા રૂડા રાજે;
જાન લઈ વર આવિયા, બેઠા જમવાને કાજે. ૨
પીળાં પીતામ્બર પ્હેરિયાં, પુરૂષોએ ઉમંગે;
લલનાએ પ્હેર્યાં લ્હેરિયાં, રેશમી રૂડે રંગે;
લાડુ જલેબી ને લાપશી, પેંડા બરફી ને પૂરી;
જમવાને વસ્તુ જોતાં કશી, નથી એકે અધુરી. ૩
સાટા અમૃત સમાન છે, ઘણાં ઘેબર ખાજાં;
પીરસ્યાં ઘણાં પકવાન છે, તે તો તાજાં ને તાજાં;
બાસુદી ને દુધપાક છે, ચટણી જાત જાત;
સર્વ પ્રકારનાં શાક છે, ભલાં દાળ ને ભાત. ૪
અમૃત પાક આનંદથી, પંગતે પીરસાયા;
પાપડ પૂરણ ચંદથી, વિશેષે વખણાયા;
રાઇતાં રૂડી રીતનાં, અગણિત અથાણાં,
સરવ પ્રકાર સાહિત્યનાં, ભરી મૂક્યાં છે ભાણાં. ૫
ગુંજાં ને ભજિયાંનો ગંજ છે, મુરબ્બા મન ગમતા;
બહુજ રૂપાળો બિરંજ છે, જોયા જાનૈયા જમતા;
દુધ કઢેલાં લાવીને, પીરસ્યાં ઘણી પ્રીતે;
સાકર માંહી મેળાવીને, રાખેલાં રૂડી રીતે. ૬
પંખે પવન નંખાય છે, પેખી ઉપજે છે પ્રીત;
જાનૈયા જમતા જાય છે, ગોરી ગાય છે ગીત;
મુખ મંજન જમીને કર્યાં, આપ્યાં પાન સોપારી;
લવિંગ ઇલાયચી લૈ ધર્યાં; મીઠાં વચન ઉચારી. ૭
જુગ્તિનો ગોરવ જોઈને, બધા વિશ્વે વખાણ્યો;

[1] આ તથા ગોરવનું ગીત બીજું વર તથા કન્યા બેઉ પક્ષ તરફથી ગાવા લાયક છે.

કસર રહી નહિ કોઇને, જન જાતિએ જાણ્યો;
નોંતરીને આખા ગામને, રાણે રાખ્યો છે રંગ;
દીલમાં દલપતરામને, આજે અધિકો ઉમંગ. ૮

## ગીત ૧૨૦ મું.

### ગોરવનું ગીત બીજું.

"રાતો ઘોડો રણ પાખરિયો, શ્વેત ધર્યો શણગાર જેને." એ રાગ.

જાનૈયા બેઠા ઉમંગે, સંગે સર્વે તેહ બ્હેની;
રાયણ જેવા રાતા રંગે, અંગે માતા એહ બ્હેની, ૧
ભાવે લાગ્યા ભોજન કરવા, ગરવા ગોરવ ટાણે બ્હેની;
પીરસનારા લાગ્યા ફરવા, ભરવા ભોજન ભાણે બ્હેની. ૨
જમતાં જમતાં જમણ વખાણે, જાણે અમૃત જેવું બ્હેની;
સાતે સુખ મળ્યાં તે ટાણે, આણે ઉરમાં એવું બ્હેની. ૩
રસ કસ ભોજન રૂડી રીતે, પ્રીતે જમતા જાય બ્હેની;
ગોરવનાં રસીલાં ગીતે, ચિતે ચંચળ થાય બ્હેની. ૪
કોઈ કહે દુધપાક વધારે, વારે વારે લૈએ બ્હેની.
કોઇ કહે ઘી જમિયે જ્યારે, ત્યારે તાજા થૈએ બ્હેની ૫
કોઈને સારી લાગે સેવો, મેવો કોઇ માગે બ્હેની;
કોઈ કહે કેરીનો રસ જેવો, એવો અવર ન લાગે બ્હેની ૬
કોઇ તો રાઇતાં શીરાવે, ભાવે કોઇને ભાજી બ્હેની;
કોઈ તો ભજીયાં મગાવે, લાવે ત્યાં થાય રાજી બ્હેની. ૭
થોડું થોડું સર્વે લેવું, એવું કોઈનું ચિત્ત બ્હેની;
દલપતરામે જોયું જેવું, તેવું ગાયું ગીત બ્હેની. ૮

## ગીત ૧૨૧ મું.

### ગોરવનું ગીત ત્રીજું[1]

"પાંચ માણુનો લાડવો રે." એ રાગ.

માંડવે મોટા માનથી રે; જમવા બેઠી છે જાન. જુઓ ગોરી ગામની રે;
ચંદ્ર જેવા જગસિંહજી રે;સાથિયો તારાસમાન, જુઓ. ૧
કનકોરાણો જુએ કોડથી રે; મનમાં હરખ ન સમાય, જુ;
બન્ને વેવાઈના નેણમાં રે; હેતની જ્યોતિ જણાય, જુઓ.૨
અરસપરસ ઉચ્ચારીને રે; વચને કરે છે વિનોદ, જુઓ;
સાંભળતાં સુખ ઉપજે રે; પૂરણ ઉપજે પ્રમોદ, જુઓ.૩
ફુલાંદે બાઇ વેવાણને રે; કનકાવતી દે છે માન જુઓ.
બન્ને વેવાણો થાય છે રે; ગમત કરી ગુલતાન. જુઓ, ૪
જાણે નવે નિધિ સાંપડી રે; એવો વધ્યો ઉછરંગ, જુઓ
હેત વધારે હળી મળી રે; સ્નેહી સગાં જન સંગ, જુઓ.૫
જાણે સગાં સારાં મળ્યાં રે; લાખેણો લીધો લ્હાવ, જુઓ;
દેવિયો દેવની મંડળી રે; દીસે એવો દેખાવ, જુઓ. ૬
સારમાં સાર સંસારમાં રે; ઉત્તમ દિવસ છે આજ, જુઓ;
જાણે તુઠ્યો જગનો ધણીરે; આજ મળ્યું રૂડું રાજ, જુઓ;૭
ઈશ્વિર આગળ માગિયે રે; અવસર આવે હમેશ, જુઓ;
દલપતરામના દેવની રે; વિનતિ કરીને વિશેષ, જુઓ. ૮

## ગીત ૧૨૨ મું.

### ગોરવનું ગીત ચોથું.

રામણ દીવાનું ગીત.

"વડું રે પાટણ વડું ધોળકું, કોઈ માળવે જાયરે." એરાગ.

નવારે નગરના લુહારી, રામણ દીવડો ઘડજે રે;
રચના રૂડી રચજે તેમાં, મોતી માણેક મઢજે રે. ૧
ચોફેર ફરતી પુતળી, રચજે રૂડી રૂપાળી રે;
મોહ પામે મોટા મહીપતિ, ભલો દીવડો ભાળી રે. ૨
ઘડજે સુઘડ ઘણા ઘાટનું, ચતુરાઇથી ચાકું રે;
પત્ર જેવું નહિ પાતળું, જડ જેવું ન જાડું રે. ૩
દીવડો મુકીશ મોટા ચોકમાં, એથી થશે અજવાળું રે;
એથી દેખાશે આંગણું, ઘણું રૂડું રૂપાળું રે, ૪
દીવડો મુકીશ મારે માંડવે, માંડવાને શોભાવે રે;
ધનપાળભાઈ કુળનો દીવો, જેમ કુળને દીપાવે રે. ૫
દીવડો લેઇ કનકાબાઇ, માંડવા મધ્યે મ્હાલે રે;
માથે ધરી મ્હોડ ચુંદડી, માજી મલપતાં ચાલે રે. ૬
જેણે સપુત શિરોમણિ, કુળ દીપક જાયા રે:
ધન્ય એના અવતારને, કરી સારથક કાયારે. ૭
દીવડો દીસે રળિયામણો, હોય વિવા જે ઠામ રે;
દીવડો દીઠે દીલડું ઠરે, દાખે દલપતરામ રે. ૮

## ગીત ૧૨૩ મું.

### ગોરવનું ગીત પાંચમું.[1]

"કંકુ છાંટી કંકોતરી મોકલે." એ રાગ.

જાણે અમરાપૂરી થકી ઉતર્યો; એતું મૂલ ન કોઇથી કળાય, વીરણનો છે વિંઝણો;
ઝગમગિયાની ઝાલર ઝગમગે;

[1] આ તથા ગોરવનું ગીત ચોથું નામ ફારફેર કરીને વર તથા કન્યા બેઉના તરફથી ગાવા લાયક છે.

[1] આ તથા ગોરવનું છઠ્ઠું ને સાતમું ગીત માત્ર કન્યા તરફથી ગાવાનું છે.

તે તો દેખતાં દૃષ્ટિ લોભાય, વીરણુનો. ૧
શોભે દાંડી સોનાની સોહામણી;
હીરા માણુક મોતી મઢેલ, વીરણુનો;
ચુવા ચંદન નીર ગુલાબનું;
તેમાં રસ બસ તે તો કરેલ, વીરણુનો. ૨
વેવાઇ જગસિંહજીને રે શિર ઢળે;
સારો શીતળ પસરેછે વાય, વીરણુનો;
વિંઝણામાંથી પસરે સુવાસના;
ફરતી ગાઉ ગાઉ માંહી ફેલાય, વીરણુનો. ૩
ધનપાળભાઈના રંગ મહેલનો;
અતિ અજબ તરેહનો તેહ, વીરણુનો;
પ્રેમે નવલા વેવાઇએ પૂછિયું;
કયાંથી આપને સાંપડ્યો એહ, વીરણુનો. ૪
એવું સાંભળી ધનપાળભાઇ કહે;
સ્નેહે સાંભળો શાણા વેવાઈ, વીરણુનો;
અમારે ને અમારા રાયને;
ભલી અસલની ભાઈબંધાઈ, વીરણુનો. ૫
તેથી તે રાજાએ ભેટ મોકલ્યો;
જેની જગમાં જડે નહિ જોડ, વીરણુનો.
હીરા પારખું હોય તે જન જાણે;
કહે મૂલ સોનૈયા કરોડ, વીરણુનો. ૬
એ તો અમરાપૂરીમાંહી ઉપજ્યો;
એના ભોગી ભલા ભલા ભૂપ, વીરણુનો;
એ તો તાપ ટાળે તનમનતણા;
ગુણ એવા છે એમાં અનુપ, વીરણુનો. ૭
આજ શાણા વેવાઇઓને શિર ઢળ્યો;
થયું તે અતિ ઉત્તમ કામ, વીરણુનો;
આજ આવ્યો સારા ઉપયોગમાં;
દીલે રીઝિયા દલપતરામ, વીરણુનો. ૮

---

## ગીત ૧૨૪ મું.

### ગોરવનું ગીત છઠ્ઠું.

સદ્‌ગુણ રૂપી સુખડાનું ગીત.

"મરચાં લાલ ગુલાલ, મરચાં લ્યોરે લોદરિયાં." એરાગ

સુખડાં સુખડિયાને હાટ, સુખડાં લ્યોરે સાકરિયાં.
ભરીને મૂક્યાં મોટાં માટ, સુખડાં લ્યોરે સાકરિયાં.
સુખડાં સદ્‌ગુણનાં શ્રીકાર, સુખડાં.
એનો ઉત્તમ સ્વાદ અપાર સુખડાં. ૧
લાડુ લાયકીના હોય, સુખડાં,
શરીરે પુષ્ટિકારક સોય, સુખડાં;
શીરો તો સારો સંતોષ, સુખડાં,
નિશ્ચે તે તો છે નિર્દોષ, સુખડાં. ૨
સેવો સત્યપણું સુખ દેણુ, સુખડાં,
મગદળ તો મુખ મીઠાં વેણુ, સુખડાં;
જાણપણુંજ જલેબી જાણ સુખડાં,
તેનાં થાય વિશેષ વખાણ, સુખડાં. ૩
વિદ્યા વડાં ભલાં વખણાય, સુખડાં,
શિખંડ સજ્જનપણું સદાય, સુખડાં;
પવિત્ર મન તે તો દુધપાક, સુખડાં,
સહનપણું વિધવિધનાં શાક, સુખડાં. ૪
સૂતરફેણી શુદ્ધિ વિચાર, સુખડાં,
પેંડા બરફી પરોપકાર, સુખડાં;
ઇશ્વિર ભક્તિ અમૃતપાક, સુખડાં,
એમાં તો ગુણ દીસે અથાક, સુચડાં. ૫
બુદ્ધિ સારી તેજ બિરંજ, સુખડાં,
ગંભિરતા ખાજાંનો ગંજ, સુખડાં;
ઉદાર મન તે મોહન ઠાર, સુખડાં,
પાપડ પંડતણો આચાર, સુખડાં. ૬
ગુલાબપાક વિવેક ગણાય, સુખડાં,
તેથી તન મન ઠંડક થાય, સુખડાં;
કરુણા પીઓ કઢેલાં દુધ, સુખડાં,
એથી રે'શે અંતર શુદ્ધ, સુખડાં. ૭
પીજો નિરમળ નીતિ નીર, સુખડાં,
સાજાં તાજાં રહે શરીર, સુખડાં;
આવ્યા જમવાને આ ઠામ, સુખડાં,
દીલ ખુશ રે'જો દલપતરામ, સુખડાં. ૮

---

## ગીત ૧૨૫ મું

### ગોરવનું ગીત સાતમું.

રંગરસનું [1]ગીત.

"માંડવામાં કોણ કોણ સાજન બેઠા રે." એ રાગ.

રંગરસ માંડવામાં ઘોળાયરે, રંગરસ સાજનને છંટાયરે;

---

૧ કવીશ્વર દલપતરામ લખેછે કે "જાનને પહેરામણી કરેછે તે દહાડે તથા ગોરવને દહાડે કંકુનો રંગ કરીને વેવાઇઓ અને વેવાણો એક બીજાની દાઢી પીળેછે અને કંકુ છાંટેછે. કંકુના રંગનું નામ રંગરસ અને તેનો ભાવાર્થ પરસ્પર પ્રેમનો રસ છે. મુસલમાનો પોથીનો રંગ વિવાહમાં પરસ્પર છાંટે છે."

રંગરસમોંઘે મૂલે વેચાયરે, રંગરસરાજવળામાં વખણાયરે. ૧
રંગરસ પાવ લાખે પાશેરરે, રંગરસ લાખ ટકાનો શેરરે;
રંગરસરગમહેલમાંબિરાજેરે, રંગરસછેલ છબીલીને છાજેરે:
રંગરસ દેવને દુર્લભ દીઠોરે, રંગરસલાગે છે મનને મીઠોરે;
રંગરસ ભોગવે ભાગ્યશાળી ભોગીરે, રંગરસ પામેનજોગી વિજોગીરે. ૩
રંગરસ કન્યાની ચુડીએ ચળકે રે,રંગરસ વરની પાઘડીએ ઝળકેરે;
રંગરસ શોભે કન્યાને ચુંદડે, રંગરસ વરને છોગલે રૂંદરે. ૪
રંગરસ ગુલાબવહુને ઘુંઘટેરે, રંગરસ ધનપાળભાઈને દુપટેરે;
જેવો રંગ રાખે ધનપાળભાઈરે, એવો રંગ રાખજો બેચર વેવાઈ રે. ૫
રાખે રંગ કનકાવતી સુજાણરે, એવો રંગરાખજો ફુલાંદે વેવાણરે;
રાખે રંગ ગુલાબ વહુ આજ જેવોરે, રાખજો રંગ જીવકોર વહુ તમે તેવોરે. ૬
રંગરસ પામિયે પ્રભુનેપ્રતાપેરે, રંગરસઈશ્વરરીઝીનેઆપેરે;
રંગરસ સંસારમાં છે સારરે, રંગરસ સૃષ્ટિતણો શણગારરે.૭
રંગરસનીઆજે ઉછળેછોળરે,રંગરસછાંટેને કરેછે કલ્લોલરે;
રંગરસપ્રેમતણોપરિણામરે, દેખીદીલ રીઝે દલપતરામરે. ૮

## ગીત ૧૨૬ મું.

### પહેરામણી કરતાં ગાવાનું ગીત પહેલું.[1]

દાયજાનું ગીત.

"ધોળકામાં ધરમશી ફુલતો, મોઘા ડંબર ગાજે."એ રાગ.

કનકરાણે પૂર્યો દાયજો, ચાલો જોવાને જૈએ:
ચંપાંકુવરીને અપાયજો, ચાલો જોવાને જૈએ;
શણગાર્યાં હાથીને ઘોડલા, ચાલો જોવાને જૈએ૦
ઉંટનાં ઉત્તમ જોડલાં, ચાલો જોવાને જૈએ. ૧
રથ છે રૂડા ભાતભાતના, ચાલો જોવાને જૈએ,
બળદ જોવા જેવી જાતના, ચાલો જોવાને જૈએ;
ગાયો ભેંશો દીસે દૂઝતી, ચાલો જોવાને જૈએ.
સંખ્યા તેની નથી સૂઝતી, ચાલો જોવાને જૈએ. ૨
જડિત પટારા પટારિયો, ચાલો જોવાને જૈએ,
કનકના કળશ ને ઝારિયો, ચાલો જોવાને જૈએ;
સોના રૂપાના થાળ છે, ચાલો જોવાને જૈએ,
ભોળિયો ભોળા વિશાળ છે, ચાલો જોવાને જૈએ. ૩

પાટલા બાજઠ બેસણાં, ચાલો જોવાને જૈએ,
ઢીંચણિયાં મુકયાંછે ઘણાં, ચાલો જોવાને જૈએ;
બાજઠ છપર પલંગ છે, ચાલો જોવાને જૈએ,
સાંગા માંચીઓ તે સંગ છે, ચાલો જોવાને જૈએ. ૪
ગાદલાં ગાલમશુરિયાં, ચાલો જોવાને જૈએ,
ઓશીકામાં રૂ પૂરિયાં, ચાલો જોવાને જૈએ;
સરસ છે સુજની રજાઈઓ, ચાલો જોવાને જૈએ,
તકિયા ઓછાડ તળાઈઓ, ચાલો જોવાને જૈએ. ૫
કાંશકિયો હાથીદાંતની, ચાલો જોવાને જૈએ,
આરશિયો ભાત ભાતની, ચાલો જોવાને જૈએ;
વસ્ત્રછે વિવિધ પ્રકારનાં, ચાલો જોવાને જૈએ,
શોભીતાં સોનેરી તારનાં, ચાલો જોવાને જૈએ. ૬
હીરા મોતીના હાર છે, ચાલો જોવાને જૈએ,
આભૂષણ તો અપાર છે, ચાલો જોવાને જૈએ;
નામ બધાં નવ જાણિયે, ચાલો જોવાને જૈએ,
વાહવાહ કહીને વખાણિયે, ચાલો જોવાને જૈએ, ૭
દાબડિયો ને દાબડા, ચાલો જોવાને જૈએ,
ઘાટ કારીગરોએ ઘડ્યા, ચાલો જોવાને જૈએ;
જોઇ જોઈ વસ્તુ તમામને, ચાલો જોવાને જૈએ,
દીલ ખુશી દલપતરામને, ચાલો જોવાને જૈએ. ૮

## ગીત ૧૨૭ મું.

### પહેરામણી કરતાં ગાવાનું ગીત બીજું.[1]

સંતોષ રાખવા વિષેનું ગીત.

"વડું રે પાટણ વડું ધોળકું, કોઇ માળવે જાય રે." એ રાગ.

આપિયે તે સુખથી, એ તો રીત વ્હેવારી રે;
માગે વારે વારે મુખથી, તે તો ભગત ભીખારી રે. ૧
સંતોષ જે રાખે સહી, એ તો રીત વ્હેવારી રે;
લોભનો થોભ મળે નહિ, તે તો ભગત ભીખારી રે. ૨
પામે સંતોષ પ્રીતિ વડે, એતો રીત વ્હેવારી રે;
પૈસાને માટે લઢી પડે, તે તો ભગત ભીખારી રે. ૩
આપ કમાઇએ ઉદર ભરે, એ તો રીત વ્હેવારી રે;
પારકી આશા અંતર ધરે, તે તો ભગત ભીખારી રે. ૪
પીરસે તે જમે રોટલો, એતો રીત વ્હેવારી રે;
પેટ ઉપર બાંધે પોટલો, તે તો ભગત ભીખારી રે. ૫
સંપ સગાં સાથે જોડશે, એતો રીત વ્હેવારી રે;
તુચ્છ માટે સંપ તોડશે, તે તો ભગત ભીખારી રે. ૬

[1] આ ગીત વર તરફના બાઇ પક્ષવાળાને ગાવા લાયક છે.

[1] આ ગીત માત્ર કન્યાવાળાને ગાવા લાયક છે.

શોભા સગાંને આપશે, એતો રીત વ્હેવારી રે;
ઉલટું જે માન ઉથાપશે, તે તો ભગત ભીખારી રે. ૭
દલપતનું કહ્યું દીલ ધરે, એ તો રીત વ્હેવારી રે;
ઓછું પાતર ઉલટું કરે. તે તો ભગત ભીખારી રે. ૮

## ગીત ૧૨૮ મું.

### કન્યા વળાવતી વખતે વર તરફથી ગાવાનું ગીત.

"આવીછે વાઢવાણુ ગામની ફોજરે, ઝરમરીઆઝાલા." એ રાગ.

કન્યા વળાવો રૂડી રીતરે, નવલા વેવાઇ;
ચિંતા ન ધરશો કાંઈ ચિતરે, નવલા વેવાઈ.
કન્યા રૂપી રૂડું રતન રે, નવલા વેવાઈ;
જીવ જોડી કરશું જતન રે, નવલા વેવાઈ. ૧
પાણી માગે ત્યાં દેશું દુધ રે, નવલા વેવાઈ;
સંભાળ કરશું ભાવ શુદ્ધ રે, નવલા વેવાઇ.
લાખેણાં લડાવીશું લાડ રે, નવલા વેવાઈ;
ગણશું તમારો પુરો પાડ રે, નવલા વેવાઈ. ૨
પ્રીતે ઉછેરી રૂડી પેર રે, નવલા વેવાઈ;
આપી કન્યા અમારે ઘેર રે, નવલા વેવાઇ.
કરશે ઉજવળ અમારૂં કુળ રે, નવલા વેવાઈ;
તરૂને શોભાવે જેમ ફુલ રે, નવલા વેવાઇ. ૩
ગોરી છે રૂડી ગુણવાન રે, નવલા વેવાઇ;
મળશે અમારે ઘેર માન રે, નવલા વેવાઈ.
સર્વ કળામાં છે સુજાણ રે, નવલા વેવાઇ;
વિધ વિધ પામશે વખાણ રે, નવલા વેવાઇ. ૪
માયાળુ મનની છે વિશેષ રે, નવલા વેવાઈ;
હળી મળી ચાલશે હમેશ રે, નવલા વેવાઈ.
જાણીશું જેવી જીવ જાન રે, નવલા વેવાઈ;
સાચવશું જેમ ફૂલ પાન રે, નવલા વેવાઈ. ૫
હેતથી કરીશું હાથે છાંય રે, નવલા વેવાઇ;
શંકા ન ધરશો મન માંય રે નવલા વેવાઇ.
તમને વ્હાલી જેવી તેહ રે, નવલા વેવાઇ;
અમને પણ એવી વ્હાલી એહ રે, નવલા વેવાઈ. ૬
જેવો હૈયાનો હોય હાર રે, નવલા વેવાઇ;
આંખો ઉપર જેવો પ્યાર રે, નવલા વેવાઇ.
પૂરણ ધરશું એવો પ્રેમ રે, નવલા વેવાઇ;
કોઇ દીન દુભાવીશું કેમ રે, નવલા વેવાઈ. ૭
પરણીને મળો રૂડી પેર રે, નવલા વેવાઈ;
કન્યા વળાવી વળો ઘેર રે, નવલા વેવાઈ.
કરજો સદૈવ સારાં કામ રે, નવલા વેવાઇ;
દે દુવા દલપતરામ રે, નવલા વેવાઈ. ૮

## ગીત ૧૨૯ મું.

### કન્યાને સાસરે વળાવતાં કન્યાવાળાએ ગાવાનું માતાના વિરહનું ગીત.

"ભમરા પહેલો વધાવો મારે આવિયો." એ રાગ.

ચંપાબાઇને સાસરે વળાવતાં; માતા ઠનકાવતી વદે વેણુરે,
દીલડાહી દીકરી પરણીને પિયરથી પધારિયાં;
દીકરી જુદાં પડયાનું જીવમાં લાવતાં;
મારાં નીરે ભરાઇ આવેછે નેણુરે, દીલડાહી. ૧
મારી છાતીથી કદી મેં છોડી નથી;
દીકરી ધાર્યું મેં તુજ વિષે ધ્યાનરે, દીલડાહી;
દીકરી કદિયે મેં તને તરછોડી નથી;
દીલમાં જાણી મેં દીકરા સમાનરે, દીલડાહી. ૨
લાડે કોડે હું તુજને લડાવતી;
હું તો જાણતી તુજને જીવન પ્રાણરે, દીલડાહી;
નિરખી નિરખીને હૈડે હર્ષ લાવતી;
તેતો ચંદ્રને ચકોરી પ્રમાણરે, દીલડાહી. ૩
મેં તો હાથે છાયા કરી હેતથી;
માગ્યું પાણી ત્યાં દીધું લાવી દુધરે, દીલડાહી;
મેં તો સંભાળી તુજને સચેતથી;
સદા રાખીને મનમાં ભાવ શુદ્ધરે, દીલડાહી. ૪
દીકરી જ્યારે તું શેરીમાં રમવા જતી;
ત્યારે જો કાંઇ વિશેષ થતી વારરે, દીલડાહી;
તારૂં મુખ જોવા કાલી ઘેલી હું થતી;
હું તો જાણતી હૈયાતણો હારરે, દીલડાહી. ૫
દીકરી તારો વિજોગ નહિ વીસરે;
તારા સદગુણ સાંભરશે સદાયરે, દીલડાહી;
દીકરી તુજ વિના દિલસો નહિ નીસરે;
જેમ વચ્છ વિછોઇ પડી ગાયરે, દીલડાહી. ૬
દીકરી એકવાર નેહથી નિહાળ તું;
તારો ટળવળે સૈયરોનો સાથરે, દીલડાહી;
તારાં ભાઇ ભોજાઇ સામું ભાળ તું;
તેનાં હૈડાં તો રે'તાં નથી હાથરે, દીલડાહી. ૭
દીકરી આંગણા માંહી તું ઉભી રહે;
નેહે એકવાર નિરખું તારૂં મુખરે, દીલડાહી;

એમ કહીને માએ કહ્યું દલપત કહે;
દીકરી પામજે સંપૂરણ સુખરે, દીલડાહી. ૮

## ગીત ૧૩૦ મું.

### કન્યાને સાસરે વળાવતાં કન્યાવાળાને ગાવાનું માતાની શીખામણનું ગીત.

"જાદવરાય પરણ્યા રૂકનણી રે." એ રાગ.

સાસરવાસણીને માતા કહે સ્નેહથી રે;
દીકરી ધરજે મનમાં નારીતણો ધર્મ, મારી
લાડકવાઈ લાખેણી રે;
દીકરી પતિવ્રતાવ્રત પ્રેમે પાળવું રે;
કરવાં કંથ રીઝે એવાં રૂડાં કર્મ, મારી. ૧
દીકરી ઘરધણી તે તો ઘરનો રાજા ગણોરે;
દીકરી પ્રેમદા તે ઘરનો પ્રધાન, મારી;
દીકરી ઘરની સંભાળ સારી રાખવી રે;
સર્વે સાચવીને રાખવો સામાન, મારી. ૨
કરકસરથી ધનને બચાવવું રે;
થવા દેવો નહિ કાંઇ પણ બિગાડ, મારી;
સારી નારી વડે ઓપે ઘર ઉજળું રે;
ગંદી નારીવડે દિસે ગંદવાડ, મારી. ૩
સાસુ સસરાની પ્રતિમા પ્રેમે પાળવી રે;
કોઇને કહિયે નવ કહિયે કડવું વેણ, મારી:
મીઠાં વચનથી મરમ મનાવિયે રે;
જેથી શુણતાં લાગે દીલમાં સુખ દેણ, મારી. ૪
આઘી પાછી એકે વસ્તુ થવા દેવી નહિ રે;
લૈને ગોઠવવી જ્યાં હોય જેનું સ્થાન, મારી;
સર્વે સમયનો સાજ હાજર રાખિયે રે;
ખાન પાન તથા સોપારી ને પાન, મારી. ૫
આવ્યાં ગયાંને આદરમાન આપિયે રે;
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણ, મારી;
દીકરી ઠગારા જનોથી ન ઠગાઈએ રે;
જાદુ જંત્ર મંત્ર સર્વે જુઠા જાણ, મારી. ૬
લખિયે ખાનગી ખરચનો હિસાબ પોતે રે;
સર્વે વસ્તુ તણો લખિયે સારો નોંધ, મારી;
ભરતચીતરની કળા નવ ભૂલિયે રે;
ભલા ભણતરનો ભૂલિયે ન બોધ, મારી. ૭
ઘણી ઉદ્યમ કરીને ધન ધાન્ય રળે રે;
ઘર ધંધો તે તો કામનીનું કામ, મારી;
સારી રીતે કરવી સ્વામીને સહાયતા રે;
દેછે શીખામણ દલપતરામ, મારી. ૮

## ગીત ૧૩૧ મું.

### પરણીને ઘેર આવતાં ગાવાનું ગીત પહેલું.

માતા લીધા ને ગુંથ્યા મારા ઓરડા." એ રાગ.

કહે સૈયરને સૈયર સાંભળો; લાડો આવ્યો ને મારે
મન ભાવ્યો, સાહેલડી, લાખેણી લાવ્યો લાડણી;
એને બેચરસિંહ જેવા બંધવે;
પરણાવ્યો ને હેડે હરખાવ્યો સાહેલડી લાખેણી. ૧
ધન્ય ધન્ય કહું ફુલાંદે માતને;
જેનો જાયો તે પૃથ્વીમાં પંકાયો, સાહેલડી લાખેણી;
મળ્યા લાખેણા લોકો તેમાં લાડણો;
દીસે ડાહ્યો તે સર્વથી સવાયો, સાહેલડી લાખેણી.૨
જો તું સાંભળ આજ એની જાનમાં;
વાજાં વાજે તે ગગનમાં ગાજે, સાહેલડી લાખેણી;
વર કન્યા શોભીતા સારા રથમાં;
છટા છાજે એવી રીતે બિરાજે, સાહેલડી લાખેણી.૩
હાથીદાંતકેરો કન્યાના હાથમાં;
ચુડો ચળકે ને કાને ઝાલ લળકે, સાહેલડી લાખેણી;
એનું આછા ઘુંઘટડામાં મુખડું;
ઝાઝું ઝળકે વીજળી જેમ ચળકે, સાહેલડી લાખેણી.૪
જોવા જેવી છે જુક્તિ જેની જાનમાં;
બેઠા હાથી ઉપર વરના સાથી, સાહેલડી લાખેણી;
કંઇક બખતરિયા શોભે બખતરે;
શોભે ભાથી તો ભાથાની શોભાથી, સાહેલડી લાખેણી. ૫
લાડો વૃદ્ધ જનોને બહુ વિનવે;
પગે લાગે ને આશિષ તે માગે, સાહેલડી લાખેણી;
સૌનો ભાગ્યો તે વિરહ વિજોગનો;
જ્ઞાન જાગે ને વ્હેમ જેમ ભાગે, સાહેલડી લાખેણી.૬
સગાં સ્નેહીની સર્વે મળી સુંદરી;
મળવા આવે ને મોતીડે વધાવે, સાહેલડી લાખેણી;
લાડો મિત્ર પોતાના સહુને મળે;
પાનચાવે ને મુખ મલકાવે, સાહેલડી લાખેણી. ૭
લાડે લાજ વધારી ઘણી લોકમાં;
એને નામે વખાણે ઠામે ઠામે, સાહેલડી લાખેણી;
એની કીર્તિ ફેલાવી કવિતા કરી;
ગામો ગામે તે દલપતરામે, સાહેલડી લાખેણી. ૮

## ગીત ૧૩૨ મું.

### પરણીને ઘેર આવતાં ગાવાનું ગીત બીજું.

"પેલા વેવાઈના ઝુંપડામાં શું જોશો." એ રાગ.

કુંવર પરણીને પદમણી લાવિયા, સાથે અસવારીના
સારો ઠાઠરે, વર પરણી પધારિયા;
રસ્તા શુદ્ધજળે છંટકાવિયા;
વેર્યાં ફુલડાં રૂડાં ઉભી વાટરે, વર. ૧

સામાં આવ્યાં સગાં સ્નેહી સૌ મળી;
આવ્યા શહેર સુબા સરદારરે, વર;
ગાય મંગળ માનનિયો મળી;
અંગો અંગ ઉમંગ અપાર રે, વર. ૨

મદ માતા ઘોડા ઘુમે છે ઘણા;
ચાલે મલપતા મોટા માતંગ રે, વર;
મોટા રથની શોભામાં નથી મણા;
ઉડે વાવટા રૂડા નવરંગરે, વર. ૩

બહુ કેસર કસ્તુરી મઘમઘે;
અતિ ઉડેછે અબીર ગુલાલ રે, વર;
ઘોરી ચાલે ત્યાં ધરણી ધમધમે;
ઘણી ઘમઘમે ઘુઘરમાળ રે, વર. ૪

લાડાલાડીને શિર તો ચમર ઢળે;
મુખ રવિ શશી તેજ અંબાર રે, વર;
જોવા શેરીએ શેરીએ જન મળે;
કરે સર્વે આશીષ ઉચ્ચાર રે, વર. ૫

વાજાં વાજે અધિક ઉછરંગનાં;
સોના રૂપાની ઉછળે છે છોળરે, વર;
સર્વે ઉચરેછે વચન ઉમંગનાં;
કરે છે નરનારી કલ્લોલ રે, વર. ૬

આજ સ્નેહી સગાંનાં અંતર ઠર્યાં;
જોઇ લાડણી લખમી સ્વરૂપ રે, વર;
મન વાંચ્છિત કારજ સહુ સર્યાં;
આજ ત્રુઠિયા ત્રિભુવન ભૂપ રે, વર. ૭

આજ મોતીડે મેહુલા વસિરયા;
આજ સિદ્ધ થયાં સર્વે કામ રે, વર;
આજ સોનાના ડુંગર દરશિયા;
દિલે હરખિયા દલપતરામ રે, વર. ૮

## ગીત ૧૩૩ મું.

### એકીએકી રમતી વેળા ગાવાનું ગીત.[1]

"વર કન્યા બેઠાં છે એક પાટેજી." એ રાગ.

એકી બેકી લાડો ને લાડી રમેછેજી,
ગુણ તેના સમજુના મનમાં ગમેછેજી;
જુવતિયો જોવા મળી ટોળે ટોળેજી,
કંકુ કેરી આડ કરીછે કપોળેજી. ૧
વારે વારે કરેછે હાસ્યવિનોદજી,
પેખી પામેછે પૂરો પ્રમોદજી;
વર કન્યા દીસેછે તેવ તેવડાંજી,
માંહો માંહી કરેછે મરકલડાંજી.
આગળ મુકયો સોનાનો સુંદર થાળજી,
માંહી મુકયાં માણેક મોતી પ્રવાળજી;
માંહી ફોફળ ખારેકો અખોડજી,
હરખથી રમે કરીને હોડજી. ૩
મુઠી વાળી પ્રેમથી લાડો પૂછેજી,
કહો આમાં એકી કે બેકી શું છેજી?
આંગળીએ ઉત્તર લાડણી આપેજી,
એમ અન્યોઅન્યની અક્કલ માપેજી. ૪
ખુશી ભર્યો ખેલ કરેછે ખાસોજી,
તરૂણીઓ મળીને નિરખે તમાસોજી;
લાડી પુછે લાડાને એવીજ રીતેજી,
પરસ્પર આનંદ પામે પ્રીતેજી. ૫
ગોરી મળી ગીત મંગળ રૂડાં ગાયજી,
મનમાં તો હરખ ન સૌને માયજી;
જીત્યો જીત્યો લાડો તે જુગતે જોઇજી,
હારી હારી લાડણી હિમ્મત ખોઇજી. ૬
જીતવાને હૈયામાં હઠ નથી ધરતાંજી,
હારે તેથી ખેદ ખચીત નથી કરતાંજી;
હારજીત હસી કાઢયાનો ખેલજી,
રૂદેમાં તો પ્રેમની પસરે રેલજી. ૭
આવે નહિ ઉરમાં અભાવ લગારજી,
એકી રમી એવો લીધો સારજી;
અંતરમાં સદૈવ સમજો આમજી,
શીખામણ દેછે દલપતરામજી. ૮

[1] આ ગીત થોડા ફેરફારથી વર તથા કન્યા બેઉ-ના તરફથી ગાઇ શકાય તેવું છે.

## ગીત ૧૩૪ મું.

### કંકણદોરા છોડતાં વર તરફથી ગાવાનું ગીત.[1]

"તારે દોરડિયે દશ ગાંઠ, કે લાડી દોરડો નવ છુટે." એ રાગ.

તારે દોરડિયે દશ ગાંઠ, છબીલી દોરડો નવ છુટે;
તું તો નીવડી લક્ષણે લાંઠ, છબીલી.
તેં તો ગોઠવીને ગાંઠ વાળી, છબીલી.
ઉખળે નહિ કોઈની ઉખાળી છબીલી. ૧
બાંધ્યું પ્રેમનું બંધન પૂરૂં, છબીલી.
નથી એક રતીએ અધૂરૂં, છબીલી.
કાંઈ મોહની મંત્ર છે એમાં, છબીલી.
કાંઇ તંત્રની જુક્તિ છે તેમાં, છબીલી. ૨
તારી દીસે પ્રવીણતા પૂરી, છબીલી.
નથી કોઈ કળાએ અધૂરી, છબીલી.
તારી ઉમ્મર છે હજી છોટી, છબીલી.
એવી વિદ્યા તું કયાં શીખી મોટી ? છબીલી. ૩
કહે તું ભણી કોની નિશાળે ? છબીલી.
વશીકરણની વિદ્યા વિશાળે, છબીલી.
પ્રેમ પાસલો છે તુજ પાસ, છબીલી.
તારો કોણ કરશે વિશ્વાસ? છબીલી. ૪
કેવા સાધનથી કામ સાધ્યું? છબીલી.
કાચે તાંતણે બંધન બાંધ્યું, છબીલી.
તાંતણે ગાંઠ પડી વજર જેવી, છબીલી.
તેતો કદીએ ન છુટે એવી, છબીલી. ૫
તારાં વેણમાં છે વશીકરણ; છબીલી.
તારાં નેણ દીસે મન હરણ, છબીલી.
મંત્ર જંત્ર સાચા નથી એક, છબીલી.
લાડો વશ કર્યો વિનય વિવેક, છબીલી. ૬
મીઠી વિનય ભરી તારી વાણી, છબીલી.
વાણી વિનયથી સૌએ વખાણી, છબીલી.
તારી કીર્ત્તિ જગતમાં જામી, છબીલી.
તારા સદ્ગુણમાં નથી ખામી, છબીલી. ૭
ધન્ય ધન્ય તારાં માત તાત, છબીલી.
વાટે ઘાટે કરે લોક વાત, છબીલી.
તેં તો સાસરિયું શોભાવ્યું, છબીલી.
સાચું દલપતરામે બતાવ્યું, છબીલી. ૮

[1] કન્યા તરફથી ગાવું હોય તો થોડો ફેરફાર કરીને ગાઇ શકાય તેવું છે.

## ગીત ૧૩૫ મું.

### ઉકરડી ઉઠાડતાં ગાવાનું ગીત.

"ઉકરડી ઉઠાડતાં વનમાળીરે." એ રાગ.

ઉકરડી ઉઠાડિયે, સખી શાણીરે;
ઝાડિયે જગ્યા ઝપટ, શુણો સખી શાણીરે;
મેલી જમીન મટાડિયે, સખી શાણીરે;
કાહાડિયે ચીચરવટ, શુણો સખી શાણીરે. ૧
આંગણું અધિક ઓપાવિયે,સખી શાણીરે;
વાવિયે નાગરવેલ, શુણો સખી શાણીરે;
ફૂલના રોપા રોપાવિયે, સખી શાણીરે,
વાવિયે કોમળ કેળ, શુણો સખી શાણીરે. ૨
દ્રાખનો માંડવો છાઇએ, સખી શાણીરે;
પાઇએ જળ ધરી પ્રીત, શુણો સખી શાણીરે;
હૈડામાં અતિ હરખાઇએ, સખી શાણીરે;
ગાઇએ મંગળ ગીત, શુણો સખી શાણીરે. ૩
પરણાવ્યાં ચંપાં[1] બાઇને સખી શાણીરે;
ભાઈને જશછે ખચીત, શુણો સખી શાણીરે;
તેડયા બનેવી જમાઇને, સખી શાણીરે;
ચાહીને પોતાને ચિત, શુણો સખી શાણીરે. ૪
જશ પસર્યો જન જાતમાં, સખી શાણીરે;
નાતમાં લીધીછે લ્હાણ, શુણો સખી શાણીરે;
સંતોખ્યા સૌના આતમા, સખી શાણીરે;
વાતમાં થાય વખાણ, શુણો સખી શાણીરે. ૫
વિવા' તો સૌએ વખાણિયો, સખી શાણીરે;
જાણિયો જગત મોઝાર, શુણો સખી શાણીરે;
પંચે મળીને પ્રમાણિયો સખી શાણીરે;
પ્રાણિયો પોખ્યા અપાર, શુણો સખી શાણીરે. ૬
જગત બધામાં જોઇએ, સખી શાણીરે;
કોઇએ ન કરી આવી રીત, શુણો સખી શાણી;
શુણી હૈયે હરખીત હોઇએ, સખી શાણીરે;
ખોઇએ ખેદ ખચીત, શુણો સખી શાણીરે. ૭
કનકારાણાની હામના, સખી શાણીરે;
ગામના જન ગુણ ગાય, શુણો સખી શાણીરે;
દીલ વિષે દલપતરામના, સખી શાણીરે;
નામના રે'શે સદાય, શુણો સખી શાણીરે. ૮

[1] વરને ઘેર હોય તો "પરણાવ્યા ચતુરભાઇને" એમ ગાવું.

## ગીત ૧૩૬

### માતાને વધામણું દેવા જતાં ગાવાનું ગીત.

" માતા નવસેં કળીનો વિંઝણો." એ રાગ.

| | | |
|---|---|---|
| **વ**ળી વળીને વિનવીં મુખે માગિયે; | **દે**જો મંગળ દિવસ સદાય રે, | |
| | દેવ[1] માતાપિતા તમે સત્ય છો; | |
| **ઢ**મકે ઢોલ ને નોબત ગડગડે; | **સા**થે મંગળ ગીત ગવાય રે, દેવ. | ૧. |
| **વા**રે વારે ચતુરભાઇ વિનવે; | **ઇ**ચ્છા પૂરજો કરજો કૃપાય રે, દેવ: | |
| **ન**મી નમીને ચંપાવહુ એમ કહે; | **હ**રજો સંકટ કરજો સહાય રે, દેવ. | ૨. |
| **પ**ગે લાગે ને માગે છે પુત્ર દો; | **રિ**દ્ધિ સિદ્ધિ દેજો જગરાય રે, દેવ: | |
| **તિ**થિ ત્રણસેં ને સાઠ છે વર્ષની; | **દા**હાડા સર્વે તે સુખના દેખાય રે, દેવ. | ૩. |
| **મ**ળજો સ્નેહી સગાંનો મેળાવડો, | **સ**દાસજ્જનનો દેજો સંગ રે, દેવ: | |
| **હા**થ ઝાલી નિભાવજો હેતથી; | **વિ**શ્વમાં દેજો અધિક ઉમંગ રે, દેવ. | ૪. |
| **રા**જ સાજ આપો રળિયામણો; | **હા**થી ઘોડા ને રથ સુખપાલ રે. દેવ: | |
| **ના**મ રટિયે તમારૂં નેહથી; | **રી**ઝીને કરો અમને નિહાલ રે, દેવ. | ૫. |
| **શ્રી**ફળ ફોફળ પાન સમર્પિયે: | **દા**સ જાણી થજો દીલદાર રે, દેવ; | |
| **દા**નવ દેવને મુનિવર માનવી; | **સ**ર્વ જગત તમે સરજનાર રે, દેવ. | ૬. |
| **જી**મે ગાઇએ જશ અમે તમતણા; | **કા**પો કષ્ટ થઇ મ્હેરબાન રે, દેવ: | |
| **રા**ખો અખંડ એવાતણ આપતું; | **ર**હો હૃદયે તમારૂં ધ્યાન રે, દેવ. | ૭. |
| **જ**ન જાત ને જગત વિષે કરો; | **મા**ગ્યાળી ભલા ઠામો ઠામ રે, દેવ: | |
| **જી**રે કરજોડી શુભ કવિતા કરી; | **રી**ઝવે તમને દલપતરામ રે, દેવ. | ૮. |

---

## સીમંતમાં ગાવાનાં ગીત.

## ગીત ૧૩૭ મું.

### ઘેણને પંચમાસીની રાખડી બાંધતાં ગાવાનું ગીત પહેલું.

રાખડી બાંધવાનું ગીત.

"સાબરમતીએ આવ્યાં પૂર, ભાગો રૂશણાં રે."

એ રાગ.

લાવ્યાં નણદી ઘડાવીને ઘાટ, ઘેણની રાખડી રે;
તેનો ઠીક બન્યોછે ઠાઠ,ઘેણની રાખડી રે;
રાખડીમાં છે રૂડાં રતંન, ઘેણની રાખડી રે;
કરજો જીવની પેરે જતંન, ઘેણની રાખડી રે. ૧
રૂડું રાખડી સાથે છે બોર, ઘેણની રાખડી રે;
કર્યું કનકનું ચિત્તનું ચોર, ઘેણની રાખડી રે;
માંહી નીલમણિ છે જડેલ, ઘેણની રાખડી રે;
સોના સાંકળીઓ ગુંથેલ, ઘેણની રાખડી રે. ૨
બાંધી નણદીએ ભાભીને હાથ, ઘેણની રાખડી રે;
શ્રણે સ્નેહ ધરી દીલ સાથ, ઘેણની રાખડી રે;
આપી અંતરથી આશીષ, ઘેણની રાખડી રે;
કરજો રક્ષણ શ્રી જગદીશ, ઘેણની રાખડી રે. ૩
રૂડો પુત્ર પ્રસવજો પવિત્ર, ઘેણની રાખડી રે;
જેનું ચરચાય જગમાં ચરિત્ર, ઘેણની રાખડી રે;
રાખડીમાં છે મોટો મર્મ, ઘેણની રાખડી રે;
સુચવેછે ઘેણનો ધર્મ, ઘેણની રાખડી રે. ૪
પંચમાસી પવિત્ર ગણાય, ઘેણની રાખડી રે;
રૂડી રાખડી ત્યારે બંધાય, ઘેણની રાખડી રે;
ઘેણ રાણી કહે બધું ગામ, ઘેણની રાખડી રે;
તેને કાંઇ ન સોંપવું કામ, ઘેણની રાખડી રે. ૫

---

૧ કવીશ્વર દલપતરામ લખે છે કે "દેવી ગાવું હોય તોપણ ગવાય, કેમકે પરમેશ્વર પુરૂષને કે સ્ત્રીને આકારે નથી."

એને જે ઉર ઇચ્છા થાય, ધણુની રાખડી રે;
તેવું ભોજન તેને અપાય, ધણુની રાખડી રે;
રે'વું આનંદ માંહી હમેશ, ધણુની રાખડી રે;
ચિત ચિંતા ન ધરવી લેશ, ધણુની રાખડી રે; ૬
કરિયે આનંદ ઉત્સવ રંગ, ધણુની રાખડી રે;
જેથી અંગમાં ઉપજે ઉમંગ, ધણુની રાખડી રે;
ગવરાવિયે મંગળ ગીત, ધણુની રાખડી રે;
જેથી થાય પ્રફુલિત ચિત, ધણુની રાખડી રે. ૭
જેવું તન મન માનું જણાય, ધણુની રાખડી રે;
તેનું સંતાન તેવું થાય, ધણુની રાખડી રે;
સર્વ સમજુ તો સમજેછે આમ, ધણુની રાખડી રે;
દાખે દ્વિજવર દલપતરામ, ધણુની રાખડી રે. ૮

## ગીત ૧૩૮ મું.

### ધણુને પંચમાસીની રાખડી બાંધતાં ગાવાનું ગીત બીજું.

ધણુની સુખસેજના વર્ણનનું ગીત.

"જીરે મેડીએથી ચંપાંવહુ ઉતર્યાં." એ રાગ.

રંગ મેહેલમાં ચંપાંવહુ પોઢિયાં,
નાની નણદલે પુછ્યું રૂડી પેર;
ભાભી આવા ઢોલિયા ક્યાં નીપજે?
નણદી ઢોલિયા મળે ધોરાજી શેહેર,
તમારા વીરાની સુખ સેજડી. ૧
ભાભી ભરત ભરેલો ભલો વિંઝણો,
તેની દાંડી દીસે રૂપાની તમામ;
એવા સારા વિંઝણા ક્યાં સાંપડે ?
નણદી વિંઝણા સાંપડે વીરમગામ, તમારા. ૨
ભાભી રકાબીમાં પાન ને સોપારીછે,
તેમાં સુડીની ભજેછે ભલી ભાત;
એવી સારી સુડિયો ક્યાં સાંપડે ?
નણદી સુડી તો પાટણની પ્રખ્યાત, તમારા. ૩
ભાભી આરસો આ ઉત્તમ પ્રકારનો,
એની નિર્મળતા વખાણું વિશેષ;
એવો રૂડો આરસો ક્યાં નીપજે ?
નણદી આરસો નીપજે ચીનદેશ. તમારા. ૪
ભાભી રૂપાના પાસા સોનાનાં સોગઠાં,
બાજી રૂડી રંગ મ્હેલનો શણગાર:
બાજી તે બનેલી કિયા શેહેરમાં ?
નણદી બાજી બને મુંબાઇ મોઝાર તમારા. ૫
ભાભી સરસ આ અત્તરની શીશિયો,
એનો સુગંધ વખાણે સુલતાન;
એવું તે અત્તર ક્યાંથી આવિયું ?
નણદી અત્તર મળેછે મુલતાન, તમારા. ૬
ભાભી સુંદર દીસેછે આ તો ડાબડા,
એમાં ઘરેણાં મુકાય રૂડી પેર;
એવા ડાબડા ક્યાંથી વસાવિયા,
નણદી ડાબડા વસાવ્યા સૂરત શેહેર, તમારા. ૭
ભાભી આબખોરા લોટા અતિ ઓપતા,
આવા ચીતરેલા મળે કિયે ગામ ?
નણદલ વાસણ એતો કાશીનાં,
લાવ્યા સોગાતમાં દલપતરામ, તમારા. ૮

## ગીત ૧૩૯ મું.

### સીમંતને દહાડે ગાવાનું ગીત.

મામેરાનું ગીત.[1]

"મામેરૂં મોંઘા મૂલનું." એ રાગ.

ધણુને મૈયરથી મામેરૂં મોકલ્યું;
ધણુની ભાભીએ લીધીછે છાબ, મામેરૂં આવે મલપતું.
છટાદાર વસ્તર ધર્યાં છાબમાં;
બીજા બહુબહુ ભરિયા છે બાબ, મામેરૂં. ૧
ચરણા ચોળી ને ચીર છે ચળકતાં;
જેમાં ઝગમગે છે જરિયાન, મામેરૂં;
ઘણો શોભે ઘુઘરવટ ઘાઘરો;
નાડીરેશમની છે નિદાન, મામેરૂં. ૨
ઘરચોળાં તથા ઘરસાડિયો;
એક એકથી ઉત્તમ એક, મામેરૂં;
બુટ્ટાદાર બનાવટ બહુ ભલી;
એનું મૂલ સોનૈયા અનેક, મામેરૂં. ૩
શેલાં સાળુ દુશાલા ને પાઘડી;
શિરબંધની શોભા અપાર, મામેરૂં;
જોયા જામા રૂડા જરિયાનના;
બીજા શોભીતા બહુ શણગાર, મામેરૂં. ૪
હીરા મોતી ને હેમના હાર છે;
ઝાલ ઝુમણાં ઝાંઝર જોડ, મામેરૂં;

૧ આ ગીતની સાથે ૮૪મું ગીત પણ ગવાય તેવું છે.

બાજુબંધ છે પોંચીને બેરખી;
માંહી મૂક્યાં છે ચુંદડી ને મ્હોડ, મામેરૂં. ૫
નાડાછડીને કંકુનો પડો ધર્યો;
ધર્યાં શ્રીફળ ફોફળ પાન, મામેરૂં;
ઘેણુના શણુગાર સરવેછે છાબમાં;
જોવા મળિયા સુબા સુલતાન, મામેરૂં. ૬
વાજાં વાજેછે વિવિધ પ્રકારનાં;
શોભે સાજન માહાજન સાથ, મામેરૂં;
ઘેણુ રાણી તો રથમાં બીરાજિયાં;
રંગે રાતા દીસે પગ હાથ, મામેરૂં. ૭
ઘેણુ પિયર પનોતી સુભાગણી;
તેના ગુણ ગણે લોક તમામ, મામેરૂં;
છાબ ભરી તે છબીલીને છાજજો;
દે છે આશીષ દલપતરામ, મામેરૂં. ૮

## ગીત ૧૪૦ મું.

### સીમંતને દહાડે ગાવાનું ગીત બીજું.

ઘેણુ રથમાંથી ઉતરીને પગલાં ભરે ત્યારે ગાવાનું ગીત.
"રંગચોળ, રંગચોળ, માંહી ભર્યાંરે કપૂર, ચણોઠીનાં ચીર મારે લાવજોરે." એ રાગ.

સૈયર જોજો, સૈયર જોજો, આ ઘેણુનું સ્વરૂપ,
ઘેણુરાણી ધીરે પગલાં ધરે રે;

તેની તોલે, તેની તોલે, નાવે ભલા ભૂપ,ઘેણુરાણી. ૧
ઘેણુને માથે, ઘેણુને માથેછે મોતીનો મ્હોડ, ઘેણુરાણી;
ઘેણુને કંકુ, ઘેણુને કંકુની પીળના કોડ, ઘેણુરાણી. ૨
ઘેણુને કાને, ઘેણુને કાને, ઝળકતીછે ઝાલ, ઘેણુ રાણી;
ઘેણુને ત્રાજું ઘેણુનેત્રાજવું, છે ગોરેગાલ, ઘેણુરાણી. ૩
ઘેણુને નાકે, ઘેણુને નાકે, છે નથડી અનુપ, ઘેણુ રાણી;
ઘેણુના દાંત, ઘેણુના દાંત, દાડમ બીજરૂપ, ઘેણુ. ૪
ઘેણુનું મુખ,ઘેણુનું મુખ,શશીપૂર્ણ પ્રમાણ, ઘેણુરાણી;
ઘેણુનાં નેણાં,ઘેણુનાં નેણાં,છે તિક્ષણ બાણ,ઘેણુરાણી. ૫
ઘેણુની કોટે,ઘેણુની કોટે, એકાવળહાર, ઘેણુરાણી;
ઘેણુને પાયે,ઘેણુને પાયે, ઝાંઝર ઝમકાર, ઘેણુરાણી. ૬
ઘેણુને હાથે, ઘેણુને હાથે, ચળકતો છે ચુડો, ઘેણુ રાણી;
તેનો રંગ, તેનો રંગ. દીસે ઘણો રૂડો,ઘેણુ રાણી. ૭
ઘેણુનાં સિદ્ધ ઘેણુનાં સિદ્ધ, થજો સર્વ કામ, ઘેણુ રાણી;
દુવા દેછે, દુવા દેછે,દ્વિજ દલપતરામ, ઘેણુરાણી. ૮

## ગીત ૧૪૧ મું.

### સીમંતને દહાડે ગાવાનું ગીત ત્રીજું.

[1]ઘેણુને તથા તેનાં સાસરિયાંને પેહેરામણી કરતાં ગાવાનું ગીત.

"ધોળકામાં ધરમસી ફૂલતો, મેઘાડંબર ગાજે."એ રાગ.
આંગણે ઘેણુ રાણી આવિયાં, રૂડી રાજવી રીતે;
સાસુએ આવી વધાવિયાં, પોતે પુરણ પ્રીતે. ૧
બાજઠ ધરણી ઉપર ધર્યો, ઘેણુ બેઠાં તે ટાણે;
કુળનો આચાર ગોરે કર્યો, શુદ્ધ શાસ્ત્ર પ્રમાણે. ૨
ભાવથી ઘેણુના ભાઈએ, પેહેરામણી કીધી;
સાસરિયાંની સગાઈએ, જેમ લાયક લીધી. ૩
ઘેણુના ખોળામાં તે સમે, બાળ લાવી બેસાર્યો;
અભરામી એક એ સમે, એને આપી ઉતાર્યો. ૪
દિયર બુસટિયે આવીને, ઘેણુને બુસટ મારી;
આપી એને સમજાવીને, ચાર મ્હોર વિચારી. ૫
નણુદીએ બાંધેલી રાખડી, તેને પણ રાજી કીધી;
ફૂલને ઠેકાણે પાંખડી, પગે લાગીને દીધી. ૬
સર્વને સંતોષિત કરે, ધરી અંતર ધીર;
જોનારા જન એમ ઉચરે, ધન્ય ઘેણુનો વીર. ૭
સૌ જન સુખ ભરપુરથી, હરખ પૂરણ પામે;
આશીષ એવી ઉરથી, દીધી દલપતરામે.[2] ૮

૧ ઘેણુના પિયર તરફની સ્ત્રીઓ આ પ્રસંગે ૧૨૭ મું ગીત ગાઈ શકે. ૨ એ પછી ઘેણુને ગોત્રજને પગે લગાડતાં ૧૩૬ મું ગીત ગાવા લાયક છે.



## ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાં મળતાં પુસ્તકોની યાદી.

# જીવન ચરિત્રે.

૧ **અકબરચરિત્ર.** કર્તા **રા. સા.** મહીપતરામ રૂપરામ **નીલકંઠ સી. આ. ઈ. મુંબાઈ** ઈલાકાના કેળવણી ખાતા તરફથી **લાઇબ્રેરી અને ઇનામ** માટે મંજુર. **આવૃત્તિ છઠ્ઠી** પૃ. ૧૯૨. **કીંમત આઠ આના.**

૨ **આલફ્રેડ (મહાન્)નું જીવનચરિત્ર.** ઇંગ્લાંડના એંગ્લો સેક્ષન રાજ્યોને એકત્ર કરનાર અને ઇંગ્લાંડપર હલ્લો કરનાર ડેન લોકોને હંફાવનાર. તૈયાર કરનાર. **ચુનીલાલ બાપુજી મોદી. ઇનામ માટે મંજુર. આવૃત્તિ પાંચમી. પૃ.** ૭૬ **કીંમત પાંચ આના,**

૩ **ઈશ્વિરચંદ્ર વિદ્યાસાગર.** સુપ્રસિદ્ધ **બંગાળી સુધારકનું** જીવનચરિત્ર. બંગાળી પરથી અનુવાદ કરનાર. કૃપાશંકર **દોલતરામ** ( **રૂશિયા. રાજા રામ** મોહનરાય વગેરે ગ્રંથોના લેખક) પુસ્તક સરળ અને સાદી ભાષામાં લખાયું છે. પૃ. ૨૧૦ **કીંમત નવ આના.**

૪ **ઉદ્યોગી પુરૂષો.** દુનિયાના જાણિતા મહાન પુરૂષોનાં સંક્ષિપ્ત જીવન વૃત્તાંત. લેખક **નારાયણ હેમચંદ્ર.** પૃ. ૯૦ **કીંમત ચાર આના.**

૫ **એલ્ફિન્સ્ટન. ( માઉન્ટ સ્ટુઅર્ટ ) મુંબઇના** માજી ગર્વનર સાહેબનું જીવનચરિત્ર. **રૂલર્સ ઓફ** ઇંડિયા માળામાંનું ભાષાંતર. કર્તા **ચુનીલાલ માણેકલાલ ગાંધી.** બી. એ. એલ. એલ. બી. **ઇનામ અને લાઇબ્રેરી** માટે મંજુર. પૃ. ૨૬૦ **કીંમત બાર આના.**

૬ **કુમારી કાર્પેન્ટરનુંચરિત્ર.** જન સેવામાં પોતાનું જીવન અપર્ણ કરનાર ઇંગ્રેજ બાઇનું રસિક અને બોધદાયી જીવન ચરિત્ર. લેખક. દેવરામ **શિવરામ ત્રિવેદી** પૃ. ૧૪૪ **કીંમત ત્રણ આના.**

૭ **જાવજી દાદાજી ચોધરીનું ચરિત્ર. મુંબઈના નિર્ણયસાગર પ્રેસના** માલેકનું ચરિત્ર. એમાં જાવજી શેઠ ગરીબાઇમાંથી તવંગર શી રીતે થયા અને આટલી ખ્યાતિ પ્રાપ્ત કરી તેનું સુંદર વર્ણન છે. લેખક. છગનલાલ **વિદ્યારામ રાવળ.** પૃ. ૪૦ **કીંમત બે આના.**

૮ **ડીમોસ્થનીસનુંચરિત્ર.** ગ્રીસના મહાન વક્તા કે જેનાં ભાષણો દુનિયામાં વક્તૃત્વના આદર્શ રૂપ ગણાય છે તેનું ચરિત્ર. **મરાઠી** ઉપરથી ભાષાંતર કરનાર. **પરમાનંદદાસ ભોળાભાઈ પારેખ.** પૃ. ૯૬ **કીંમત એક આનો.**

૯ **ધાર્મિક પુરૂષો.** હિન્દુસ્તાનના **પ્રસિદ્ધ** આચાર્યો અને સાધુ સંતોનાં સંક્ષિપ્ત જીવન વૃત્તાંત. લેખક **નારાયણ હેમચંદ્ર.** વિષય. **"નાનક, કબીર, ફુકાગુરૂ, બિલ્વમંગળ, લાલાચાર્ય, હરિદાસ, ચૈતન્ય, રઘુનાથ સનાતન ગોસ્વામી પરમહંસ રામકૃષ્ણ,** તુકારામ."
પૃ. ૯૬. **કીંમત ચાર આના.**

૧૦ **નામાંકિત નારીઓ.** યુરોપની **પ્રસિદ્ધ સ્ત્રીઓનાં** જીવન ચરિત્ર. **ઇંગ્રેજીપરથી** રચનાર **દાવર બહેનો.** વિષય. **મહારાણી વિકટોરીઆ, લેડી** જેન ગ્રે, રૂશિયાની **કેથેરાઇન શહેનશાહબાનુ** જોસફાઇન, મેરિયા થેરીસા, મેરી એનટોઇનેટ. વગેરે. પૃ. ૧૧૨. **કીંમત છ આના.**

**૧૧ પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર.** અમેરિકાના પ્રજા સત્તાક મંડળના પ્રેસિડન્ટનું બોધદાયી ચરિત્ર. લેખક **સુપ્રસિદ્ધ સાક્ષર મણિશંકર રત્નજી ભટ્ટ.** બી. એ. સ્વર્ગ અને નર્કના કર્ત્તા. ભાવનગર રાજ્યના કેળવણી ખાતાના ડીરેક્ટર (પ્રો. બળવંતરાય–ક–ઠાકોરે. તેનો ઐતિહાસિક ઉપોદ્‌ઘાત લખ્યો છે.) પૃ. ૨૦૪ **કીંમત બાર આના.**

**૧૨ પાર્વતી કુંવરચરિત્ર.** ગુજરાતના મહાન્ સુધારક રા. સા. મહીપતરામભાઇનાં પત્નીનું સુબોધ જીવન વૃત્તાંત. **લેખક** સુપ્રસિદ્ધ કવિ **ગણપતરામ રાજારામ ભટ્ટ.** લઘુભારત અને **પ્રતાપ** નાટકના કર્તા. આ પુસ્તક હરિફાઇના ઇનામના નિબંધોથી પસંદ કરીને છપાવવામાં આવ્યું છે. **ઈનામ અને લાઇબ્રેરી** માટે મંજુર. આવૃતિ **બીજી.** પૃ. ૬૦ **કીંમત ત્રણ આના.**

**૧૩ ફાર્બસ જીવનચરિત્ર અને ફાર્બસ વિરહ.** રાસમાળાના લેખક, ગુજરાત વર્નાક્યુલર **સોસાઇટીના** સ્થાપનાર. કર્તા—સુપ્રસિદ્ધ વિદ્વાન સાક્ષર મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. ફારબસ સાહેબનું નામ સમસ્ત ગુજરાતી ભાષા બોલનારી આલમમાં જાણીતું છે. **ઇનામ અને લાઈબ્રેરી** માટે મંજુર. પૃ. ૮૦ **કીંમત છ આના**

**૧૪ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.** ઇંગ્લાંડના મહાન્ તત્વચિંતક અને ઇલીઝાબેથ રાણીના ચાન્સેલર–સુપ્રસિદ્ધ વિદ્વાન બેકનનું વૃતાંત. ઇંગ્રેજી પરથી લખનાર. **મોતીલાલ છોટાલાલ દેસાઇ.** બી. એ. એલ. એલ. બી. **લાઈબ્રેરી** માટે મંજુર. પૃ. ૩૯૩ **કીંમતસવારૂપિયો.**

**૧૫ બેન્જામિન ફ્રાંકલિનનુંચરિત્ર.** અમેરિકાના મહાન પુરૂષનું વૃત્તાંત. અનુક્રમણિકા. પ્ર. ૧ લું. બાળપણ. પ્ર. ૨ જું છાપખાનામાં શાર્ગિદ. પ્ર. ૩ જું પલાયન. પ્ર. ૪ થું. ફિલાડેલ્ફિયાથી લંડન. પ્ર. ૫ મું. લંડનમાં. પ્ર. ૬ ઠું ફિલાડેલ્ફિયામાં પ્ર. ૭ મું. "જન્ટો" મંડળી. પ્ર. ૮ મું ફ્રાંકલિન અને મેરિડિથની પેઢી. પ્ર. ૯ મું લગ્ન તથા પુસ્તકાલયની સ્થાપના. પ્ર. ૧૦ મું અધિપતી અને "ગરીબ રીચર્ડનું" પંચાગ. પ્ર. ૧૧ મું જાત કેળવણી. પ્ર. ૧૨ મું લોક હિતેચ્છુ શહેરી, પ્ર. ૧૩ મું વીજળી સંબંધી શોધો વગેરે. ૩૪ પ્રકરણો. **ઈનામ અને લાઈબ્રેરી** માટે મંજુર. **આવૃતિ બીજી** પૃ. ૩૫૨ **કીંમત એક રૂપિયો.**

**૧૬ બોધક ચરિત્ર.** સદાચરણી પુરૂષોનાં વૃત્તાંતો. ચરિત્રશાળી પિંગાળ, ચાર્લસ ડાંમેટ, મૂળરાજ, વગેરેનાં ચરિત્રો. **લેખક નારાયણ હેમચંદ્ર** પૃ. ૨૪૦ **કીંમત ચાર આના.**

**૧૭ મિસ ફ્લોરન્સ નાઈટીંગેલ.** દુઃખી માણસનું દુઃખ નિવારનાર અને દર્દી માંદા મનુષ્યોની સારવાર માટે જાણીતી વિદુષી બાઇનું જન્મ વૃત્તાંત. પુસ્તક બહુ રસિક અને સુંદર ભાષામાં. ગુજરાતનાં **પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ સૌ. શારદા મહેતા.** બી. એ. એ લખ્યું છે. **ઇનામ અને લાઈબ્રેરી** માટે મંજુર. પૃ. ૧૦૪ **કીંમત ચાર આના.**

**૧૮ રણજીતસિંહ.** પંજાબના સિંહનું ચરિત્ર. (રૂલર્સ ઓફ ઈંડિયા સિરિઝનું ભાષાંતર) કર્તા. ડાહ્યાભાઇ. **પી. દેરાસરી.** બારે॰ **એટ॰** લો. સરલ પદાર્થ વિજ્ઞાન, બુલબુલ, વનસ્પતી શાસ્ત્ર વગેરેના લેખક. **ઈનામ અને લાઈબ્રેરી** માટે મંજુર. **આવૃત્તિ બીજી.** પૃ. ૨૪૦ **કીંમત બાર આના.**

૧૯ **રાજા રામમોહનરાયનું જીવન ચરિત્ર.** બંગાળના આદિ સુધારક બાબુ રામમોહનરાયનું જીવન વૃત્તાંત. પ્ર. ૧ પૂર્વજો, માતાપિતા, બાલ્યકાળ. પ્ર. ૨ જું. ઘેર પાછા આવવું, શાસ્ત્ર ચર્ચા, પ્ર. ૩ જું કલકત્તામાં પ્ર. ૪ થું. વેદાન્ત અને વેદાન્ત સૂત્રના ભાષ્યની પ્રસિદ્ધિ. પ્ર. ૫ મું. પંડિતો સાથે વાદવિવાદ. પ્ર. ૬ ઠું ગ્રંથકાર. પ્ર, ૭ મું પાદરી સાથે ચર્ચા. પ્ર. ૮ મું. ખ્રિસ્તિ ધર્મની ચર્ચા, પ્ર. ૯ મું. બ્રાહ્મ સમાજની સ્થાપના પ્ર. ૧૦ મું. સામાજિક ગરબડાત સતીદાહ. પ્ર. ૧૧ મું. બંગાલી ભાષા અને સાહિત્ય. પ્ર. ૧૨ મું. રાજનૈતિક ઉદ્યોગ પ્ર. ૧૩ મું. વિલાયત જવાનો ઉદ્યોગ. પ્ર. ૧૪ મું ઇંગ્લાંડ વાસી. પ્ર. ૧૫ મું. સ્વર્ગારોહણ વગેરે. કર્તા કૃપાશંકર દોલતરામ ત્રવાડી. (ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવન ચરિત્ર લેખનાર). પૃ. ૨૫૬ **કીંમત એક રૂપિયો.**

૨૦ **લૉર્ડ લોરેન્સ.** (રૂલર્સ ઑફ ઇંડિયા સિરિઝમાંનું ભાષાન્તર) કર્તા **વિશ્વનાથ પ્રભુરામ** વૈદ્ય. બી. એ. **ઇનામ અને લાઇબ્રેરી** માટે મંજુર. પૃ. ૨૩૨. **કીંમત બાર આના.**

૨૧ **સર વિલિયમ વોલેસ.** સ્કોટલાંડના દેશાભિમાની નરનું જન્મ વૃત્તાંત. લેખક જગજીવનભાઈ, ભવાનીશંકર કાપડીઆ. પૃ. ૧૦૪, **કીંમત બે આના.**

૨૨ **સદ્ગુણી સ્ત્રીઓ.** ઇંગ્રેજી પરથી અનુવાદ કરનાર સૌ. સુમતિ (શાંતિદા, કમળકુમાર વગેરે ગ્રંથોના લેખક) ૧ શાર લોટા બ્રોન્ટિ, ૨ લેડી રસલ, ૩ લેડી ફેનશો, ૪ લેડી જેન ગ્રે, ૫ મેરીયા થેરીસા ૬ મીસીસ વર્ડસવર્થ ૭ એને ફ્લેક્સ મેન ૮ લેડી મેકીન ટોશ. ૯ લેડી હાના મુર. પૃ. ૧૧૨. **કીંમત ચાર આના.**

૨૩ સીતા દમયંતીનાં આખ્યાન. આદર્શ સતીઓ, અને દમયંતીનાં વૃતાંત્ત. લખનાર શાસ્ત્રી. નાગેશ્વર જેષ્ટારામ. **ઇનામ અને લાઇબ્રેરી** માટે મંજુર. આવૃતિ **સાતમી.** પૃ. ૬૮ **કીંમત અઢી આના.**

૨૪ **સ્ત્રી બોધક સતી ચરિત્રો.** કર્તા. **સૌ. સગુણા. ભાનુસુખરામ** નિર્ગુણરામ. સ્ત્રી ઉપયોગી પુસ્તક. આમાં સીતા, દ્રોપદી, તારા, દમયંતી, સાવિત્રી વગેરેનાં બોધદાયક જીવન વૃત્તાંતો આપ્યાં છે. **ઇનામ અને લાઇબ્રેરી** માટે મંજુર. પૃ. ૧૦૮ **કીંમત ત્રણ આના.**

૨૫ **શેઠ હરિવલ્લભદાસનું જીવન ચરિત્ર.** સુરતના સખી ગૃહસ્થ અને પોતાની સર્વ મિલ્કત સાહિત્ય પ્રચાર અને ખીલવણી અર્થે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને બક્ષિસ કરનાર ઉદાર પુરૂષનું જન્મ વૃતાંત (**સચિત્ર**) કર્તા. એકસ્નેહી પૃ. ૯૨. **કીંમત છ આના.**

૨૬ **હિંન્દનાં મહારાણી અને તેમનું કુંટુબ.** આ પુસ્તકમાં મહારાણી વિકટોરીયા અને તેમના કુટુંબનો ઇતિહાસ છે. તે સિવાય મહારાણીના રાજ્યમાં હિન્દુસ્તાનમાં થયેલા સુધારાનું ટુંક દિગ્દર્શન આપ્યું છે. લેખક જગજીવનદાસ ભવાનીશંકર. પૃ. ૧૦૪. **કીંમત બે આના.**

૨૭ **હેન ફ્રોસેટનું જીવન ચરિત્ર.** સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રી હેજની ફ્રોસેટનું જન્મ વૃત્તાંત, બહુ સુંદર અને સરલ ભાષામાં કર્તા. રા. જીવાભાઇ રેવાભાઈ પટેલ, બી. એ. એલ. એલ. બી. એ લખ્યું છે. **લાઇબ્રેરી** માટે મંજુર. પૃ. ૨૬૦. **કીંમત બાર આના.**